વીસમી સદીનું
ચોથું ભેટ પુસ્તક




લેખક

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી

# સાંકળિયું

# ચિત્ર પરિચય

# પ્રસ્તાવના.

આ એક ઐતિહાસિક નવલકથા છે. નીતબોધના હેતુથી તે લખવામાં આવી છે. પૂર્વ કાળમાં શ્રી. રામચંદ્રજી, હરિશ્ચન્દ્ર, વિક્રમ આદિ રાજેન્દ્રો આ દેશમાં થઈ ગયા. પરંતુ તેમના સમયમાં કદાપિ મંત્રીઓની ખટપટો થવાના પ્રસંગો ઉભા થયા ન હતા; કારણ કે, તે રાજાઓ પોતાના ધર્મ સમજતા હતા, પરંતુ તે પછીના રાજાઓ પોતાના આદર્શ વીસર્યા અને સત્તા લોભી મંત્રીઓની પ્રભુતા જામવા માંડી.

જ્યારે રાજાઓ પ્રજાહિત તરફ લક્ષ ન આપે, વૈભવવિલાસમાં પડી રહે અને રાજકાજ શું છે એનું તેમને ભાન પણ ન હોય ત્યારે ચોગરદમ અસંતોષ પ્રવર્તે, તેમાંથી અવ્યવસ્થા જન્મે અને ત્યારે અન્ય સત્તાને જામવામાં અનુકૂળતા મળી રહે, એ કેવળ કુદરતી છે.

ભારતવર્ષનાં રાજ્યોની સ્વાધીનતા આવાં અનેક અનેક કારણોથી નબળી પડી ગઈ છે. જો આંતર્ કલહ તેઓમાં જામ્યા ન હોત, અને ક્ષાત્રધર્મને તેઓ ભૂલ્યાં ન હોત તો તેમનો ઇતિહાસ કાંઇ જુદી જ તરેહનો લખાયો હોત; પણ, હાં, આપણે ભાગે તો તેમની દુઃખદ કથાઓ લખવી રહી છે.

કર્નલ ટોડ જેણે 'રાજસ્થાન' નામે ગ્રંથ લખ્યો છે તે ૧૮૦૦ની સાલ પછીના રાજપૂતો વિષે લખે છે કે, "જે રાજપૂતો વીરતા, સભ્યતા, તેજસ્વિતા અને મહાનુભાવપણામાં એક સમયે જગતના આદર્શ રૂપ ગણાતા, જેમનાં પરાક્રમનું તેજ હિંદુકુશ પર્વત ભેદીને પૌરાણિક શાકદીપમાં દાખલ થયું હતું, જેમના એકમાત્ર વીરના અલૌકિક વીરત્વથી પ્રબળ પ્રતાપવાળા મોગલ શહેનશાહ અકબરનું પ્રબળ પરાક્રમ પાછું હઠી ગયું હતું તેઓના વંશજ આજ સન્ધ્યાકળના સમયના સૂર્યની પેઠે છેક દીનહીન ભાવે કાળ ગાળે છે. તે તેજ અને દીપ્તિ હવે આજ નથી. શક્તિના અજેય કિલ્લા રૂપ રાજસ્થાન આજ શક્તિહીન છે."

આ કથા એ સમયની છે. તેનો કાળ ઇ. સ. ૧૮૦૪ થી ૧૮૨૧ સુધીનો છે. રાજપુતાનામાં એ સમયે માત્ર કોટા રાજ્ય એકલું જ સમૃદ્ધિવાન રાજ્ય હતું. બાકીનાં બધાં રાજ્યો ખરાબ હાલતમાં હતાં. કોટાના મહારાવ કિશોરસિંહજી ૧૮૦૨ માં ગાદીએ આવ્યા. તેમણે જોયું કે, 'રાજ્યનો મંત્રી જાલિમસિંહ કોટાના રાજાઓની ચારચાર પેઢીથી પોતાનો પગદંડો જમાવીને રાજ્યમાં પડયોપાથર્યો રહ્યો છે. પોતે 'રાજા' છે, પરંતુ કેવળ નામધારી છે; તમામ સત્તા જાલિમસિંહને હાથ છે.' 'રાજા'નું સ્વમાન હણાયું? જાલિમસિંહના પારતંત્ર્ય-પાશમાંથી મુક્ત થવા તેમણે યત્ન આદર્યા.

કિશોરસિંહના ચોથા વડવા મહારાવ છત્રસાલના વખતમાં કાઠીઆવાડના વઢવાણના રાજકુટુંબીઓમાંથી જાલિમસિંહ કોટા આવીને વસ્યો હતો. એ વખતે એ તરૂણ હતો, બુધ્ધિશાળી હતો, પરાક્રમી હતો; તેથી રાવ છત્રસાલનો તે માનીતો થઇ પડયો. ઇ. સ ૧૭૬૧ માં જયપુર અને કોટા વચ્ચેના યુધ્ધમાં જાલિમસિંહે કોટાનો જય કરાવ્યો. રાવ છત્રશાલ પછી ગુમાનસિંહ અને ઉમેદસિંહ

ઇતિહાસ અને ઐતિહાસિક કથામાં તફાવત છે. ઇતિહાસમાં તો કલ્પનાનું કાંઇ જ ઉમેરણ ચાલી શકતું નથી. જે કાંઇ બન્યું હોય તેનું શુષ્ક કે રસીલું, જેવું હોય તેવું વફાદાર વર્ણન જ ઇતિહાસમાં હોય છે. ઐતિહાસિક કથામાં નિરાળી પદ્ધતિ લેવામાં આવે છે. ઇતિહાસના બનાવને બિલકુલ આંચ આવે નહીં તેવી રીતે તે બનાવને પલટાવ્યા વિના, ઇતિહાસનું લગીરે ખૂન કર્યા વિના, તેમાં એવી રીતે સંકલના ગોઠવવામાં આવે છે કે જેથી વાંચકને તે વાંચવામાં રસ પડે, ઇતિહાસને ઓપ મળે અને ઐતિહાસિક પાત્રોની જે પ્રકૃતિ હોય તે પ્રકાશમાં આવે. ઐતિહાસિક કથા એટલે કલ્પનાના રંગથી રંગાયલો ઇતિહાસ. જેટલે અંશે પાત્રોની મૂળ પ્રકૃતિને બંધબેસતી રીતિનું આબેહૂબ વાતાવરણ નીપજાવવામાં કથાકાર સફલ થાય અને જેટલે અંશે મૂળ ઇતિહાસના બનાવો ખરેખરા બન્યા હોય તેમ ઉભા જ રહે તેટલે અંશે ઐતિહાસિક કથાની સફલતા છે. સફળ ઐતિહાસિક નવલકથા કેવી હોય તે વિષે સ્વ. સર રમણભાઈ લખે છે : "ઇતિહાસના સમયનું સાક્ષાત્કારક પ્રોક્ષણ આરોપી કોઇ અજ્ઞાન અથવા કલ્પિત વ્યક્તિ વા વ્યક્તિઓનાં ચિત્ર રજૂ કરવામાં આવે તે ઐતિહાસિક નવલકથા છે." સુપ્રસિદ્ધ ફ્રાન્ક નવલકથાકાર અલેકઝાન્ડર ડૂમા આવી કથાઓમાં હદ્દ કરી દે છે. તેની "ટ્વેન્ટી ઇયર્સ આફ્ટર" કથામાંનો ચાર્લ્સ પહેલાના વધનો પ્રસંગ લઇએ. તેણે ડાર્ટા અને તેના મિત્રોને વધના મંચ નીચે છુપાવ્યા છે. જો ચાર્લ્સે 'હા' પાડી હોત તો તેઓ જરૂર તેને ફાંસીના માંચડેથી છોડાવી શકે એવા બહાદૂર હતા; પણ ઇતિહાસનો બનાવ ચાર્લ્સનો વધ થયાનો હોવાથી ડૂમાએ તે પલટાવ્યો નથી, અને ચાર્લ્સ પાસે ડાર્ટા વગેરેને કહેવરાવ્યું છે કે, "મારા નસિબને શરણે મને થવા દો." કથાકારની એમાં અદ્દભુત ખૂબી જણાય છે. વાચકને એમજ લાગે છે કે, ચાર્લ્સે 'હા' પાડી નહીં એ કેવી ભૂલ કરી ? ઇતિહાસના પ્રસંગની ઠેઠ લગોલગ

ક્રમાનુક્રમે કોટાની ગાદીએ આવ્યા ત્યારે જાલિમસિંહે દિવાનપદે રહીને પોતાની સત્તા પ્રબળ કરી. પણ ૧૮૦૨ માં કિશોરસિંહ ગાદીએ આવતાં બ્રિટિશો મારફત તે કોટાનો રાજપ્રતિનિધિ બન્યો. કિશોરસિંહને તેનો તે ઓધ્ધો માન્ય ન હતો. જાલિમસિંહને એ ઓધ્ધાપરથી દૂર કરવા કિશોરસિંહે કરેલી કોશિષો વ્યર્થ નીવડી. એનાં અનેક કારણો હતાં. રાજપૂતાનામાં અને મધ્ય હિન્દમાં પિંઢારાઓનું જોર તે વખતે જામ્યું હતું. જાલિમસિંહે તે પિંઢારાઓ સામે બહારથી શત્રુવટ રાખી, તોપણ તેમનામાંના કેટલાકને તેણે ગુપ્ત રીતે નાણાંની મદદથી વશ કર્યા અને કોટાની હદથી દૂર રાખ્યા, પરંતુ અન્ય રાજ્યોમાં પિંઢારાઓએ ત્રાસ ફેલાવી મૂકયાથી તે રાજ્યો સંપત્તિ અને સમૃધ્ધિમાં તેમજ રાજ્ય વ્યવસ્થામાં ખરાબખસ્ત હાલતમાં આવી પડયાં. એવાં પાયમાલ રાજ્યોના રાજાઓનો મદદગાર જાલિમસિંહ થઇ પડયો. દરમ્યાન એક બાજુ અંગ્રેજી સત્તા ઉદિત થતી હતી. ચતુર જાલિમસિંહે તે સત્તાને "ઉગતા સૂર્યની પેઠે" વંદન કર્યું, તેને સર્વ રીતે સુયોગ્ય સહાયક તરીકે પિછાનીને અંગ્રેજ સત્તાએ તેનું સહૃદપણું સ્વીકાર્યું.

જાલિમસિંહ સામેના પ્રયત્નોમાં મહારાવની વિફલતામાં પણ મહારાવનું નુર કેવું ઝલકયું, મહારાવનું રાજ્યકુટુંબ કેવાં કેવાં રત્નોથી વિભૂષિત હતું, મહારાવની સહાયમાં કેવા વીરકેસરીઓ હતા, એ બતાવવા આ કથા પ્રયોજવામાં આવી છે.

કથાનો ઐતિહાસિક આધાર નીચેનાં પુસ્તકોમાંથી લેવામાં આવ્યો છેઃ—(૧) કર્નલ ટૉડ વિરચિત "રાજસ્થાન," (૨) મિ મેકે વિરચિત "નેટિવ ચીફ્સ એન્ડ ધેર સ્ટેટ્સ" (૩) સર જોન માલ્કમ વિરચિત "મેમોરસ ઓફ માલવા," (૪)શ્રી. અમૃતલાલ ગોવર્ધ્ધનદાસ શાહ, બાપાવાળા વિરચિત "ભારત રાજ્ય મંડળ" અથવા "ભરતખંડનાં દેશી રાજ્ય," અને (૫) બંગીય લેખક શ્રી. ભૂધરચંદ્ર ગંગોપાધ્યાય વિરચિત "અલોકા."

કલ્પનાના ઘોડાને દોડાવીને ડૂમાએ એકદમ, સાચા બનાવની દિવાલ પાસે, તે રોકી લીધો છે. ઐતિહાસિક કથાની આ સફલતા. સર વૉલ્ટર સ્કૉટ, ચાર્લ્સ ડીકન્સ એ પ્રસિદ્ધ ઐતિહાસિક નવલકથાકારોની કથાઓમાં કોઇ અનન્ય વ્યક્તિઓનાં અદ્ભુત શબ્દ—ચિત્ર દોરત પમાટે એવી રીતે ઇતિહાસના બનાવોની છેક નજદીક સાંકળી લીધેલાં માલુમ પડે છે.

આ નમ્ર લેખકે એવી રીતે પોતાની અલ્પમતિ અનુસાર કેટલાંક પાત્રો નીપજાવીને મૂળ ઇતિહાસને ક્ષતિ ન પહોંચે એવો પ્રયાસ આ કથામાં કર્યો છે.

કથામાં નીચેનાં પાત્રો ઐતિહાસિક છેઃ—જાલિમસિંહ, તેના બે પુત્રો માધુસિંહ અને ગોરધન, કિશોરસિંહ તેના, બે ભાઇઓ વિષ્ણુસિંહ અને પૃથ્વીસિંહ; કોટાનો સેનાપતિ સૈયદઅલી; જસવંતરાવ હોલ્કર અને તુલસીબાઇ, પિંડારા સરદારો અમીરખાન, કરીમખાન વગેરે; જયપુરનો જગતસિંહ અને નર્તિકા રસકપુરઃ તમામ અંગ્રેજ અમલદારો, રાજસિંહ, મોહનસિંહ અને પંડિત લાલજી.

અચ્યુતાનંદ સ્વામી અને તેમનો મઠ કલ્પનાથી ઉપજાવ્યાં છે, પણ તેમનો "શ્રીજી" અથવા બુંદીના રાવ ઉમેદ તરીકે કરેલો ઉલ્લેખ ઐતિહાસિક છે. બુંદીના રાવ ઉમેદ વિષે ઇતિહાસની જે હકીકત આ કથા પૂરતી વાંચકોએ જાણવા યોગ્ય છે, તે આ છે.—

ઇ. સ. ૧૭૭૧ માં રાવ ઉમેદે રાજકાજ અને રાજસિંહાસન તજી દઇને વાનપ્રસ્થ ધર્મ અંગીકાર કર્યો. એમણે યોગરાજ વ્રત ધારણ કર્યું. એ વ્રતને રાજયોગ પણ કહેવામાં આવે છે. એ વ્રત લેતી વખતે નીચે મુજબ વિધિ કરવામાં આવીઃ—દર્ભનું એક પૂતળું બનાવીને તેનો અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો. તેથી ચારે તરફ કલ્પાંત થઇ રહ્યું. આશૌચના બાર દિવસની વિધિ જેમ એક દેહીના અવસાન પછી પાળવામાં આવે છે તેમ રાજકુટુંબીઓએ પાળી અને રાવના પુત્ર અજીતસિંહે એ મુદત પછી માથું મુંડાવી પિતાની ગાદી લીધી. અજીતના અવસાન પછી બુંદીની ગાદીએ વિષ્ણુસિંહ આવ્યો; રાવ ઉમેદે યોગરાજ વ્રત ધારણ કર્યા પછી "શ્રીજી" નામથી તીર્થક્ષેત્રોમાં ભ્રમણ કર્યું. તે દરમ્યાન તેમને 'મહાત્મા' તરીકે પૂજવામાં આવતા. તેમનો બોધ સાંભળવા ઘણા શિષ્યો એકઠા થતા અને એ બોધથી લુચ્ચાલફંગાઓ સુધરી જતા. ઇતિહાસ કહે છે કે, દ્વારકાના 'કાબા' લુંટારાઓના સરદારે 'શ્રીજી' સમક્ષ સોગંદ લીધા હતા કે હવેથી હું કદાપિ દ્વારકાના યાત્રાળુઓને રંજાડીશ નહીં. શ્રીજી ખરી રીતે ઇ. સ. ૧૮૦૪ માં સદ્ગત થયા. એમના શિષ્યો એમની કથા શ્રવણ કરવામાં તલ્લીન થતા એ ઐતિહાસિક નોંધને આધારે એમની શિષ્યમંડળીના નિવાસસ્થાન તરીકે અચલાનંદ સ્વામીનો મઠ આ કથામાં નીપજાવવામાં આવ્યો છે.

મોહનસિંહ વિષે જયપુરમાં તેને રાજગાદી મળી એ ઐતિહાસિક પ્રસંગ ઇતિહાસની માહિતી ખાતર પ્રયોજ્યો છે. આદિથી તે અંત સુધી વખતોવખત એ પાત્ર ચકિત કરી દે એવી વીરવિભૂતિની ઝાંકી આ કથામાં દેખા દે છે. એનામાં ઓતપ્રોત કરેલાં કામ કાલ્પનિક છે. વસ્તુસંકલનામાં અદ્ભુત રસનું ઉમેરણ કરવા ખાતર એ પાત્રનું કામ પ્રયોજ્યું છે, એ ચતુર વાચકો સહસા સમજી શકશે.

કથામાં નીચેના પ્રસંગો ખાસ ઐતિહાસિક છેઃ (૧) કથા—કાળનું રાજપૂતાનાનાં રાજ્યોનું સિંહાવલોકન; (૨) કર્નલ મેન્સનનું મુકુન્દરાની લડાઇમાં હોલ્કરથી હારી જવું અને જાલિમ પાસે મધ્યરાત્રે મદદ માગવા આવવું અને જાલિમસિંહે મદદની ના પાડવી; (૩) રાવ ઉમેદ તરફથી કર્નલ મેન્સનને આશ્રય; (૪) કર્નલ મેન્સનના લશ્કરે લૉર્ડ લેકના લશ્કરની મદદથી કોટાપર આક્રમણ કર્યું અને કોટાનું "નિરર્થક લોહી રેડવું," (૫) ચંબલ નદીમાં હોલ્કર અને જાલિમનું મિલન અને ૩ લાખ રૂપીઆ કોટાથી દૂર રહેવાની શરતે હોલ્કરે લઇ જવા, (૬) કોટાના બક્ષીને લગતો પ્રસંગ, (૭) ગોરધનને

ખટપટને અંગે દેશનિકાલ કરવાનો બ્રિટિશ સત્તાનો હુકમ અને જાલિમની તે સંબંધે લાચારી, (૭) (૮) પિંઢારાઓની ક્રૂર લીલા, (૯) કરીમખાન અને હોલ્કરની માંહોમાંહે દુશ્મનાવટ; (૧૦) સિંધિયાના કેદી તરીકે કરીમખાનનું સપડાવું અને જાલિમસિંહે દંડ ભરીને તેનો છૂટકારો કરાવવો; (૧૧) કિશોરસિંહ પર પિંઢારાઓના મળતીયા તરીકે જાલિમસિંહે આરોપ મૂકવો અને એનો કિશોરસિંહે સખ્ત શબ્દોમાં ઇન્કાર કરી પોતાને પિંઢારો કહેનારને પોતાના દુશ્મન ગણવાનું કહેવું; (૧૨) તુલસીબાઇ અને ગણપતરાવનો છૂપો સંબંધ અને એ કારણે તુલસીબાઇનો વધ; (૧૩) પિંઢારા વિગ્રહ; (૧૪) જયપુરના જગતસિંહની વિલાસિતા: રસકપુર વારાંગનાનો દોર અને આખરે નાહુરગઢના કિલ્લામાં તેનું કેદ થવું, (૧૫) જયપુરમાં નરવાર રાજકુલના પિત્રાઇ રાજવંશી મોહનસિંહનો ક્ષણિક કાલ માટે રાજ્યાભિષેક અને જગતસિંહના અગ્નિ સંસ્કાર માટે તેને બોલાવવાનો પ્રસંગ; (૧૬) સેનાપતિ સૈયફઅલી પર જાલિમનો શક અને તે કારણે તેને પોતાના તાબામાંથી કાઢી મૂકવો; (૧૭) મુગુલનું યુદ્ધ, (૧૮) તે યુદ્ધમાં હારાવતીના બે અજાણ્યા વીરોનાં પરાક્રમ અને તે સંબંધી કર્નલ ટોડની જાત માહિતી અને તે વીરોનાં વખાણ, (૧૯) પૃથ્વીસિંહનું એ યુદ્ધમાં સ્વર્ગગમન અને સ્વાતંત્ર્ય વિષેના તેના વીરોચિત ઉદ્ગારો; (૨૦) અમીર ખાનને ટોંકની નવાબી મળવી અને તે પછી સુધરી જઇને તેણે ધાર્મિક અને સાદું તેમજ પરોપકારક ફકીર મૌલા જેવું જીવન ગાળવું; (૨૧) મુગુલના યુદ્ધ પછીના કરારો.

વિવિધ ઐતિહાસિક પાત્રોમાં કરેલું પ્રકૃતિ નિરૂપણ ઐતિહાસિક પુસ્તકોમાં તેમના સંબંધમાં કરવામાં આવેલાં વર્ણનોને આધારે રજુ કરવા બની શકતી કોશિષ કરવામાં આવી છે.

ઝાલરાપટ્ટણ કોટાના તાબાનું હોવા વિષે તથા તે કાલીસિંધુ અને ચંબલના સંગમસ્થાન પર આવેલું હોવા વિષેનો આધાર ઐતિહાસિક છે. ઈ. સ. ૧૭૯૭ માં કોટાના રાજા ઉમેદસિંહના શાસનકાળમાં ઝાલરાપટ્ટણ અથવા જાવોયાની પ્રજાને એક શિલાલેખ કરી આપવામાં આવ્યો હતો, જેમાં ઉમેદસિંહજી, જાલિમસિંહ અને ઝાલરાપટ્ટણના રાજાએ પ્રજાને ભાવિ સુવ્યવસ્થાની અને કેટલાક કરો દૂર કરવાની રાહત આપી હતી.

ઝાલરાપટ્ટણના રાજાનું નામ, તેની પુત્રીનું નામ તથા ગોરધનની ઝાલરાપટ્ટણમાં ક્ષણિક સુબાગિરી પછી નિષ્ફળતાનું સૂચન, આ કથામાં શ્રી. ગંગોપાધ્યાયની "અલોકા" કથામાંથી મેળવવામાં આવ્યું છે. તે કથાના પ્રસંગો તદ્દન્ જુદા છે. તે કથાનું કશુંજ ભાષાન્તર કે રૂપાન્તર આ કથામાં લીધું નથી. ફક્ત માધુસેન અને અચિન્તસેનનાં નામો, અલોકાનું વેવિશાળ જેસલમીરના રાજા સાથે થયાની હકીકત તથા ગોરધનની બેવકુફીનો મુદ્દો લઇને આ કથામાં કલ્પનાથી પ્રસંગો ગોઠવેલા છે. ટોડ - રાજસ્થાન પ્રમાણે, ૧૮૦૨ માં જેસલમીરની ગાદી, મૂળરાજના પુત્ર ગજસિંહને મળી હતી; જ્યારે શ્રી. ગંગોપાધ્યાયે ગજસિંહને બદલે અમરસિંહ નામ આપ્યું છે. શ્રી. ગંગોપાધ્યાયે ભૂત-ગૃહના પ્રસંગથી ગોરધનને છળાવ્યો છે. આ કથામાં જુદીજ કલ્પનાથી ગોરધનની નિષ્ફળતા બતાવી છે.

અમાત્ય રાધાકિશન, રાજકુમારી યશસ્વતી અને અને ઝાલરાપટ્ટણની રાજકન્યા અલોકા આ કથાનાં કાલ્પનિક પાત્રો છે. ગજસિંહ અને મોહનસિંહને આદર્શ વીર ક્ષત્રિયો તરીકે આ કથામાં ચીતર્યા હોવાથી એવા ક્ષત્રિયોનું સ્ત્રી-સન્માન કેવું હતું અને વીરાંગના ક્ષત્રાણીઓ કેવી હતી તે યથોચિત બતાવવા માટે તેમના પ્રસંગો પ્રયોજ્યા છે. કર્નલ ટોડ રાજપૂતોના સ્ત્રી-સન્માન વિષે જે પ્રશંસાજનક શબ્દો લખે છે તે આવાં પાત્રોના કિસ્સા વાંચતાં વાચકોએ મનન કરવા જેવા છે. તે લખે છે: " આર્ય વીર રાજપૂતો પોતાની ગૃહલક્ષ્મીઓની સાથે જેવા શિષ્ટાચારથી વર્તતા તેવાજ શિષ્ટાચારથી પ્રાચીન જર્મન, સ્કે-

ન્ડિનેવિઅન અને જીત લોકો પોતાની સ્ત્રીઓ સાથે વર્તતા હતા. જર્મનો સંકટ સમયે સ્ત્રીઓની સલાહને દૈવી વાણી સમજતા. કવિ ચંદ બારદાયીના મહા કાવ્યગ્રંથ "પૃથુરાજ રાસા" માં એવું જ વર્ણન રજપૂતો સંબંધે જોવામાં આવે છે. રમણી, રજપૂત અને જર્મન પ્રજાના જીવનમાં જીવન સર્વસ્વ સ્વરૂપ હૃદયની અર્ધભાગિની હતી. રમણી રજપૂતોના હૃદયની આરાધ્ય દેવી હતી. એનું સહજ અપમાન થવાથી, એના સન્માનને યોગ્ય શિષ્ટાચારમાં કોઈની સામાન્ય ખામી પણ જણાયાથી રજપૂત રોષાગ્નિથી બળી ઉઠતો અને એ અપમાન કરનારના હૃદયના રૂધિરથી પોતાના રોષાગ્નિને શાન્ત પાડતો." આ કથાનાં સ્ત્રીપાત્રો અલોકા અને યશસ્વતીપર આપત્તિ આવતાં ગજસિંહ અને મોહનસિંહને તેમના તરફ દોડી જઇ વીરત્વ બતાવતા રજુ કરવામાં સાચા રજપૂતોનાં સ્ત્રી-સન્માનની ઉમદા પ્રકૃતિ બતાવી છે.

આ કથા "વીસમી સદી"ના લોકપ્રિય વિદ્વાન તંત્રી શ્રી. મણીલાલ ઇચ્છારામ દેસાઇ બી. એ. ની ફરમાશથી તૈયાર કરવામાં આ નમ્ર લેખકને કેવળ આનંદજ ઉપજ્યો છે, કારણ કે, "ગુજરાતી"ને તંત્રીપદે તેઓશ્રી હતા ત્યારનો તેમની સેવામાં એક નવલકથા અર્પવા હું ઇચ્છા રાખતો હતો. એક અણદીઠ હાથે મારા ઉપર આ સંબંધમાં આભારનું ઋણુ ચઢાવ્યું છે, એ પણ હું વિસરી શકતો નથી.

મારાથી બની શકયો તેટલો ઐતિહાસિક આધાર લઈ, કોઇ પણ પાત્રને અન્યાય ન થાય એ લક્ષમાં રાખી, અને ઇતિહાસના મૂળ પ્રસંગો વિકૃત બની જાય નહીં તે માટે સાવધ રહી મેં આ કથા 'વીસમી સદી'ના વાંચકોને પસંદ પડે એવી બનાવવા મારાથી બનતી કોશિષ કરી છે,

એમાં હું કેટલે અંશે સફલ થયો છું એનો ન્યાય વાચક ન્યાયાધીશો પર છોડું છું.

ધનશંકર હીરાશંકર ત્રિપાઠી



# પ્રકટકર્તાની નોંધ.

વર્તમાન પત્રો અને માસિકોની ભેટો, ખાસ અંકો અને ઇનામો અને હરીફાઇઓનો જન્મ ક્યારે થયો તેની પાકી નોંધ મળી શકતી નથી. હિન્દુસ્તાનમાં અને ખાસ કરીને ગુજરાતી ભાષાનાં પત્રો તથા માસિકોમાં આ પ્રથા ક્યારે શરૂ થઇ અને કેવા સંજોગોમાં શરૂ થઇ તેનો ઇતિહાસ નોંધવાની જરૂર છે. એક સમયે ગ્રાહકોનાં નામો, ખાસ કરીને આગળથી ગ્રાહક થાય તેમનાં નામો, વધારે નકલો લેનારાનાં નામો પ્રકટ થતાં હતાં. આજે તે રિવાજને બદલે પ્રથમથી ગ્રાહક થનારને ઓછા ભાવે પુસ્તક કે પત્ર આપવાનું જણાવાય છે તો કેટલીક સંસ્થાઓ ચાર આના કે આઠ આના કે રૂપિયો લઇ પોતાનાં પ્રકાશનો ગ્રાહકોને ઓછા ભાવે આપવાનું જણાવે છે. વળી હમણાં હરીફાઇનાં મોટાં મોટાં ઇનામો કહાડે છે, પણ તેમાં હરીફાઇમાં દાખલ થનાર પાસે ફીસ લેવામાં આવે છે અને તેજ રકમ ઇનામ તરીકે તેઓમાં વહેંચવામાં આવે છે, એક નવી રીત જે ગ્રાહક કે વાંચક પત્રનું કુપન રાખે તેને અકસ્માતના પ્રસંગે અમુક રકમનો વીમાનો લાભ આપવામાં આવે છે. કેટલાકો કેલેન્ડરો વાર્ષિક પંચાંગો ભેટ આપે છે, તો કેટલાકો કોઇ જાણીતા ચિત્રકારનું પ્રસિદ્ધ ચિત્ર, તો કેટલાકો કોઇ રાજા કે ગવર્નર કે આગેવાનની મોટી છબી પણ ભેટ આપે છે.

આ સર્વ પ્રથાઓનો હેતુ નવા ગ્રાહકો મેળવવા અને જૂના ગ્રાહકોને જાળવવાનો છે. વસ્તુ જેમ સુંદર અને સારી અને ઉપયોગી તેમ ગ્રાહકોનું આકર્ષણ, પણ આ વસ્તુઓ નિયમિત આપવી જોઇએ અને પૈસા આપનાર દરેક ગ્રાહકને અપાવી જોઇએ. એમાં ગ્રાહક પાસેથી નિયમિત પૈસા વસુલ કરવાનો પણ હેતુ છે, એમ કહેવામાં કંઈ હરકત નથી.

આ લખનારની જાણ પ્રમાણે જ્યારે ગુજરાતી પત્રોની સંખ્યા થોડી હતી, જ્યારે લોકોને પત્રોનાં વાંચનથી પરિચિત કરી તેમની વાંચનવૃત્તિને સ્થિર કરવાનો અને વિકસાવવાનો પ્રયાસ થોડો હતો ત્યારે 'રાસ્ત ગોફ્તારે' એક આલ્બમ ભેટ આપી હતી અને 'કયસરે હિન્દે' મોટાં રંગીન સુંદર ચિત્રો ઇંગ્લાંડથી છપાવી મંગાવી પોતાના ગ્રાહકોને નિયમિત ભેટ આપવાની શરૂઆત કરી હતી. તે સમયે 'ગુજરાતી' પત્રના આદ્ય તંત્રી શ્રી ઇચ્છારામે પોતાના ગ્રાહકોને શિલાપર છાપેલું વસ્ત્રહરણ લલાનાં સુંદર ચિત્ર સાથનું વાર્ષિક પંચાંગ ભેટ આપ્યું હતું તેમજ ઇતિહાસ તરફ લોકરૂચિ દોરવવાને "હિન્દ અને બ્રિટાનિયા? ટીપુ સુલ્તાન, સવિતા સુંદરી, ગંગાગોવિન્દસિંહ" વગેરે પ્રતિવર્ષે પોતાના ગ્રાહકોને ભેટ આપ્યાં અને 'દીલ્હી પર હલ્લો' નામક પુસ્તક જાતે લખી દિવામત પ્રતિવર્ષે સારાંસારાં ઐતિહાસિક પુસ્તકો જુદાજુદા લેખકો પાસે લખાવી ભેટ આપવાને એક નિયમ બાંધ્યો.

કયસરે હિન્દની ચિત્રો, છબીઓ અને રાસ્ત ગોફ્તારની આલ્બમ ભેટ આપવાની પદ્ધતિ કરતાં સારાં સુંદ પુસ્તકો ભેટ આપવાની એ પદ્ધતિની સફળતાને પૂરાવો એટલોજ છે કે શ્રીયુત ઇચ્છારામની પદ્ધતિ

નકલ ઘણાંખરાં પત્રોએ કરેલી છે. એથી એક કાંકરે બે પક્ષી મારવા જેવું થાય છે. છાપાંનાં લવાજમો વસુલ કરવાની સરળતા થાય છે, નવા ગ્રાહકો મળે છે અને જૂના સચવાય છે, તેમજ ઉંચા પ્રકારનાં નવાં સાહિત્યનો બહોળા પ્રમાણમાં ફેલાવો કરી શકાય છે. કેટલાકો આ છેલ્લો હેતું ભૂલી જાય છે, અને ગમેતેવાં નિર્માલ્ય અને તદ્દન કચરા જેવી છપાઈ અને બાંધણી વાળાં ગ્રન્થો ગ્રાહકોને ભેટ આપી, માત્ર લવાજમ વસુલ કરવું એમ કર્તવ્ય માને છે. કદાચ આમાં એમ પણ કહી શકાશે કે ગ્રાહકોને અપાતી વાર્ષિક ભેટો એ લવાજમમાં અમુક પ્રકારનો વટાવ છે. પણ કચરા જેવી છપાઈ, બાંધણી અને ગમે તેવાં લખાણનું પુસ્તક ગ્રાહકને આપવું એ વટાવ ઓછામાં ઓછો આપવાની વૃત્તિ સૂચવે છે.

સ્વ. શ્રી. હાજી મહમદ અલારખિયા શિવજીએ 'વીસમી સદી' નામનું સચિત્ર માસિક બહાર પાડી ગુજરાતી માસિકોમાં એક અનોખી ભાત પાડી અને જનતાએ તેને વધાવી લીધું, પણ તેમના સ્વર્ગવાસ થતાં એ માસિકનું પ્રકાશન બંધ પડયું. તે પછી તેમના પુત્ર મી. ગુલામહુસેને સચિત્ર સાપ્તાહિક 'વીસમીસદી' નું પ્રકાશન શરૂ કરી ધંધામાં પોતાના પૂર્વજોની રીતિને અનુસરી સુંદર છપાઇ, સુંદર ચિત્રો અને સુંદર બાંધણી વાળી બે ભેટો આપી. પહેલાં બે ભેટ પુસ્તકોમાં વિશેષાંકોમાં આવતા પ્રકીર્ણ લેખો અને ટુંકી વાર્તાઓ હતી. સુંદર ચિત્રોને અને છપાઈને લીધે આકર્ષણ હતું. એકવાર હાથમાં પાનાં લઈ ઉથલાવવાનું અવશ્ય દીલ થાય. સ્વ. હાજીમહમદની લખેલી રશિદાની બીજી આવૃત્તિ 'વીસમી સદી' નાં ત્રીજાં ભેટ પુસ્તક તરીકે આપવામાં આવી હતી, પણ તેમાં ભેટ પુસ્તકનો હેતુ નહતો. એક રીતે કહી શકાય કે અમુકજ ધોરણની ભેટો ગ્રાહકોને આપવી એવો કશો નિયમ ઘડાયો નહતો.

ચોથા વર્ષનું ભેટ પુસ્તક ગ્રાહકોને અપાયું નહતું અને તે દરમ્યાન 'વીસમી સદી'નો વહીવટ હાલના માલિકોના હાથમાં આવ્યો. પાંચમા વર્ષના ભેટ પુસ્તક તરીકે ગુજરાતી સાક્ષરોમાં સર્વદેશીય લેખક તરીકે પંકાયલા શ્રીયુત નારાયણ વસનજી ઠક્કરની લખેલી "ત્રિશુલધારીણી" વાર્તા જે અપૂર્ણ હતી તે તેમની પાસે પૂર્ણ લખાવી ભેટ તરીકે આપવાનો હેતુ હતો. એમાં દક્ષિણ દેશના ઐતિહાસિક પ્રસંગોનું સુંદર ચિત્ર છે. વડોદરામાં આર્યસુધારક પ્રેસમાં તે છપાવાની ગોઠવણ કરવામાં આવી હતી, પણ કમનસીબે ત્યાં ૧૯૩૨ ના માર્ચ માસમાં આગ લાગી અને છાપેલાં ફારમો, કાગળો અને બ્લોકો અગ્નિ દેવ ખાઇ ગયા, અને જોકે પ્રેસનો વીમો ઉતરાવેલો હોવા છતાં અને વીમાના પૈસા મેળવ્યા છતાં માલીકોએ 'વીસમી સદી'ને નુકશાનીમાંથી મુક્ત કરવાની હદ સુધી ઉદારતા નથી બતાવી. અસ્તુ.

તે પછી અમારા એક જૂના સ્નેહી અને એક વેળાના સન્નિષ્ઠ સહાયક શ્રીયુત ધનશંકર હીરાશંકર ત્રિપાઠીને એક ઐતિહાસિક વાર્તા લખી આપવાની સૂચના કરી અને તેમણે કોઈ પણ પ્રકારની શર્ત વિના તે સ્વીકારી ચાર માસમાં પૂર્ણ લખી આપવાની કૃપા કરી. 'રાજસ્થાનની રાજખટપટ' ની ભેટ દીવાળીના અરસામાં આપી શકવાની અમારી ધારણા હતી, પણ સંપૂર્ણ વાર્તા માટે ચિત્રો તૈયાર કર્યા વિના અને તેના બ્લોકો બનાવરાવ્યા વિના તેનું મુદ્રણ કાર્ય હાથમાં લેવાની મુશ્કેલી હોવાથી ગ્રાહકોને સંતોષવામાં અણધારી ઢીલ થઇ છે અને તે માટે અમારા ગ્રાહકોની ક્ષમા માંગીએ છીએ.

ચિત્રોનો વિભાગ રા. કલાબ્ધિને તૈયાર કરવાને સોંપાયો હતો, અને બીજાં અનેક કાર્યોની સાથે તે કામ કરવાનું હોવાથી ઢીલ થઈ છે એટલોજ ખુલાસો બસ છે. રા. કલાબ્ધિની ગુજરાતી ચિત્રકાર તરીકે સારી પ્રસિદ્ધિ છે અને એક પુસ્તકના મોટી સંખ્યાના ચિત્રો એકજ કલાકારે સાદ્યંત આલેખવાનો આ પ્રસંગ પ્રથમ છે, અને રા. કલાબ્ધિના અમે ખાસ આભારી છીએ. પરંતુ વાર્તાના રસમય મજકુર માટે તો અમે સ્વામીનિષ્ઠ સાક્ષર શ્રી ધનશંકર હીરાશંકર ત્રિપાઠીનો જેટલો આભાર ન માનીએ તેટલો

ઓછો છે. અમારો તેમને માટે પક્ષપાત હોય તે સહજ જ છે. પરંતુ અમારો પક્ષપાત અસ્થાને નથી અને વાર્તાની વસ્તુની સુંદર ગુંથણી કરવામાં તેમની કલા વર્તમાન વાર્તાકારોમાં અગ્રસ્થાને છે એવી ખાતરી આ પુસ્તક સાદ્યંત વાંચી જતાં થયા વિના નો રહેશે એવો અમારો નિશ્ચય છે.

વિષય ઓગણીશમા સૈકાના આરંભ કાલનો છે સ્થાન ભારત વર્ષનું મધ્યબિન્દુ રાજસ્થાન્ છે. અને વાતાવરણ એવું છે કે મોગલાઇની પડતી, મરાઠાઓનો મધ્ય કાલ અને અંગ્રેજોનો ઉદય આ સર્વની ઝાંખી અમારી માન્યતા પ્રમાણે ઘણી સુંદર રીતે શ્રી. ધનશંકર કરાવી શક્યા છે.

'વીસમી સદી'ના છઠ્ઠા વર્ષના ભેટ પુસ્તક તરીકે અમારી તૈયારી ચાલુ થઇ છે એ ભેટ પુસ્તકમાં પણ ઇતિહાસની સુપ્રસીદ્ધ વ્યકિતનો ઘણો સુંદર ચિતાર આપેલો છે. તે સાથે સાતમા વર્ષનાં ભેટ પુસ્તક માટે અમે વ્યવસ્થા કરવા માંડી છે. આ પુસ્તકમાં હિન્દમાં કેવા પ્રકારનું જીવન હતું તેનું આકર્ષક ચિત્ર છે. ગ્રાહકોની અમને જેટલી વિશેષ સહાયતા મળશે તેના પ્રમાણમાં અમે વિશેષ ત્વરાથી કાર્ય કરવા. નીમાશા રાખીએ છીએ અમારો હેતુ છે કે જેઓ અમારા ચાલુ ગ્રાહકો છે તેઓને તેમજ નવા ગ્રાહકો આગલી બે ભેટો લેવાને લવાજમ પ્રથમથી ભરશે તેઓને લવાજમમાં કંઇક રાહત આપવી. એ વિષેની જાહેરાત 'વીસમીસદી' માં હવે પછી કરવામાં આવશે. જે ચાલુ ગ્રાહકોએ અમારા પર વિશ્વાસ રાખવાની ઉદારતા બતાવી છે. તે માટે અમે અંતઃકરણથી આભાર માનીએ છીએ. એજ ઇતિ શુભમ.

ચૈત્ર વદ એકાદશી ૧૯૮૮ }<br>
એપ્રિલ ૨૮ મી ૧૯૩૨ }

પ્રકાશક



ધિઃકાર પુરુષની જાત તને!
કંઈ આગ ભભૂકા ખુબ ઉઠો,
નદી કેરાં પૂર બાઢુ ઉલટો,
આ મેઘ ધસારાથી વરસો,
ભૂમિતલ બસ પુરુષોહીન બનો, —ધિઃકાર૦



( એક ઐતિહાસિક યશ ગાથા )

## પરિચ્છેદ ૧

### તરૂણ લૂંટારો

ઈ. સ. ૧૮૨૧ નો સમય. અંગ્રેજ સત્તાનું સાર્વભૌમત્વ ભારતવર્ષમાં ક્રમશઃ સ્વીકારાવા લાગ્યું હતું. એ સત્તાને જામતી અટકાવવા અને એના મિત્ર બનતાં રાજ્યોને ક્રોધની નજરથી જોતાં પિંઢારાઓનાં, મરેઠાઓનાં અને બીજા લૂંટારાઓનાં દળનાં દળ ભારતવર્ષમાં દોરદમામ ફેલાવી રહ્યાં હતાં. તેઓ ગિરિકન્દરાઓમાં વસીને સત્તાધીશોને હાથ આવતાં નહીં. પ્રજાનાં ધન–માલ લૂંટી લઇ ત્રાસ ફેલાવવામાં બાકી મૂકતાં નહીં. ચોગરદમથી રંજાડ અને ગભરાટ પ્રસારતા એ લૂંટારાઓને તાબે કરવા અંગ્રેજોએ ઠરાવ કર્યો હતો; તેમનાં મિત્ર બનેલાં રાજ્યોએ પણ નિરધાર કર્યો હતો.

રાજપુતાનામાં એ વેળા ક્યાંયે શાન્તિ ન હતી. રાજાઓમાં પરસ્પર વિશ્વાસ ન હતો. કોણ મિત્ર અને કોણ શત્રુ એ પારખવાનું કાર્ય મહા મુશ્કેલ હતું. આંતર–કલહથી સળગી રહેલાં, દ્વેષ અને ઈર્ષાથી બળી રહેલાં, સ્વાર્થ નહીં સંતોષાવાથી અંગત વેર વાળવા તલસી રહેલાં, એવાં ઘણાંક રાજ્યો આ વેળા ભારતવર્ષમાં વિદ્યમાન હતાં.

આપણી કથા એ અવ્યવસ્થિત અને અશાન્ત સમયની છે. કોટા રાજ્યમાં એ વખતે મહારાવ કિશોરસિંહજી રાજ્ય કરતા હતા. ૧૮૦૨માં એમનો રાજ્યાભિષેક થયો હતો. એ રાજેન્દ્રના રાજ્યમાં દિવાનપદ જાલિમસિંહ નામે એક મહાવિચક્ષણ પુરુષનું હતું. ૫૦–૬૦ વર્ષથી કોટામાં એનો પગદંડો હતો. કાઠીઆવાડના વઢવાણ ગામેથી પોતાની જુવાનીમાં એ કોટામાં ફક્ત દોરી–લોટા સહિત આવેલો. આજ કોટાનો સારોયે રાજવહિવટ એના હાથમાં હતો. એના વંશજોના હાથમાં પણ તે રહેશે, એવો દસ્તાવેજ રાજાના સહી–સિક્કા સાથે એની પાસે મોજુદ હતો.

કોટા અને એના તાબાનાં રાજ્યો તેમ જ એનાં મિત્ર–રાજ્યોમાં જાલિમસિંહની હાક વાગતી હતી. એનો બોલ એટલે આજ્ઞા એમ ગણ્યા વિના કોઇને ચાલતું નહીં.

એક પ્રભાતે જાલિમસિંહ કચેરી ભરીને બેઠા છે. કચેરીમાં રાજ્યના અમલદારો ઉપસ્થિત છે. સેનાપતિ, સૈનિકો સાથે હાજર છે. આજની કચેરીમાં જે કામ થનાર છે તે માટે ભારે કુતૂહલવૃત્તિ પેદા થયેલી છે; કારણ કે પિંઢારાઓનો એક જબરો સરદાર જાલિમસિંહનાં માણસોના હાથથી પકડાયો છે, એની ઝડતી લેવાતાં રાજાઓની એક યાદી મળી આવેલી છે અને તે યાદીમાં એવા રાજાઓનાં નામ છે, જેમને માટે

જાલિમસિંહ શંકાશીલ વૃત્તિ રાખે છે; જેમને તે પિંઢારાઓની સાથે મળી ગયેલા ધારે છે. પિંઢારાઓનો જે સરદાર પકડાયો છે, તે આ સંબંધમાં કાંઇ જ બાતમી આપતો નથી. તેને તુરંગમાં ખૂબ તાવવામાં આવ્યો છે, પણ મોઢામાંથી તે ચકાર શબ્દ કાઢતો નથી. એનું શું થશે? આ કુતૂહલવૃત્તિની રેખાઓ આજની કચેરીમાં હાજર રહેલાઓનાં મ્હોં ઉપર દેખાય છે.

કચેરીના કામકાજનો પ્રારંભ જાલિમસિંહ રાજશાહી ઠાઠથી કરતો. વિપ્રોએ વેદમંત્રો ગાયા. ભાટચારણોએ જાલિમસિંહના યશપ્રતાપના છંદ ગાયા અને ક્ષણભર અભંગ શાન્તિ પથરાઇ ચૂકી. જાલિમસિંહે પોતાના હાથ નીચેના અમાત્યને હુકમ કર્યો:–"કયાં છે એ લૂંટારો? એને હાજર કરો."

અમાત્યે સેનાપતિ સામે જોયું. સેનાપતિએ કચેરીમાંથી પ્રયાણ કર્યું. થોડી વારે છ શસ્ત્રસજ્જ સૈનિકોને મોખરે ખુલ્લી તલ્વાર સહિત ચાલતો તે કચેરીમાં દાખલ થયો. શસ્ત્રધારી સૈનિકોની વચમાં પકડાયલો પિંઢારો હતો. તેઓ સર્વ કચેરીની વચ્ચોવચ્ચ આવીને થોભી ગયા. સૈનિકોએ પોતાનાં મસ્તક નમાવી જાલિમસિંહને વંદન કર્યું.

પણ પિંઢારાએ તેને વન્દન કર્યું નહીં. તે એક તરુણ હતો. તેને મૂછ પણ ફૂટેલી ન હતી એમ કહીએ તો ચાલે. તેના શરીરનો બાંધો એક કસરતબાજ પહેલવાન જેવો હતો. તેના શરીરનો રંગ ગૌરવર્ણો હતો. આંખો હરણ જેવી ચમકદાર હતી. એનું મુખમંડળ તેજસ્વી જણાતું હતું. શરીરે એણે રાજપૂતી પોશાક ધારણ કરેલો હતો. એને હાથેપગે લોઢાની સાંકળોની મજબૂત બેડીઓ નાંખેલી હતી. સૈનિકો જ્યારે કચેરીની વચ્ચોવચ્ચ આવીને થોભી ગયા અને જાલિમસિંહને નમન કરવા લાગ્યા ત્યારે લાંબી સાંકળોના બંધ છતાંયે પોતાના બન્ને હાથની અદબવાળીને તથા પગ મક્કમપણે સહેજ પહોળા કરીને તે યુવક અક્કડ ઉભો રહ્યો અને કચેરીમાં બેઠેલાઓ તરફ તીવ્ર નજરે જોતો રહ્યો.

જાલિમસિંહ ૭૫ થી ૮૦ વર્ષનો વૃદ્ધ છે પરંતુ એની જુવાનીમાં એ ખાધેલપીધેલ હોવાને પરિણામે ગળીઅલ ગાત્રોનો નથી. વૃદ્ધાવસ્થાએ જોકે એના વદનમાં ફેરફાર કર્યો છે તોપણ ભરાવદાર મૂછો અને રાજપૂતશાઇ ટૂંકડી દાઢીથી પરિવેષ્ટિત એના મુખમંડલમાંની એની મેશ આંજેલી આંખોનો ચમકાટ જુવાનના જેવો જ છે. એની કાયા અત્યારે પણ પડછંદ છે. જુવાનીમાં તે કદાચ તેથીયે વિશેષ પડછંદ હશે.

બન્દિવાને એને નમન કર્યું નહીં, એથી એનો મિજાજ ગયો. એણે ક્રોધદર્શક દૃષ્ટિથી સેનાપતિ તરફ જોયું અને પછી તે બન્દિવાન તરફ જોઇ રહ્યો. જાલિમસિંહની અને તરુણની નજર એક થઇ. એકની નજરમાં ક્રોધ હતો; બીજાની નજરમાં તિરસ્કાર હતો. એક રત્નજડિત સિંહાસને બેઠેલો હતો; બીજો પોતાના મનોરાજ્યના સ્વતંત્ર સિંહાસને વિરાજીત હતો.

સેનાપતિએ પોતાની તલ્વારની અણી બન્દિવાનની કમ્મરમાં ભોંકીને કહ્યું:–"બરાબર ઉભો રહે. નજર નીચી રાખ. અહીંતહીં શું જુએ છે?"

યુવકે જાલિમસિંહ પ્રત્યેથી નજર ફેરવી લીધી અને બાહુદ્વયની બેલડી છોડી નાખીને સાંકળોના ખણખણાટ સહિત તે સીધ્ધો ઉભો રહ્યો.

જાલિમસિંહે પૂછ્યું:–"અમાત્ય, આ અપરાધી ઘણો જ ભયંકર છે, ખરું કે? એણે કોટા રાજ્યમાં ખૂબ રંજાડ કર્યો છે ને? એને પકડવામાં આપણા માણસોને ઘણી જ મુશીબત પડી છે ને? પકડાતી વખતે પણ એણે પાંચ–છને સખ્ત ઘાયલ કર્યાં હતા કે?"

"હા, મહારાજ," અમાત્યે તુમારોનો થોકડો હાથમાં લઇને તેમાં જોતાં જોતાં કહ્યું:–"એ પિંઢારા ટોળીમાં ભળેલો એક રજપૂત છે. પોતે નામઠામ બતાવતો નથી. પરંતુ એની પાસેથી જે એક યાદી મળી આવી છે, તેમાં અનેક રાજવંશીઓનાં લખેલાં નામોમાંના એક ઉપર ચોકડીનું ચિહ્ન છે તેથી તે મજકુર ચિહ્નવાળા રાજ્યનો સંબંધીજન હોવાની કલ્પના છે."

"એ યાદી લાવો, જોઉં."

અમાત્યે જાલિમસિંહને તે યાદી આપી. એ તપાસીને તે બોલ્યો: "વારુ; એને મોઢેથી આપણે એ કબૂલ કરાવીશું."



જાલિમસિંહે ક્રોધભરી નજરે પૂછ્યું: "બદમાશ, તારૂં નામ શું?"

"અન્નદાતા," અમાત્ય બોલ્યો: "આ તરુણ એટલો બધો દુરાગ્રહી છે કે, તુરંગમાં એને મીણ પાયેલ કોરડાઓનો માર મારવા છતાંયે પરિચય આપવા ઇન્કાર કરે છે. પરંતુ એણે પ્રજામાં લૂંટફાટ કરી હતી એમાં શંકા નથી. પુષ્કળ જગ્યાએ જાસા-ચિઠ્ઠીઓ નાંખીને તેણે લોકોના ધનમાલ લૂંટી લીધા છે. વનવગડામાં કૈંકને હતા નહતા કરી નાંખ્યા છે. એને પકડવામાં માણસોને બહુ જ શ્રમ પડયો છે. કૃપાનિધાન, એ ભયંકર પ્રજા-શત્રુ છે,"

જાલિમસિંહે ક્રોધભરી નજર બન્દિવાન તરફ ફેંકી અને પૂછ્યું: "બદમાશ, તારૂં નામ શું?"

બન્દિવાન યુવક જમીન તરફ જ જોતો રહ્યો. એણે પ્રશ્નનો ઉત્તર દીધો નહીં. એની કમ્મરમાં સેનાપતિની તલ્વારની અણી ફરીથી ભોંકાઇ.

સેનાપતિએ એને કહ્યું: "નાદાન, મહારાજના સવાલનો જવાબ દેને?"

યુવકે પોતાની આંખમાંથી અંગારા ઝરાવ્યા. સેનાપતિ તરફ તે એવી તો ક્રોધભરી તીક્ષ્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો કે, ચોકકસ, તે છૂટો હોત તો સેનાપતિને તેની કમ્મરમાં તલ્વાર ભોંકવી ભારે પડી પઇ હોત.

અમાત્યે એને બોલાવવા એક યુક્તિ શોધી. મૃદુ અને મીઠા સ્વરે કહ્યું: "યુવક, તું રાજ તાણીની કૂખે જન્મેલો હોય, એમ માની લેવામાં અમે ભૂલ કરતા લાગીએ છીએ, કેમકે જે રાજપૂત હોય તે આમ નિઃશબ્દ ઉભો ન રહે. અને ખાસ કરીને જ્યારે ન્યાયાસન સમક્ષ રાજપૂતને પોતાની ઉજ્જવલતા સાબીત કરવાની હોય ત્યારે તો તેને ચૂપ રહેવાનું કદીયે ન ગમે."

આ વ્યંગ્ય વાણીએ બન્દિવાનને બોલતો કર્યો. તેણે અમાત્યને ઉદ્દેશીને કહ્યું: "પ્રપંચ પ્રવીણ અમાત્ય, બાલચેષ્ટા કરવી રહેવા દો. શું આ ન્યાયમંદિર છે? છટ્. અને રાજપૂતના ગુણોની કસોટી કરવી હોય તો એક વાર આ સાંકળો કાઢી નાંખી, તલ્વાર સાથે આવો મારી સામે." અને આમ બોલીને સાંકળોને તેણે એવો ઝાટકો માર્યો કે તે ખૂબ ખણખણી રહી. સીપાહીઓએ પોતાની તલ્વારોની અણીઓ એની ચારે પાસ ધરી રાખી.

"બાલચેષ્ટા તમે કોને કહો છો, યુવક?" અમાત્યે તેની પાસેથી કાંઇક પણ વધુ કહેવરાવવા પ્રશ્ન કર્યો અને વધારામાં કહ્યું:-"જો તમે નિરપરાધી છો એવું અહીં સાબીત કરશો તો પળભર પણ અમે તમોને રોકી રાખીશું નહીં અને બંધનમુક્ત કરીશું."

"તમારે મારા મ્હોંયેથી મારો કહેવાતો અપરાધ કબૂલ જ કરાવવો છે, એમ કહોને," યુવકે કહ્યું;

"બાકી, તમારી આ સર્વ બાલચેષ્ટા છે એ તો ખુલ્લું જ છે. ગરીબ અને દુઃખી, અમલદારશાહીના સોટાથી ભયત્રસ્ત, આકરા કરોના ભારથી લદાયલી એવી પ્રજા જેને ન્યાયાસને બેસવા માટે બિલકુલ નાલાયક કહે છે, તે તમારૂં ન્યાયમંદિર શોભાવી રહ્યો છે. જે તમારો ખરો રાજા છે તેને તો તમે રમકડાંની પેઠે નચાવી રહ્યા છો અને તમારા સ્વાર્થની આડે આવનાર બધા જ ગર્દન મારવા યોગ્ય છે, એવું તો દૃઢ વ્રત તમે લઇ બેઠા છો. એવાઓની બાલચેષ્ટા આગળ બોલવું શું ? અને એવા ધિઃક્કારવા યોગ્ય અધમોની આણ માનવી શા માટે ?"

"દુષ્ટ છોકરા," જાલિમસિંહ તેનું સંભાષણ સાંભળીને ત્રાડી ઉઠયો: "અત્યાર સુધી તને ન્યાયની નજરે જ તારૂં નિરપરાધીપણું સાબીત કરવા દેવાની તક હું આપવા માગતો હતો, પણ તારા ગાળગલીચથી ભરેલા શબ્દો સાંભળીને હું નક્કી નિર્ણય ઉપર આવ્યો છું કે, તોપને મ્હોડે બાંધીને તને ઉડાવી દીધા સિવાય છૂટકો નથી." કચેરીમાં બેઠેલાઓને સંબોધીને તે બોલ્યો: "આ ન્યાયમંદિરમાં ઉપસ્થિત થયેલા સૌને હું પૂછું છું કે, જે આક્ષેપો આ ઉદ્ધત જુવાને વ્યંગ્ય વાણીમાં મારી સામે કર્યા છે તે સાચા હોવાનું તમે માનો છો ? મારી લગીરે શરમ ન રાખશો. સાબીતીઓ આપનારનું કથન મસ્તકે ચઢાવીને હું શિક્ષા ભોગવવા તૈયાર છું."

કચેરીમાંથી તુર્ત જ અવાજો પડી રહ્યા: "એ યુવક જુઠ્ઠો છે," "જાલિમસિંહજીનો ન્યાય અમર રહો," "જાલિમસિંહજી સામેના આક્ષેપો હડહડતા અસત્ય છે."

એ અવાજો શાન્ત પડયા એટલે જાલિમસિંહે યુવકને પૂછ્યું: "સાંભળ્યું ? એક પણ માણસ અહીં તને ટેકો આપતો નથી !"

"કુદરતી છે કે, અહીં આવો જ પડઘો પડે. બાકી, વનવગડામાં જાઓ, નગરોનાં ચૌટાંચકલાંમાં જાઓ, ગરીબ પ્રજાની વચ્ચે ફરો; તમારા માટે ત્યાં એવાં પ્રમાણપત્રો અપાતાં તમે સાંભળશો કે, જો તમને હૃદય હશે તો તે જરૂર ચીરાઇ જશે."

"એવી અક્કલહીન રીતે કામ લેવાની મને જરૂર નથી," જાલિમસિંહે કહ્યું.

"તો અમલઅંધા, તને રૂચે તેમ કર. મને તારામાં કિંવા તારા ન્યાયમાં જરાય વિશ્વાસ નથી. મને તારી સત્તા માન્ય નથી," યુવકે પડકાર કર્યો.

"તું દિવાનો છે. શીદને આંખો મીંચીને મૃત્યુના મુખમાં ધસી જાય છે ?" જાલિમસિંહ તેને સમજાવવા મંડયો.

પણ યુવકની બેપરવાઇ ચાલુ રહી.તેણે જવાબ દીધો:

"હા, હું દિવાનો લાગતો હોઇશ; કારણ કે સાચું કહી દેનારને જુઠ્ઠાઓ અને દંભીઓ એવો જ ગણે છે. મૃત્યુના મુખમાં હું ધસી જાઉં છું એની બીક બીજા કોઇએ રાખવાની જરૂર નથી. મૃત્યુથી અમે ના ડરીએ, કારણ કે અમને વિશ્વાસ છે કે, અમારાં અન્યાયી બલિદાનથી કમ્પિત થયેલી ન્યાયદેવી આખરે પોતાનું સામ્રાજ્ય સ્થાપશે."

"કેવલ પાગલ જેવી વાતો !" જાલિમસિંહ બોલ્યો: "આવી વાતોથી તારૂં તલભાર પણ શ્રેય થવા સંભવ નથી."

અત્રે કચેરીમાં એક દાસીના આગમનથી સૌનું લક્ષ તેના તરફ ખેંચાયું.

જાલિમસિંહે તે દાસીને જોતાં જ કહ્યું: "રાજમાતા અને રાજકુમારી પ્રયાણ કરે છે એમ કહેવા તું આવી છે કે ?"

"હા, કૃપાળુ," દાસીએ ઉત્તર દીધો, "યાત્રાએ જતી વખતે આપને ખબર આપવી એવો આપે સંદેશ કહાવ્યો હતો તેથી રાજમાતાએ મને મોકલી છે."

"રાજમાતાને મારૂં વન્દન કહેજે," જાલિમસિંહે કહ્યું: "હું તેમને જાતે વિદાય દેવા આવવા ઇચ્છતો હતો, પણ એક અગત્યના મુકદ્દમામાં મારે રોકાવું પડયું છે, એટલે આવી શકતો નથી તેથી દિલગીર છું એમ ખાસ કહેજે. પણ સંરક્ષકોને મેં કરેલો પ્રબંધ પૂરતો છે ને ?"

"હા, મહારાજ," દાસીએ કહ્યું; "અમારી સાથે ૫૦ બહાદૂર જોદ્ધાઓ છે, એ પૂરતા છે."

"અસ્તુ," જાલિમસિંહે કહ્યું, "રાજમાતા અને રાજકુમારી ભલે જાય. તીર્થક્ષેત્રોમાં યથેચ્છ યાત્રા કરીને તેઓ નિર્વિઘ્ને પાછાં વળે, એમ હું ઇચ્છું છું."

દાસી વિદાય થઇ. બાદ બન્દિવાન તરફ જોઇને જાલિમસિંહે પૂછ્યું: "છોકરા, વખત ના ગુમાવ; માની જા, તું અમુક રાજ્યનો યુવરાજ છે કે નહીં ?"

"હું જવાબ દેવા ના પાડું છું."

"તું પિંઢારાઓ સાથે સામેલ છે કે નહીં ?"

"એ તમને કહેવાની મને બિલકુલ જરૂર જણાતી નથી."

"તો તારૂં લાગ્યું તું ભોગવ," જાલિમસિંહ બોલ્યો. તેણે ફરીને અમાત્યને કહ્યું: "આ અનાડી અને હઠીલા જુવાન પાછળ વખત ગુમાવવો નકામો છે. આપણી સમક્ષ જે પુરાવાઓ આવ્યા છે તેને આધારે હું એને કોટા રાજ્યનો અને કોટા રાજ્યની પ્રજાનો દુશ્મન ઠરાવું છું. એણે પિંઢારાઓ સાથે મળી જઇને રાજ્યની પ્રજાને રંજાડી છે. તેના ઉપરનો આરોપ અત્યારે સિદ્ધ થયો છે, એવી નોંધ કરી લ્યો. શિક્ષા પછીથી ફરમાવવામાં આવશે. સૈનિકો, જાઓ, એને કારાગૃહમાં લઇ જાઓ. આજથી એને બિલકુલ અન્નપાણી આપશો નહીં."

સૈનિકો યુવકને કચેરીમાંથી લઇ જવા લાગ્યા. યુવક ગર્જી ઉઠયો: "પાખંડીઓના અન્યાયનો નાશ થાઓ. સત્યનો જય થાઓ."

સૈનિકો એને તલ્વારની ધારથી ચૂપ કરીને ત્યાંથી લઇ ગયા.





## પરિચ્છેદ ૨ : શીલસંરક્ષણ

કોટા રાજ્યનાં રાજમાતા અને યુવાન રાજાની બ્હેન જેને કોટામાં સૌ કોઇ રાજકુમારી કહીને બોલાવતાં હતાં, તેઓ રથમાં બેસીને ભગવાન એકલિંગજીની યાત્રાએ જવા નીકળ્યાં છે. રથ સાથે પચાશ સંરક્ષકો છે. રથ ડુંગરાળ પ્રદેશમાંથી પસાર થાય છે.

પ્રથમ પરિચ્છેદમાં વર્ણવેલી ઘટના પછીનો એ બીજો દિવસ હતો. સાયંકાળની વેળા થવા આવી હતી. રથ સાથેના સંરક્ષકોનો ઉપરી રાહ જોઇ રહ્યો હતો કે, "આ ડુંગરાળ પ્રદેશ પૂરો કરીને ક્યારે કોઇ ગામ નજદીક પોંહોચી જઇએ કે જ્યાં પડાવ નાંખી શકાય." સંરક્ષકોનાં દિલમાં પણ એવી આકાંક્ષા હતી. રથમાં રાજમાતા અને રાજકુમારી ઉપરાંત ત્રણ દાસીઓ પણ હતી.

ચોપાસ નિરવ શાન્તિ હતી. ફક્ત ઘોડેસ્વારોનાં ઘોડાઓની ખરીઓના–દાબલાના અવાજ સંભળાતા હતા. કંઇક વાર સુધી આ કાફલો ચાલતો રહ્યો, પણ કોઇ ગામ આવ્યું નહીં; એટલે સંરક્ષકોનો ઉપરી મુંઝાયો. તેને શંકા ઉપજી કે, "આપણે માર્ગ તો ભૂલ્યા નથી?" પોતાની શંકા ખરી છે કે ખોટી તેનો નિર્ણય કરવા તેણે પાંચ–છ ઘોડેસ્વારોને જુદી જુદી દિશાઓમાં આમતેમ દોડાવ્યા અને થોડોક વખત તેણે માર્ગમાં જ કામચલાઉ થોભવું દુરસ્ત ધાર્યું.

સાયંકાલ વહેતી ચાલી. અન્ધારું ગાઢ થવા લાગ્યું. તમરાં બોલવા લાગ્યાં. હિંસક પ્રાણીઓની રાડો પડવા માંડી. રથમાં બેઠેલાં ગભરાયાં. સૈનિકો આકળવિકળ થયા. ઉપરી પણ ગુંચવાયો. અહીંથી હવે શી રીતે મુંઝવણ ટાળવી?

એકાએક રણશિંગાનો અવાજ સંભળાયો. સૌ ચોંકયા. સંરક્ષકોના હાથ તેમની તલ્વારોપર ગયા. તેઓ આમતેમ જોવા લાગ્યા. થોડીક પળો લગી તો કોઇ આસપાસ દેખાયું નહીં. પરંતુ પછીથી ઘોડાઓની પડઘીઓનાં જોશબંધ પગલાં સંભળાયાં અને એકાએક બુકાનીવાળા ઘોડેસવારોનું એક ધાડું દોડી આવતું દેખાયું.

"બહારવટીઆ! લૂંટારા!" એક સંરક્ષકે બૂમ પાડી, અને એ શબ્દો તમામનાં દિલમાં ગુંજી રહ્યા. સંરક્ષકોનો ઉપરી, જેનું નામ સમરસિંહ હતું તેણે સૌને ઉદ્દેશીને કહ્યું:–"સાવધાન, રથની બરાબર રક્ષા કરો. બદમાશો સામે જીવ જતાં પણ ટક્કર ઝીલવાની છે, એ ન ભૂલશો."

રથની આસપાસ તમામ સંરક્ષકો વીંટળાઇ વળ્યા, અને રથમાં બેઠેલાંઓને આશ્વાસન આપવા લાગ્યા.

સમરસિંહ બેત્રણ સંરક્ષકોની સાથે રથથી પચ્ચીશ કદમ આગળ જઇને ઉભો રહ્યો. લૂંટારાઓનું ધાડું રથસમીપ આવવાને પચાશ કદમ બાકી હતાં ત્યાં સમરસિંહે પડકાર કર્યો.

"સબૂર, કોણ છો તમે?"

બુકાનીવાળા ઘોડેસ્વારો થંભી ગયા.

"નિંડર વનબાલ," તેમનામાંથી એકે સમરસિંહના પ્રશ્નનો જવાબ દીધો.

"શા માટે આવ્યા છો?"

"ધનમાલ લૂંટવા."

"એ લૂંટાય તે બીજા. ખબર છે કે આ કોનો કાફલો છે?" સમરસિંહે કહ્યું; "કોટા રાજ્યનાં

રાજમાતા અને રાજકુમારીનો આ કાફલો છે. તેઓ ભગવાન એકલિંગના દર્શનાર્થે જાય છે. અમે તેમના સંરક્ષકો છીએ."

"હઃ હઃ હઃ" લુંટારાઓમાંના એકે પોતાનો ઘોડો જરાક આગળ લાવીને ભયંકર અટ્ટહાસ્ય કરતાં જવાબ દીધોઃ "તો તો અમે જરૂર તેમને લુંટીશું. કોટા રાજ્યનું ઘમંડ અમારે ઉતારવું જ જોઇએ. હટી જાઓ; જીવવું હોય તો અમારા આદમીઓ માટે રસ્તો મોકળો કરો."

"આખા વનનો રસ્તો મોકળો છે."

"રથ પાસે જવાનો રસ્તો, સમજ્યા ?"

"રથ પાસે જવું છે? દિવાના થયા છો કે શું ? અમ, જીવતાં રથ પાસે જવું, એ તો જીવતી દિવાલ ભેદવા બરાબર છે."

"દોસ્તો," લુંટારાઓમાંનો જે આગળ આવ્યો હતો તેણે ત્રાડ નાંખીને કહ્યું: "તુટી પડો આ ઘમંડી સીપાહીઓ પર."

"સબૂર, ફક્ત એક વાત સાંભળી લ્યો," સમરસિંહે કહ્યું: "મૂર્ખાઇ કરીને શા માટે હાથે કરીને મૃત્યુને નિમંત્રણ આપો છો ? અમારામાંના એકકેએકનું પણ છે કે, 'પ્રાણ જશે તો ભલે, પણ અબળાઓની રક્ષા કરીશું.' તમે લુંટારાઓ છો તો ભલે અમારી પર તુટી પડો અને અમારી તાકાદ જુઓ; પરંતુ અબળા ઓને હેરાન કરવામાં તમને શો ફાયદો છે?"

"અમે અબળાઓનાં શિયળ લુંટીશું," લુંટારાઓના ટોળામાંથી કોઇકે જવાબ દીધો.

"મૂર્ખ નરરાક્ષસો, લુંટારાઓ તો બહુયે જોયા છે, પણ તમારા જેવા નરાધમ નહીં. શું દુનિયામાંથી પુણ્ય પરવાર્યું છે કે તમારા જેવા હેવાન વૃત્તિના લુંટારાઓનું ધાર્યું થશે ?"

"હઃ હઃ હઃ" લુંટારાઓના સરદારે ફરીવાર અટ્ટહાસ્ય કરીને કહ્યું: "અબળાનાં શિયળ લુંટવાની વાત તો અમારામાંનો કોઇ મૂર્ખો બોલ્યો. પણ એવી ઘડી લાવવી ન હોય તો ઘમંડ છોડી દો, અને બીજી ત્રીજી લપ્પનછપ્પન કર્યા વિના તમારાં હથીઆર અને રથ માંહેલાંઓનાં ઘરેણાં અમારી સમક્ષ ધરી દો, એટલે અમે ચાલ્યા જઇશું."

"અબળાઓનાં શિયળ નહીં લુંટવાનું જણાવવા માટે તમારો આભાર માનું છું," સમરસિંહે કહ્યું: "પણ અમારા હથીઆર હેઠાં નહીં મૂકાય; ઘરેણાં પણ તમને નહીં અપાય, પરંતુ જો અત્યારે તમે ચૂપકીદીથી ચાલ્યા જશો તો કોટા રાજ્ય તરફથી એ સંબંધમાં તમારી જરૂર કદર કરવામાં આવશે, એવું હું વચન આપું છું."

"કોટાનો જાલિમ અમારી કદર કરશે ? વાહ્ વાહ્ ! કેવીક કદર કરશે, ભલા ?" સરદારે પૂછ્યું.

"તમારામાંથી જે કોઇને રાજ્યના સૈન્યમાં રહેવું હશે તેને સૈનિક બનાવવામાં આવશે."

"અહોહો, બહુ મોટી કદર !" લુંટારાઓનો સરદાર બોલ્યોઃ "જા, ભા, જા. તું ને તારા સાથીદારો સીપાહીગિરી કરી તમારાં પેટ ભરી ખાઓ. બાકી, અમે તો નોકરીને લાત મારીએ છીએ."

"ખબર છે અમે કોણ છીએ ?" લુંટારાઓમાંથી એક બીજાએ પોતાનો ઘોડો આગળ લાવીને કહ્યું: "અમે સ્વતંત્ર વનદેવીના સ્વતંત્ર પુત્રો. અમારી સ્વતંત્રતા વેચીને શું અમે ટુકડા રોટલાને ખાતર પરતંત્ર થઇએ? નાદાન સીપાહી, તારા રાજા કરતાં તો અમે તારી વધારે કદર કરી શકીએ તેમ છીએ. તું અને તારાં માણસોને મારૂં નિમંત્રણ છે કે, આવ, અમારી સાથે જોડાઇ જા. સ્વતંત્ર જીવન અને પુષ્કળ માલમલીદો, એ અમારી ટોળીના ખાસ લાભ છે."

"કેવી મૂર્ખ સલાહ !" સમરસિંહ બોલ્યોઃ "અમે લૂંટારૂ ભેગા ભળીએ ! પ્રજાના સંરક્ષક ટળીને ભક્ષક બનીએ ! રાજ્યની સલામતીના સ્તંભ મટીને શું અમે રાજ્યના દ્રોહી બનીએ ? લોકની હાયનો પૈસો લેવા તમારી સાથે ભળવા કરતાં ફરજને ખાતર મરવું, અમને વધારે પસંદ છે."

"લોકની હાય !" લુંટારૂઓનો સરદાર બોલ્યોઃ "તું ભૂલે છે. અમે ગરીબોની હાય લેતા જ નથી. સ્ત્રી, બ્રાહ્મણ, ખેડુત, ગોવાળ, ભાટ, ચારણો અને વસવાયાંને હેરાન કરતા નથી. અમારૂં નિશાન રાજ ભંડારોપર હોય છે. અમે માલેતુજારોને લુંટીએ છીએ. ગરીબોનાં ગળાં રેંસી ગબ્બર થયેલાઓને સ્વધામ પણ પહોંચાડીએ છીએ."



"આપે અમારી રક્ષા કટોકટીને વખતે કરીને અમને ઋણી કર્યા છે." રાજકુમારીએ મમતાભર્યા કોમળ સ્વરે કહ્યું.

"શું રાજમાતા અને રાજકુમારી સ્ત્રીઓ નથી?"

"છે, પણ અમારા કટ્ટા દુશ્મનના કુટુંબમાં તેમણે જન્મ ધારણ કર્યો એ તેમનો વાંક. રાજકુળની સ્ત્રીઓનાં ધન તો અમને જરૂર ખપે. અમારો સિદ્ધાંત બેશક ગરીબોની સ્ત્રીઓ માટે છે. પણ ધન લુંટીને અમે આ સ્ત્રીઓને બીજી કોઇ રીતે હેરાન નહીં કરીએ, એની બાંહેધરી સમજી લેવી."

"તમે નહીં માનો?"

"હવે માનવાનું હોય નહીં. ચાલો, દોસ્તો એકકે એક સીપાહીને ઘાસની માફક વાઢી નાંખો."

લુંટારાઓના સરદારે કરેલી આજ્ઞાનુસાર તેના સાથીદારોએ સૈનિકો પર તરત જ હુમલો કર્યો. બન્ને બાજુએથી તલ્વારોનું યુદ્ધ જામ્યું. રથની આસપાસ રહેલા સંરક્ષકોએ અડગતા બતાવી. પોતાના ઘોડા રથ સરસા જ રાખીને તેઓ હુમલો કરનારાઓનો સામનો કરતા રહ્યા.

અર્ધો કલાકને આશરે યુદ્ધ ચાલ્યા પછી કેવળ ૫–૭ સૈનિકો અને તેમનો ઉપરી રથની રક્ષા માટે બાકી રહ્યા અને લુંટારાઓનાં હજી તો ૪૦–૫૦ માણસો જીવતાં હતાં.

રાજકુમારી રથના પડદાની ફાટમાંથી આ મામલો જોઈ રહી હતી. લુંટારાઓનું પુષ્કળ ધાડું બાકી છે એવું જોઇને તે ગભરાઇ ગઇ. "હવે નક્કી લાજ જવાની," એવી તેના દિલમાં દહેશત ઉભી થઇ. રાજમાતા એની દહેશત કળી ગઇ. એણે કહ્યું, "પુત્રી, ક્ષત્રાણીઓ શિર સાટે જ શીલવ્રત સાચવે છે. જો આખરે કંઇ આરો હોતો નથી તો પોતાનો દેહ પોતાને હાથે પાડે છે. બેટા, તારી કટાર તૈયાર રાખ. હું પણ મારી કટાર તૈયાર રાખું છું. દુષ્ટો તરફથી જો ધૃષ્ટતા થશે તો આપણા દેહનું વિસર્જન અવશ્ય આપણા પોતાના હાથે કરીને આપણા કુળની લાજ રાખીશું,–આપણી જાતિનું ગૌરવ જાળવીશું."

"માતા," રાજકુમારી બોલીઃ "તમારો વિચાર બેશક સ્તુત્ય છે. આવો, આપણે પ્રાર્થના કરી લઇએ અને પછી તરત જ આપણા દેહનાં બલિદાન દઇએ." તેણે દાસીઓને ઉદ્દેશીને કહ્યુંઃ "સખીઓ, તમને પણ આ માર્ગ લેવા મારી ભલામણ છે."

પોતાની કમ્મરેથી એક નાની કટારી કાઢીને પોતાનાં હાથમાં રાખીને રાજકુમારી પ્રભુપ્રાર્થના કરવામાં તલ્લીન થઈ. થોડીક ક્ષણો વીતી એટલામાં બંદુકના ગોળીબારનો અવાજ સંભળાયો એટલે તે ચોંકી.

રથના પડદાની ફાટમાંથી તેણે બહાર જોયું તો, લુંટારાઓ નાસતા માલુમ પડ્યા, અને એક નવો




ત્રીજા મારાએ યુવકના ગળામાં ફાંસો નાંખવા દોરડાનો ગાળો હાથમાં લીધો. (પૃ. ૧૩)

ઘોડેસ્વાર ત્યાં આવી પહોંચીને બંદુકમાંથી ગોળીબાર કરતો જોવામાં આવ્યો.

"હાશ ! પ્રભુએ આખરે લાજ રાખી," રાજકુમારીથી બોલી જવાયું.

જોતજોતામાં તો એક પણ લુંટારો એ જગ્યાએ દેખાયો નહીં. ફક્ત નવો ઘોડેસ્વાર અને બાકી રહેલા ચાર–પાંચ રાજસંરક્ષકો ત્યાં રહ્યા.

રાજકુમારી હવે હિંમ્મત લાવીને રથમાંથી નીચે ઉતરી; રાજમાતાએ પણ તેનું અનુકરણ કર્યું.

ચોગરદમ રાત્રિ પ્રસરી ગઇ હતી.

ચન્દ્રજ્યોત્સ્નાનું ઝાંખું અજવાળું પડવું શરૂ થયું હતું. રાજકુમારીએ રથમાંથી નીચે ઉતરીને જોયું તો, નવો ઘોડેસ્વાર પણ તેના ઘોડા ઉપરથી ઉતર્યો છે અને સૈનિકોને આશ્વાસન દે છે કે:" હવે તમે કશો જ ભય રાખશો નહીં. લુંટારાઓની મગદૂર નથી કે, તેઓ તમારી તરફ હવે નજર સુદ્ધાંત કરી શકે."

" મહાશય," રાજકુમારીએ મમતાભર્યા કોમળ સ્વરે તે ઘોડેસ્વારને પ્રશ્ન કર્યો: "આપે અમારી રક્ષા કટોકટને વખતે કરીને અમને ઋણી કર્યાં છે. મહાશયનું વતન અને નામ અમે જાણી શકીશું ?"

"કોટાના મહેન્દ્રનાં બહેન, સેવક એક ક્ષુદ્ર ક્ષત્રીય છે," તે ઘોડેસ્વારે તેને નમન કરીને કહ્યું; "આપ પર આપત્તિ છે, એવી ખબર મને મળી એટલે હું અહીં દોડી આવ્યો. એમાં મેં કાંઇ જ વિશેષ કર્યું નથી.એક ક્ષત્રીયની ફરજ છે કે, અબળાઓનું સંરક્ષણ પ્રાણ પડતાં પણ તેણે કરવું.મેં માત્ર એ જ ફરજ બજાવી છે."

"અહા ! કેવા સુંદર ભાવનાભર્યાં વેણ!" રાજકુમારી પોતાની એક દાસીને કહેવા લાગી: "આર્યપુત્ર એવાં વેણ કહી જાણે છે, પણ નામઠામ દેતા નથી, એ આપણું દુર્દૈવ જ ને ?"

" કોઇ ભાગ્યવાન ખાનદાન કુલનો રાજવંશી યુવક જણાય છે," રાજમાતાએ ઘોડેસ્વાર તરફ જોતાં જોતાં કહ્યું.

ઘોડેસ્વાર હસ્યો અને બોલ્યો: "હું ભાગ્યવાન છું કે કેમ એ બે ત્રણ દિવસ પછી જ કહી શકું. દરમ્યાન, આપને એટલું જ કહું છું કે, કોઇક ખાસ કારણસર મારૂં નામ કે વતન આપને કહી શકતો નથી, તેથી દિલગીર છું. રાજકુમારી, કદાચ બે-ત્રણ દિવસમાં આપ કોટા જશો તો ત્યાં મારા વિષે કાંઇક ચોંકાવનારૂં કથન જાણશો. કદાચ મારો અને તમારો ત્યાં ફરીથી મેળાપ થાય. કદાચ મારા તરફ તમને તે વખતે ઘૃણા ઉપજે. કદાચ તે વખતે હું દયાપાત્ર હાલતમાં હોઇશ. કદાચને પહેલાં કોઇ અન્ય વ્યક્તિ દ્વારા તમે મારાં નામઠામથી વાકેફ થઇ ગયાં હશો. મારી વિનતી છે કે, એ વખતે મારો ચ્હેરો ન ભૂલશો."

આ સંદિગ્ધ વાક્યોમાં રાજકુમારીને કશી સમજ પડી નહીં. તે ચન્દ્રનાં અજવાળાંમાં એ ઘોડેસ્વારના વદનમંડળ તરફ જ નીરખતી રહી.

થોડીવારે સ્ફૂર્તિથી તે ઘોડા ઉપર બેસી ગયો અને રથવાહકને કહેવા લાગ્યો: "તારે કઇ તરફ રથ હાંકવાનો છે ?"

"કોટા નગર તરફ," રાજમાતાએ કહ્યું.

સંરક્ષકો, રાજકુમારી, દાસીઓ, રથવાહક અને નવો ઘોડેસ્વાર સૈ આ સાંભળીને ચોંક્યાં.

" તમે એકલિંગજી ભગવાનના દર્શને નહીં જાવ?" ઘોડેસ્વારે પૂછ્યું.

" ના, હવે તો ફરીથી અમારી રાજધાનીમાં સુરક્ષિત પહોંચીએ એટલે બસ." રાજમાતાએ કહ્યું.

" ચાલો, હું એ તરફ તમને દોરવી જઉં." એમ કહીને ઘોડેસ્વારે પોતાના ઘોડાને એડી મારી.

રાજમાતા, રાજકુમારી અને દાસીઓ રથમાં બેઠા પછી રથ ચાલ્યો. અવશિષ્ટ રહેલા સંરક્ષકો પણ ઘોડેસ્વાર થઇને રથ સાથે રહ્યા.

કોટાની સીમ આવી પહોંચતાં ઘોડેસ્વારે મોટે સાદે કહ્યું: " રાજકુમારી, ફરી મળીએ ત્યાં સુધી પ્રણામ."

એણે પોતાનો ઘોડો વનવગડા તરફ દોડાવી મૂક્યો. એ અલોપ થયો ત્યાં સુધી પડદાની ફાટમાંથી રાજકુમારી તેને જોઇ રહી અને પછી બોલી: " કેવો નિડર ક્ષાત્રવીર !"



## પરિચ્છેદ ૩ : વધસ્થાન

દ્વિતીય પરિચ્છેદની ઘટનાને ત્રીજે દિવસે પ્રાતઃકાળમાં આઠ વાગ્યાને શુમારે કોટાના રાજમહેલ સામેના વિશાળ ચોગાનમાં લોકોની ભારે મેદની ભરાઇ છે. સૈનિકો તેઓને અમુક હદથી આગળ નહીં આવવા દેવા માટે દમદાટી દઇને, બરાડા પાડીને અને તેઓની સામે ભાલાઓની અણીઓ ધરીને રોકી રહ્યા છે.

રાજમહેલની જમણી બાજુના ઝરૂખામાં સમસ્ત રાજકુટુંબ બેઠું છે. રાજેન્દ્ર કિશોરસિંહ, તેમના બે ભાઇઓ, વિષ્ણુસિંહ અને પૃથ્વીસિંહ; તેમની બહેન રાજકુમારી યશસ્વતી અને રાજમાતા.

રાજમહેલના ડાબી બાજુના ઝરૂખામાં રાજવહિવટદાર દિવાન 'રાજરાણો' જાલિમસિંહ, તેના બે પુત્રો માધુસિંહ અને ગોવર્ધનસિંહ તથા રાજ્યના બીજા મોટા અમલદારો બેઠેલા છે.

ચોગાનની વચ્ચોવચ્ચ એક વધસ્થાન તૈયાર કરાવામાં આવ્યું છે. એક વિશાળ માંચડા ઉપર વધસ્તંભ છે. તેને એક દોરડું લટકાવેલું છે અને ચકચકિત કુહાડાઓ સાથે, સમીપમાં જ, મારાઓ ઉભેલા છે. વધસ્થાનને ઘેરીને શસ્ત્રસજ્જ સૈનિકો ઉભા રહેલા છે. એ વધસ્થાન કોને માટે નિર્માણ થયું છે ? પિંઢારાઓ સાથે મળી ગયેલા અને કોટા રાજ્યના દુશ્મન ગણાયલા જે રાજપૂત તરુણને જાલિમસિંહે શિક્ષા ફરમાવવાનું બાકી રાખ્યું હતું તેનો આ વધસ્થાન પર વધ કરવામાં આવનાર છે.

કોટા નગરમાં આજ પ્રાતઃકાલે છ વાગે દાંડી પીટાવીને આ ખબર સત્તાવાર રીતે પ્રસારી દેવામાં આવી હતી. લોકોમાં બે દિવસથી એવી વાયકા ફેલાઇ હતી કે, "એ તરુણ કોઇ રાજવંશી છે. તે પિંઢારાઓ સાથે મળી ગયો હોવાનું જાલિમસિંહે પુરવાર કર્યું છે. તેનો મુકદમો જાલિમસિંહ પાસે ચાલ્યો ત્યારે તેણે બેફાક જવાબ દીધા હતા. આથી તેને શિક્ષા ફરમાવવી બાકી રાખીને ફરીથી કેદમાં મોકલ્યો હતો, પણ તે જ રાત્રે તે એક પહેરેગીરની ગળચી દાબીને તેના વેષમાં પસાર થઇ ગયો હતો. તેને હસ્તગત કરવા જાલિમસિંહે માણસો દોડાવ્યાં હતાં, પણ તેઓ નિરાશ થઇને પાછાં ફર્યાં હતાં. દરમ્યાન એકાએક તે પાછો તુરંગના દ્વારમાં આવીને હાજર થયો અને તેને તુરંગમાં નાંખવામાં આવ્યો હતો. હવે તેને મૃત્યુદંડ દેવાનું ફરમાન થયું છે.

આ યુવક કેવો છે ? કોણ છે ? એ બધું જાણવા માટે લોકોનાં ટોળેટોળાં કુતૂહળ વૃત્તિથી વધસ્થાન આગળ હાજર થયાં છે.

રાજમહેલમાંથી આઠ ઘંટાનાદ પડ્યા એટલે વધ માટે નિર્માણ થયેલા બન્દિવાનને વધસ્થાન તરફ લાવવામાં આવ્યો. માંચડાના પગથીઆં પર મક્કમ પણ ધીમે પગલે તે ચડ્યો અને નિડરતાથી ઉભો રહ્યો.

એનો ચહેરો જોતાં જ લોકોમાં ગણગણાટ થઇ રહ્યો. 'અહા ! કેવો સુંદર તરુણ છે ?' 'તુરંગમાંથી નાસી જવામાં કેવો બહાદૂર !'

'પણ એ પાછો શું કામ આવ્યો ?'

'કેવો ટેકીલો જણાય છે !'.

'એ પિંઢારો ન હોય.'

'બિચારો નિર્દોષ લાગે છે.' ઇત્યાદિ ઇત્યાદિ જેને જેમ લાગ્યું તેમ લોકો બોલવા લાગ્યા.

રાજમહેલના જમણી બાજુના ઝરૂખામાં તો એ વખતે ખૂબ ગભરાટ ફેલાઇ રહ્યો. વધસ્થાન ઉપર ચઢીને જ્યાં એ યુવકે રાજમહેલ તરફ મ્હોં કર્યું કે તરત જ રાજકુમારી તેને જોઇને બોલી ઉઠીઃ

"અરે! આ તો એ જ! ડુંગરાળ પ્રદેશમાં લુંટારાઓના હાથથી અમને બચાવનાર!"

રાજમાતાએ પણ તે તરૂણને જોયો; રાજકુમારીના ઉદ્‌ગાર સાંભળ્યા અને કહ્યું: "બેટા, એણે આપણને જે સંદિગ્ધ વાક્યો કહ્યાં હતાં તે ઉપરથી મને એવો જ વહેમ પડ્યો હતો કે, કદાચને એ રાજકેદી હોય. મેં તેથી જ યાત્રાએ જવું બંધ રખાવ્યું હતું, અને અહીં પાછાં ફરવાનું ઠરાવ્યું હતું."

"એને બચાવવો જોઇએ. આવા પરોપકારી વીર તરૂણનો વધ થાય જ નહીં."

"બેટા, જાલિમસિંહ નહીં માને."

"શા માટે ન માને? ભાઇને વિનતિ કરીને પણ હું એને બચાવીશ," રાજકુમારીએ આમ કહીને મહારાવ કિશોરસિંહને ઉદ્દેશીને વિનંતિ કરી: "ભાઇ, વહાલા ભાઇ, આ તરૂણનો વધ બંધ રખાવો. જાલિમસિંહને તમે જાતે જઇને સમજાવી આવો. જરુર હોય તો હું પણ આવું."

"પણ એ પિંઢારાઓનો સરદાર ઠર્યો છે," કિશોરસિંહે જવાબ વાળ્યો: "ન્યાયપુરઃસર એની તપાસ ચાલી હતી; અને પછી એને સજા થઇ છે. ન્યાયનાં કામમાં મારાથી શી રીતે આડે અવાય?"

"પણ વીરા," રાજકુમારી બોલીઃ "હું અને રાજમાતા જ્યારે ભગવાન એકલિંગજીના મેળાને દર્શને પરમ દિવસે જતાં હતાં ત્યારે ડુંગરાળ પ્રદેશમાં બહારવટીઆઓના હાથથી અમને મુક્ત કરાવનાર એ જ બહાદૂર હતો."

"હેં એં? શું એ જુવાને તમને ઉગાર્યાં હતાં?" કિશોરસિંહે આશ્ચર્ય બતાવ્યું: "તુરંગમાંથી એ નાઠો હતો તે શું તમને બચાવવા માટે?"

"હા. એને અમારાં પ્રયાણની ખબર હતી અને અમારી આપત્તિના સમાચાર મળ્યા હતા, એમ એ કહેતો હતો. ગમે તેમ પણ, કોટાના નરેન્દ્ર! તમારી માતા અને તમારી બહેનના પ્રાણસંરક્ષક, શીલસંરક્ષક અને બહાદૂરી બતાવનાર આ યુવકનો વધ થતો અટકવો જ જોઇએ. નહીંતર જીવનભર આપણે શિરે મ્હેણું રહેશે."

"બહેન, તમારો સંરક્ષક એ જ હતો એની તમને ખાત્રી છે?"

"ચોક્કસ, એ તે જ છે," રાજમાતાએ સમર્થન કરતાં કહ્યું.

કિશોરસિંહ ઉઠયો. વિચાર–તંદ્રામાં તે યંત્રવત્ ઝરૂખામાંથી જવા લાગ્યો. જતાં જતાં બોલ્યોઃ "હું કોશિષ કરી જોઉં છું, પણ મને નથી લાગતું કે હું સફલ નીવડું."

થોડીવારે ડાબી બાજુના ઝરૂખામાં મહારાવ કિશોરસિંહ, જાલિમસિંહ જોડે બેસીને વાત કરતા એ બન્નેના જોવામાં આવ્યા.

પણ એ જ વખતે વધસ્થાન ઉપર અમાત્ય ચઢયો; અને તેણે અપરાધી સંબંધીનો આજ્ઞાપત્ર વાંચવા માંડયો. રાજમાતા અને રાજકુમારીથી અમાત્યનો સ્વર સાંભળી શકાતો હતો.

અમાત્યે વાંચ્યું:

"પિંઢારાઓએ આપણા પ્રદેશમાં ખૂબ રંજાડ કરેલો છે. તેઓને વીણી વીણીને શિક્ષા કરવાનું કોટા રાજ્યે ઠરાવ્યું છે. જે તરુણ અત્રે ઉપસ્થિત છે તે એક ભયંકર પિંઢારો છે. દુર્ભાગ્યે એક રાજ્યનો તે રાજકુમાર છે, એ રાજ્ય કોટાના તાબાનું ઝાલરાપટણનું રાજ્ય છે. આ રાજકુમારનું નામ અવન્તિસેન છે. પોતાના પિતા સહિત વઢી ઝઘડીને તે કેટલાંક વર્ષથી નાસતો ફરતો હતો. તે હમણાં જ માલુમ પડયું છે કે તે પિંઢારાઓની એક ભયાનક ટોળીનો સરદાર બન્યો હતો. તેણે બીજાં અનેક રાજ્યોમાં હુલ્લડ કરાવવા યત્નો કરેલા છે, પિંઢારાઓ સાથે તેઓને ભળી જવા તેણે લલચાવ્યા છે. આવા કાવત્રાખોર બદમાશનો વધ કરવા સિવાય છૂટકો નથી. એની ટોળીના હરામખોર પિંઢારાઓની દુષ્ટતાનો એક તાજો દાખલો પણ મળી આવ્યો છે. ત્રણ દિવસ ઉપર આપણાં રાજમાતા, કુમારી યશસ્વતી વગેરે એકલિંગજી યાત્રા અર્થે જતાં



રાજકુમારીની દૃષ્ટિ તે તરફ ગઈ. એ જ યુવક ત્યાં હસતો હસતો ઉભો છે.

હતાં ત્યારે રસ્તામાં પિંઢારાઓએ તેઓ ઉપર હુમલો કર્યો હતો. આપણા સૈનિકોની બહાદૂરીથી અને ખાસ કરીને કોઇ અપરિચિત યોધ્ધો ત્યાં જઇ પહોંચવાથી એ તે લૂંટારાઓનાં કેદી થતાં બચ્યાં હતાં. એ પરિચિત યોધ્ધો કોણ હતો, એ વિષે માહિતી મળી નથી."

છેલ્લું વાકય અમાત્ય બોલી રહ્યો એટલે તરત જ રાજકુમારી પોતાના સ્થાન ઉપરથી ઉઠીને ઉભી થઇ અને મોટે સ્વરે બોલી: "એ અપરિચિત બહાદૂર યોધ્ધો અવન્તિસેન હતો. એનો વધ એકદમ બંધ રાખો. એ દુષ્ટ નથી. એણે અમારા પ્રાણની રક્ષા જીવના જોખમે કરી છે."

લોકોમાં રાજકુમારીનાં આ વેણ સાંભળીને જબરો કોલાહલ ફેલાઇ રહ્યો. રાજકુમારીને બચાવવા માટે જ તે સુરંગમાંથી નાઠો હતો અને પોતાની પીછાણ આપ્યા વિના નિઃસ્વાર્થીપણે રાજકુમારીને ભયમુકત કરીને તે પાછો સુરંગના સત્તાવાળાઓને સ્વાધીન થયો હતો, એવું લોકોના મનમાં ઠસી ગયું.

"ધન્ય છે એ બહાદૂર યોદ્ધાને !!" "એનો વધ બંધ રાખો" "વીરનો જય" એવી એવી કીકીઆરીઓ જનસમૂહમાંથી પડી રહી. કેટલાકો ખૂબ આવેશમાં આવી જઇને આગળ ધસવા ગયા. સૈનિકોએ તેમની સામે જોર વાપરીને તેમને હારદોર ઉભા રાખ્યા.

આ બાજુ અમાત્ય બોલતો થંભી ગયો. એણે ડાબી બાજુના ઝરુખામાંથી પ્રેરણા માગી. જાલિમસિંહે કાળો રૂમાલ હલાવીને એકદમ વધ કરવાની આજ્ઞા આપી દીધી.

રાજકુમારીની બૂમો અફળ નીવડી. કાળો રૂમાલ વધની આજ્ઞાની નિશાની રુપે ફરકયો, એ જોઇને તે પોતાના ઝરૂખામાંથી જાલિમસિંહના ઝરૂખામાં ગઇ. આવેશમાં ને આવેશમાં જાલિમસિંહના ખભાપર પોતાના નાજુક કોમળ કરની મુકકીઓ લગાવતી તે બોલવા લાગી: "વધ બંધ રાખો, વધ બંધ રાખો."

જાલિમસિંહે એને દાદ દીધી નહીં. કિશોરસિંહે કહ્યું: "બહેન, ન્યાયના કામમાં આપણાથી આડખીલી લાવી શકાય નહીં."

રાજકુમારી કિશોરસિંહપર ઘણી જ ગુસ્સે થઇ.

એટલામાં અવન્તિસેન તરીકે કહેવાયલો યુવક વધસ્થાન ઉપરથી બોલતો સંભળાયો: "ભાઇઓ, મારી છેલ્લી વાત સાંભળી લ્યો. મારી સમીપ ઉભેલા રાજપુરોહિત મારી છેલ્લી આકાંક્ષા જાણવા માગે છે. હું તે કહી સંભળાવું છું. હું ઝાલરા પટ્ટણનો રાજકુમાર અવન્તિસેન નથી. હું પિંઢારો નથી. અપરિચિત તરીકે મેં રાજકુમારીને બચાવ્યાં છે. હું અપરિચિત જ રહેવા માગું છું. ન્યાય અને સત્યને ખાતર હું જાલિમસિંહજીની સામે પડયો છું. તેઓ મારા ઉપર અંગત વેર વાળવા માગે છે. મારો વધ કેવળ અન્યાગથી [illegible] અન્યાય

સહન કરશે નહીં, અને ન્યાયતુ'સામ્રાજ્ય ફેલાવશે જ. સૌને મારું વન્દન છે. સૌની હું વિદાય લઉં છું."

મારાઓ હવે તેનો વધ કરવા ઉદ્યુકત થયા. બે જણ કુહાડાઓ ઉંચા કરીને ઉભા રહ્યા. એક ત્રીજા મારાએ યુવકના ગળામાં ફાંસો નાંખવા દોરડાનો ગાળો હાથમાં લીધો.

પરંતુ એ જ વખતે યુવકે સ્ફૂર્તિથી પોતાનાં બે આંગળાં પોતાના મ્હોંમાં નાંખી એક તીણી સીસોટી બજાવી, અને સીસોટી વાગતાં જ લોકવૃન્દના એક વિભાગમાંથી પિસ્તોલોના બાર થયા. સૈનિકોની સંરક્ષ તોડીને કંઇએ પિસ્તોલ-ધારીઓ ચોગાનમાં કૂદી પડયા, અને લોકોનું એક મોટું ધાડું વધસ્થાન તરફ દોડી ગયું.

સૈનિકો હુમલો રોકવા કોશિષ કરવા લાગ્યા. જાલિમસિંહે મહેલમાંના પહેરેગીરોને હુકમ આપી દીધો: "મહેલનાં બારીબારણાં બંધ કરી દો. રાજકુટુંબને સુરક્ષિત રીતે રાજમહેલની અંદર લઇ જાઓ." કિશોરસિંહને તેણે કહ્યું: "રાજેન્દ્ર, તમારા દેહની સલામતી જાળવવા અંદર જતા રહો. હું પણ ગુપચુપ મારે મહેલે છટકી જાઉં છું." ઝરૂખાઓ ખાલી થઇ ગયા.

બન્દુકોના ધડાકાઓ ચોગરદમથી ચાલુ રહ્યા. સૈનિકો અને હુમલાખોરો વચ્ચે રાજમહેલના ચોગાનમાં જાણે રણક્ષેત્ર હોય એમ સામસામી લડાઇ થઇ રહી.

કંઇક વખત સુધી આ અનિયંત્રિતતા ચાલુ રહી. ચોગાનમાં લોહી ટપકતી કંઇ લાશો રઝળી રહી. બન્ને પક્ષનો કચ્ચરઘાણ વળ્યો, અને એમ છતાં આખરે સૈનિકોએ મામલો કાબૂમાં લીધો: જ્યારે સૈનિકગણની સામે હુમલાખોરો નથી એવું માલુમ પડયું ત્યારે એક નવી વાત પણ તેઓના જાણવામાં આવી. 'અવ્યવસ્થિત હુમલા દરમ્યાન કુમાર અવન્તિસેનને વધસ્થાન ઉપરથી છોડાવી જવામાં આવ્યો છે.' તે અહીં નથી, તેમ જ હુમલાખોરો પણ નથી!

સેનાપતિએ સૈનિકોની જુદી જુદી ટુકડીઓને હુકમ આપી દીધો: "જાઓ, એને શોધી લાવો."

રાજકુમારી તે વખતે રાજમહેલમાં પોતાના ખાસ ખંડમાં હતી. એક દાસીએ આવીને એને સમાચાર આપ્યા: "શ્રીમતી, અપરિચિત યુવક સુરક્ષિત રીતે નાસી છૂટયો છે. પણ સૈનિકો તેની શોધખોળ માટે મહેનત લઇ રહ્યા છે."

"નાસી છૂટયો ?" રાજકુમારી ખુશી થતી થતી બોલી: "ઓહો! કેવા શુભ સમાચાર! દાસી, લે ઇનામમાં મારો આ રત્નહાર." દાસી રત્નહાર લઇને વિદાય થઇ. એના જવા પછી ખંડમાં ઉભી ઉભી રાજકુમારી સ્વગત બોલવા લાગી: 'અહા! કેવો એ બહાદૂર તરુણ! હવે એ સૈનિકોને હાથ કદાપિ ન આવે. પ્રભુ એને સુરક્ષિત રાખજે.'

એ જ વખતે તે ખંડના ઝરૂખાના બારણામાં ખખડાટ થયો. રાજકુમારીની દૃષ્ટિ તે તરફ ગઇ. તેણે જોયું કે, એ જ યુવક ત્યાં હસતો હસતો ઉભો છે, અને મસ્તક નમાવી વંદન કરે છે.





## પરિચ્છેદ ૪ : પરસ્પર પ્રતિજ્ઞા

રાજકુમારીએ પોતાની આંખો ચોળી જોઈ. બેશક, એ કોઈ જાતનો ભ્રમ ન હતો, વધસ્થાન પરથી નાસી છૂટેલો એ તે જ યુવક હતો; જેના વિષે હમણાં જ પોતે વિચારો સેવી રહી હતી.

“તમે બચી ગયા! કેવો પ્રભુનો ઉપકાર!” રાજકુમારી બોલી: “પણ તમે બચ્યા કેવી રીતે, એ તો કહો ?”

“તમે છેવટ સુધી ત્યાં ન હતા ?”

“ના, તમે સીસોટી વગાડી અને ગોળીબાર થયા એટલે ખાસ સંરક્ષકો સહિત અમે સૌ મહેલની અંદર ગયાં હતાં. પછી શું બન્યું તે હું નથી જાણતી.”

“રાજકુમારી,” યુવક બોલ્યો: “એ માણસો મારાં હતાં. જ્યારે આપણો પ્રથમ મેળાપ થયો અને હું તમને કોટાની સરહદમાં મૂકીને જતો રહ્યો ત્યારે મારાં માણસોને તૈયાર થવા માટે કહેવા જ ગયો હતો. વધસ્થાન પર મને લઈ જવાશે, એ હું જાણતો હતો: પણ મારે એવા કૂતરાના મોતે મરવું ન હતું. શત્રુ સાથે લડતાં સામી છાતીએ ગોળી ઝીલીને મરૂં એની મને બીક નથી.”

“પણ હજી જાલિમસિંહ તમારી શોધ નહીં કરાવે એવું ન માનશો. બહાદૂર યુવક, હું તો ધારૂં છું કે, અહીં આવવામાં તમે ભારે જોખમ ખેડ્યું છે. તમે જલ્દીથી તમારે વતન જતા રહ્યા હોત તો વધારે સારૂં થાત.”

“તમે ચોક્કસ એમ માનો છો ? ત્યારે તો મેં અહીં આવવામાં ભૂલ જ કરી,” યુવક બોલ્યો; “મારે સમજવું જોઈતું હતું કે, અહીં મને કોની સાથે નિસ્બત નહતી. વગર વિચાર્યે દોડી આવવાથી હવે તો હું જરૂર મરી જવાનો.”

રાજકુમારી પળભર એનાં આ સંદિગ્ધ વાક્યો પર મનન કરવા લાગી. દરમ્યાન તેણે ફરીથી કહ્યું: “તમે વધસ્થાન આગળ મારા બચાવ માટે આજીજી કરી હતી, તેથી હું તમારો આભાર માનવા આવ્યો છું. પણ મને ખબર નહીં કે–લુટારાઓથી આભાર માનવા ન અવાય! હું આ ચાલ્યો. હવે તમે નિશ્ચિંત રહેજો.”

હવે રાજકુમારી તેનાં વાક્યોમાંનો વ્યંગાર્થ કળી ગઈ. મીઠું હાસ્ય કરતી તે બોલી: “તમને લુંટારા કહેનારની જીભ જ ખેંચી કાઢવી જોઈએ.”

“અહો ! ત્યારે તો હું જ એ શિક્ષાપાત્ર ઠર્યો!” યુવકે એવી જ મીઠાશથી જવાબ વાળ્યો.

“શું તમે ખરેખર લુંટારા છો ? શું લુંટારા કાન્તિમાન હોય ? વિનયી હોય ? મધુર, સ્નિગ્ધ–ભાષી હોય ? અબળાસંરક્ષક અને અસંખ્ય માનવ–મેદનીમાંથી હિમ્મતભેર છટકી જનાર વીર હોય ?”

“બીજું ત્રીજું હું કાંઈ ન સમજું,” યુવક સ્મિત કરતો બોલ્યો: “પણ જાલિમસિંહે જગત સમક્ષ મને લુંટારો પિંઢારો, પ્રજાનો દુસ્મન વગેરે વગેરે કહ્યો છે, એ તમે યે જાણો છો.”

“પણ મેં એવું અનુભવ્યું નથી.”

“સુન્દરી, તમે શું અનુભવ્યું છે ?” યુવક સ્હેજ એની નજદીક આવીને પૂછવા લાગ્યો.

"મેં જે અનુભવ્યું છે તેમાં શંકાઓ ઉપજી તે તો મેં તમને પૂછી; પણ તમે તેનો જવાબ ક્યાં દીધો છે? પણ...હાં......હું ભૂલી. તમે ક્રૂર તો છો જ; દગાબાજ અને પ્રપંચી પણ ખરા."

પોતાનાં ચપલ તરલ નયનો વડે એ યુવકનાં નયનો તરફ તે નિરખી રહી.

"એકદમ અભિપ્રાય કેમ બદલાઇ ગયો?" હૃદયમાં અજબ ઝણકાર અનુભવતાં એ યુવકે પ્રશ્ન કર્યો. અબળાએ સ્ફૂર્તિથી પૂંઠ ફેરવી દીધી અને એના સામે જોયા વિના જ જવાબ દીધોઃ "કારણ કે, હઠીલાઇથી તમે તમારો પરિચય આપતા નથી."

"જાલિમસિંહે મારો પરિચય આપી દીધો છે. મને તેણે ઝાલરાપટ્ટણનો કુમાર અવન્તિસેન કહ્યો છે."

"પણ તમે તેનો જાહેર રીતે ઈન્કાર કર્યો છે," તે તેના તરફ પાછી ફરી અને આતુર સ્વરે પૂછવા લાગીઃ "શા હેતુથી ખોટી ઢીલ કરો છો? ખરૂં કહી દોને? તમે કોણ છો?"

"ખરૂં કહું? હું જે દેખાઉં છું તે જ છું."

"વારૂ; આ જવાબમાં તમે પ્રપંચી છો એ પૂરવાર થયું. તમે તમારો પરિચય આપ્યો એમ હું માની લઉં છું; પણ તમારાં માતાપિતા, તમારૂં જન્મસ્થાન, એ બધાંને શું ગુપ્ત રાખવાનાં છે?"

"મારે શા માટે એ બધું કોઇને કહેવું જોઇએ? મારી પરવા કોને છે?"

રાજકુમારીએ તે ખંડમાં એક અભરાઇ ઉપર પડેલા ફુલના કુંડામાંથી કેટલાંક ફુલ તોડયાં અને તે યુવક તરફ ફેંકીને કહ્યુંઃ "એ ફુલ સુંઘો, એ ફુલ નિરખો. તમે એ ફુલનાં નામ જાણતા ન હો, તોપણ શું એની સુગંધી વિસરી શકશો? શું તમે એમની રમ્યતા કદી વિસરી શકશો?"

"ના, નહીં વિસરાય. નામ ન જાણ્યા છતાં, પણ એ ફુલો તરફ આકર્ષક રહી શકાય છે, એમ એ ઉપરથી સિદ્ધ થયું."

"અને જો નામ જાણીએ, સ્થાન જાણીએ, તો એ તરફ વધારે લાગણી ઉપજે ખરી કે નહીં?"

યુવક એનો પ્રશ્ન સાંભળીને હસ્યો. રાજકુમારીની ચાલાકી, પોતાના ધારેલા હેતુને સિદ્ધ કરવાની ચતુરાઈ અને છતાંયે એનામાં રહેલી સ્નેહ-સ્નિગ્ધતાથી તે ચકિત બન્યો. તે તેનો ગુણ પૂજક બન્યો. એ અમુક હેતુથી આવ્યો હતો. એણે એ હેતુ જાહેર કરવાનો નિર્ણય કરી દીધો. રાજકુમારીના પગ પાસે તે ઘુંટણીએ બેસી ગયો અને બોલ્યોઃ "જો હું એવો સદ્ભાગી હોઉં તો બેશક તમે મને ક્રૂર, દગાબાજ અને પ્રપંચી લુંટારો કહેવામાં વ્યાજબી છો. મારા પ્રત્યેની તમારી લાગણી પર આઘાત કરવા માટે હું લજ્જિત થાઉં છું."

"જૂઠું શા માટે બોલો છો? તમે કેવલ નિર્લજ્જ છો. મારો પરિચય પૂરેપૂરો મેળવીને હજી પણ તમારો પરિચય નહીં આપવાનું બેશરમીપણું દાખવી રહ્યા છો. એ પણ કેવી કટોકટ પળોમાં? તમે જાણો છો કે, જાલિમસિંહના માણસો તમને શોધે છે. છતાં અહીં આવીને તમે વાતોમાં વખત ગુમાવી મને અને તમને બન્નેને મુશીબતના ખાડામાં ઘસડી રહ્યા છો."

યુવક સહેજ મોટે સ્વરે બોલ્યોઃ "સરલ બાળા, જે એક સાહસ ખેડે છે તે બીજામાં ઝંપલાવતાં કદી ડરતો નથી; જે એક મુશીબતનો નાશ કરે છે તેને બીજી મુશીબતો વિસાતમાં નથી, અને વળી—"

અહીં તેને અટકી જવું પડયું; કારણ કે બહારથી કોઇકે બારણાં ખખડાવ્યાં.

યુવક બોલ્યોઃ "વળી સાંભળી લ્યો. પોતાના હૃદયની પ્રતિમા જે બીજાના હૃદયમાં જુએ છે તેને પહાડો, કોતરો, શસ્ત્રસજ્જ માનવ સાગરની દિવાલો વગેરે ભેદવામાં ઔર દિવ્ય ઉત્સાહ મળે છે"

બારણાં ફરીથી ખખડયાં. રાજકુમારીએ બારણા નજદીક જઇ તે ઉઘાડયાં. એક દાસીએ ખબર આપીઃ "ગોવર્ધનસિંહ પુષ્કળ સૈનિકો સાથે આપણા મહેલ તરફ ધસી આવતો દેખાય છે."

"ચિન્તા ન કરીશ. એ ભલે આવે," રાજકુમારી આવો જવાબ દઇ, બારણું વાસી ખંડમાં પાછી ફરી, અને વિચારમુદ્રામાં વચ્ચોવચ્ચ ઉભી રહી.

યુવક ધીમેથી એની પાછળ જઇને ઉભો. મીઠા સ્વરે તેણે પૂછ્યું: "તમારૂં રક્ષણ કરવાની પરવાનગી મને આપશો?"

"એક જ શરતે."

"શી શરત?"

"તમારો સાચ્ચો પરિચય આપો તો જ."

ઉત્સાહભર્યા સ્વરે યુવક બોલ્યો: "અને ઇશ્વર સાક્ષીએ આપી દઉં તો?"

રાજકુમારી નિરૂત્તર રહી. યુવકે તેના કાનમાં થોડાક શબ્દો કહ્યા. તે ચોંકી.

"ઇશ્વરપ્રતિજ્ઞાથી તમે સાચું કહો છો?"



એ ગોખ સામે બેસીને એક બીજાનો હાથ ઝાલી દેવ સમક્ષ પોતાનાં મસ્તક નમાવ્યાં.

"કેવલ હૃદયે અને મસ્તકે શ્રીહરિને રાખીને મેં આ કહ્યું છે."

યુવકે રાજકુમારીના કાનમાં પોતાનો સાચો પરિચય આપી દીધો હતો અને એ પરિચયથી રાજકુમારી ચોંકી હતી. યુવકે ઇશ્વરપ્રતિજ્ઞા લીધી તોયે એનું આશ્ચર્ય દૂર થયું નહીં. તે પૂછવા લાગી: "જાલિમસિંહે તમને પકડી મંગાવ્યા, એમાં એનો શો ઉદ્દેશ હશે?"

"કેવલ એક જ. અમારૂં રાજ્ય પિંઢારાઓ સાથે મળી ગયું છે, એમ જાહેર કરીને તેને કોટા-રાજ્ય સાથે જોડી દેવું; અને મારો વધ કરીને ભવિષ્યમાં કોઇ વાંધો ઉઠાવતું ન આવે એવી સલામતી રાખવી."

રાજકુમારીની આંખો ક્રોધથી લાલચોળ થઇ ગઇ. "હા, આવો મલીન પ્રપંચ!"

"જો ઇશ્વરકૃપા હશે તો તે ખુલ્લો પાડવા મારી પ્રતિજ્ઞા છે," યુવકે કહ્યું.

"અને એમાં હું સાથ આપીશ," રાજકુમારી બોલી: "તમારી સહધર્મિણી થઇ તમને યથાશકિત સહાય દઇશ."

યુવકનાં નેત્રોમાં તેજનો અંબાર દેખાયો. ઉંચે જોતો યુવક બોલ્યો: "ભગવાન્, હું કેવો ભાગ્યશાળી!"

"આવો, આપણે ઉભય પરસ્પર પ્રતિજ્ઞા લઇએ." એમ કહીને રાજકુમારી તે યુવકનો હાથ ઝાલીને બીજા એક ખંડમાં લઇ ગઇ. ત્યાં એક ગોખમાં દેવમૂર્ત્તિઓ પધરાવેલી હતી.

એ ગોખ સામે બન્નેએ હારોહાર બેસીને અને એકબીજાનો હાથ ઝાલીને દેવ સમક્ષ પોતાનાં મસ્તક નમાવ્યાં. સુખદુ:ખમાં પણ એકબીજાને વળગેલાં રહી, સાથ આપવા તેમણે બન્નેએ પતિપત્ની તરીકે પ્રતિજ્ઞા લીધી.

બહારના ખંડમાં એ વખતે ધણકારો સંભળાયો. "શું હશે એ?" એમ બોલતી રાજકુમારી બારણાના ઉંબરામાં જઇને ઉભી. એણે એક માણસને ખંડમાં આમતેમ નિહાળતો દીઠો. એણે એને ઓળખ્યો. એ બોલી: "કોણ? ગોવર્ધનસિંહ! એક ચોરની માફક અહીં આવતાં તમને શરમ ન આવી?"

"રાજકુમારી," એ બોલ્યો: "અવિનય ક્ષમા કરશો. મારા પિતા જાલિમસિંહજીની આજ્ઞાથી હું અહીં

આવ્યો છું. ચોર હું નથી, પણ જે અબળાને ઓથે ભરાઇને ગુપ્ત રહેવા માગે છે તે 'ચોર' છે."

દેવમૂર્તિ સમીપ બેઠેલા યુવકે અંદરના ખંડમાંથી એ વેણ સાંભળ્યાં. ફાળ ભરતો તે બહાર દોડી આવ્યો અને પળભર ગોવર્ધનસિંહનું નિરીક્ષણ કરીને તે બોલ્યોઃ "ચીબાવલા માણસ! હું તને ઓળખતો નથી, પણ તેં મારા સંબંધી આક્ષેપ કર્યો તો હવે એનું ફળ ચાખ."

એણે ગોવર્ધનસિંહનું કાંડું પકડયું; અને એવા જોરથી તે આમળી નાંખ્યું કેઃ "ઓ...ઓ..." બૂમ મારતો તે આમતેમ વાંકોચુંકો અમળાવા લાગ્યો.

રાજકુમારીનું હાસ્ય આ જોઇને રોકયું રોકાયું નહીં.

યુવકે ગોવર્ધનસિંહને પોતાની પ્રચંડ શક્તિનો પૂરેપૂરો પરિચય કરાવા ધાર્યો. માત્ર તેનું કાંડું મચકોડીને તે થોભ્યો નહીં, પરંતુ તેના શરીરને પોતાના બંને હાથથી ઉંચકીને તેણે જમીન પર પછાડયું; ખૂબ ગુમ્બાઓ લગાવી તેને બેહોશ કર્યો અને પુનઃ તેને ઉંચકીને તે મહેલની બારી પાસે લઇ ગયો. એણે નીચે નજર કરી. સંખ્યાબંધ શસ્ત્રધારી સૈનિકો ગોવર્ધનસિંહની આજ્ઞાની રાહ જોઇને ઉભા હતા.

"દેવી," પહેલી જ વખત યુવકે રાજકુમારીને દમ્પતીધર્મ અનુસાર સંબોધીને કહ્યુંઃ "એક દોરડું લાવશો?"

રાજકુમારી એક દોરડું લઇ આવી. એ દોરડાથી ગોવર્ધનસિંહને બાંધીને તેને બારીમાંથી નીચે સરકાવ્યો અને સૈનિકોને સંબોધીને કહ્યુંઃ "તમારા ઉપરીને સંભાળજો."

દોરડાથી લટકાવાયલો બેહોશ ગોવર્ધનસિંહ જમીનપર પહોંચ્યો અને સૈનિકો તેને છોડવામાં રોકાયા એટલે આ યુવક રાજમહેલની અગાશીમાં જઇ,ત્યાંથી બીજાં મકાનોનાં છાપરાંપર કૂદકા મારતો મારતો દૂર અને દૂર નીકળી ગયો.



આ દૃશ્યથી રાજકુમારીનું હાસ્ય રોકયું રોકાયું નહિ.



## પરિચ્છેદ ૫ : દાસીપુત્રનો પ્રપંચ

કોટાનો દિવાન જાલિમસિંહ ઇ. સ. ૧૭૬૩ ની સાલથી માંડીને ઇ. સ. ૧૮૨૪ પર્યંત રાજપૂતાનામાં એક પ્રબળ વ્યક્તિરૂપ હતો. બુદ્ધિએ તીક્ષ્ણ અને ચંચળ; યુક્તિ–પ્રયુક્તિઓ પ્રયોજવામાં ચતુર, મુશીબતોને ઉલ્લંઘી જનાર, પાકો વહેવારુ અને સબળ સાધનસંપન્ન હતો.

કિશોરસિંહજી મહારાજના ચોથા વડવા રાવ છત્રસાલની સમયમાં કોટામાં આવ્યો હતો. કાઠીઆવાડના વઢવાણ રાજ્યનો તે કુટુંબી હતો. એની ભર તરૂણાવસ્થામાં ફક્ત એક સાધારણ સૈનિક તરીકે તે રાવ છત્રસાલના રાજ્યમાં નોકરીએ રહ્યો હતો. થોડાક જ વખતમાં તેમનો ખાસ અંગરક્ષક બન્યો. એક વર્ષના અરસામાં તો તે અંગરક્ષક મટીને મદદનિશ સેનાપતિ થયો. છત્રસાલજી જ્યારે ૧૭૬૩ માં મરણ પામ્યા ત્યારે તો તેણે મુખ્ય સેનાધિપતિ થઇને ચોપાસ પોતાના બાહુબળનો પ્રભાવ પાડી દીધો હતો. છત્રસાલજી પછી ગુમાનસિંહજી ગાદીએ આવ્યા. એમની સામેની ખટપટને અંગે જાલિમસિંહને કોટામાંથી હદપાર થવું પડ્યું, પરંતુ તેણે દેલવાડાના બળવામાં ભાગ લઇ ત્રંબકરાવ નામના એક મરાઠા સાથે મિત્રતા બાંધી ગુમાનસિંહ ઉપર પોતાનો પ્રભાવ પાડયો. પરિણામે તે પુનઃ કોટામાં આવ્યો. ગુમાનસિંહજી પછી ઉમેદસિંહજી ગાદીએ આવ્યા અને ત્યારે તો જાલિમસિંહ કોટામાં બળવાન થઇ પડયો હતો. ઉમેદસિંહ નામના જ રાજા હતા, પણ વસ્તુતઃ તેમનો આ કારભારી જાલિમસિંહ જે કહેતો તે જ થતું. રાજ્યમાં તેનાં અંગત માણસો જ જ્યાં ત્યાં હતાં. ઉમેદસિંહજી પછી ૧૮૦૨ માં કિશોરસિંહજી ગાદીએ આવ્યા. કિશોરસિંહજીને બાળપણથી જ જાલિમસિંહે પોતાના પ્રત્યે વડીલ તરીકે જોવાનું શિક્ષણ આપેલું. પરિણામે અત્યારે ૧૪ વર્ષની રાજગાદી દરમ્યાન કિશોરસિંહજી તેની સામે થયા નહતા અને તેના પ્રભાવથી પોતે દબાઇ જતા હતા. જાલિમસિંહ પોતાના વાક્પ્રભાવથી, પોતાની મીઠી વાણીથી અને કંઇ કંઇ પ્રસંગોમાં પોતાની બુદ્ધિકુશળતાનો પરિચય તેમને કરાવી દઇને પોતાની જ ઇચ્છાનુકુળ પ્રકૃતિના બનાવી દેતો.

વધસ્થાન આગળ ભંગાણ પડ્યું, અને ભયંકર તુફાન થઇને ખૂનામરકી ચાલી ત્યારે જાલિમસિંહ રાજમહેલના ઝરુખામાંથી ઉઠીને પોતાના મહેલમાં જતો રહ્યો હતો. ત્યાં જઇ પહોંચીને તેણે વધુ લશ્કરી મદદ, વધસ્થાન આગળના લશ્કરીઓની કુમકે મોકલી અને પોતે એક બારીએ બેઠા બેઠા વસ્તુસ્થિતિ નિહાળવા લાગ્યો. એણે યુવકને વધસ્થાનપરથી નાસતાં જોયો. હુમલાખોરોના એક મોટા ટોળાંએ વધસ્થાનપર ચઢીને જઇને મારાઓ સાથે લડાઇ ચલાવી, તેઓને નસાડયા, તે જોયું. વધસ્તંભ પાડી નાંખી તે માંચડો છિન્નભિન્ન કરી નાંખવામાં આવ્યો તે જોયું અને સૈનિકો સહિત પૂર હિમ્મતથી હુમલાખોરો લઢતા હતા, તે જોયું. આ હુમલાખોરોના પોષાકપરથી જાલિમસિંહ કળી ગયો કે, તે કોઇ કસાયલા સૈનિકો નથી, પરં ભીલ, જાટ, મીણા અને કોઇક કોઇક મુસલમાનો ને રાજપૂતો પણ તેમાં હતા. બેશક તેમાં મરેઠા કે પિંઢારાઓ ન હતા. જાલિમસિંહે આ હુમલાખોરોને જોઇ પોતાના હોઠ કરડયા, દાંત પીસ્યા; એક હાથની હ



"શું કહો છો ? બાપુ !"

। હાથની મુઠ્ઠીઓ મારી અને વિચાર નજરક પરંતુ ક્રોધભરી લાગણીથી તે વૃદ્ધ પુરુષ પોતાના મહેલના ખંડમાં આમતેમ ફરવા લાગ્યો.

આશરે અધીક કલાક વહી ગયો. સૈનિકોએ મામલો કાબૂમાં લીધો અને ચોગરદમ નગરની અંદર ફરીને ચોકીપહેરો ભરવા માંડ્યો; તોફાની જેવા દેખાતાઓને એકઠા મળેલા જોઇ, વીખેરવા માંડ્યા; કોઇક રડ્યાક કરનાર કિંવા રાતી આંખ કરનારને મુસ્કેટાટ કરી લેવ લાગ્યા. એટલામાં જાલિમસિંહના મહેલના ખંડમાં એ વિચિત્ર મૂર્તિએ પગ મૂક્યો. એને જોતાં જ કોઇ હાસ્ય ઉપજે. એની કાયા સુક્કલકડી હતી. એન આંખો ઊંડી ઉતરી ગયેલી હતી. એના કપાળમાં કર ચળીઓ વળેલી હતી. એનાં દાચાં બેઠેલાં હતાં. ના અણીદાર હતું. એ રંગે શ્યામલ હતો. એનું વય મા

૨૧ વર્ષનું હતું, છતાંયે એને જોનાર એને દોઢગણી વધુ વયનો ધારી લે. એનું નામ ગોવર્ધનસિંહ હતું.

ગોવર્ધનસિંહ જાલિમસિંહનો બીજો પુત્ર હતો, પણ એની માતા સાથે જાલિમસિંહે કદાપિ લગ્ન કર્યું હતું. ગોવર્ધનસિંહની મા જાલિમસિંહના મહેલમાં દાસી હતી. એ ઘણી જ ખૂબસુરત હતી. જાલિમસિંહ પર એ દાસીએ પૂર્ણ પ્રભાવ મેળવ્યો હતો. ગોવર્ધનસિંહ, એ ખૂબસુરત અવિવાહિતા દાસીનો પુત્ર હતો. અત્યારે એ દાસી હયાત નહતી.

ગોવર્ધનસિંહે જાલિમસિંહને ઉદ્દેશીને કહ્યું: "બાપુ, એજંટ સાહેબ તરફથી હુકમ લઇ આવ્યો છું."

જાલિમસિંહે તેના તરફ ગુસ્સાબાજ નજર કરીને કહ્યું: "હુકમને હવે શું કરે? એ તો છટકી ગયો."

"હેં! આ બધું શહેરમાં જણાતું ધાંધલ એનું છે? મેં તો જાણ્યું કે, આપે તેને ફાંસી દઇ દેવરાવી તેથી લોકોએ તોફાન કર્યું હશે."

"ગોરધન," જાલિમસિંહ બોલ્યોઃ "આ દાખલામાં કેવળ તારી મૂર્ખાઇનો હું ભોગ થઇ પડયો છું–"

"બાપુ–"

"ચૂપ," લાલચોળ આંખ કરીને વૃદ્ધ ચાણક્ય બોલ્યોઃ "આપણે એને પિંઢારાઓ સાથે મળેલો સાબીત કરવા માગીએ છીએ, પરંતુ એની કુમકે જેઓ ધસી આવ્યા છે, તેઓમાં એકકે પિંઢારો મેં જોયો નહીં. વળી તુરંગમાં તેને મોકલવામાં આવ્યો તે દરમ્યાન તે એક પહેરેગીરને બેશુદ્ધ કરી, તેનો પોષાક પોતે પહેરી લઇ, તેની જગ્યાએ થોડોક વખત પહેરો ભરી, જ્યારે પહેરો બદલવાનો વખત આવ્યો ત્યારે પહેરેગીરના પોષાકમાં છટકી ગયો—"

"શું કહોછો? બાપુ!"

"માત્ર એમ કરીને અટકયો નહીં. એની તપાસ જ્યારે મારી કચેરીમાં ચાલતી હતી ત્યારે રાજમાતા અને રાજકુમારી તીર્થયાત્રાએ જાય છે એવી ખબર આપવા એક દાસી કચેરીમાં આવી હતી. એ ઉપરથી તે ચેતી ગયો હોવો જોઇએ. કેદમાંથી છટકીને તે વનવગડામાં પહોંચ્યો અને ત્યાં તેણે લૂંટારાઓના હાથથી રાજકુમારીને બચાવી."

"ઓહો! એ તો વળી નવું કરતૂત!"

"મને ખાત્રી છે કે, એણે આ પ્રસંગે જાણીજોઇને મને લોકોની નજરમાં અને રાજકુટુંબની નજરમાં હલકો પાડવા માટે કાવત્રું રચ્યું હોવું જોઇએ. તે રાજકુમારી વગેરેને કોટાની હદ સુધી મૂકીને જતો રહેલો. પછી જાતે આવીને તુરંગના વડા અધિકારીને શરણે થયેલો. આ દરમ્યાન એ કોઇક નહીં ઓળખાયલા લૂંટારાઓને તે અહીં આવવા કહી આવેલો. મેં એનો વધ કરવા હુકમ આપ્યો, ત્યારે રાજકુમારી અને મહારાવ પોતે તેની વકાલત કરવા મારા સમક્ષ આવેલાં, પરંતુ મેં દાદ દીધી નહીં અને આખરે તે છટકયો. એટલું જ નહીં પણ નગરમાં તેણે ખૂબ ખળભળાટ મચાવ્યો!"

"બાપુ, એને આપે ગોળીબારથી ઠાર કરાવવો જોઇતો હતો."

"એ તો બધું તને બોલતાં આવડે છે, પણ એવી બાબતને આચારમાં મૂકવી સહેલી નથી. કોણ જાણતું હતું કે, તેના તરફથી હુમલાખોરો આવશે?" જાલિમસિંહ વળી પાછો આમતેમ ફરવા લાગ્યો. અને બોલ્યોઃ "પણ આ આખાયે બનાવમાં તારા તરફનો મૂળ પાયો ઢીલો છે, એમાં તો શંકા નથી. તારી મૂર્ખાઇ મને સાલે છે."

"મારી શી મૂર્ખાઈ, બાપુ?"

"એ જ કે, પિંઢારાઓ સાથે તે ભળેલો છે, એવી કોઇ જ સાબિતી નથી. તું તો એમ કહેતો હતો કે, તેના અંગ ઉપરથી કાગળો મળી આવશે. ફક્ત એક જ કાગળ અમને મળ્યો હતો. અને તેમાં માત્ર ૫૦–૬૦ રાજાઓનાં નામ હતાં, અને માધુસેનના નામ આગળ ચોકડીનું ચિન્હ હતું, એ એકલી જ બાબતને આધારે અમારે તેનો વધ કરવાનો હતો. પરંતુ તેમ છતાંયે મેં તો હામ ભીડી હતી, અને હવે તે છટકયો એટલે એજંટ સાહેબ પાસે પહોંચશે તે વખતે તારી મૂર્ખાઇ ખુલ્લી પડશે કે નહીં?"

"ઓહો! એ જ મુંઝવણ છે ને?" ગોવર્ધનસિંહ બોલ્યોઃ "આપને એમાં મારી મૂર્ખાઇ લાગે છે? ના, ના, હું એવો મૂર્ખ નથી કે કાચો પાયો રાખું."

તેણે પોતાના ખિસ્સામાંથી કાગળોનો એક થોકડો કાઢયો અને તેના તરફ ધરીને કહ્યું: "માલ્કમ સાહેબ

પાસે આની નકલો મેં રજુ કરી છે. એ તમામ કાગળો અવન્તિસેને પિંઢારાઓ સાથે ભળી જઇને તેના પિતા માધુસેન ઉપર લખેલા છે. બાપ–દીકરો લડયા છે, એમ દુનિયા જાણતી હતી, એ ખોટી વાત હતી, અને અંદરખાનેથી દીકરો પિંઢારાઓ સાથે મળી જઇને જુદાંજુદાં સ્થળોએ લૂંટો ચલાવતો હતો, એવું આ કાગળોથી પૂરવાર થાય છે. વળી એક બાબત લક્ષમાં રાખવાની છે, તે મહત્વની છે. અવન્તિસેનના ક્ષાત્રવટના ખ્યાલ એટલા બધા ગરમ છે કે, દયા અથવા માફી માટે તે સ્વપ્નમાં પણ એજંટ સાહેબ પાસે જવાનો નથી."

જાલિમસિંહે કાગળો પોતાના હાથમાં લઇ તપાસ્યા અને પૂછ્યું: "આ તેના જ હસ્તાક્ષરના છે?"

ગોવર્ધનસિંહ માથું ખંજવાળવા લાગ્યો.

જાલિમસિંહનો મિજાજ જતો રહ્યો: "જા મૂર્ખ, જા. આવી જૂઠી ખટપટને તું મુત્સદ્દીપણું કહેવરાવવા માંગે છે? ખોટા અને લબાડ પૂરાવાઓથી કોઇનો હું વાંક કાઢીશ નહીં. મારી આગળથી ચાલ્યો જા."

"પણ બાપુ, હવે પીછે હઠ કરશો તો આપની ફજેતી થશે..."

"મારી ફજેતી! બિલ્કુલ નહીં. હું એજંટ સાહેબને ખુલ્લું લખી દઇશ કે, મેં એનો વધ બંધ રાખ્યો છે; કારણ કે તેની સામે સબળ પૂરાવા નહતા."

"ત્યારે મારી બધી રખડપટ્ટી નકામી?" ગોવર્ધનસિંહ બોલ્યો: "મેં જંગલોમાં રખડી એને પકડાવ્યો; મેં આ કાગળો મહામહેનત લઇ તૈયાર કર્યા; હું એજંટ સાહેબ પાસે જઇ બધું બરાબર ચોકઠું બેસાડી આવ્યો અને માધુસેનને સપડાવવા પણ જાળ બિછાવતો આવ્યો, એ શું હવે નકકામું?"

"માધુસેનને સપડાવવા શી જાળ બિછાવી છે વળી?" જાલિમસિંહે પૂછ્યું.

"હું એને ખબર આપતો આવ્યો છું કે, મારા પિતા જાલિમસિંહજી અમુક બાબતમાં તમારી ખાસ સલાહ લેવા માગે છે; માટે જેમ બને તેમ જલ્દીથી કોટા આવશો. તે અહીં આવે એટલે તેને કેદ કરવો, મારે તેની રાજધાનીનો કિલ્લો હસ્તગત કરવો, તેની પુત્રી જેની સાથે મને સ્નેહ છે તેને પરણવું, માધુસેનના રાજ્યની સુબાગિરી લેવી—આ બધો હેતુ...."

"ચૂપ, છોકરા, આ બધું તારા મનસ્વીપણાથી તેં ગોઠવ્યું લાગે છે."

"ના જી," ગોવર્ધનસિંહે પોતાના ખિસ્સામાંથી એક પત્ર કાઢતાં કાઢતાં કહ્યું: "અગાઉ એક વાર આપ સુરબ્બીએ મને એકાદ ખાલસા રાજ્યની સુબાગિરી આપવાનું લખાણ કરી આપ્યું છે, તે આ રહ્યું મારી પાસે. મેં ઝાલરાપટ્ટણ રાજ્ય તે મુજબ પસંદ કર્યું છે; અને તે રાજ્યને ખાલસા કરવામાં કાયદેસર પૂરાવાઓ તૈયાર કર્યા છે."

જાલિમસિંહ થોડી વાર વિચારમગ્ન સ્થિતિમાં રહ્યો અને એ બાદ બોલ્યો: "પણ આવું લબાડપણું! માધુસેન કે અવન્તિસેન પિંઢારાઓ સાથે મળ્યા હોવાનો સાચો પૂરાવો કયાં છે? તેં બનાવટી કાગળોથી એવું પૂરવાર કરવા ધાર્યું છે, તે ન ચાલે. જા, જા, એવી રીતે તું મારી જગ્યાએ કારભારૂં કરી રહ્યો. આવાં પોલાં છકકાંપંજા રમવાથી બ્રિટિશો આગળ તારી પોલ કોઇક વખત ફુટી જવા સંભવ છે. જા, તારૂં કાળું મ્હોં મને ન બતાવીશ."

ગુસ્સામાં જાલિમસિંહ પોતાના ખંડની બારી આગળ જઇને ઉભો રહ્યો. એ વિચારવા લાગ્યો: "ગોરધન બનાવટી પદ્ધતિથી કામ લેવાનો છે એવી મને ખબર હોત તો મેં કદાપિ આ પગલું ભર્યું નહોત."

તે અટકી ગયો કેમકે તેણે તે જ વખતે રાજકુમારીના મહેલના ઝરૂખામાં કોઇક પુરુષને ઉભેલો જોયો ચમકીને તે બોલ્યો: "ગોવર્ધનસિંહ, દૂર્બીન લાવ." તેને ગોવર્ધનસિંહે દૂરબિન આપ્યું. તે વતી તેણે ઝરૂખામાંના આકારને જોયો અને તેને જોતાં જ તે ત્રાડી ઉઠયો: "ગોરધન, જલ્દી કર, રાજકુમારીના મહેલમાં એ યુવક ગયો છે. ઝરૂખા વાટે તે દાખલ થયો છે. તું સૈનિકો સાથે જા અને તેને પકડી લાવ."

"બાપુ, એને પકડી લાવું તો મારી પ્રપંચજાળ પ્રમાણે વર્ત્તશોને?"

"પહેલો જા અને કામ કરી બતાવ. પછી હું વિચાર કરી જોઇશ."

"છટ્! છોકરો કેવળ નમાલો છે," તે ગણગણ્યો: "આવા રત્ન(!)ને હું ઝાલરાપટ્ટણની સુબાગિરી આપું? આવા દાસીપુત્રને મારા ખરા પુત્ર તરીકે ગણીને શું હું—?"

તેના બોલવામાં ભંગાણ પડ્યું અને તે ખંડમાં પાછળથી કોઇકે પ્રવેશ કરીને કહ્યું: "મહારાજ, હવે એ બધા વિચાર 'રાંડ્યા પછીના ડહાપણ' જેવા છે."

એણે પાછું વાળીને જોયું તો એક બુઢ્ઢો રાજપૂત એને લળી લળીને નમન કરતો જણાયો.

"દારૂણસિંહ, શા ઉપરથી તું એમ કહે છે?" જાલિમસિંહે પૂછ્યું.

"કારણ કે, એજંટ સાહેબ આગળ આ બાબતનો પાયો એવો ઉંડો નાંખવામાં આવ્યો છે કે, એમાં ફરી બેસવામાં આપની પોતાની ઉપર એમનો અવિશ્વાસ વહોરી લેવા જેવું થશે." દારૂણસિંહ તરીકે સંબોધાયલા પુરૂષે જવાબ દીધો.

"તને શી ખબર કે, પાયો ઉંડો નાંખેલો છે?"



ગોવર્ધનસિંહે દૂરબિનમાં થી જોયું—

ગોવર્ધનસિંહ જાલિમસિંહના મહેલમાંથી નીકળી પડ્યો. તે કેવી રીતે રાજકુમારીના મહેલમાં ગયો અને ત્યાં તેની કેવી ફજેતી થઇ એ ગતપરિચ્છેદમાંના બનાવોથી વાંચકો જાણે છે.

જાલિમસિંહ એ આખો પ્રસંગ પોતાની બારીમાંથી જોઇ રહ્યો હતો. યુવકની હિમ્મત અને બહાદૂરી જોઇ તે મનમાં ને મનમાં ચકિત થતો હતો. યુવક છાપરે છાપરે નાસી ગયો એ તેના જોવામાં આવ્યું; ગોવર્ધનસિંહને બેશુદ્ધ હાલતમાં દોરડા મારફત બારીએથી લટકાવવામાં આવ્યો એ પણ તેણે જોયું.

"હું ગોરધનની સાથે જ ગયો હતો."

જાલિમસિંહ ફીકકો પડી ગયો. દારુણસિંહે આગળ કહેવા માંડ્યું: "અને મહારાજ, માધુસેન સાથે વાતચીત કરવા આપ તૈયાર રહો; કારણકે, તેઓ પોતાના રાજ્યમાંથી આપને મળવા આવવા માટે નીકળી ચૂકયા છે."

"હેં?! ત્યારે તો ગોરધને નાંખેલા પાસા મારે સફળ કરવા જોઇશે?"

"એ સિવાય બિલ્કુલ છૂટકો નથી. આપ એક વખત અગાઉ બોલી ગયા હતા કે,

ગોરધનને હસ્તક કોઇ પ્રાંતની સુબાગિરી વખત આવ્યે મૂકીશું. એથી જ એણે સુબાગિરી મેળવવાનો આ પ્રસંગ ઉભો કર્યો છે."

"દારુણસિંહ, બનાવટી પ્રસંગો અને જુઠ્ઠાં તૂત ઉભાં કરવાથી મેળવેલી સુબાગિરીઓ લાંબો કાળ ન ટકે."

"મહારાજ, આપ સમા શિરચ્છત્ર અમારી ઉપર હોય તો બધુંયે વાંકુ હોય ને તોયે સીધ્ધુ સરાડે ઉતરીને લાંબો કાળ ટકે, એવો અમને વિશ્વાસ છે."

"મતલબ, તમે પણ એનાં કારસ્થાનમાં ભળેલા છો," જાલિમસિંહ આમ બોલીને ફરીથી અહીંતહીં ફર્યો અને પછી થોડી વારે બોલ્યો:"તમારું એને પૂંઠબળ છે એટલે આ વખતે જવા દઉં છું; નહીંતર મેં જરુર એને હદપાર કર્યો હોત.જાઓ, હવે ફરીથી આવાં મૂર્ખ કામોમાં મને ફસાવશો નહીં. નહીંતર જે સુબાગિરી મળશે તે પણ ગુમાવી બેસશો."

દારૂણસિંહ લળીલળીને સલામો કરતો વિદાય થઇ ગયો. દારૂણસિંહ ગોવર્દ્ધનસિંહનો દાદો હતો. આ શિથિલ ચારિત્ર્યના મૂદની એવા જ ચારિત્ર્યવાળી અવિવાહિતા પુત્રી જાલિમસિંહની માનીતી થઇ પડી અને તેનાં કુખે જ્યારે ગોવર્ધ્ધનસિંહનો જન્મ થયો ત્યારે દારૂણસિંહે એ બાળકના હિતને ખાતર જાલિમસિંહ પાસેથી લખાવી લીધું હતું કે,'ગોવર્ધનસિંહ જાલિમસિંહનો ખરો પુત્ર છે અને તે પૂરી વયમાં આવશે ત્યારે તેને સારી આવકવાળા એકાદ ખંડીઆ રાજ્યની સુબાગિરી આપવામાં આવશે.'



—મહેલના ઝરૂખામાં કોઇક પુરૂષ ઉભો હતો.

આ લખાણ ગોવર્ધનસિંહ જીવની માફક જાળવીને પોતાની સાથે રાખતો હતો. દારૂણસિંહ આ લખતને આધારે જ જાલિમસિંહને, આ પ્રકરણમાં બતાવ્યું છે તેમ, એક બનાવટી કામમાં પણ સાથ દેવાનું દબાણ કરી શકયો. જાલિમસિંહે તેને નમતું આપ્યું તેનું માત્ર એક જ કારણ હતું. તે એ કે, તે નાલેશીથી ડરતો હતો. બ્રિટિશ એજંટ આગળ અથવા તો રાજરાજવાડાઓમાં જઇને આ દાદો અને આ પૌત્ર, એક છૂપી વાતનું લખાણ જાહેર કરી દે, તો જાલિમસિંહની ખુબ નાલેશી થાય. રાજકારણમાં પોતે ગમે તેવી ખટપટથી પોતાના હરિફોપર પ્રભાવ પાડી શકતો, પણ ચારિત્ર્ય સંબંધીની બાબતમાં તે લાચાર હતો.

દારૂણસિંહ તેની પાસેથી વિદાય થયો ત્યારે તે બરબડયો: "ખરેખર, જુવાનીની મારી નબળાઇ બુઢ્ઢાપામાં મને નડતરરૂપ નીવડી, એ દુર્ભાગ્યની વાત છે. ઠી...ક...હવે આદર્યુ છે, તે પૂરૂં કર્યે જ સિદ્ધિ."




"રાજેન્દ્ર, તમારો ખુલાસો અસંતોષકારક છે. હું દિલગીર છું કે મારે તમને કેદ કરવા પડશે."

"શું એક રાજ્યનો દિવાન, બીજા રાજ્યના રાજાને કેદ કરી શકે?"

"બેશક મારી એટલી શકિત છે."

"જાલિમસિંહ, તમે શું બોલો છો તેનું તમને ભાન નથી. ખરું છે કે, 'સાઠી બુધ્ધિ નાઠી !'–"

"ખબરદાર, વધારે બોલશો તો તમારા શિરચ્છેદનો હુકમ કરીશ."

આ સંવાદ કોટાના દિવાન જાલિમસિંહ અને ઝાલરાપટ્ટણના રાજા માધુસેન વચ્ચે જાલિમસિંહના મહેલમાં ચાલી રહ્યો છે.

ઝાલરાપટ્ટણ રાજ્ય, કોટાના તાબાના રાજ્ય તરીકે ઇ. સ. ૧૭૯૭ થી નક્કી થયું હતું. ચંબલ અને કાલી નદીઓના સંગમસ્થાન પર આવેલા એ રાજ્યનો રાજેન્દ્ર માધુસેન સત્યપરાયણ, ગંભીર અને દક્ષ રાજેન્દ્ર ગણાતો હતો. એના રાજ્યને ખાલસા કરવાનો કોઇ જાતનો કોઇ ખાસ પૂરાવો જાલિમસિંહ સમક્ષ નહતો; તેમ તેની ઇચ્છા, ખાસ તે રાજ્યને કોટા સાથે જોડી દેવાની નહતી. પરંતુ પરિચ્છેદ પાંચમાં જણાવ્યું છે તે મુજબ, ગોવર્ધનસિંહ અને દારૂણસિંહના હૃદયમાં એ રાજ્ય બથાવી પાડવાની મહત્વાકાંક્ષા જાગી હતી. એનાં ખાસ બે કારણોમાં પ્રથમ એ કે, ગોવર્ધનસિંહને જાલિમસિંહે લખી આપ્યા મુજબ એક સારી આવકવાળા રાજ્યની સુબાગિરી મળતી હતી અને બીજું એ કે, ગોવર્ધનસિંહે માધુસેનની યુવાવસ્થામાં આવેલી રૂપવતી કન્યાને જ્યારથી જોઇ ત્યારથી તેના ઉપર મોહિત થઇ, તેને પોતાની રાણી બનાવવાની ઇચ્છા પોષી હતી. આ બે કારણોને લીધે તેણે, અગાઉનાં પ્રકરણોમાં જણાવ્યું છે તેમ, અવન્તિસેન સંબંધી ખટપટ આદરી હતી અને માધુસેનને તે જાલિમસિંહ પાસે આવવા કહી આવ્યો હતો.

'ઝાલરાપટ્ટણના રાજાને કેદ કરીશું અને કુમારનો વધ કરીશું એટલે બધી પીડા પતી જશે અને અલોકા સાથે લગ્ન કરી સુબાગિરી ભોગવતા લ્હેર મારીશું,' આવા મનોરથ ગોવર્ધનસિંહે સેવ્યા હતા.

માધુસેન એકવચની હતો. તેણે આપેલા વચન મુજબ તે એકલો જ ઘોડેસ્વાર થઇને ઝાલરાપટ્ટણથી કોટા આવ્યો હતો. જાલિમસિંહે શરૂઆતમાં તેની સાથે મીઠાશથી વાત કરી હતી અને ધીમેધીમે વાતને વધારતાં પિંઢારાઓની હકીકત છેડી હતી. માધુસેને પિંઢારાઓ વિષે પોતાની અણવાકેફગારી બતાવી અંતે પોતે તેઓના સંબંધમાં બિલ્કુલ આવેલો નથી એમ કહ્યું, એટલે જાલિમસિંહે પલ્ટો લીધો અને પોતાનું ઉગ્ર સ્વરૂપ બતાવી એને દમદાટી દીધી.

માધુસેનનું વય ૫૦ ની લગભગમાં હતું. કોટા રાજ્યના તાબામાં તે હતો એ ખરું, પણ કેવળ પોતાના સૌજન્યથી અને પોતાની ઝાઝી ગુંજાશ નહિં હોવાને કારણે તે કોટા રાજ્ય સાથે આ રીતનો સંબંધ ટકાવી રહ્યો હતો. આજ સૂધી તેની સાથે કદાપી કોટા રાજ્યે કટુતાભર્યું વર્ત્તન દાખવેલું ન હોવાથી તેને સંતાપનું કાંઇ કારણ મળ્યું ન હતું. પરંતુ અત્યારે તો તેણે નવી જ વાત જાણી ! નવો હુકમ સાંભળ્યો ! સલાહ

લેવા પોતાને બોલાવવામાં આવેલો તેને બદલે શિરચ્છેદ સુધીની ધમકી પણ પોતાને અપાઇ! માધુસેનથી આ અપમાન સહન થયું નહીં.

તેણે જાલિમસિંહના મુખમાંથી શિરચ્છેદની વાત સાંભળી એટલે તે બોલ્યોઃ "શિરચ્છેદની ધમકી આપતાં તમે ભૂલી જાઓ છો કે, એક ક્ષત્રિયની સાથે તમને કામ પડયું છે. મારૂં શરીર કાંઇ બુઠ્ઠું નથી, સમજ્યા ? તમારે પ્રથમ તેને જવાબ આપવો પડશે."

"હાઃ હાઃ હાઃ" જાલિમસિંહ હસ્યોઃ "મને તમે તલ્વારની બીક બતાવો છો ? આસપાસ જુઓ, આ ખંડમાં હું એકલો નથી."

માધુસેને આમતેમ નજર કરી. તે ખંડના દ્વારમાં દશ–બાર સશસ્ત્ર સૈનિકો ઉભા હતા. તે એકદમ ઉભો થયો અને પોતાની તલ્વાર કાઢીને સ્ફૂર્તિથી જાલિમસિંહની છાતી સરસી તેની ધાર રાખીને બોલ્યોઃ "એ સૈનિકોને અહીંથી ચાલ્યા જવા હુકમ આપો, નહીંતર આ રક્તપિપાસુ અસિ તમારાં આંતરડાં બહાર કાઢશે."

જાલિમસિંહે આવી આશા રાખી નહતી. તે બેશક મુંઝાઇ ગયો. સેંકડો સૈનિકો આસપાસ ઉભા હોય એમ છતાં સરદારના પ્રાણ તલ્વારની ધાર પર લટકી રહ્યા હોય તો સૈનિકોની મગદૂર નથી કે, તેઓ શત્રુનો વાંકો વાળ કરી શકે; કારણ કે, તેમ થતાં સરદારનો પ્રાણ ચોક્કસ પંથે પળે. માધુસેન. આવી સ્ફૂર્તિ બતાવીને પોતાને મુશ્કેલીમાં મૂકશે એવો ખ્યાલ પણ જાલિમસિંહને નહતો. તેણે બાજી ખેલી. હસતાં હસતાં તે બોલ્યોઃ "શાબાશ છે, રાજપૂતરત્ન! તમારી કસોટીમાંથી તમે વિજયી નીવડયા. આપણે પહેલાંના જેવા જ મિત્રો છીએ. તમારૂં શસ્ત્ર કૃપા કરીને મ્યાન કરો."

"નહીં હવે તમારો કશો જ વિશ્વાસ હું નહીં રાખું." માધુસેને કહ્યુંઃ "સૈનિકોને અહીંથી જવાનો હુકમ આપો. પછી જ મારી તલ્વાર તમારી છાતીપરથી દૂર થશે."

"વારૂ; તો તેમ," જાલિમસિંહ બોલ્યો. તેણે સૈનિકોને ત્યાંથી જતા રહેવાનો હુકમ આપ્યો. તેઓ ગયા એટલે માધુસેને તલ્વાર તો હટાવી લીધી પણ મ્યાન કરી નહીં.

"હજી અવિશ્વાસ છે?" જાલિમસિંહે હસતાં હસતાં પૂછ્યુંઃ "તલ્વાર મ્યાન કરવામાં તમને શો વાંધો છે?"

"એક જ," માધુસેને કહ્યુંઃ "તમે જે આક્ષેપ મારા સામે કર્યો છે તે ખોટો હતો અને તેમાં તમારી ગેરસમજ થઇ હતી એવું લખાણ કરી આપો નહીં ત્યાં સુધી આ તલ્વાર પર હું સાબૂત રહેવા માગું છું."

જાલિમસિંહ વેત્રાસન પરથી ઉઠીને ઉભો થયો અને વિચાર કરતો કરતો આમતેમ ફરવા લાગ્યો. ફરતાં ફરતાં તે ખંડના દ્વાર નજદીક તે ગયો અને બહાર ડોકીયું કરીને મૂછમાં હસ્યો. બાદ ત્યાં જ ઉભે ઉભે તે બોલ્યોઃ "તમારે લખાણ જોઇએ છે, ખરૂંને ? વારૂ; એનો ખરડો લખવા કૃપા કરો. હું તે મુજબ લખી આપીને મારી સહી કરીશ."

જાલિમસિંહના લખવાના મેજ પાસે જઇને માધુસેને લખવા માંડયું. બે ત્રણ લીંટી તેણે લખી એટલામાં જાલિમસિંહે ત્રણ તાળીઓ પાડી. એ તાળીઓ સંકેત રૂપ હતી. ત્રીજી તાળી પડી રહી કે જે સૈનિકો દ્વારમાંથી ખસી ગયા હતા તેઓએ એકદમ ખંડમાં પ્રવેશ કર્યો.

"પકડી લ્યો, એ બંડખોર રાજાને," જાલિમસિંહે સૈનિકોને હુકમ કર્યો.

માધુસેન લખતો લખતો થોભી ગયો. પોતાની તલ્વાર તેણે મજબૂતાઇથી પકડી અને કહ્યુંઃ "દગો! જાલિમસિંહ મેં આવું ધાર્યું નહતું."

"મારી પાસેથી લખાણ કાંઇ એમને એમ મેળવાતું હશે? મિત્ર. અને દગો તો આમાં છે જ નહીં. મારા સંરક્ષકો મને ભયમાં જોઇને મારો હુકમ થવા છતાંયે મારી નજદીકથી દૂર થાય ખરા કે? તેઓ દ્વારબહાર ઉભા જ રહ્યા હતા. એમને મેં મારા સંરક્ષણ માટે બોલાવ્યા; કારણ કે, ફરીથી તમારી તલ્વારની અણીપર હું રહેવા માગતો નથી. સૈનિકો, જલ્દીથી આમને પકડી લ્યો."

સૈનિકો માધુસેન સમીપ પહોંચ્યા એટલે તે વૃદ્ધ શૂરો મેજ ઉપર ઉભો થઇ ગયો અને પોતાની તલ્વારના અટપટા ખેલવા લાગ્યો. હજી તો પાંચેક ક્ષણ પૂરી થઇ નહતી એટલામાં તે જ ખંડના રસ્તા ઉપર

ડતા ઝરૂખામાંથી એક યુવક ફલંગ મારીને અંદર દી પડયો અને બૂમ મારીને બોલ્યો: "બાયલાઓ, એક વૃદ્ધની સામે તમને આટલા બધાને ગોધાંઓની માફક લઢતાં શરમ નથી આવતી? લઢવું હોય તો આવો મારી સામે."

જાલિમસિંહની નજર એ આવનાર અને બોલનાર યુવક તરફ ગઇ. એ તે જ યુવક હતો, જે વધસ્થાન પરથી છટકયો હતો. જાલિમસિંહે તેને ઉદ્દેશીને કહ્યું: "કોણ? બંડખોર પિતાની કુમકે પિંઢારો પુત્ર! ઠીક થયું કે, તારી મેળે જ તું મારી જાળમાં આવીને ફસાયો. સૈનિકો, પૂરો કરી દો, આપણા એ ગુન્હેગારને."

"બહુ વાર લાગશે એ મુરાદ બર આવતાં. સાત જન્મ ધારણ કરશો તોયે નહીં ફાવશો, સમજ્યા?" એમ કહીને તે યુવકે એક સૈનિકની ઉપર પોતાની તલ્વારનો એવો તો સચોટ ઘા કર્યો કે જેને પરિણામે તે સૈનિક ઘવાઇને ધરણી પર ઢળી પડયો. માધુસેન આ જોઇને બોલ્યો: "ધન્ય છે વીર યુવક."

જાલિમસિંહે ત્રાડ પાડી: "બાયલાઓ, એક છોકરાથી હારી જાઓ છો! એને પૂરો કરતાં કેમ અચકાઓ છો?"

પણ એમ બોલવું સહેલું હતું, આચરવું મુશ્કેલ હતું; કારણ કે એકને ઘાયલ કરીને ઘૂમતો આ યુવક કોઇપણ સૈનિકને પોતાની નજદીક આવવાની તક આપતો ન હતો અને એની તલ્વાર ફેરવવાની છટા, એ મરણીઓ થઇને લઢતો હોય એવો ખ્યાલ આપતી હતી. માધુસેનને એની બહાદૂરી જોઇને શૂર ચઢયું અને એક બેફામ સૈનિકને એણે ઘાયલ કર્યો. યુવકે પણ તે વેળા એક ત્રીજાને પ્રાણઘાતક ઘાથી જમીન પર પટકાવ્યો.

ત્રણ ત્રણ સૈનિકો ધરણી પર ઢળ્યા અને હજી તો આ બે મરણીઆ ઝૂઝે છે, એવું જોઇને જાલિમસિંહ અકળાયો. તે ખંડની એક દિવાલ પર લટકતું રણશિંગું પોતાના હાથમાં લઇ, બારી પાસે જઇ, તેણે વગાડયું.

ખંડમાં ધસી આવ્યા અને જાલિમસિંહની ઇશારતથી તેઓ બન્ને ઉપર તુટી પડયા.

તેઓ તે બેને તાબે કરી શકયા, પરંતુ સિંહ યુગલને પકડતાં પકડતાં યે તેના ન્હોર વાગ્યા વિના રહે ખરા? બેત્રણ વધુ સૈનિકોને યે તેમના સાથીદારોના જેવી અસિ-પ્રસાદી મળ્યા વિના રહી નહીં.

તેઓ બન્નેને સૈનિકોએ પકડી લઇને તેમનાં હથીઆર ખૂંચવી લીધાં અને તેઓના હાથ બળપૂર્વક અવળા કરાવીને દોરડાંના બંધથી જકડી લીધા.

એ વખતે સૈનિકોની વચમાં થઇને એક હજુરીઆ જેવો દેખાતો માણસ જાલિમસિંહ સમીપ આવ્યો અને નમન કરીને બોલ્યો: "મહારાજ કિશોરસિંહ પધારે છે."

"કહી દે કે, હમણાં એમને મળવાની મને ફુરસદ નથી," જાલિમસિંહે જવાબ દીધો.

"દિવાનજી, એવા તે શા મહાન કાર્યમાં ગુંથાયા છો કે, મને મળવા ના પાડો છો?" સૈનિકોની હરોળના પાછલા ભાગમાંથી સ્વર સંભળાયો. સૈનિકો તરત જ વચમાંથી ખસી ગયા અને કોટાનો યુવાન મહારાવ કિશોરસિંહ ખુલ્લા માર્ગથી તે ખંડની વચમાં આવીને જાલિમસિંહ સામે ઉભો રહ્યો.

"હં, હં," જાલિમસિંહ હસીને બોલ્યો: "આપે ઓચિંતી તસ્દી લીધી. પણ નામદાર, જુઓને, આ પિંઢારાઓ મને એવો ત્રાસ આપી રહ્યા છે કે એમને તાબે કર્યા વિના કોઇને મળવું ન ગમે."

"કાંઇ ચિંતા નહીં," કિશોરસિંહે કહ્યું. "હજુરીઆએ તેને બેસવાનું એક વેગાસન આપ્યું. તે ઉપર બેસીને તેણે આસપાસ દૃષ્ટિ નાંખી. સૈનિકોના હાથમાં પકડાયલાઓને જોઇને તેણે જાલિમસિંહને પૂછ્યું: "આ બે કોણ છે?"

જાલિમસિંહ બોલ્યો: "ન ઓળખ્યા? એક તો ઝાલરાપટ્ટણના કહેવાતા રાજા, જેઓ પિંઢારાઓ સાથે અંદરખાનેથી ભળી ગયેલા છે, અને બીજો, વધસ્થાન પરથી છટકેલો આપણો ગુન્હેગાર અને આ ઝાલરાપટ્ટણના રાજાનો પુત્ર અવન્તિસેન."

"એમ?" કિશોરસિંહ આશ્ચર્ય બતાવતો બોલ્યો:

જાલિમસિંહે જવાબ દીધોઃ "એ બેઉને ઉંધે માથે લટકાવી તળે મરચાંની ધુણી કરીશું ત્યારે જ તેઓ ખરૂં માનશે."

"પણ આવો ઇન્કાર કરવાનું તેમને કારણ શું હોઇ શકે ?"

"એ જ કે, ગુનાહમાંથી છટકી જવાય. હં-હું-હં કેંક માણસ જાતની પ્રકૃતિ તો જુઓ, રાજેન્દ્ર," જાલિમસિંહે હસી હસીને કહેવા માંડયું: "ધંધા લૂંટ-ફાટના કરવા છે અને અસત્ય પર અસત્યના થર ચઢાવીને તે ધંધા ઢાંકી દેવા છે."

"તમે એમનું હવે શું કરવા માગો છો ?"

"તોપને મ્હોંએ બાંધી બન્નેને ઉડાવી દીધા સિવાય છૂટકો નથી. બેશક, એમાં બ્રિટિશ એજંટની પરવાનગી મંગાવીશું."

"વારૂ," એમ બોલીને કિશોરસિંહ ઉભો થયો અને જે યુવક પકડાયલો હતો તેની સમીપ જઇ તેણે પૂછયું: "બહાદૂર યુવક, તમે ચોક્કસ અવન્તિસેન નથી ?"

"એનો જવાબ આપવા મારી ઇચ્છા નથી." યુવક બોલ્યો.

"જુઓ, જાલિમસિંહજી," કિશોરસિંહે કહ્યું: "આ યુવક કોણ છે એવું જ્યાં સુધી સાબિત થાય નહીં થાય ત્યાં સુધી તેને અવન્તિસેન કહી શિક્ષા કરવી, એ અન્યાય છે. માટે હું તેને અને સાધુસેનજીને મારા રાજમહેલમાં લઇ જાઉં છું. તેઓ મારા રાજમહેમાન તરીકે રહેશે."

"આ યુવક અવન્તિસેન જ છે." જાલિમસિંહે કહ્યું.

"કદાચ તે અવન્તિસેન નથી એમ હું પોતે સાબીત કરી આપું તો ?" કિશોરસિંહે પ્રશ્ન કર્યો.

તેલમાં માખી ડૂબી ગઇ! જાલિમસિંહને સંદેહ ઉપસ્થિત થયોઃ "શું ગોરધનની ભૂલ થઇ છે? મૂળ મુદ્દે આ અવન્તિસેન જ નથી કે શું? તો પછી સાધુસેન પરનો આરોપ કેવી રીતે ટકી શકે? યુવક અવન્તિસેન નથી તો છે કોણ?"

આ સવાલો તે પોતાના દિલમાં કરતો હતો તે દરમ્યાન "તેઓ મારી સાથે જ રહેશે," સૈનિકો તરફ વળીને રાજેન્દ્રે આજ્ઞા કરીઃ "ચાલો, છોડી નાંખો આ બન્નેનાં બંધન!"

સૈનિકો સ્થિર રહ્યા. ક્રોધભરી નજર નાંખીને રાજેન્દ્ર જાતે સાધુસેન પાસે જઇ તેના હાથ ઉપરનાં દોરડાં છોડવા તત્પર થયા એટલે જાલિમસિંહની ઇશારતથી સૈનિકોએ બન્નેનાં બંધન દૂર કર્યાં.

"ચાલો, મિત્રો, હું જોઇશ કે, મારા દિવાન તમારા સામે હવે શા પુરાવાઓ રજુ કરે છે."

આમ કહીને કિશોરસિંહ તે બન્નેના હાથ સ્નેહપૂર્વક ઝાલીને તે ખંડમાંથી વિદાય થયો.







## પરિચ્છેદ ૭ :

## કુમાર વિષણુસિંહ સાથે મસલત

કિશોરસિંહજી કોટાની ગાદીએ ૧૮૦૨ ની સાલમાં આવ્યા ત્યારપછી, ગત પરિચ્છેદમાં વર્ણવ્યા મુજબ, કદાપિ તેમણે જાલિમસિંહ સામે હિમ્મતભેર માથું ઉંચક્યું નહતું. કદાપિ તેમણે એવું કોઇ પગલું ભર્યું નહતું કે, જે જાલિમસિંહના વિરોધ તરીકે દેખાય. આથી જ્યારે કિશોરસિંહજી, માધુસેનને અને અપરિચિત વીર યુવકને જાલિમસિંહ પાસેથી કેદીઓ તરીકેની હાલતમાંથી છોડાવીને પોતાના રાજમહેમાન તરીકે લઇ ગયા, ત્યારે જાલિમસિંહ વિચારવા લાગ્યો કે, "આનું કારણ શું? મારા પગલાની સામે આવો ખુલ્લો વિરોધ યુવાન મહારાજાએ કેમ બતાવ્યો?"

વિચાર અને મનનને અંતે તે એવા નિર્ણય ઉપર આવ્યો કે, "આમાં કોઈની ભંભેરણી છે. એ ભંભેરણી કરનાર કોણ હોઇ શકે?" જાલિમસિંહનો શક અવન્તિસેન તરીકે જણાવાયલા યુવક ઉપર ગયો. "એ યુવક વધસ્થાન પરથી છટકીને રાજકુમારીના ઝરૂખામાં દેખાયો હતો. ત્યાંથી તે અંદર ગયો હતો. ગોવર્દ્ધનસિંહને તેને પકડવા મોકલ્યો ત્યારે ઉલ્ટું તેને બેહોશ કરી દોરડેથી લટકાવી, ફજેત કરી, તે યુવક નાસી ગયો હતો, અને પછીથી માધુસેનના છૂટકારા માટે તે ધસી આવ્યો હતો. બેશક, આ ઉધ્ધત, બંડખોર અને ભયંકર યુવકે જ રાજકુમારી દ્વારા કિશોરસિંહના કાન ભંભેર્યા હશે."

"એ યુવક છે કોણ? ચાહે તે હો; તે અવન્તિસેન હોય યા તો પુરાણોમાં વર્ણવેલો મહાભારતનો ભીમસેન હોય અથવા તો અકબર બાદશાહના સમયનો તાનસેન હોય; પરંતુ તે કોઇ લાવલશ્કર ધરાવનારો અને સંખ્યાબંધ માણસોની મદદ પર ઝુઝનારો યુવક છે. પણ કિશોરસિંહજી એની મદદ પર આધાર રાખીને અવળાં પગલાં ભરે, એ તો બનવું ન જ જોઇએ. કિશોરસિંહજીને આ માટે કૈંક પાઠશીખવવો જોઇશે."

આવા આવા વિચારોમાં પ્રવૃત્ત રહ્યા બાદ તેણે આ ગૂંચવાયલાં કોકડાંમાંથી એક રૂપેરી તાર શોધી કાઢ્યો, અને તેને આધારે તે આ કોકડું ઉકેલી શકશે, એવી ખાત્રી રાખવા લાગ્યો.

એક પહેરેગીરને બોલાવીને તેણે કહ્યું: "જા, કુમાર વિષણુસિંહજીને બોલાવી લાવ. કહેજે કે, કોઈ જાણે નહીં એવી છૂપી રીતે પધારશો. કહેજે કે, તમારા ખાસ લાભની વાત માટે તમને બોલાવ્યા છે."

કુમાર વિષણુસિંહ, કિશોરસિંહનો નાનો બંધુ હતો. આશરે ૨૮ વર્ષનો એ બુદ્ધિમાન રાજકુમાર હતો. એનાથી નાનો, આશરે ૨૩ વર્ષની વયનો નાનો કુમાર 'પૃથ્વીસિંહ હતો. ત્રણે ભાઇઓની પ્રકૃતિમાં વિવિધતા હતી. મહારાવ—શાન્ત, ગંભીર અને મુલાયમ પ્રકૃતિના હતા. વિષણુસિંહ સત્તાલોભી, ચંચળ અને પોતાનું ધાર્યું ન થાય તો તે કરવા માટે આસમાન જમીન એક કરી દેવાની પ્રકૃતિનો હતો, અને 'પૃથ્વીસિંહ એટલે સાચો વીર, સબળ શૂરો અને તેજસ્વિતાનાં કિરણો ફેંકતો બાળ કેસરી.

કિશોરસિંહજી હમેશાં જાલિમસિંહનાં કથન શાન્તિપૂર્વક સાંભળતા, અને તે ઉપર મનન કરીને પોતાની ભૂલ હોય તો તે કબૂલ કરતા. વિષ્ણુસિંહ પોતાના લાભની કાંઇ વાત હોય તો તરત કાન માંડીને સાંભળતો, પણ જ્યાં ગેરલાભ જેવું ભાસતું કે દરકાર વિનાનો બની જતો. અને પૃથ્વીસિંહ તો કદાપિ જાલિમસિંહ પાસે આવતો જ નહીં. નિડર, સ્વાતંત્ર્યપ્રેમી, શૂરવીરને શોભે એવાં કામો કરવાની આકાંક્ષાઓ પોષતો અને સદૈવ વનજંગલ અને નદીનાળાંઓની મુલાકાત લઇ ત્યાં પોતાના મિત્રો સાથે વીરને છાજે એવી રમતગમતો કરવામાં પ્રવૃત્ત રહેવાની પ્રકૃતિ વાળો હતો.

મનુષ્ય--સ્વભાવની પરીક્ષામાં પૂરા પ્રવીણ જાલિમસિંહે, આ ત્રણ ભાઇઓમાંથી, સત્તાલોભી વિષ્ણુસિંહ દ્વારા પોતાની સામેની મુશ્કેલીઓનું કોકડું ઉકેલવા ધાર્યું અને તેથી તેણે તેને પોતાની સમક્ષ બોલાવ્યો.

વિષ્ણુસિંહ થોડીક જ વારમાં આવ્યો. એને પોતાના ખંડમાં પ્રવેશ કરતો જોઇ જાલિમસિંહ તરત જ ઉઠીને ઉભો થયો અને એને સામો લેવા જઇ, પ્રેમભર્યા વદને આવકાર આપી, એનો હાથ સ્નેહપૂર્વક ઝાલી પોતાની બેસવાની જગ્યાએ એને બેસાડયો. અને પ્રારંભમાં અહીં તહીંની અસંબધ્ધ પ્રકીર્ણ વાતો કર્યા પછી તેણે વધસ્થાનની વાત છેડી; અપરિચિત યુવકે પ્રજાના વાળેલા ધાણની દુઃખદ ઘટના માટે વિલાપ કર્યો; અને પછી મહાદુઃખ અને કલંકરૂપ વાર્ત્તા એ જણાવી કે, "એ પિંઢારો કોટાના રાજકુટુંબમાં વરવાની પ્રતિજ્ઞા લઇ બેઠો છે !"

વિષ્ણુસિંહે એ યુવકની વાતની શરૂઆત થતાં જ તિરસ્કારના ભાવો પોતાના મુખ ઉપર ધારણ કર્યા, એ જાલિમસિંહ તત્કાળ પરખી ગયો. વિષ્ણુસિંહનો તે યુવક તરફ તિરસ્કાર છે, એવું સમજ્યા પછી પોતાના કથનનો પ્રવાહ એણે એવો રાખ્યો કે જેથી એ તિરસ્કારમાં વૃદ્ધિ થાય. છેલ્લે,જ્યારે તેણે પિંઢારાની પ્રતિજ્ઞાને કલંક કથા કહી ત્યારે વિષ્ણુસિંહ બોલ્યોઃ "મુરબ્બી, શું કરૂં કે, બન્ને ભાઇઓ આ વાત જાણે છે છતાંયે મને સાથ આપવા ના પાડે છે. નહીંતર બ્હેને એને 'પતિ' તરીકે સ્વીકાર્યો છે, છતાંયે હું મારે હાથે એનો વધ કરું"

વિષ્ણુસિંહનાં ગુસ્સાભરેલાં આ વેણમાંથી જાલિમસિંહે ઘણું નવું જાણ્યું. એ અપરિચિત યુવક રાજકુમારીને પ્રેમ–પ્રસંગમાં પાડી શકયો છે અને 'પતિ'પદ પણ પ્રાપ્ત કરી શકયો છે, એ મહાઅનર્થની વાત હતી. જાલિમસિંહે માની લીધું કે, આ ત્રણ ભાઇઓને અને બહેનોને જરૂર કાંઇક વાતચીત થઇ છે. અને તેમાં વિષ્ણુસિંહ ખૂબ નારાજ થયો છે. એ પ્રસંગની માહિતી મેળવવા માટે તેણે પૂછ્યું: "શું એ પિંઢારાને રાજકુમારીએ 'પતિ' તરીકે સ્વીકાર્યો છે ? કુમાર, તમે એ વાત જાણી ત્યારે મને કહેવા ન આવ્યા, એ ઠીક કર્યું નહીં. ચોગરદમ જેઓ લૂંટફાટ કરીને પ્રજાને રંજાડે, તેઓમાં શું કોટા--રાજકુળની આર્ય વીરાંગના ભળશે ? નહીં. એમ ન જ બનવું જોઇએ."

"હું પણ એ જ કહું છું; પણ સાંભળે છે કોણ ?" વિષ્ણુસિંહે વિલાપ કર્યો.

"તમે અરણ્યમાં જઇને રૂદન કરો, તો સાંભળે કોણ ? મને શું તમે એક અવિશ્વાસુ, તમારા હિતનો વિરોધી અને દુષ્ટ માણસ ધારો છો ? કુમાર, એક વખત ધારૂં તો, તમને કોટાને સિંહાસને બેસાડું એ જાણો છો ને ?" જાલિમસિંહે તેને વિશ્વાસમાં લેવા વાક્જાળ પાથરી.

વિષ્ણુસિંહની આંખમાં ચમકારો જણાયો, પણ તરત જ પાછો તે વિલીન થઇ ગયો અને તે સહેજ હતાશ સ્વરે બોલ્યોઃ "તમે ! તમારા પર મારે વિશ્વાસ રાખવો ? ના, ના; તમારી આંખે તો મોટાભાઇ જુએ છે. તમારા ચારે હાથ મોટાભાઇ પર છે. એ હાલતમાં હું કોઇ ખોટા અભિલાષ સેવું એ નિરૂપયોગી જ ગણાય."

જાલિમસિંહ ઉઠીને ઉભો થયો અને વિષ્ણુસિંહને ખભો થાબડીને બોલ્યોઃ "કુમાર, માનો કે ન માનો, પણ તમારા દિલમાં કોઇ મોટી ગડભાંગ ચાલી રહી છે. મહારાવની સાથે તમને કોઇક બાબતમાં તકરાર થઇ છે. હું દિલગીર છું કે, એ બાબત હું જાણતો નથી; પણ જો મારામાં તમને વિશ્વાસ હોય તો, જો મારી શકિતઓથી તમે વાકેફ હો તો, ઘડીના છઠ્ઠા ભાગમાં હું તમને સંતોષી શકું."

વિષ્ણુસિંહ જવાબ ન દેતાં વિચારગ્રસ્ત રહ્યો. એટલે જાલિમસિંહે આગળ કહેવા માંડ્યું: "રાજ

કુટુંબમાંથી કોઇ પણ મુંઝાયા કરે અને પોતાનું દિલ ખોલીને પોતાની મુંઝવણ કહે નહીં,એ સ્થિતિમાં રાજ-કુટુંબના હિતૈષીઓને અપાર ઉદ્વેગ થાય જ. તમે કાઢેલા અછડતા ઉદ્દગારોમાંથી મને ભયંકર શંકાઓ ઉપજી છે. કદાપિ પિંઢારાદળનો કોઇક મુખી અબળાની ઓથ લઇને આપણા રાજ્યપર પોતાનો પંજો નાંખે, અને એથી આ રાજ્યમાં વસતાં પ્રજાજન પર મહાવિપત્તિ આવે, એવો કોઇએક પણ પ્રસંગ પડદા પાછળ ઘડાઈ રહ્યો છે, અને કુમાર,તમે તેથી વાકેફ છો; પણ તમારી આત્મશક્તિમાં અવિશ્વાસુ રહી, તમે લાચારી અનુ-ભવી રહ્યા છો. બોલો, મારી આ શંકાઓ ખરી છે કે નહીં ?"

"મારી શકિતમાં મને અવિશ્વાસ નથી, પણ આમાં શું કરવું તે સુઝાડનાર કોઇ જબરી વ્યકિતની મને ઓથ જોઇએ છે," વિષણુસિંહ જાલિમસિંહના મ્હોં તરફ તાકી તાકીને જોતો બોલ્યો.

"કસ્તુરી-મૃગના જેવી જ તમારી હાલત છે." જાલિમસિંહ બોલ્યોઃ "પાસે કસ્તુરી હોવા છતાં વનેવન રઝળતા મૃગ જેવો—"

"તમે મને વચન આપો છો?" વિષણુસિંહે એકદમ અધવચ્ચ પ્રશ્ન કર્યો.

"શેનું વચન? વાત જાણ્યા વિના જ વચન? અવિશ્વાસ, અશ્રદ્ધા, આનાકાની અને આત્મવંચનાની પ્રકૃતિવાળા રાજકુમાર! તમે કાંઇ કરી શકવાના નથી." જાલિમસિંહે એને સતેજ કરવા અને વાત કઢાવવા વાક્પ્રહાર કર્યો.

ઝડપથી વિષણુસિંહ ઉઠીને ઉભો થયો અને પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢીને બોલ્યોઃ "મને મારામાં કદાચ અશ્રધ્ધા હશે પણ મારી તલ-વારમાં નથી. હું રાહ જોતો રહીશ. વખત આવ્યે આ તલવાર પોતાનું પાણી બતાવશે જ."

"શી નકામી વાત કરો છો!" જાલિમસિંહે કહ્યું: "ટાઢે પાણીએ ખસ જતી હોય તો બીજા કોઇ ઉપચારની જરૂર જ શી રહે? તલવાર-બહાદૂર તમે એકલા જ હશો! ના. ના. કોટાના અંતઃપુરની દાસીઓ પણ તલવારથી ઝૂઝી શકે છે. અને મને ભય છે કે, રાજકુટુંબના મરદો કરતાં તેઓની તલવારો વહેલી ઉછળશે." તે આમ કહીને તે ખંડમાં ફરવા લાગ્યા અને પોતાના જમણા હાથની હથેલીમાં ડાબા હાથની મુઠીઓ મારતો સ્વગત કહેવા લાગ્યોઃ "શું કરું કે, પ્રસંગ શો બન્યો છે, તે હું જાણતો નથી--નહીં તો એકકે એકની કાનપટ્ટી ઝાલીને અહીંથી કાઢું."

"તમે એમ કરવાનું વચન મને આપો છો?" વિષણુસિંહે તેના ઉદ્દગાર સાંભળી પ્રશ્ન કર્યો.

"હા. અન્યાય, પ્રપંચ અને દ્રોહનાં સામ્રાજ્ય પ્રસરી રહ્યાં હશે તો, જરૂર તેમ કરવા તૈયાર છું-ખુદ મહારાવની આંખની શરમ પણ હું તેમાં નહીં રાખું." જાલિમસિંહે જાણી જોઇને આ ઉદ્દગાર કાઢ્યા.

વિષણુસિંહ પ્રસન્ન મુદ્રાથી તેના તરફ પળભર જોઇ રહ્યો અને પછી તલવાર મ્યાન કરીને પોતાના સ્થાને બેસતાં બોલ્યોઃ "તો સાંભળો. મોટાભાઇ, હું અને નાનોભાઇ ત્રણે જણ સમક્ષ બ્હેને આવીને કબૂલ કર્યું છે કે-એ પિંઢારો એનો 'પતિ' છે અને એનો વાંકો વાળ પણ નહીં થઇ શકે."

"ક્યારે આ પ્રસંગ બનેલો?"

"વધસ્થાન પરનો ઉત્પાત શમ્યા પછી આશરે એક કલાક પછી." વિષણુસિંહે કહ્યું: "મારે અને પૃથ્વીસિંહને તે વખતે રાજાઓ અને દિવાનો સંબંધી વાતચીત થતી હતી. પૃથ્વીસિંહ પરડ કરતો હતો કે એક રાજા પોતાના રાજ્યમાં ચાહે તે કરી શકે-દિવાનની આડખીલી રાજાના મનોરાજ્ય ઉપર કે ભૂમિરાજ્ય ઉપર હોવી ન જોઇએ. મારું કહેવું એવું હતું કે અનુભવી અને દીર્ઘકાળથી રાજ્યના પરિચિત વિશ્વાસુ દિવાનો જે કરે તેમાં વિશ્વાસ રાખવો જોઇએ; અને પ્રજાના હિતની વિરુધ્ધ રાજાથી કશું પગલું ભરાય નહીં. પૃથ્વીસિંહ વાતવાતમાંથી તપી ગયો. રાજાની ઇચ્છા – પછી ચાહે તો તે પ્રજાહિત વિરુધ્ધની કે તર-ફેણની હોય તોપણ – સર્વોપરિ હોવી જ જોઇએ, એમ વારંવાર કહેતો રહીને, એ તો તલવાર કાઢીને મને દમદાટી દેવા લાગ્યો. મારે પણ તલવાર કાઢવી પડી. ત્યાં બ્હેન આવી પહોંચી અને મોટાભાઇએ તથા તેણે અમને શાન્ત પાડયા. પછીની વાતચીત વધસ્થાનના પ્રસંગની હતી. મોટાભાઇનું કશું વ્યકિતત્વ દિવાન આગળ પડયું નહીં અને વધ બંધ રહી શકયો નહીં;

એ સંબંધી પૃથ્વીસિંહે અને બહેને મોટાભાઇની ઠેકડી કરવા માંડી. ભાઇ પોતાની પ્રકૃતિ મુજબ ઠંડા ગાર રહ્યા. જાલિમસિંહજી, એમને ન્યાય આપવા હું કહીશ કે, તમારામાં એમણે અખંડ અને અવિચ્છિન્ન વિશ્વાસ બતાવ્યો. અને યુવક પિંઢારો હોવાથી તેનો વધ યોગ્ય હતો, એમ કહ્યું–"

"મહારાવે ચોક્કસ એમ કહ્યું હતું ?" જાલિમસિંહે આશ્ચર્યચકિત થઇને પૂછ્યું.

"હા. એથી જ હું કહું છું ને કે, મોટાભાઇ તમારી આંખે જ જુએ છે."

"વારૂ," જાલિમસિંહે કહ્યું: "એ ચર્ચાની જરૂર નથી. જે બન્યું હતું તે આગળ કહો; એટલે વાતનો છેડો આવે."

"રાજેન્દ્રે જ્યારે યુવકને પિંઢારો કહ્યો ત્યારે બહેને ના પાડી." વિષ્ણુસિંહ બોલ્યો: "અને પોતાને ન્યાય અપાવવા જણાવ્યું. અમે સૌ વિચારમાં પડયા કે–બહેન 'પોતાનો ન્યાય' કેમ કહે છે? આખરે બહેનના ખુલાસાથી અમે જાણ્યું કે–તેણે અને તે પિંઢારાએ દેવમૂર્તિ સમક્ષ પ્રતિજ્ઞા લીધી છે કે, બન્ને એક બીજાના જીવનસાથી રહેશે. હું ચોંકયો–આવી મૂર્ખ પ્રતિજ્ઞાથી ચીઢાઇ ગયો. વળી મારે અને પૃથ્વીસિંહને ટપાટપી થઇ. કારણ તેણે બહેનની પસંદગીમાં વિશ્વાસ રાખવા કહ્યું. મેં ના પાડી. મોટાભાઇએ અમને બેને ખંડમાંથી બહાર કાઢયા. પૃથ્વીસિંહ ગુસ્સામાં જતો રહ્યો પણ હું બહાર છુપાઇ રહ્યો. મેં મોટાભાઇની અને બહેનની વાતચીત સાંભળી."

"મને ખાત્રી છે કે, તમે મોટાભાઇને તે વખતે ફેરવાઇ ગયેલા જોયા હશે." જાલિમસિંહે અર્ધવચ્ચ કહ્યું.

"ખાસ તેમ નહીં" વિષ્ણુસિંહ બોલ્યો: "પણ શંકા–અશંકામાં તેઓ ઝૂલતા હતા. બેહેને કોટા રાજકુળના વડવાઓની ખ્યાતિ વિષે ખૂબ ઉત્તેજક વાતો કરી, ભાઇના 'ભલા' અને 'ભોળા' સ્વભાવનો ઉલ્લેખ કરી, એમને રાજગાદીનો વહિવટ સ્વાધિન લેવા કહ્યું. 'ભલા રહેજો; દાના રહેજો; પણ મહાન્ વીર અને પ્રચંડ સત્તાધારી રહેજો,' એમ કહ્યું. જાલિમસિંહજી. બહેનના એ પ્રસંગના વકતૃત્વથી અને એ પ્રસંગના દેખાવથી હું તો ચકિત થઇ ગયો. જાણે સાક્ષાત્ રણચંડી રણભેરી વગાડતી ન હોય, એમ મને લાગ્યું; પણ હા. એણે ખોટા કારણનો પક્ષ લીધો હતો. એની વીરત્વ ચઢાવવાની વાતોનો મૂળ પાયો નબળો હતો. કેવળ એક પિંઢારાને ખાતર તે પોતાની શકિત વેડફી દેતી હતી. આથી મને બહાર ઉભે ઉભે ઘણો ખેદ થયો. એ ખિન્નતાને લીધે હું ત્યાંથી તે વખતે ચાલ્યો ગયો. મને મારા ખંડમાં ગયા પછી ઘણો ક્રોધ ચઢયો કે, બહેને અસત્યની ઓથ શા માટે લીધી છે? મારૂં જો ચાલતું હોત તો મેં જરૂર બહેનનું અપમાન કર્યું હોત."

"શાન્ત થાઓ, કુમાર," જાલિમસિંહે કહ્યું: "તમે ગુસ્સાના આવેશમાં અબળાઓનાં અપમાન કરી બેસો, એ લગીરે ઇચ્છવા યોગ્ય નથી."

"પણ મેં તેમ નથી કર્યું," વિષ્ણુસિંહ બોલ્યો:

"એ સંયમ માટે ધન્યવાદ," જાલિમસિંહે કહ્યું: "પરંતુ એક વાત તમે ન કહી. એ પિંઢારો છે કોણ?"

"મને તો એવો શક ઉપજે છે કે, એના સંબંધે ખોટી રીતે બધાની આંખમાં ધૂળ નાંખવાનો યત્ન થાય છે." વિષ્ણુસિંહે કહ્યું: "તે ઝાલરાપટ્ટણનો રાજકુમાર છે એવું તમે કહેલું છે. અમે પણ કહેતા હતા. ત્યારે બહેને અમારા દિલમાં એક પ્રશ્નથી શંકા ઉભી કરી હતી કે–એને ખોટા પ્રપંચથી અવન્તિસેન કહેવામાં નથી આવતો, એનો પુરાવો શો છે? બહેનના કહેવાથી હું એટલું તો જાણી શકયો છું કે, તે ખરેખર કોણ છે, એ વાત, તેણે બહેનને કહેલી છે. ફકત વધસ્થાન પરનું તેનું વાકય બધાને ભ્રમણા ઉપજાવવા માટે આગળ ધરવામાં આવે છે, જે વાકયમાં તે યુવકે પોતે અવન્તિસેન નથી એમ કહેલું."

"તમે અવન્તિસેનને દીઠે ઓળખો છો?"

"ના. મેં એને કદાપિ જોયો નથી."

"મહારાવ અથવા પૃથ્વીસિંહ ઓળખે છે?"

"ઘણું ખરું તો નથી ઓળખતા."

"એના જેવા ચહેરાના બીજા કોઇ રાજવંશીને તમે કોઇવાર કયાંયે જોયો છે?"

"ના. હું તો નકકી માનું છું કે, તે અવન્તિસેન છે. અને પિંઢાર પ્રકૃતિનો તે હોવાથી બહેનની લાગણી

ઉસ્કેરી મૂકીને ફરીથી વધ-પ્રસંગમાંથી છટકી જવા, તે ઇન્કાર કરી રહ્યો છે."

જાલિમસિંહ હવે ખંડમાં આમતેમ ફરતો વિચાર કરી રહ્યો. કેંકવાર સુધી વિચાર કર્યા બાદ તેણે વિષણુસિંહને કહ્યુંઃ "એને મેં ફરીથી પકડયો હતો, એ મે જાણો છો, કુમાર?"

"વધસ્થાન પરથી છટકયા પછી?"

"હા. તેને અને ઝાલરાપટ્ટણના રાજા માધુસેનને પણ મેં પકડયા હતા. પરંતુ મહારાવ તેઓને છોડાવી ગયા છે."

"શું કહો છો?! તમારી આંખે જોતા મહારાવે તમારી સામે પગલું ભર્યું?" વિષ્ણુસિંહ અજબ થતો પૂછવા લાગ્યો.

"એ જ આશ્ચર્યની વાત છે!" જાલિમસિંહે કહ્યુંઃ "પણ તેનું કારણ હવે સમજાયું. તમારાં બહેનની વકતૃત્વશકિત સફળ નીવડી છે. વારુ, એની કશી જ ચિન્તા કરવાની જરુર નથી."

"એમ કેમ? એ તો મહાચિન્તાનું કારણ ગણાય." વિષ્ણુસિંહે પોતાની ચિંતા દર્શાવી.

જાલિમસિંહ બેદરકારીથી હસ્યો અને બોલ્યોઃ "અમુક કાર્યનું ખરું કારણ આવ્યું કે, પછી એનો ઉપાય સહેલાઇથી થઇ શકે છે. હું ઉપાય લઇશ. પણ કુમાર, તેમાં મને તમારી મદદ જોઇશે. એ વિના બિલ્કુલ નહીં ચાલે."

"હું જોઇતી મદદ આપવા તૈયાર છું."

"વચન આપો."

વિષણુસિંહે વચન આપ્યું. જાલિમસિંહે સ્મિત કર્યું અને પછી તેની સામે એક વેત્રાસન પર બેસીને બહુ જ ધીમા સ્વરે તેને કેટલુંક સમજાવ્યું.

આશરે અર્ધો કલાક એ મસલતમાં તેઓએ ગાળ્યો. એ મસલત પછી બંને જણા ઉત્સાહી થયેલા જણાયા. અને ફકત નીચે મુજબ પ્રશ્નોત્તર કરી વિખુટા પડયા.

"મારું કથન તમે બરાબર સમજ્યાને? એ રાહપર ચોકકસ ચાલશો ને?" જાલિમસિંહે પૂછ્યું.

"હું તમારી યોજના બરાબર સમજ્યો છું. એ માટે હું તમારો આભારી છું અને જરૂર એ અમલમાં મૂકીશ." વિષ્ણુસિંહે જવાબ દીધો.

આ એની મસલત શી હતી અને અના પરિણામે શું શું બન્યું, એ પ્રસંગવશાત્ વાચકવૃન્દને જણાવીશું.





## પરિચ્છેદ ૮ :

## "પિંઢારા હો તો ભલે તમારા જેવા હો !"

હું સત્યનો ઉપાસક છું. વીરતાનો પૂજક છું; સ્વાધીન અને ઉચ્ચ ભાવનાશાળી નૃપેન્દ્રોનો દાસ છું; જુલ્મી સત્તાવાદનો કટ્ટો શત્રુ છું; સત્તામદથી છકેલાઓ વડે રંજાડાતી; વિષયલંપટ અમલદારોની વિષયલોલુપતામાં હોમાવાની હરપળે બ્હીક ધારણ કરીને ભયત્રસ્ત રહેતી, ગરીબ નિઃસહાય પ્રજાનો દાસાનુદાસ છું અને પ્રાણ જાય તો પણ પરવા નહીં રાખતાં તે પ્રજાને સહાય કરવા–ઉગારવા–મારાથી બનતી કોશિષ કરવાનો મહાવ્રતી છું."

આ શબ્દો ઉચ્ચારનાર એ જ અપરિચિત તરુણ હતો, જેને અને ઝાલરાપટ્ટણના નરેન્દ્ર સાધુસેનને, કોટાના મહારાવ કિશોરસિંહજીએ દિવાન જાલિમસિંહના મહેલમાંથી બંધનમુક્ત કરાવી પોતાના રાજમહેલમાં આણ્યા હતા.

તેમને સન્માનપૂર્વક બેસાડીને મહારાવે સૌથી પહેલો પ્રશ્ન એ યુવકને કર્યો હતો કે: "મહાનુભાવ, તમે કોણ છો, એ કહેશો ?" અને એના જવાબમાં એણે ઉપર્યુક્ત કથન કર્યું હતું. એ જવાબ મહારાવને તેમ જ સાધુસેનને બન્નેને મંત્રમુગ્ધ બનાવી રહ્યો. બન્નેને એના પ્રત્યે અતિશય માન ઉપજ્યું. સાધુસેન એના તરફ ટગર ટગર નિહાળી રહ્યો. સાધુસેનની આંખમાં માત્ર માન ન હતું પરંતુ વહાલ પણ હતું. કુદરતી રીતે એનાથી બોલી જવાયું: "વીર યુવક જાલિમસિંહે તમને મારા પુત્ર બનાવ્યા છે. હું ઇચ્છું છું કે રજપૂતાનામાં ઘેરે ઘેર તમારા જેવા પુત્ર હોય: તમે જોયું હશે કે મારા પ્રત્યે કેવી નીચતા બતાવવામાં આવી છે—"

"રાજન્ !" તે યુવક બોલ્યો. "મેં અહીં તમારા ઉપર વીતેલી વીતક જોઈ છે; એટલું જ નહીં પણ, હવે પછી તમારા ઉપર, તમારા રાજ્ય ઉપર અને તમારા કુટુંબ ઉપર આવનારી આપત્તિથી પણ હું વાકેફ છું અને હું ફરીથી અહીં આવ્યો, તથા તમારી મદદે ચઢ્યો, તેનું કારણ પણ એ જ છે."

"હવે પછી આવનારી આપત્તિ !" સાધુસેન બોલ્યો. "યુવક મારા મનમાં ઉદ્‌ભવતી શંકાઓનું નિરસન કરવા કૃપા કરો."

"મહારાવ," યુવક કિશોરસિંહ તરફ વળીને બોલ્યો. "આપ જાણો છો કે, હું વધસ્થાન પરથી છટકયો હતો. ત્યાંથી હું આપના નગર બહાર ગયો—"

"તમે મારી બહેનને મળ્યા હતા, એ વિગત કહેવી ભૂલી જાઓ છો," કિશોરસિંહે અધવચ્ચે કહ્યું.

"કૃપાળુને કાને એ વાત પહોંચી ગઈ લાગે છે !" યુવકે કહ્યું: "હા, કોટાના રાજકુલની એ મહાદેવીને હું મળ્યો હતો. ત્યાંથી જ્યારે હું નગર બહાર ગયો અને આગળ ને આગળ સીમમાં ગયો ત્યારે એક ઝાડીમાં કેટલાક સૈનિકોને મેં છુપાયલા અને મસલત કરતા જોયા. હું ચુપકીદીથી અને તેઓની નજરે પડાય નહીં એવી રીતે તેઓની વાત સાંભળવા ગયો. મેં નવી અને આશ્ચર્ય પમાડનારી વાત સાંભળી. તેઓ ગોવર્ધનસિંહના માણસો હતા. તેઓને ઝાલરાપટ્ટણના આ સત્યનિષ્ઠ રાજેન્દ્રના આગમનની રાહ જોતા ત્યાં છુપાયલા ઉભા રાખવામાં આવ્યા હતા

તેઓને માધુસેનજીને પકડવાનું કામ સોંપાયલું હતું. એ કાર્ય તેઓ કરી રહે ત્યાર પછી તેમનામાંના કેટલાક તેમને અહીં લાવે અને બાકીનાઓ તેમના રાજ્યમાં જાય, તેમની દુહિતાનું અપહરણ કરી લાવે એવી કામગિરી તેમને સોંપવામાં આવી હતી—"

"મારી પુત્રી અલોકાનું અપહરણ!" માધુસેન બોલ્યો: "મને એ વહેમ જાલિમસિંહ સાથેની વાતચીત પછી પડયો હતો."

"જાલિમસિંહનો હું એમાં સર્વ દોષ કાઢતો નથી." યુવકે કહ્યું: "તે માત્ર એ માટે આડકત્રો જવાબદાર છે પણ ખરી રીતે એ અપહરણના વિચારનો જન્મ ગોવર્ધનસિંહના મનમાંથી થયો હતો અને તેણે એ માટે સૈનિકો નિર્મ્યા હતા."

"શું એ દુષ્કૃત્ય થઇ ચૂકયું?" કિશોરસિંહે પૂછયું.

"ઇશ્વરનો આભાર માનો કે, મારા જેવો 'બદમાશ પિંઢારો' ત્યાં હાજર હતો અને તેણે સૈનિકોની એકકે આશા સફળ થવા દીધી નહીં." યુવક બોલ્યો. 'બદમાશ પિંઢારો' એ શબ્દો પર તેણે ખાસ ભાર મૂકયો.

"બદમાશ પિંઢારો! અને તે સત્કૃત્યો કરે!!" કિશોરસિંહે સ્વગત બોલ્યો.

"એ વાત પછી." યુવકે કહ્યું: "પણ મેં શું કર્યું તે સાંભળી લ્યો અને હવે પછીના ઉપાયો યોજો. એ સૈનિકો સીમની ઝાડીમાં છુપાયલાં જ્યારે પોતાને સોંપાયલી કામગિરીની વાતો કરતા હતા ત્યારે મેં તેઓ ઉપર હુમલો કર્યો. તેઓ આશરે દશથી બારની સંખ્યામાં હતા. એ હુમલાને પરિણામે ત્રણ માર્યા ગયા અને બાકીનાં ઘાયલ થયા. એટલે કોઇ પણ માધુસેનજીને પકડવા સમર્થ થઇ શક્યો નહીં. મેં માધુસેનજીને કોટા તરફ જતા, તે દરમ્યાન જોઇ લીધા હતા. ત્વરાથી એક બીજું કામ કરીને હું કોટામાં પાછો આવ્યો; અને જાલિમસિંહના મહેલમાં ગયો. તે પછીની વિગત આપને વિદિત છે. જાલિમસિંહના મહેલમાં જતાં જતાં મેં એક બનાવનું નિરીક્ષણ કરી લીધું હતું અને તે એ કે–ગોવર્ધનસિંહ જેને મેં રાજકુમારીના મહેલ નીચે તેના સૈનિકો વચ્ચે નાંખ્યો હતો તે ત્યાં નહતો. તેમ જ તેના સૈનિકો નહતા. તેઓ જાલિમસિંહના મહેલમાં પણ જોવામાં આવ્યા નહીં એટલે હવે મને શંકા રહે છે કે, તેઓ ઝાલરાપટ્ટણ તરફ ગયા હશે."

"ત્યારે તો મહા અનર્થ થવાનો સંભવ છે! મારી પુત્રીની લજ્જા લૂંટાવાનો પ્રસંગ થશે!" માધુસેને કંપિત સ્વરે ઉદ્ગાર કાઢયા.

"શાન્ત! સત્યપરાયણ રાજવી, શાન્ત!" યુવકે કહ્યું: "એક–બે પ્રશ્નોના મને જવાબ આપો. પછી હું આપને સાંત્વનની વાત કહું. પ્રથમ પ્રશ્ન એ કે, આપની દુહિતાનું વેવિશાળ જેસલમેરના રાજા મૂળરાજના પૌત્ર ગજસિંહ સહિત થયું છે કે?"

"હા. પણ જેસલમેરમાં તો એવી અંધાધુંધી પ્રવર્તે છે કે, મારી દુહિતાને ત્યાં મોકલવી એ સહીસલામતી ભરેલું પગલું ન ગણાય." માધુસેને કહ્યું.

"મેં આપને એમ નથી કહ્યું કે, આપની દુહિ-



હું ચુપકીદીથી તેઓની વાત સાંભળવા ગયો—'

તાને ત્યાં મોકલો. આપના જામાતૃમાં આપને વિશ્વાસ છે ? આ મારો બીજો પ્રશ્ન." યુવકે કહ્યું.

માધુસેન વિચારમાં પડી ગયો. યુવકે પૂછ્યું: "આપને એ સંબંધ મંજુર છે ? આ ત્રીજો પ્રશ્ન."

"મને તમારા આ પ્રશ્નોમાં કશી સમજ પડતી નથી." માધુસેને કહ્યું.

"એનું કારણ હું સમજી શકું છું." યુવકે કહ્યું: "આપના ચિત્તને વિષાદે અત્યારે ઘેરી લીધેલું છે. મૂળરાજના રાજ્યની અંધાધુંધી ઉપરથી આપને ગજસિંહ પરથી વિશ્વાસ ઉઠી ગયો છે—"

"મેં એવું કહ્યું નથી." માધુસેન બોલ્યો.

"તો મારા પ્રશ્નોના સીધા 'હકાર' કે 'નકાર'ના જવાબ શા માટે આપ નથી દેતા ?"

"યુવક!" માધુસેન બોલ્યોઃ "તમને સમસ્ત રજપૂતાનાની અત્યારની પરિસ્થિતિની ખબર હોય તો મારા દિલમાં થઇ રહેલી ભાંજગડનો તમને ખ્યાલ



ઝાડીમાં કેટલાક સૈનિકો છૂપાયેલા હતા.

આવે. કોઇ રાજ્યનો કોઇ રાજા અથવા તો તેનો કુટુંબી આજકાલ સલામત નથી—"

"રાજન્! વચ્ચે બોલવા માટે માફ કરશો." યુવક બોલ્યોઃ "હું ધૃષ્ટતા કરતો લાગું તો ભલે; પણ આપના કરતાંયે રજપૂતાનાની મને વિશેષ માહિતી છે." આમ કહીને તે ટગર ટગર માધુસેન તરફ જોઇ રહ્યો. માધુસેનને તેનાં વાક્યોથી આશ્ચર્ય થયું. યુવક આગળ બોલ્યોઃ

"આપ તો માત્ર આપના રાજ્યમાં આપના મહેલમાં બેસી રહો છો. સેવક રજપૂતાનાના ખૂણે ખૂણામાં ફરી વળેલો છે; એકકે એક રાજા, તેના કુટુંબીઓ, તેના અમલદારો, સૌનું નિરીક્ષણ કરી ચૂકેલો છે. આપની ઇચ્છા હશે તો, સમગ્ર રજપૂતાનાનું સિંહાવલોકન શબ્દચિત્રથી આપની સમક્ષ રજુ કરીશ. પણ તે પહેલાં મારા પ્રશ્નોના જવાબ દો. હું આપને સત્યનિષ્ઠ અને એકવચની રાજેન્દ્ર માનું છું એ ન ભૂલશો. મારા સવાલોના જવાબ, આપના વિષેનો મારો અભિપ્રાય ઉલ્ટાવનારા ન હોય તો વધારે ઠીક, એવી મારી આપને વિનતિ છે."

માધુસેને થોડીક પળો વિચારમાં ગાળીને જવાબ દીધોઃ "તમારા પ્રશ્નોના જવાબ સાંભળો. જેસલમેરના રાજકુમાર ગજસિંહ સહિત મારી પુત્રી અલોકાનું વેવિશાળ થયેલું છે. મારા જામાતૃનાં કામ મેં જોયાં નથી એટલે મને એના ગુણોની ખબર નથી. આજના અંધાધુંધી અને ભયના વખતમાં એ બાળક પર મને વિશ્વાસ બેસી ન શકે. છતાં વેવિશાળ મેં કરેલું હોવાથી તે મંજુર રાખવું એ મારો ધર્મ છે."

"આપના જવાબ ખુલ્લા દિલના છે," યુવકે કહ્યું. "હવે આપના સાંત્વનની વાતો સાંભળી લ્યો. મેં એ ગજસિંહને આપના રાજ્યપરની આપત્તિની ખબર અહીં આવતાં આવતાં પહોંચાડી છે."

"કેવી રીતે ?" કિશોરશિંહે પૂછ્યું.

યુવક હસીને બોલ્યોઃ "મને વધસ્થાન પરથી છોડાવનાર હજારો લૂંટારાને આપે જોયા હશે. એમાંના એકની મારફત. મારા લૂંટારાઓ, અથવા જાલિમસિંહના શબ્દોમાં કહું તો, 'પિંઢારાઓ' એવી સ્ફુર્તિવાળા છે કે, તેઓ ઘડીકમાં અહીં તો ઘડીકમાં દશ—બાર યોજન દૂર દેખાશે."

તે માધુસિંહ તરફ જોઇને બોલ્યોઃ "ગજસિંહને મારાં માણસોની જરૂર હશે તો તેઓ તેને મદદ કરીને પણ આપની પુત્રીને ગજસિંહ મારફત ઉગારશે;

કદાચ આપના રાજ્ય પરનું ગોવર્ધનસિંહનું આક્રમણ પણ હઠાવશે. કહો, આપને એથી સાંત્વન મળે છે ?"

"જો આ સત્ય હોય તો, યુવક, તમે મને ઘણો ઋણી કર્યો છે." માધુસેને કહ્યું.

"ઋણ કેવળ શ્રી હરિનું. હું તો એક પામર છું અને પામર જ માત્ર નહીં પણ એક પાપી પિંઢારો છું."

"યુવક ! તમે પિંઢારા ન હોઇ શકો." માધુસેને કહ્યું.

"બેશક હું પિંઢારો છું." યુવકે કહ્યું. "પણ કેવો ? વિષયલોલુપ નૃપતિઓનાં નેત્ર ફોડી નાખવાની ઉમેદવાળો; શીલવતીઓનાં અમોલ અને પવિત્ર શીયળ લૂંટનારાઓની ચામડી ઉતરડી નાંખવાની આકાંક્ષા પોષનારો; અને તુચ્છ ધનની ખાતર રાંકડી પ્રજાને રંજાડનારાઓનો રક્ત પીવાની અભિલાષા સેવનારો પિંઢારો છું. મારી એ ઇચ્છાઓ રાંડીરાંડની ઇચ્છાઓ ન સમજશો. સમય આવ્યે દરેક ઇચ્છાનો અમલ થશે જ."

"યુવક ! પિંઢારા હો તો ભલે તમારા જેવા હો, કે જેમનાં કૃત્યથી કોઇને લજવાવાનું રહે નહીં; ઉલટું ગૌરવ લેવાનું હોય અને પૃથ્વીમાં સાક્ષાત્ સ્વર્ગ ઉતરે" માધુસેને કહ્યું.

"રજપૂતાનામાં અત્યારે એવું સ્વર્ગ ઉતરે એવી આશા મને પડતી નથી." યુવક નિરાશાભર્યા સ્વરે બોલ્યો.

"શા ઉપરથી તમે એમ કહો છો ? જ્યાં તમારા જેવા બહાદૂર યુવકો છે ત્યાં નિઃસંશય આશાઓનાં કિરણ દેખાય છે." માધુસેને કહ્યું.

યુવક ગંભીર બની ગયો. એના મ્હોં ઉપર ચિંતા, ક્રોધ અને તિરસ્કારના ભાવ ધાઇ આવ્યા હતા. એનું સ્વરૂપ લગભગ ભયંકર બની ગયું.

આશ્ચર્યથી માધુસેન અને કિશોરસિંહ તેના મુખ તરફ જોઇ રહ્યા. એણે આ ભાવ શા માટે ધારણ કર્યા છે, એની તેમને સમજ પડી નહીં.






થોડીક પળો સુધી અપરિચિત યુવક ભયંકર સ્વરૂપ ધારણ કરી પછી પાછો ધીરે ધીરે શાન્ત બની ગયો. તેનો લલાટપ્રદેશ ચમકવા લાગ્યો. તેના વદનમંડળમાં સૌમ્યતા દેખાઈ. અને એવા ભાવ સહિત તે એક વેત્રાસન પર બેસીને બોલ્યો: “માધુસેનજી! મેં આપને કહ્યું હતું કે–રજપૂતાનાના ખૂણે ખૂણાથી હું પરિચિત છું. મને ભ્રમણ કરવાની એટલી બધી તક મળેલી છે કે, આપોઆપ હું રજપૂતાનાનો અત્યારનો પરિચય પ્રાપ્ત કરી શક્યો છું. મેં શું જોયું છે? જે નીચતાનો પ્રસંગ મેં આજ જાલિમસિંહ સમક્ષ આપના પ્રત્યે દીઠો તેવા અનેક પ્રસંગો ચોમેર દીઠા છે. હા! આ પૂર્વકાલિન શૌર્યભૂમિની અત્યારની કાયરતા મારાં ગાત્રેગાત્રમાં કંપ ફેલાવે છે.” યુવકના મુખપર નિરાશા છવાઈ ગઈ. ગળગળા સ્વરે તે બોલવા લાગ્યો: “કછવાહ અને રઘુરાય સમા મહેન્દ્રોના વંશજો અથવા તો શિસોદીઆ, ચોહાણ, હાડા, રાઠોડ, યાદવ, જાટ, કછવા, ઝાલા, ભાટી, સોલંકી, પરમાર ઇત્યાદિ અનેક જાતના રજપૂતો જેમના વડવાઓ મૂછપર લીંબુ રાખી શકતા, ધારેલાં નિશાન તાકી શકતા, મુક્કીથી પર્વતો તોડી નાંખતા અને પગ ઠોકતાં ધરણી ધમધમાવી મૂકતા, તેઓનાં સંતાન અત્યારે માંહોમાંહે કુસંપ, ક્લેશ, ઈર્ષા, લોભ વિષયલોલુપતા વગેરે દુર્ગુણોમાં ફસાઈ રહ્યા છે. તેઓ પોતાને જ હાથે પોતાના અધઃપતનને અને પોતાના વિનાશને નિમંત્રણ દઈ રહ્યાં છે. એનું અવલોકન કરતાં હૃદય રુંધાઈ જાય છે.”

માધુસેનને યુવકની રજપૂતાના વિષેની અથાગ માહિતી છે એવું જોઈને આશ્ચર્ય થયું. એણે પૂછ્યું: “યુવક, શું તમને આપણા રજપૂતાનાની સ્થિતિ આવી લાગી?”

“નૃપેન્દ્ર,” તે તરત ગંભીર સ્વરે બોલ્યો: “એક પણ ખૂણો અત્યારની અંધાધુંધીના વાતાવરણથી વંચિત રહ્યો નથી. હું એકેક એક રાજ્યની પરિસ્થિતિનું આપને ધ્યાન આપું? સાંભળો, રજપૂતાનાનું નાક મેવાડની ભૂમિ ગણાય છે. આજકાલ એ મેવાડમાં શું છે? ઉજ્જડ ખેતરો, નિર્જન નગરો અને કારમું અંધારું! શાથી? રાણા ભીમસિંહની લાવણ્યવતી કુમારી કૃષ્ણાકુમારીમાટે જયપુર અને મારવાડ વચ્ચે ચાલેલી યાદવાસ્થળીને લીધે અસંખ્ય શરીરરક્ષકો રજપૂતાનાએ ગુમાવ્યા છે. એ રૂપેરી હિંદસુતાએ પોતે આત્મહત્યા કરીને એ યાદવાસ્થળી રોકવા યત્ન કર્યો; પણ હા! અંદરખાનેથી દેશમાં ઇંધન હોમનારા બીજા હોઢિયાઓ મોજૂદ હોવાથી સત્યાનાશ વળી ગયું છે. જયપુરના જગતસિંહે પ્રથમ એ કન્યાનું માગું કરેલું. પછી મારવાડના માનસિંહે કર્યું. એનું કારણ પાછળ ઉશ્કેરણી કોની? પિંઢારાઓના નાયક અમીરખાનની. અમીરખાનના સાથીદારો ચીતુ, ગફુરખાન અથવા તો પિંઢારાઓનું લશ્કર લશ્કર પોષનાર જસવંતસિંહ હોલ્કર–એમની પ્રવૃત્તિનું માપ આપ સમા નરેન્દ્રો જ માપ કાઢી શકે; પણ બીજાઓ ઠગાયા છે. તેઓ સમજતા નથી કે, મીઠાં મીઠાં વચન બોલીને પ્રથમ પ્રિય થઇ પશ્ચાત્

અમીરખાન વગેરે પાછળથી સખ્ત દગો દે છે! તેઓ બિચારા જાણતા નથી કે–'રાજા મરો કે રૈયત મરો; પણ અમારાં ખપ્પર ભરો' એવી પ્રકૃતિ અમીરખાન વગેરેનાં અણુએ અણુમાં પ્રસરેલી છે. માનસિંહને કે જગતસિંહને એ પ્રકૃતિની ખબર નહીં તેથી તેઓ ભંભેરણીને લીધે માંહોમાંહે લડી પડયા. અમીરખાને બાહ્યાડંબરથી પ્રથમ તો બંનેને પોતાના મિત્રો બનાવ્યા. પછી તેણે જોધપુરના માનસિંહને કૃષ્ણાકુમારીને પરણવામાં તેનો વટ પડશે એમ કહ્યું. વટને ખાતર કોઇની પણ સાથે લડવું પડે તો શેહ–શરમ ન રાખવી એવું સમજાવીને માનસિંહની ઓથે પોતાના પિંઢારાઓ રહેશે, એવી માનસિંહને ખાત્રી આપી. માનસિંહે જગતસિંહને યુદ્ધનું કહેણ મોકલ્યું. ગીંગોલીના રણમેદાનમાં તેમનાં લશ્કરો લઢ્યાં. એ વખતે અમીરખાને લાગ જોઇને જયપુરનો પક્ષ કર્યો અને માનસિંહને દગો દઇને મ્હાત કર્યો! જગતસિંહને અમીરખાને જિતાડયો એટલે એ જિતનો બદલો જગતસિંહે ધનસંપત્તિથી આપવો જ જોઇએ. થોડુંક ધન તેણે આપ્યું પણ અમીરખાનનું ખપ્પર એટલાથી ભરાયું નહીં. પરિણામે તેણે પોતાના વરૂઓને છોડી મૂકયા. તેમણે મેવાડ, મારવાડ અને જયપુરને ખેદાનમેદાન બનાવ્યાં. હવે ઉપલાં ત્રણમાંથી કિયું રાજ્ય વિનાશના ધોધમાં વહેલું ધસડાઇ જવાય તે સંબંધમાં સરસાઇ કરી રહ્યું નથી!!"

"પણ સાંભળવા મુજબ, અંગ્રેજોની મદદ એમને મળી છે ને?" માધુસેને પૂછ્યું.

"આમ્રફળ વિનાના આંબાને ચતુર પુરૂષો અડકે પણ ખરા કે?" યુવકે પ્રશ્ન કર્યો.

"એટલે શું અંગ્રેજોની તેમને મદદ નથી?" માધુસેને પૂછ્યું.

"હું એમ માનું છું કે,–જેમને નેક ટેક ન હોય; જેઓ પોતાનું જ હિત સમજતા ન હોય અને માંહોમાંહે કપાઇ મરે, તેઓને જગદીશ્વર પણ સહાય કરતો નથી, તો પછી માનવીઓની મદદની શી આશા? જયપુર નરેન્દ્રે વિષયલોલુપતામાં બધું ગુમાવ્યું અને મિત્રો તથા સંબંધીઓની સહાય ગુમાવી તેમને દુશ્મન બનાવ્યા. ૧૮૦૩ માં અંગ્રેજોએ તેની સાથે સંધિ કરી હતી. એના કરારોનું પરિપાલન કરવામાં તેણે મંદતા બતાવી. પરિણામ એ આવ્યું છે કે–લોર્ડ કોર્નવૉલિસે હમણાં જ તેઓના કરારનો અંત આવ્યો છે એવું ઠરાવી, પોતાના પ્રાંતિક પ્રતિનિધિઓને ફરમાવ્યું છે કે જયપુરને રક્ષણ ન આપવું."

"જોધપુરે કદાચ અંગ્રેજોને એમાં જયપુર વિરૂદ્ધ ભંભેરણી ન કરી હોય?"

"એ શંકા જ નકામી છે," તરુણે જવાબ દીધો: "કારણ કે જોધપુરના માનસિંહજીએ જ્યારે અંગ્રેજોની મદદ માગી ત્યારે તેને લખવામાં આવેલા પત્રમાં અંગ્રેજોએ બહુ જ સાફ અને નિર્ણયાત્મક વાતો લખી છે."

"નકારાત્મક કે હકારાત્મક?"

"અંગ્રેજ પ્રતિનિધિના જવાબની મતલબ મને બરાબર યાદ છે." તરૂણે કહ્યું: "સાંભળો, માનસિંહજીને એવું લખવામાં આવ્યું છે કે: જે રાજા પોતાના દુષ્ટ વર્તનથી અન્યાયી પગપેસારા સાથે તથા સ્વેચ્છાથી ઉભા કરેલા મહા બળવાન બળવા સામે પોતાની જ રૈયતની વફાદારી અને મદદ ગુમાવી બેઠો છે તે રાજાને જોધપુરની રૈયત ઉપર જબરદસ્તીથી કાયમ રાખવાનું અમને કાંઇ કારણ ભાસતું નથી. રક્ષણની બાંહેધરીવાળા રાજાઓ બેલાશક અમને મદદ માટે બોલાવે, પરંતુ અન્યાય, અવ્યવસ્થા અને કમઅક્કલથી ઉભા થયેલા બળવામાં અમારી મદદ માગી શકાય જ નહીં. પોતાની રૈયત પર અમલ ચલાવવાની શકિત રાજાઓમાં હોવી જ જોઇએ. જો તે ન હોય અને તેઓ પોતે જ તેમનામાં બળવો જગાડે તો તેનું પરિણામ તેમણે ભોગવવું જ જોઇએ. શ્રીમાનો! અંગ્રેજોનો આ જવાબ શું પ્રતિપાદન કરે છે? એ જ કે–રજપુત રાજાઓમાં કેટલું દૈવત છે તે અંગ્રેજો માપી જુએ છે."

"મેવાડના રાજેન્દ્રને પણ શું આવો જ જવાબ અપાયો છે?" માધુસેને પૂછ્યું.

"મેવાડની બાબત શ્રીમાન કોટાધીશ મારા કરતાં વધુ જાણતા હોવા જોઇએ." તરૂણે એમ કહીને કિશોરસિંહજી તરફ પ્રશ્નસૂચક દષ્ટિથી જોયું.

"મને એ સંબંધી કાંઇ ખબર નથી." કિશોરસિંહે અજ્ઞાન દર્શાવ્યું.

"હું એ માટે આપનો દોષ નથી કાઢતો પણ જાલિમસિંહજી દરમહિને રૂા. ૧૦૦૦ ) મેવાડના કિયા માણસને આપે છે તેની તપાસ કરશો." યુવકે કહ્યું.

"શું મેવાડના મહારાણાને કોટા તરફથી પગાર મળે છે? નવી વાત !" કિશોરસિંહે આશ્ચર્ય બતાવ્યું.

"દુઃખ સહિત મારે એ સત્ય હકીકત કહેવી પડે છે કે–બાપ્પારાવળના હાલના વંશજને સિંધિયા, હોલ્કર, અમીરખાન અને તેઓના પિંઢારાઓએ એવો તો રંજાડી રંજાડીને કંગાલ બનાવી મૂકયો છે કે–જાલિમસિંહજી તેને રૂા. ૧૦૦૦) ની માસિક મદદ આપીને જીવાડે છે. કોટાનું એમાં ગૌરવ છે; પણ આ માસિકવેતનની વાત મેવાડના સરદારો અને માંડલિકોથી છુપી રહી ન હોવાથી તેઓની નજરમાં મેવાડાધિપતિ ભીમસિંહજી હલકા પડી ગયા છે. પરિણામે જળ વિનાની સરિતારૂપ એ નૃપેન્દ્રને સરદાર–માંડલિક વર્ગ રૂપ માછલાં તજી ગયાં છે."

"આશ્ચર્ય ! આશ્ચર્ય !" માધુસેન બોલ્યોઃ "શું આ સત્ય હકીકત છે?"

"શ્રી હરિ સત્ય છે અને એ સત્ય સ્વરૂપના સોગંદ લઈને હું કહું છું કે,આ સત્ય હકીકત છે." તરૂણ બોલ્યો.

કિશોરસિંહ ચકિત નયને આ યુવક તરફ જોઈ રહ્યો અને કહેવા લાગ્યોઃ "માનો ન માનો; પણ તમે કોઈ જબરા જાણકાર છો. મને તો આ આ બાબતની પહેલવહેલી ખબર તમારા મારફત મળે છે."

"એમાં આપના મુત્સદ્દી દિવાનની બાહોશી છે. પણ મહારાજ, આવી વાતો આપનાથી ગુપ્ત રહે, એ ભવિષ્યમાં ભયંકર નીવડે."

"એ વાત પછી; પણ મને કહો, શું રજપૂતાનાનાં બીજાં રાજ્યો માટે આવી જ નામોશીની કથા તમારા જાણવામાં આવેલી છે? શું આવું અધઃપતન ચોમેર દૃષ્ટિગોચર થાય છે?" કિશોરસિંહે પૂછ્યું.

પોતાનું મસ્તક નમાવી તે તરૂણે સંમતિ સૂચવી.

"બુંદી માટે એવું નહીં જ હોય." માધુસેને કહ્યું.

"બુંદીના સદ્‌ગત શૂરવીર નરેન્દ્રરાવ ઉમેદના આત્મા પ્રત્યે મારૂં મસ્તક નમે છે. પણ હાલના મહારાજ વિષ્ણુસિંહની અત્યંત નિષ્કાળજીભરેલી પ્રકૃતિ મારા દિલમાં ઘણી ખટકે છે. બુંદીનરેશ ચોકખા દિલના અને શૂરવીર પુરુષ છે પણ જાણે તેમને માનવીઓ પર પ્રીતિ ન હોય તેમ દિનરાત તેઓ વનજંગલોમાં હિંસક પ્રાણીઓના શિકારમાં જ તલ્લીન રહે છે. જ્યાં હિંસક બેપગાંઓના શિકારની જરૂર છે ત્યાં હિંસક ચોપગાંઓનો વિનાશ શી રીતે અર્થસાધક થઈ પડે?"

"કિશનગઢનું શું? જેસલમેર, બિકાનેર, સિરોહી, અલવર, પ્રતાપગઢ, એ બધાં રાજ્યોમાં શી સ્થિતિ પ્રવર્તે છે?" કિશોરસિંહે પૂછ્યું.

"એ નાનાં રાજ્યો છે. 'ઝાઝી કીડીઓ સાપને તાણે' એવી કહેવત એ નાનાં રાજ્યોએ, ધાર્યું હોત તો, સિદ્ધ કરી આપી શકત. તરૂણે અત્રે નિઃસાસો નાંખ્યો અને થોડી વાર થોભીને કહ્યું: "પણ હા ! પોતપોતાના સ્વાર્થથી તેઓ ઘેરાઈ ગયાં છે. પરસ્પર વિશ્વાસની ઉણપ, એકની વિપત્તિમાં બીજાએ દોડી



"શ્રી હરિ સત્ય છે અને...' કહું છું કે, આ સત્ય હકીકત છે." તરૂણ બોલ્યો.

જવાની જરૂરીઆતનો અભાવ, ખોટાં હુંપદ અને દીર્ઘ-દૃષ્ટિની ઉણપને લીધે એ રાજ્યોનાં સંગીત કંઈ ઔર તરેહનાં બસુરાં નીકળે છે."

"એમ સમગ્ર રીતે તેઓ સંબંધમાં અવલોકન કરો છો, એથી શું સમજાય? પૃથક્ પૃથક્ ન કહી શકો?" માધુસેને પૂછ્યું.

યુવકે તેના તરફ સહેજ વક્રદૃષ્ટિ કરી અને પછી સ્મિત કર્યું. થોડીવાર સુધી એના મુખપર સ્મિત ચાલુ રહ્યું અને સાથે સાથે એ કાંઈક વિચાર કરતો હોય, એમ જણાયું. આખરે એ બોલ્યોઃ "માનો ન માનો; પણ દરેક રાજ્યની હકીકત જાણવામાં તમારી કોઈક ઉંડી મતલબ છે. મને એ મતલબનો કાંઈક ભાસ, થાય છે ખરો; પરંતુ તે વિષે હાલ તુર્ત હું મૌન સેવી તમે જેમ ઇચ્છો છો તેમ જ, હું જે જાણું છું તે કહીશ. કીશનગઢના બહાદુરસિંહ એટલે નામ જેવા ગુણવાળા નહીં એવા રાજા! ૧૭૯૧ માં મરાઠાઓનો રજપૂતાનામાં પરાજય થયો ત્યારપછી કીશનગઢના આ નરેન્દ્રે તે લોકોને પોતાની ભૂમિમાં દાખલ કર્યા. એમાં એનો હેતુ પોતાના ભાઈનો ભાગહક્ક છીનવી લેવામાં મરાઠાઓની મદદ લેવાનો હતો. રજપૂતાનાના કમનસિબે, બહાદુરસિંહ તેમાં ફાવ્યા. પણ તેનું પરિણામ એ આવ્યું છે કે—મરાઠાઓએ રજપૂતાનામાં સત્તા જમાવવા માંડી છે. સ્વદેશમાં પરદેશીઓને દાખલ નહીં થવા દેવાનું પૂર્વકાલિન નરેન્દ્રોનું જે મત હતું તેનો ભંગ શ્રીમાન બહાદુરસિંહજીએ અત્યંત અવિચારીપણે કર્યો છે."

"એ તો ઘણું જ ગેરવાજબી કહેવાય. શું બીજા રાજાઓ માટે કંઈ આશાના કિરણો નથી?" કીશોરસિંહે પૂછ્યું.

"ના." યુવક બોલ્યોઃ "વિકાનેરની સ્થિતિ 'જેવી કરણી તેવી પાર ઉતરણી' જેવી થઈ છે. ત્યાંના રાજા સુરતસિંહે પોતાના રાજ્યને નિષ્કંટક બનાવવા માટે પોતાના બે ભાઈઓને હેરાન કરી રાજમાંથી નસાડી મૂકેલા છે. એક નાનાભાઈને ઘાતકી રીતે મરાવી નાંખ્યો છે. પોતાની બહેનને એક અણગમતા પતિ સાથે વરાવીને સાસરે વળાવી દીધી છે. આવો અધમ કેવી રીતે લાભદાયી થાય? મારવાડથી ઇંદુરાજ નામના એક સરદાર સામે એમને લડાઈ થઈ, એમાં એ હાર્યા અને ઇંદુરાજ એમની ધનસંપત્તિ લઈ ગયો. પરિણામે વિકાનેરનરેશ દરિદ્ર હાલતમાં છે. પ્રજા પર જુલમ ગુજારી નાણાં પડાવવા મથે છે. આવા રાજા માટે શી આશા પડે? મને ખાત્રી છે કે, આખરે એને અંગ્રેજો પાંશરો કરશે."

"જેસલમેર અને સિરોહીનું શું?"

"જેસલમેરનો મૂળરાજ પોતાના કુંવર અને દિવાનના ઝઘડાથી કાયર બની ગયો છે." યુવકે કહ્યું: "સરૂપચંદ નામે તેનો એક માનીતો દિવાન હતો. એ દિવાનને અને મૂળરાજના કુંવર રાયસિંહને અણબનાવ થતાં તીખા સ્વભાવના કુંવરે દિવાનને રાજાના દેખતાં ઠાર કર્યો. દિવાનના પુત્ર સાલમસિંહને તે પછી દિવાનગીરી મળી છે. પોતાના પિતાનું વેર એ દિવાન-પુત્ર વાળે છે. રાયસિંહને તેણે દેશપાર કરાવ્યો છે. કોઈ કહે છે કે, તેને તેણે મારી નંખાવ્યો છે. કોઈ કહે છે કે, તે જીવે છે. ગમે તે હો; પણ મૂળરાજ એક નમાલો રાજા નીવડયો છે. અને રાજ્યમાં દિવાને પોતાના પિતાનું વેર વાળવા માટે ગુજારવા માંડેલા જુલમથી શાન્તિ નથી. સિરોહીના પહાડી મુલ્કમાં પણ રાજાનો જુલ્મ છે. સરદારો અને પહાડી લોકો રાજાની સામે થતા રહે છે. અને રાજા ઉદયભાણજીને કદાચ પદભ્રષ્ટ કરવામાં આવે એવો ભય છે! અલવર અને પ્રતાપગઢની હાલત સાંભળો. અલવરનરેન્દ્ર બખ્તાવરસિંહ મરાઠાઓના મળતીઆ પણ હતા. પણ મરાઠાઓએ તેમને દગો દીધો અને તેમનું રાજ્ય લૂંટયું. પરિણામે બ્રિટિશ સરકારનું ઉપરિપણું તેમણે સ્વીકાર્યું પણ એ રાજેન્દ્રને મુસલમાનો ઉપર કાંઈક કારણસર ગુસ્સો ઉપજ્યાથી પોતાના તાબાની મુસલમાની પ્રજાનો તેણે ઘાણ કાઢી નાંખ્યો અને હેરાન કર્યા અને બ્રિટિશ અમલદારોની નારાજીવાળા જયપુર રાજ્ય સાથે કોલકરાર કર્યા તેથી તેમને બ્રિટિશરક્ષણ આપવું બંધ કરવામાં આવ્યું. હાલમાં પાછું વળી બ્રિટિશ-રક્ષણ મેળવવાની કોશિષો થાય છે પણ એ રાજ્યમાં હિન્દુ મુસલમાનોના ઝઘડામાં મુસલમાનોની વિરૂદ્ધમાં રાજ્યના અમલદારો કોશિષો કરે છે એટલે એ રાજ્-

નો કશો જયવારો થવા સંભવ નથી. પ્રતાપગઢ મરાઠાઓની લૂંટફાટથી પાયમાલ થયેલું છે. તે લોકોની દોસ્તી બાંધવા પ્રતાપગઢનો રાજા ચાહે છે તેનું પરિણામ એ આવ્યું છે કે, અન્ય કોઇ રાજાની મદદ રજપૂતાનામાંથી એને મળતી નથી. આમ યોગરદમ આજકાલ દરેક રાજ્ય મુશીબતોના મહાસાગરની છોળોથી ઘેરાઇ રહેલું છે; અને એમાં એમનાં પોતાનાં જ દુષ્કૃત્યો એમને નડે છે. રજપૂતાનાની આ પરિસ્થિતિમાં સુખસૂર્યનાં દર્શનની આશા રાખવાની જ નથી.'

"યુવક!" માધુસેને તેના ખભા ઉપર સ્નેહપૂર્વક હાથ મૂકીને કહ્યું; "તમને નથી લાગતું કે, એ સૌનું સુન્દર સંગઠન કરવા માટે કોઇ મહાબુદ્ધિવાન વીરની જરૂર છે?"

"ના. એક વ્યકિત આમાં કશું જ કરી શકે તેમ નથી," યુવકે ગંભીરતાથી કહ્યું. "ઉપરાંત સ્વજનો કે સ્વબાંધવોનું આમાં કશું જ વળે તેમ નથી."

"કારણ?"

"કારણ એ જ કે-પરસ્પર વિશ્વાસની ચોખ્ખી ઉણપ છે. પોતાનાં માણસો પોતાનું નિકંદન કરવા તલસે છે, એવો વહેમ દરેક રાજ્યને પડયો છે. પરિણામે આમાં કોઇ પરકીય જ ફાવવો જોઇએ."

અચાનક ક્રોધભર્યા સ્વરે યુવક બોલ્યો; "અને પરકીય શા માટે ન ફાવે? રાજકારણપટુતા જેનામાં હોય તે આજકાલ જરૂર ફાવશે અને નિર્બળ, નમાલા, કંગાલ, ચારિત્ર્યહીન અને દુર્ભાગી રાજાઓ માંહો માંહે વૈમનસ્યના ભોગ થઇ પડી નષ્ટ થશે."

"ભયાનક ભાવી!" કિશોરસિંહ બોલ્યો.

"પણ તદ્દન સાચું!" માધુસેને કહ્યું: "આ યુવક મહાશયે જે સિંહાવલોકન આપણી સમક્ષ કર્યું તે ઉપરથી હરકોઇ કહી શકે તેમ છે કે આજકાલ એમાંથી એક પરકીય સત્તા ફાવી જશે. કાં તો પિંઢારો પઠાણ અમીરખાન તેમ જ તેના સહમિત્રો મરાઠાઓની સત્તા; અથવા તો અંગ્રેજી સત્તા. આમાંથી આખરી ફાવટ કોની થશે, તે જોવાનું છે."

"મેં કહ્યું છે તે લક્ષમાં રાખશો." યુવક બોલ્યો: "આખરી વિજય રાજ્યકાર્યકુશળ પક્ષનો થશે."

"અર્થાત્!"

"તમારી મેળે સમજી લ્યો." યુવકે જવાબ દીધો.






## પરિચ્છેદ ૧૦ : "મોહનસિંહ"

આ પરિચિત યુવકે આખરી વિજય માટે જેઓનું નામ મર્મમાં કહ્યું તેઓ 'અંગ્રેજો' છે એમ માધુસેન અને કિશોરસિંહ બન્ને સમજ્યા—પણ એથી તેમના બન્નેનાં દિલમાં એક જબરો સંતાપ થયો. એ સંતાપથી તેઓ બન્ને જણ વિચારોમાં પડી ગયા. કંઇ વાર સૂધી તેઓ અબોલ રહ્યા. યુવક તેમનાં મુખ ઉપરના ભાવો જોતો હતો. તેણે શાન્તિનો ભંગ કરતાં કહ્યું : "રાજેન્દ્રો ! તમારા વિચારો હું કળી શકું છું. અંગ્રેજોની સફળતા એટલે જાલિમસિંહનો વિજય એમ તમે માનો છો અને તેથી તમારાં હૃદય સંતપ્ત થઇ રહ્યાં છે. ખરૂં કે ?"

કિશોરસિંહ મૂઢ દૃષ્ટિથી યુવક સામે જોઇ રહ્યો. આબાદ તેના મનના વિચારોનો પડઘો તેણે પાડ્યો હતો. યુવકે સ્મિત કરીને કહ્યું : "તમારા ભય કેવળ ભ્રમમૂલક છે. ખોટી ખટપટને કદાપિ ફત્તેહ મળવાની નથી. આખરી ફત્તેહ સત્યની છે—ન્યાયની છે. એ બેનો આધાર જો તમારાં કારણોમાં હશે તો, લાવો હું તાંબાના પતરા પર લખી આપું છું કે, તમારો વાંકો વાળ કોઇથી થઇ શકશે નહીં."

માધુસેને ડોકું હલાવ્યું. તેણે કહ્યું : "શું મારાં કારણો સત્ય અને ન્યાયનાં નથી ? છતાંયે મને પ્રપંચથી અહીં બોલાવીને પિંઢારો કહી કેદ કરવામાં આવ્યો હતો."

"નરેન્દ્ર ! એમાં સત્યની કસોટી હતી," યુવક બોલ્યો : "એ કસોટીમાં તમે સત્યને જ વળગી રહેશો તો મારા કથન મુજબ તમારી ફત્તેહ જ છે."

માધુસેને એ યુવકના હાથ ઝાલી લીધા અને કહ્યું. "તરુણ, આવાં ઉચ્ચભાવનાશાળી અને સિદ્ધાન્તપૂર્ણ વિચારો ધરાવનાર તું કોણ છે ?"

"મહાનુભાવ," કિશોરસિંહે પણ માધુસેનની માફક કહ્યું : "તમે જે કાંઇ અત્યારે અમને કહ્યું તે ઉપરથી અમે તમારી પ્રકૃતિનો પૂરેપૂરો પરિચય મેળવી લીધો. તે એ કે તમે જાતે શૂરવીર છો અને શૂરવીરને ચાહો છો. તેમ નિડર છો; સ્વાતંત્ર્યપ્રેમી છો અને બીજાઓ એવા બને એમ ઇચ્છો છો. તમે રજપૂતાનાના તમામ રાજાઓમાં ઐક્ય અને વિશ્વાસ દાખલ થાય એવું ખાસ ઇચ્છો છો. આ બધું જે ઇચ્છે, તે પોતાની જાત છૂપાવે એ કેમ ચાલે ?"

યુવક હસ્યો અને બોલ્યો : "આપ જે ચિકિત્સક વૃત્તિથી મારૂં બ્યાન સાંભળતા હતા તેને પરિણામે શું હજી પણ તમે મારી વાત શોધી શકયા નથી ?"

"તમે માત્ર બુંદીના સદ્‌ગત રાવ ઉમેદનાં વખાણ કર્યાં." કિશોરસિંહે કહ્યું : "તે સિવાય બધા રાજાઓનાં દૂષણ કહ્યાં, તે ઉપરથી તમે બુંદી તરફના હો, એમ લાગે છે."

"આપની શી કલ્પના છે ?" યુવકે માધુસેનને પૂછ્યું.

"હું કાંઇ જ રહસ્ય શોધી શકયો નથી."

"બસ, તો તે રહસ્ય ભલે છૂપું રહ્યું." તરૂણ બોલ્યો. "મને જે કોઇ સ્વરૂપે જે જાુએ તેને અમુક

મુદ્દત સુધી હું તે જ સ્વરૂપે જોવા દઇશ અને પ્રસંગ આવ્યે ખુલ્લો થઇશ."

"એ પ્રસંગ ક્યારે આવશે ?"

"જ્યારે રજપૂતાનામાં ભાસતી ઉણપો દૂર થશે ત્યારે."

"અહો ! એ તો બહુ કઠણ સમસ્યા કહી. યુવક, રજપૂતાનાની ઉણપો દૂર થવાનો સુલભ સમય ક્યારે આવશે ?"

"એ તો શ્રી એકલિંગજી ભગવાન જાણે; પણ હું એટલું જાણું છું કે, એ માટે અથાગ પ્રયત્નો થઇ રહ્યા છે. લુચ્ચાઇ, દોંગાઇ અને કપટથી નહીં–કેવળ સત્ય અને ન્યાયના સિદ્ધાંતથી. જો આજ હું અહીં ન હોત તો કદાચ એ જ પ્રયત્નમાં પ્રવૃત્ત હોત."

"ત્યારે તમારું અહીં રહેવું શું તમારી અભિલાષાઓની આડે આવે છે ?"

"બેશક."

"તો શું કામ થોભી ગયા છો ? જાઓ તમે છૂટા છો. તમારો આશય સાધવા યત્નો યોજો."

"મારાથી બની શક્યું હોત તો હું જરુર જાત."

"પણ તમને જતા રોકે છે કોણ ?"

"ક્ષાત્રવટ."

"આશ્ચર્ય ! ક્ષાત્રવટને આમાં શું લાગે વળગે ? દિવાન જાલિમસિંહે તમને અવન્તિસેન કહીને પકડયા. તમે તે નથી. તમને પિંઢારા કહ્યા. તમે હેવાન કે લોહીતરસ્યા પિંઢારા નથી. તમે અન્ય કોઇક છો, ગમે તે હો. હું તમને છૂટા કરૂં છું. તમે જઇ શકો છો." કિશોરસિંહે કહ્યું.

યુવકે ડોકું ધુણાવ્યું અને કહ્યું: "મારા જવાથી આપને પોતાને શિરે જરૂર ભારે આપત્તિ આવવા સંભવ છે. હું મારી મેળે મુક્ત થઇને નાઠો હોત તો જુદી વાત હતી. પરંતુ અત્યારની વસ્તુસ્થિતિ એ છે કે આપના રાજમહેમાન તરીકે આપ મને–રાજકેદીને લઇ આવ્યા છો. એટલે કે આપ મારા જામીન થયા. આપની તહેનાતમાંથી હું જાઉં કે તરત જ, કોટા-નરેશ, કાલે પડનારી આફત અત્યારની ઘડીએ આપની ઉપર ટપકી પડે ! મહારાવ, મારી ક્ષાત્રવટ મને ફરમાવે છે કે, મને આશ્રય આપનાર કે મારા જામીન થનારને મારે કદીપણ ભયની ખીણોમાં ઝીંકવા જોઇએ નહીં. અને આથી હું અહીંથી નાસી જવા માગતો નથી."

"પણ મને ભય છે કે, જાલિમસિંહ ફરીથી તમારો વધ કરવાનો પ્રયત્ન કરશે." કિશોરસિંહે કહ્યું.

"મારી જામીનગીરીમાંથી આપ તે વખતે જો મુક્ત થયેલા હશો તો મને પૂરી હામ છે કે, જેમ પ્રહ્લાદને હિરણ્યકશિપુના સિતમોમાંથી શ્રીભગવાને ઉગાર્યો હતો તેમ મને પણ ઉગારશે." યુવક બોલ્યો.

માધુસેન એ યુવકનાં વાક્યોનો મર્મ કળી ગયો. એણે કહ્યું: "એ વીર યુવકનું બોલવું બરાબર સમજવા જેવું છે. આપની જામીનગીરી દરમ્યાન આમના પર તે એવું કલંક લાવવા ઇચ્છતો નથી કે, 'કેદી નાસી ગયો.' ત્યારે આપણે શું કરવું ? એ મુક્ત રહે એવું હું ખાસ ઇચ્છું છું. તે અત્યારે જ મુક્ત હોય તો મારા, તમારા તેમ જ તેના અભિલાષ સરે તેમ છે. એ સાથે અહીં પણ તેની હાજરીની અનિવાર્ય જરૂર છે. છૂટા રહેવું અને કેદી રહેવું એ બે કામ એક જ વ્યક્તિ એક સાથે કરી શકે નહીં. એ માટે બે વ્યક્તિઓ હોવી જોઇએ. આથી હું બીજી વ્યક્તિ લાવવાની સૂચના કરૂં છું. એ વ્યક્તિ અન્ય કોઇ જ નહીં પણ મારો પુત્ર અવન્તિસેન ! આ યુવક અહીંથી જશે અને તેની જગ્યાએ ખરો અવન્તિસેન કેદી બનશે."

"ધન્ય રાજેન્દ્ર !" તરૂણ બોલ્યો: "તમે ભારે આત્મત્યાગ બતાવવા તત્પર થયા છો."

"વીર યુવક," માધુસેને કહ્યું: "કેવળ મારી ટેકને ખાતર હું આ કાર્ય કરવા માગું છું. તમે છૂટા હોઇને જેટલું કાર્ય કરી શકશો તેટલું મારો પુત્ર અવન્તિસેન કરી શકશે નહીં. અહીં તમને 'અવન્તિસેન' તરીકે પકડેલા છે. તમારે બદલે એ સાચો 'અવન્તિસેન' અહીં રહેશે, તો મારા બે ખાસ અર્થ સરશે. પ્રથમ અને સર્વોપરિ એ કે – મારા કુટુંબની લજ્જા જળવાશે એટલે કે મારી પુત્રીનું તમે રક્ષણ કરાવી શકશો. બીજો અર્થ એ કે–મારા રાજ્યની સલામતી જાળવી શકશો. આ બે લાભને ખાતર કદાચ હું અને મારો પુત્ર ખતમ થઇએ તો તેની મને પરવા નથી."

"મારાં નામઠામ જાણ્યા વિના મારા પર આપ આટલો બધો વિશ્વાસ મૂકો છો ?" યુવકે પૂછ્યું.

"એ વિશ્વાસ તમારી વાણી અને તમારા વર્તનને લીધે મને બેઠો છે. મારૂં અંતઃકરણ કહે છે કે–એ ઈશ્વરપ્રેરિત લાગણી છે." માધુસેને કહ્યું.

"એમ ?" યુવક સ્મિત કરીને બોલ્યો.

"જો ઇશ્વર પર આપને શ્રદ્ધા હોય, જો સત્યના સિદ્ધાંતથી પ્રેરાઇને આપ આપના પુત્રને અહીં બોલાવવા માગતા હો, તો હું એમાં આડે આવીશ નહીં. બલ્કે, આપને બની શકતી સહાય આપીશ."

"પણ આપની સહાય માટે અમારે આપને ક્યાં શોધવા ? એ તો કહો, યુવક મહાશય." કિશોરસિંહે પૂછ્યું.

"તમારો અને મારો આટઆટલો પ્રકૃતિપરિચય થયા પછી હું એ નહીં છુપાવું, પણ માત્ર જરૂર પૂરતી માહિતી આપીશ. સેવકની જરૂર પડે તો બુંદીની ઉત્તરે આવેલા રામવનમાં બ્રહ્મનિષ્ઠ સ્વામીશ્રી અચલાનંદના મઠમાં 'મોહન' નો પત્તો પૂછજો."

"મોહનદેવ, મોહનસેન કે મોહનસિંહ ?"

"દાસાનુદાસ મોહન !"

"આપણે એમને 'મોહનસિંહ' તરીકે સંબોધીશું," માધુસેને કહ્યું.

"કેવી સુજનતા ? કેવું સૌષ્ઠવ ? " કિશોરસિંહે કહ્યું : "આ વીરે મારી બહેનનું દિલ કેમ જીત્યું એ હવે મને સમજાય છે."

"મહેન્દ્ર !" મોહનસિંહ બોલ્યોઃ "જતાં જતાં એક વાત કહેતો જાઉં છું તે સાંભળી લ્યો. કોટાના રાજકુલમાં એ એક જ મહાદેવીનો જન્મ થયો છે, જે કોટાના રાજકુલનો ઉદ્ધાર કરશે. કોટાના મહારાવશ્રી, એને કદાપિ ન દૂભવશો. ભગવાન મનુમહારાજે કહ્યું છે કે, 'જે કુલમાં નારીઓ સંતપ્ત રહે છે, તે કુલનો ક્ષય થાય છે. જ્યાં નારીઓની પૂજા થાય છે ત્યાં દેવો વસે છે,' કોટાના મહારાવની ભગિનીને જો સંતપ્ત કરવામાં નહીં આવે તો કોટા રાજકુલનો જય છે–કોટાના આશ્રિતોનો પણ જય છે."

"હું ઇચ્છું છું કે, તમારા શબ્દો સફલ થાય." આમ કહીને માધુસેને પોતાના પુત્ર અવન્તિસેનને કોટા આવવા નીકળી પડવાનો રૂક્કો લખી કાઢ્યો અને મોહનસિંહને તે આપીને કહ્યું : "મારા રાજ્યમાં જઇ, મારા પુત્રને આ રૂક્કો આપશો. તે આવે એ પછી જેમ તમને ઉચિત લાગે તેમ તમે પગલાં ભરશો."

યુવકે રુક્કો લીધો અને કિશોરસિંહને કહ્યું : "મહારાવ, જો આપને વાંધો ન હોય તો હું એક હિમ્મતભરી સૂચના કરવા માગું છું."

"બેલાશક, તમારે જે સૂચવવું હોય તે સૂચવો." કિશોરસિંહે કહ્યું.

"અવન્તિસેન તો જાણે અહીં આવશે. પણ આ દાસાનુદાસ પિંઢારો મોહન કેવો છે, ક્યાં રહે છે, એનાં માણસો કેવાં છે, એ જાણવાની આપને જરુર છે. હું સૂચવું છું કે મારી સાથે અત્યારે આપ પધારો. મને ખાત્રી છે કે, મારા સાથીદારોને જોઇને આપ કોઇ અજબ દુનિયા નિહાળશો."

કિશોરસિંહ જવું કે ના જવું એની ગડભાંગમાં પડ્યો ત્યારે માધુસેને તેને મોહનસિંહ સાથે વિશ્વાસભેર જવા જણાવ્યું. મહારાવને પણ આખરે એ ઠીક લાગ્યું તેથી તેમણે નિશ્ચયપૂર્વક જણાવ્યું: "ચાલો, હું આવું છું."

મહારાવે પોતાના અંગરક્ષકોના ઉપરીને બોલાવ્યો અને દશબાર સ્વારો સહિત તેને પોતાની સાથે આવવા ફરમાવ્યું. ઉપરાંત પોતાનો અશ્વ તથા એક ખાલી પાણીપંથો મહેલ આગળ લાવવા આજ્ઞા કરી.

પાએક કલાકના અરસામાં સર્વ તૈયારીઓ થઇ ગઇ અને મહારાવ તથા મોહનસિંહ મહેલ બહાર પડ્યા. તેઓ ઘોડેસવાર થયા અને સંરક્ષકો સહિત વિદાય થયા.

એમના જવા પછી થોડીકવારે બીજા પાંચ–છ ઘોડેસવારોએ એમની પાછળ પાછળ એમને જ રસ્તે પોતાના ઘોડા દોડાવી મૂક્યા.

એ કોણ ? મિત્રો કે શત્રુ ?

મોહનસિંહ અને કિશોરસિંહનું ધ્યાન વાતોમાં હતું તેથી તેમની પુંઠ જે ઘોડેસવારોએ સાવધગિરીથી પકડી હતી તેમને તેઓએ જોયા નહતા. જો તેમણે તેઓને જોયા હોત તો, સહસા, તેઓ જાણી શકત

છે, કોટાના મહારાવનો વચેટ ભાઇ વિષ્ણુસિંહ તેના સ્વારો સહિત તેમની પાછળ પડયો છે।

જાલિમસિંહે વિષ્ણુસિંહ સાથે જે મસલત કરી હતી તેનું આ નિષ્પન્ન હતું. વિષ્ણુસિંહ પોતાના જ ભાઇનો જાસુસ બન્યો હતો। જ્યારે માધુસેન અને મોહનસિંહ સહિત કિશોરસિંહજી રાજમહેલમાં વાતો કરતા હતા, ત્યારે આ રાજવી જાસુસ મહેલ બહાર થોભી ગયો હતો. તેઓ બહાર નીકળ્યા; ઘોડા પર બેઠા, અને પંથે પડયા; એટલે એણે પોતાનાં સવારો સહિત એમની પુંઠ પકડી, સાથે સાથે એક ઘોડેસવારને મોકલીને જાલિમસિંહને એ બાબતની જાણ કરી. અર્થાત્ મહારાવની પુંઠ લેનાર તેમના મિત્રો નહતા પણ હિતશત્રુઓ હતા.





## પરિચ્છેદ ૧૧ :
## સ્વામી અચલાનંદનો ગઢ.



બૂંદી રાજ્ય વટાવ્યા પછી તેની ઉત્તરે આવેલા અને જયપુર રાજ્યની દક્ષિણે આવેલા એક ગાઢ વિશાળ વનમાં ઘોડેસવારો પહોંચ્યા એટલે મોહનસિંહે કિશોરસિંહને કહ્યું: "આ રામવન. એનું નામ ભગવાન રામચંદ્રજીના નામ ઉપરથી મારા સાથીદારોએ રામવન પાડ્યું છે. આપને અહીં રામરાજ્ય સમો અનુભવ થશે. હું એમ કહું કે—અહીંના સિંહો' શિયાળ કે હરણને પણ સતાવી શકતા નથી, તો તેમાં કાંઇ જ અતિશયોક્તિ નથી. માત્ર અહીં જેઓ હુંપદ કરે છે તેઓને જ ભય રહે છે."

કિશોરસિંહ એનું કહેવું શાંતિથી સાંભળી રહ્યો. વાટ કાપતાં કાપતાં ખરા મધ્યાહ્નના સખ્ત તાપને લીધે પરસેવાથી તરબોળ થતા થતા તેઓ એ વનનો લગભગ અર્ધો ભાગ કાપી રહ્યા; એટલે એક મંદિરનો ઘુમ્મટ અને તેના ઉપરની ધજા દેખાવા લાગ્યાં. એ તરફ આંગળી ચીંધીને મોહનસિંહ બોલ્યો: "આ રામવનના પ્રસિદ્ધ સ્વામી અચલાનંદ મહારાજના ગઢમાં આવેલા શ્રી રામ મંદિરનો એ ઘુમ્મટ અને ધ્વજા છે. શ્રી બજરંગ બલિ એ ધ્વજામાં વસી રહ્યા છે. અને એમની હાકથી અહીં કોઇની મગદૂર નથી કે,—દુઃખીને સતાવે; ગરીબને રંજાડે કે ગૌબ્રાહ્મણ, ભાટ, ચારણ અને વસવાયાંને તેમ જ અબળા અને બાલકોને પીડા કરે. એ બજરંગ બલિની મૂર્ત્તિ સજીવ કહું તો લગીરે ખોટું નથી. અમને તરત જ કોઇ ગેબી સાનથી ખબર મળે છે કે, આ વનમાં શું થાય છે અને શું નહીં."

ધીરે ધીરે તેઓ મઠની સમીપ આવ્યા. માટીથી છાયેલી ઇંટોનો એક વિશાળ કોટ પ્રથમ તો દૃષ્ટિએ પડ્યો. એ લંબગોળાકૃતિ એ વનની મધ્યમાં દીસતો કોટ હતો. એ કોટ બહારના ભાગમાં તીરકામઠાંઓ સાથે અર્ધ ઉઘાડે શરીરે કાળા, શ્યામવર્ણા અને પ્રચંડ કાયાના અનેક માણસોની નાની નાની ટોળીઓ છુટી છવાઇ બેઠેલી અથવા સુતે સુતે ગપ્પાંસપ્પાં હાંકતી નજરે પડતી હતી.

મોહનસિંહ બોલ્યો: "મંદિર અને મઠના એ સંરક્ષકો છે. મહારાવ ! અહોરાત્ર તેઓ જાગૃત રહે છે; કારણ કે, ક્યારે ઓચિંતુ કોઇનું આક્રમણ આવે એનો કશો નિયમ હોતો નથી. ધનભૂખ્યા માનવવરૂઓ એમ માને છે કે, આ મઠ એટલે કુબેર ભંડારીનો ભંડાર ! અને તેથી જ્યારે તેઓના લોભની માત્રા વધી જાય છે ત્યારે અહીં હુમલા લાવે છે. અમારા એ બહાદુર સંરક્ષકો, જાણે કીડીઆરું ઉભરાય તેમ એકએકમાંથી અનેકાનેક રૂપે પ્રકટીને તેઓને મારી હઠાવે છે. કોઇ અજાણ્યાઓ અહીં આવી શકતા નથી; કેમકે આ લોકોની ચકોર દૃષ્ટિ—"

મોહનસિંહ એટલું બોલીને જેવો આગળ બોલવા જતો હતો ત્યાં તો કોટની આસપાસના માણસો ઉભા થઇ ગયા; તેમણે પોતાનાં કામઠામાં તીર જોડ્યાં, અને એક રણશિંગું સંભળાયું. તરત જ મોહનસિંહે મોટી ગર્જના કરી: "શ્રી રા...મ..." અને એ ગર્જના થતાં જ સૌ શાન્ત થયેલા જણાયા. મોહનસિંહે ઝડપથી પોતાનો અશ્વ દોડાવી મૂક્યો અને કોટ નજદીક જઇને તેણે પોતાનો અને પોતાના સાથેનાઓનો પરિચય આપી દીધો. પરિણામે કામઠે કાંધે ભરાવાયાં—તીર ભાથાંમાં પાછાં મૂકાયાં.

કિશોરસિંહ પોતાના માણસો સહિત ત્યાં પહોંચ્યો એટલે એ જંગલી જેવા જણાતા અર્ધનગ્ન માણસો તેને લળી લળીને નમવા લાગ્યા. કિશોરસિંહ આ વ્યવસ્થા જોઇને આશ્ચર્યચકિત થયો.

કોટનો મોટો દરવાજો અત્યારે ખુલ્લો હતો. તેમાં થઇને તેઓ અંદર પેઠા. ચોમેર લીપેલી ગુંપેલી વિશાળ જગ્યા તેઓના જોવામાં આવી અને તેમાં જાણે એક નાનકડું ગામ વસી રહ્યું હોય એવું દૃશ્ય તેમણે જોયું. સંખ્યાબંધ ઘોડાઓ અને સંખ્યાબંધ ગાયો હારબંધ છાપરીઓની નીચે બાંધેલાં હતાં. લગભગ દોઢેક માઇલના ઘેરાવામાં એ પ્રાણીઓ કિશોરસિંહના જોવામાં આવ્યાં. એ સિવાય, સંખ્યાબંધ બાવાઓ પણ કેટલીક છાપરીઓ નીચેની પડાળીઓમાં જોવામાં આવ્યા.

ઘોડાઓ ઉપરથી ઉતરીને તેઓ પગપાળા વચ્ચોવચ્ચ આવેલા મંદિર તરફ ગયા. એ મંદિરમાં શ્રી રામચંદ્રજી, સીતાજી અને લક્ષ્મણની મૂર્તિઓ પધરાવેલી હતી. તેમનાં દર્શન કરીને મંદિરના પાછળના ભાગમાં તેઓ ગયા. અહીં એક વિશાળ મંડપ જેવા સ્થાનમાં સંન્યાસી મહારાજ અચલાનંદજી અને તેમનાં શિષ્યો વિરાજીત હતા.

મોહનસિંહ, કિશોરસિંહને તેમની પાસે લઇ જવા લાગ્યો તેવામાં સંન્યાસી મહારાજ પાસેથી એક ક્ષત્રિય યુવક ઉઠીને તેઓની સામે ઝડપથી આવવા લાગ્યો. એને જોતાં જ મોહનસિંહ બોલ્યોઃ "કોણ ગજસિંહ! અહીં કેમ ?"

યુવક એની નજદીક આવી જુહાર કરી જવાબ આપ્યા વિના કિશોરસિંહ તરફ સાશંક દૃષ્ટિથી જોઇ રહ્યો. મોહનસિંહે કહ્યું: "હં...આ તો કોટાના મહારાવ કિશોરસિંહજી છે." કિશોરસિંહને તેણે કહ્યું: "અને આ જેસલમેરનો પાટવી ગજસિંહ. તમે બન્ને જણ મારા મિત્રો છો એટલે પરસ્પર તમારી મિત્રતા વધે એ જ ઉત્તમ."

ગજસિંહે કિશોરસિંહને જુહાર કર્યા અને કિશોરસિંહે પણ તેને એવી રીતે સામો ઉત્તર વાળ્યો. સહસા મોહનસિંહ ગજસિંહને જરાક દૂર લઇ ગયો અને બન્નેએ થોડીવાર મસલત કરી. એને પરિણામે ગજસિંહે પોતાના એક સાથીદારને સાન કરીને સંન્યાસી મહારાજ પાસેથી બોલાવ્યો અને મોહનસિંહે એક અન્ય સાધુને પોતાની પાસે બોલાવ્યો.

તેઓને કાંઇક સૂચનાઓ અપાતી હતી તે દરમ્યાન કિશોરસિંહે ગજસિંહનું અવલોકન કર્યું. ૨૦ વર્ષનો એ ચમકતી આંખવાળો જુવાન હતો. એને હોંઠે મૂછનો દોરો યે ઉગ્યો નહતો. એનું શરીર મધ્યમ પ્રમાણનું અને એનો રંગ ઘઉંવર્ણો હતો. વાદળી રંગની રેશમી સુરવાળ, પગમાં સોનાનો એક તોડો અને મોજડીઓ, અંગે સફેદ બારિક અંગરખું અને કમ્મરે મુખમલના મ્યાનવાળી અને સોનાની મૂઠવાળી તલવાર તથા એવી જ એક કટાર અને માથે કેસરી રંગનો એક સાફો—આ તેનાં અંગેઅંગનું પરિધાનસર્વસ્વ હતું.

"કોઇ નાલાયક જુવાન તો નથી જ," કિશોરસિંહ તેને અવલોકીને સ્વગત બોલ્યો. "માધુસેનજી એને નિરર્થક અન્યાય કરી રહ્યા હતા."

તેઓ મસલત કરી રહ્યા અને તરત જ ઘોડાર તરફ જઇ, ત્રણે જણ ઘોડાઓ ઉપર સવાર થઇ, ત્યાંથી વિદાય થયા. તેઓ બહાર ગયા પછી થોડીવારે એક રણશિંગુ ત્રણ વખત વાગ્યું. પરિણામે સો દોઢસો બાવાઓનું ઝુંડ ઉઠીને ઉભું થયું અને બહાર નીકળી પડ્યું.

તેઓના જવા પછી મોહનસિંહ કિશોરસિંહ પાસે આવીને બોલ્યોઃ "ગજસિંહને મેં સંદેશો કહેવરાવ્યો હતો તે ઉપરથી તે અહીં આવીને મારી રાહ જોતો હતો. ઝાલરાપટ્ટણ તરફ તેણે પોતાના એક માણસને મોકલીને તપાસ કરાવી હતી. ત્યાં કોઇ પૂર્વપ્રપંચથી ગોવર્ધનસિંહે કામ લીધું છે. માધુસેન એમના રાજ્યમાંથી બહાર પડ્યા કે, તરત જ એમના રાજ્યનો કબજો એણે લઇ લીધો છે. પુષ્કળ સૈનિકોનો તેણે કિલ્લા પર જાપતો મૂકી દીધો છે—"

"પણ તે તો કોટામાં થોડાક જ કલાક પૂર્વે હતો ને ?" કિશોરસિંહે પૂછ્યું.

"એથી જ હું પૂર્વપ્રપંચ કહું છું." મોહનસિંહ બોલ્યોઃ "માધુસેનજીના રાજ્યનો સેનાપતિ ફુટ્યો હોય અને તેણે, કોઇક અગાઉની મસલતને યોગે,

ગોવર્ધનસિંહને તાબે થવામાં આનાકાની કરી ન હોય, એ બનવાજોગ છે. ગમે તે હો; એ પ્રપંચ તો થયા વિના રહેશે નહીં. અત્યારની વસ્તુસ્થિતિ છે કે-મહારાજની કુંવરી અશોકા દેવીને તેના તાના મહેલમાં નજરકેદ રાખવામાં આવી છે. અવન્તસેન ત્યાં માલુમ પડ્યો હતો. તેને કેદ કરીને કોટા કલી દેવામાં આવ્યો છે—"

"તમે અવન્તિસેન ન હતા; એવી ખાત્રી હવે તો તલિમસિંહને થવી જ જોઈએ." કિશોરસિંહ બોલ્યો.

"થશે; પરંતુ એ મુત્સદી હવે શું નવું તૂત ઉભું કરશે, એ વિષે અત્યારથી કશું કહી શકાય નહીં." મોહનસિંહ બોલ્યોઃ "મારે માથેથી હાલ તુર્ત એ બાબતની ચિન્તા ઉતરી, એટલું હું ગણું છું. પણ ગજસિંહની મુશ્કેલી વધી છે. અશોકાદેવીને સહિસલામતીથી એણે ઉગારવાની છે. એ જઈ પહોંચે તે પહેલાં જ અશોકાદેવીને કેદ કરવામાં આવી છે. શો ઉપાય યોજવો, એ વિષે તે મારી સલાહ લેવા અહીં રોકાયો હતો. એને મેં યુક્તિ બતાવી છે. પ્રપંચ સામે પ્રપંચ હોય તો જ ફાવટ આવે. પ્રપંચની જાળમાં નિરર્થક શૌર્ય વેડફી નાંખવું આપણે ક્ષત્રિયોને શોભે નહીં."

"એ શો પ્રપંચ કરશે?" કિશોરસિંહે પૂછ્યું.

"હાલ તુર્ત એ વિષે જીજ્ઞાસા દાબી રાખો, એવી મારી વિનતી છે." મોહનસિંહ હસીને બોલ્યો. "પણ એટલું તો નક્કી છે કે—એ કોલસામાંનું રત્ન છે. એનો દાદો નાપાક નીવડ્યો. એનો પિતા અવિચારી પાક્યો પણ એ પોતે એવો બાહોશ છે કે, આટલી નાની વયમાં એણે એના રાજ્યના પ્રપંચી દિવાનની આંખમાં પણ પોતાનો સમાસ કરી લીધો છે. આ તેની ટૂંક માહિતી ઉપરથી આપને ખ્યાલ આવશે કે, જે કામ તેણે હાથમાં લીધું છે, તેમાં તે ફાવશે જ. સિવાય, અમારી જમાતમાંથી મેં એક વૃધ્ધને એની સાથે મોકલ્યો છે. તે એને એવી કેટલી કરામતો બતાવશે કે, એને ગુંચવાવું પડશે નહીં."

"ત્યારે તો આ વિષયમાં હાલ તુર્ત અર્ધા ભાગની ચિંતા દૂર થયેલી ગણાય." કિશોરસિંહે કહ્યું.

"મહારાવ! થોડાક દિવસમાં આપ સાંભળશો કે ગજસિંહે તમામ ચિંતા દૂર કરી છે." મોહનસિંહે ગર્વભર્યા સ્વરે કહ્યું. બાદ એકદમ શાન્ત સ્વરે તે બોલ્યોઃ "હવે પધારો સ્વામી મહારાજ પાસે."

તેઓ સ્વામી પાસે ગયા. એ એક વૃદ્ધ સંન્યાસી હતા. મોહનસિંહે કિશોરસિંહનો તેમને પરિચય કરાવ્યો એટલે સંન્યાસી મહારાજે કહ્યું: "કોટાના કિશોરસિંહજી! તમારી કિશોર વયમાંથી તમને મીઠા દૂધ સાથે ધીમું ઝેર પાવામાં આવ્યું છે. એ ઝેર તમારી રગોમાં આજ એવું પ્રસરેલું છે કે જેને પરિણામે તમારા શરીરમાંના કુદરતી ઝેરનો નાશ થયો છે. તમારા હૃદયમાંની સર્વ કઠોર લાગણીઓનો નાશ થયેલો છે, અને તમે એક સુન્દર બાલક જેવા ભલા, ભોળા, નિર્મળહૃદયી અને જગત્ માત્રને તમારા જેવાજ માનનારા બન્યા છો. શરીર તો વિવિધ પદાર્થોનું બનેલું છે. એવા પદાર્થોમાં અનેકવિધ ગુણાવગુણ જોઈએ જ એ ન હોય તો ઋતુઓના વૈવિધ્યમાં એ ટકે કેમ? માટે કેવલ મિષ્ટતા, અને કેવલ સાત્વિકતા રાખવી ઉચિત નથી. બેટા! નરી સરળતા એ ગુણ નથી. એક નાનોશો દાખલો આપું. ઘીથી ભરેલા પાત્રમાં સીદ્ધી સળી નાંખો, અથવા સીદ્ધી આંગળી ઘોંચો તો ઘી નીકળે કે? ન નીકળે. એથી તો માણસે પળી નામનું લોઢાનું નાનકડું વાંકું વાસણ બનાવ્યું. અને એ વડે ઘી જોઈએ તેટલું તમે કાઢી શકો છો! માટે, સરલતા અથવા સીધ્ધાપણું સર્વત્ર કામ લાગતું જ નથી. રાજવી! મારૂં કથન અસત્ય હોય તો જરૂર સુધારજો. તમને જુવાનને એ હક્ક છે કે સાઠ ઉપરના અમે ભૂલતા હોઈએ તો તમારે અમને સુધારવા."

કિશોરસિંહ આ વૃધ્ધ સંન્યાસીનું બોલવું સાંભળીને દિગ્મૂઢ જ બની ગયો. એ શ્વેત દાઢીવાળો ફરીથી બોલવા લાગ્યોઃ "વૈદ્ય કડવો ઓસડ પાય છે. શા માટે? રોગીનો રોગ નિવારવા માટે. કિશોરસિંહજી, મેં તમને એવી રીતે આ કટૂ વાણી કહી છે. મને તમારો શુભેચ્છક સમજજો. શ્રી રામજી તમારા હૃદયમાં વસો અને તમારું શ્રેય થાઓ, એ જ શુભેચ્છા."

"તપસ્વી મહાત્મા," કિશોરસિંહે કહ્યું: "આપની વાણીનો હું અનર્થ નહીં કરું. આપે મને હિતાર્થે એ બોલ કહ્યા છે, એવું માની લઉં છું. પણ મને એ



માલુસેને તલવાર કાઢી..."એ સૈનિકોને અહિંથી ચાલ્યા જવા હુકમ આપો..." (પૃ. ૨૫)



“બેટા, આત્મ-ઉલ્લાસથી ગર્વિષ્ટ ન થા...હજી અણખેડયાં ગાઢ જંગલોમાંથી તારે પસાર થવાનું છે.” સંન્યાસીએ ઉપદેશ દીધો. (પૃ. ૫૧)

બહુ સંદિગ્ધ લાગતું છે. હું ખુલ્લા હૃદયે પૂછું છું કે, સ્પષ્ટ સ્ફોટ કરીને મારા દોષ નગ્ન સ્વરૂપે બતાવવા કૃપા ન કરો?"

"ધન્ય!" સાધુએ કહ્યું: "પોતાના દોષ અન્ય મુખે શ્રવણ કરવા ઇચ્છે, એ જ મહત્તાપ્રાપ્તિને પંથે પળી શકે છે. કિશોર, તું એવો મહાન્ થા, એમ હું ઇચ્છું છું. તારે ખુલ્લી વાત સાંભળવી છે, ખરુંને? મોહન, તારું કામ તેં બજાવ્યું લાગતું નથી."

"સમગ્ર રાજપૂતાના વિષે મેં એમને કેટલોક ખ્યાલ આપ્યો છે, મહર્ષિ," મોહનસિંહ હાથ જોડીને બોલ્યો: "એમને પોતાને વિષે કશું કહેવાનો મને પ્રસંગ મળ્યો નહીં, એટલે જ હું એમને અહીં લાવ્યો."

"વારુ;" સંન્યાસી મહારાજે કહ્યું: "કિશોર, તમને ધીમું ઝેર આપનાર તે તમારો દિવાન જાલિમસિંહ. એ ઝેર પરતંત્રતાનું, ગુલામીનું અને એની જ 'હા માં હા' મેળવવા તમે તત્પર થાઓ, એવી વૃત્તિનું. તમારી કિશોરાવસ્થામાં જ તમને આવી વૃત્તિઓવાળા બનાવેલા છે; એટલે જાલિમસિંહ તમારે ત્યાં જે ઇચ્છે છે તે થાય છે. પણ એનાં દૂષણો એ છે કે, પોતાની સત્તા તે છોડી શકતો નથી. પોતાનાં મૂર્ખ માણસોને પણ તે ઉચ્ચ પદે સ્થાપે છે. રાજન્, એમાં તમારા રાજ્યની પ્રજાનું અહિત થાય છે. તમે તમારી રાજગાદી તમારે સ્વાધીન બનાવો, નિષ્કંટક બનાવો અને એ માટે જો સહાય જોઇતી હોય તો મોહન આપશે."

"મારે સ્વાધીન મારી ગાદી બનાવવાનો અભિલાષ ગઈકાલથી જ મારા હૃદયમાં જાગ્યો છે. આ અપરિચિત મોહનસિંહજીના પરિચિત ગુણોને યોગે મને એમનામાં વિશ્વાસ બેસે છે," કિશોરસિંહે કહ્યું: "પરન્તુ જાલિમસિંહને ખસેડ્યા વિના શું બની શકે? અને એને ખસેડવો એટલે એક વિસ્તૃત પહાડ ખસેડવા સમાન છે, અને એ કાર્ય દુર્ઘટ છે."

"શું માણસનું નસીબ માણસને આધીન નથી?" સંન્યાસીએ પૂછ્યું.

"ના, માણસ પ્રયત્નો જ માત્ર કરી છૂટે. દા દેવો હરિ હાથ છે," કિશોરસિંહે કહ્યું.

"અમારાં વનબાલનું તત્વજ્ઞાન જુદી તરેહનું છે," સંન્યાસીએ કહ્યું: "માણસનું નસીબ માણસના હાથમાં છે. હૃદયે અને મસ્તકે શ્રી હરિ હોય, તો માણસ પોતાનું ધાર્યું કરી શકે છે. આ મોહનસિંહનું દૃષ્ટાંત. આજથી ચાર વર્ષ પૂર્વે એ મારા પરિચયમાં આવ્યો ત્યારે એક એ કંગાલ જેવો હતો. એની સાથે એવો જ એક વૃદ્ધ પણ હતો. મેં એમના સંબંધી વૃત્તાંત જાણ્યો અને પછી મને પારાવાર આશ્ચર્ય થયું. જાણી લે, કોટાના રાવ. આ મોહનસિંહ એક રાજવી છે. એક પદભ્રષ્ટ રાજાનો પુત્ર છે. ઉપરાંત એક મોટા રાજ્યના ચૌદમા વડીલથી ઉતરી આવેલો પિત્રાઇ છે. એની સાથેનો વૃદ્ધ તે એનો પદભ્રષ્ટ પિતા હતો. પુત્ર દેખીતો કંગાલ હતો, પણ ગુણમાં કંગાલ નહતો. પરિણામે દોઢ વર્ષના અરસામાં એણે રાજ્ય પાછું મેળવ્યું. એનો પિતા સંતોષથી મુઓ. એ મોહનસિંહનો ઉદ્દેશ, જે મોટા રાજાનો પોતે પિત્રાઇ છે, તે રાજ્યના રાજા થવાનો છે. એનો પંથ કેવો છે? રાજા કેવળ વિલાસી છે. એના..વિલાસીપણાનો જોટો જડવો મુશ્કેલ છે. રાજા અવિચારી છે; એટલો કે, આજ એને એક કોટિ સુવર્ણ મુદ્રાઓ આપો તો આવતી કાલે પરોઢીએ એક કોડી પણ એની પાસે ન રહે. રાજાને સંતાન નથી. એનું ભાગ્ય તો જુઓ. સોળ રાણીઓ હોવા છતાં એ નિઃસંતાન છે! આ વસ્તુસ્થિતિ મોહનસિંહની ભાવી અભિલાષા પૂર્ણ કરે એવી છે."

કિશોરસિંહે અધવચ્ચે પ્રશ્ન કર્યો: "અહીંથી ઉત્તર તરફ સમીપમાં જ એ રાજ્ય આવેલું છે કે?"

સંન્યાસીએ સ્મિત કર્યું. કિશોરસિંહે મોહનસિંહ તરફ જોયું તો તે જાણે મંડપના છાપરાની વળીઓ ગણતો હોય તેમ ઉંચે જોઇ રહ્યો હતો.

"સમજાયું." કિશોરસિંહ બોલ્યો: "મોહનસિંહ એટલે જયપુરના જગતસિંહજીના પિત્રાઇ. પદભ્રષ્ટ રાજા એટલે નરવરના રાજા. એ રાજ્ય પર મોહનસિંહજી નામે યુવરાજ સ્થપાયાના સમાચાર હું જાણું છું. એ મોહનસિંહજી તે આ પોતે જ, જેઓ બળાત્કારે મારા બનેવી પણ બન્યા છે."

"અસ્તુ," સંન્યાસી મહારાજે કહ્યું: "પૂર્ણ સત્ય

સ્ફોટ થઇ ગયો. મોહન, આ સ્થળે કોઇ પિંઢારાઓ સહિત રહેલા નથી. આ બધા જે જે માણસો, કોટાનરેશ, તમારાં જોવામાં આવે છે, તેઓ બિચારા એકવારના સુખી પણ ગરીબ સંસારીઓ હતા. તેઓ કોઇ એક જ રાજ્યના નથી,તેઓ કોઇ એક જ સ્થિતિના નથી. એમાંના કોઇ ધનપતિઓ હતા, વેપારી, ધંધાદારી હતા. પરંતુ એમનો રંજાડ થયો હતો. ઘરબારે પાયમાલ અને દુઃખી તેમ જ કેવલ હતાશ થઇને જીવનથી કંટાળેલા તેઓ આવરા બાવરા જેવા અહીં તહીં ભટકતા હતા. મરેઠાઓ તથા પિંઢારાઓની લૂંટફાટથી અને સ્વતાલોભી રાજાઓની ચૂસણ–નીતિથી દુઃખી બનેલા આ લોકોમાં મધ્યમ અને રંક સ્થિતિના પણ માણસો છે. આ તમામનો એકઠો શંભુમેળો તે આ મઠ.એ તમામનું લોકરાજ્ય તે આ રામવન. ભારત વર્ષના વિવિધ યાત્રાધામોમાંથી, નગરોમાંથી અને ગામડાંઓમાંથી તેઓ અહીં આવી વસ્યા છે અને કેવળ શ્રી રામજીમાં અચલ વિશ્વાસ અને ભક્તિ ધારણ કરીને તેઓ જીવન વીતવે છે. પણ એમનો એક ઉદ્દેશ છે. તે એ કે, પાપ માત્રને પૃથ્વીમાંથી દૂર કરવું. જ્યાં જ્યાં પાપ જણાય છે, ત્યાં ત્યાં તેઓ દોડી જાય છે. પ્રતિદિન પ્રાતઃકાળે અને સાયંકાળે તીર–કામઠાંની તાલીમ લઇ, વિવિધ શસ્ત્રાસ્ત્રોમાં પ્રવીણતા મેળવી તેઓ દિનભર અને રાત્રિને વખતે પણ પોતાના કાન ખુલ્લા રાખે છે; આંખો તીવ્ર રાખે છે; દુષ્ટતાની વાત સાંભળે છે કે જુએ છે તો તરત જ ત્યાં જઇ પહોંચી યથાશક્ય પોતાની ફરજ બજાવે છે. પરિણામે સેંકડો નિઃસહાય આબાલવૃદ્ધ નરનારનું રક્ષણસ્થાન આ મઠ બન્યો હતો, બને છે. અને જ્યારે ચિંતામુક્ત સ્થિતિ પુનઃ પ્રાપ્ત થાય છે ત્યારે એ ક્ષણિક આરામ મેળવનારાઓને સ્વસ્થાને પહોંચાડી દેવામાં આવે છે. કોટાધિપતિ, આવા આ સ્થાનને આપ ચાહે તે નામ આપો, પણ એટલું તો સ્પષ્ટ છે કે આપની મહેચ્છા હશે તો, આ સ્થાનના પાગલ રામભક્તો આપને જોઇતી સહાય જરૂર આપશે.”

કિશોરસિંહ આ હકીકત સાંભળીને વિચાર–મુદ્રા ધારણ કરી રહ્યો. કંઇકવાર સુધી એના વિચારોમાં ન સંન્યાસી મહારાજે કે ન મોહનસિંહે વિક્ષેપ પાડ્યો. મહારાવ જ્યારે પોતાની મેળે સ્વસ્થ થયા ત્યારે બોલ્યાઃ “મારા હૃદયમાં કોઇ નવું બલ આ જ આવ્યું છે. લોકો કહે છે કે, મહાત્માઓ સાથેની અર્ધી ઘડી અધું જીવન ઉજાળે છે. મને તે સાચું લાગે છે. આપ મહાત્મા કોણ છો, એ વિષે મને જબરો સંભ્રમ પેદા થાય છે. દેખીતી રીતે તો આપ વાનપ્રસ્થી મહાત્મા છો પરંતુ આપની વાણી–સરિતાએ મારામાં ગૃહસ્થીનું જોમ પ્રસાર્યું છે; તેથી આપ પૂર્વાશ્રમમાં એક મહેન્દ્ર હશો, એમ હું ચોક્કસ કલ્પી શકું છું. સ્નેહી મોહનસિંહે એક મહાવ્યક્તિની પ્રશંસા મારી આગળ કરી હતી. એ ઉપરથી અને જે હદમાં આપનો આ મઠ આવેલો છે તે ઉપરથી હું એવું ખાત્રીપૂર્વક કહી શકું છું કે, આપ પૂર્વાશ્રમના બુંદીનરેશ રાવ ઉમેદ છો. ઇ. સ. ૧૮૦૪માં આપનું અવસાન થયું હતું એમ કહેવાય છે. પણ ના, રાવ ઉમેદનું અવસાન કેવળ જગતની નજરે થયું છે અને વસ્તુતઃ એ મહાયશસ્વી નૃપેન્દ્ર વાનપ્રસ્થી મહાત્મા તરીકે જીવે છે.”

“રાવ ઉમેદના કિયા કિયા જીવનપ્રસંગોથી તમે માહિત છો ?” મોહનસિંહે પૂછ્યું.

“મેં એમ સાંભળેલું છે કે તેઓ રાજપાટ છોડીને યાત્રાળુને વેષે આખાયે ભારતવર્ષમાં ભ્રમણ કરતા રહ્યા હતા.” કિશોરસિંહે કહ્યું: “એમના ભ્રમણ દરમ્યાન એમણે ‘શ્રીજી’ નામ ધારણ કરેલું હતું. તેઓ યાત્રાનાં ધામો, વિદ્યાનાં ધામો, પુરાતન કલાનાં ધામો વગેરેમાં ફરતા રહીને લોકોને એવો ઉપદેશ દેતા કે જેને પરિણામે લોકો એમને ‘મહાત્મા’ તરીકે પૂજતા. એમનું શિષ્યમંડળ ક્રમશઃ ખૂબ વધી ગયેલું અને જ્યાં જ્યાં તેઓ જતા ત્યાં ત્યાં અસંખ્ય માનવ–મેદનીથી ઘેરાયલા રહેતા. કહેવાય છે કે એમની વાક્છટાથી લોક અંજાઇ જતા. એમનાપર સૌને પૂજ્યભાવ ઉત્પન્ન થતો. આજ હું પોતે મારી આંખે શું નિહાળું છું ? મેં જે સાંભળેલું તે જ જાણે સાર્થક થતું ન હોય એમ આ મહાત્માની વાક્ધારા હૃદયને નવું બળ આપી રહી છે. સાત્વિકતા મનુષ્યમાં હોવી જોઇએ, પણ તે આત્મબળમિશ્રિત, શૌર્યમિશ્રિત, નૈતિક પ્રભાવમિશ્રિત હોવી જોઇએ. આ નવનીત મને આજ લાધ્યું તે ચોક્કસ રાવ ઉમેદદ્વારા જ લાધ્યું છે.”

"રાજન્!" મોહનસિંહ બોલ્યો: "સંન્યાસીઓનું વ્રત હોય છે કે, પોતાના પૂર્વાશ્રમની વાત ન કરે. તેમ આ મહાત્માજી વિષે પણ સમજી લ્યો. પરંતુ આપ ખુલ્લા દિલથી અહીં આવ્યા છો; ખુલ્લા દિલથી એમના પ્રતાપનો ઋણસ્વીકાર કરો છો અને વળી મારા સંબંધીજન છો, તો આપને જ ગુપ્ત વાત કહેવા હું લલચાઉં છું કે, આપ લગભગ સત્યને રાહે છો. બાકી, જગતે તો એમ જ જાણવાનું છે કે, બુંદીના રાવ ઉમેદ કૈલાસવાસી થયેલા છે."

કિશોરસિંહના વદનમંડળ ઉપર હર્ષનાં ચિહ્ન જણાયાં; આંખમાં અદ્ભુત તેજ દેખાયું અને સંન્યાસી મહારાજનાં ચરણમાં નમતો નમતો તે બોલ્યો: "એક યોગ્ય ગુરુદ્વારા આજ મેં દીક્ષા લીધી. મારું જીવ્યું ધન્ય છે—"

"બેટા, આત્મ-ઉલ્લાસથી ગવિષ્ટ ન થા." સંન્યાસી મહારાજની નિર્મળ વાક્ધારા છૂટી: "હજી અણખેડ્યાં ગાઢ જંગલોમાંથી તારે પસાર થવાનું છે. કુરુક્ષેત્રના રણમેદાનમાં જેમ પાંડવકૌરવનાં મહા સૈન્યો અણલડ્યાં ઉભાં હતાં, તેમ, હજી તો ચોપાસની સ્થિતિ છે. બાણાવલિ અર્જુન સમો વિનમ્રહૃદયી બન અને કર્ત્તવ્યદિશાએ પળ, એ જ મારો ટૂંક ઉપદેશ છે."

"મારી કર્ત્તવ્યદિશા?" કિશોરસિંહે કહ્યું: "હવે મને તે સુઝી છે. હું જાલિમસિંહની સન્તાનાં મૂળ ઉખેડી નાંખીશ. મારા રાજ્યમાં એનું નામોનિશાન નહીં રાખું અને એ કાર્ય કરવા માટે જો મારી તલ્વાર—"

તેણે તરત જ પોતાના મ્યાનમાંથી તલ્વાર કાઢી અને તે ચમકાવતાં કહ્યું: "મારી તલ્વાર વડે એનું મસ્તક છેદવું પડશે તો તે એક જ ઝાટકે છેદી નાંખીશ. હું એના મહેલમાં ઘુસી જઈશ. એને વેત્રાસન પરથી નીચે ઢસડી પાડીશ અને એક ખેડૂત જેમ ઘાસ વાઢી નાંખે તેમ એના ધડથી એનું શિર દૂર કરી દઈશ." કિશોરસિંહે એમ કહીને પોતાની તલ્વારને બળપૂર્વક હવામાં વીંઝી; દાંત કચકચાવ્યા અને વેગથી પોતાનું મસ્તક ધુણાવ્યું.

"શાન્ત ધીખતા હૃદયના યુવક, શાન્ત;" સંન્યાસી મહારાજે કહ્યું: "ચૌદ ચૌદ વર્ષથી જે શાન્તિ અને જે સહિષ્ણુતા તેં ધારણ કરી છે, તે પળભરમાં અવિચારીપણે ફોકટ બનાવી દઈશ નહીં. જો તલ્વારથી એનો વધ થઈ શકતો હોય, જો લોહીતરસ્યા પિંઢારાઓ સાથે ભળી જવાથી એની ફાંસ નીકળી જતી હોત, તો એ માર્ગનું સૂચન તને અત્યાર અગાઉ કરવામાં આવ્યું જ હોત."

"ત્યારે શું તલ્વારથી એનું મોત નથી?"

"સાચો ક્ષત્રિય રણજંગમાં જ પોતાના શત્રુને મારે."

"રણજંગ! મારા મંત્રી સામે હું રણજંગ ખેલું?" કિશોરસિંહે પૂછ્યું.

"ત્યારે શું એક ઘરડા માણસના ઘરમાં સશસ્ત્ર ઘુસી જઈ તમે તેને કાપી નાંખો, એ તે કદી બને? નરેન્દ્ર, એમ કરો તો તમારી ક્ષાત્રવટ લાજે. તમારી જનુની લાજે. તમારું પિતૃકુળ લાજે. માટે સ્વપ્નમાં પણ એવો વિચાર ન કરશો. બેશક, તમારી સમક્ષ વિકટ પ્રશ્ન ઉભો છે જ. એનું મોત ક્યાં અને કોને હાથે થશે, એ તો શ્રી હરિ જાણે. પણ પ્રપંચનાં પૂતળાંની પાયમાલી પ્રપંચસંચમાં જ થવાની એ ચોકકસ છે. માટે ધીરજ રાખો, સમયની રાહ જુઓ." સંન્યાસી મહારાજે મહારાવને શાન્ત પાડતાં કહ્યું.

કિશોરસિંહ હતાશ થઈ, જમીનપર તલ્વાર નાંખી દેતાં બોલ્યો: "ત્યારે થોભવું અને રાહ જોવી, એ જ માર્ગ બહેતર છે, ખરું ને? એમ કરતાં કરતાં અભિલાષ ભલે ગોઝારા રહે.—પરવશતાની બેડીમાં વંશવારસો ભલે જકડાયલા રહે!—સદા કાળ તેઓ મને ભલે શ્રાપ દીધા કરે!—અને કાંઈ પણ કર્યા વિના કુતરાને મોતે હું ભલે મરી જાઉં!"

"પ્રતાપી હાડા કુળના રાજવી," મોહનસિંહ કિશોરસિંહનો હાથ ઝાલીને બોલ્યો, "એટલા બધા હતાશ થવાનો તમારે માટે બિલકુલ પ્રસંગ ઉભો થયો નથી. ઇશ્વરનો આભાર માનો કે, તમે એવા મહાન ચક્રવર્તી રાજવંશમાં જન્મ લીધો છે, જેમને માટે કહેવત છે કે: 'ખસે ખાડા પણ ન હઠે હાડા.' તમે કોઈ વેવલાના વંશજ નથી. સ્વાતંત્ર્યગાન ગાતા રાજવીઓના કુળદીપક, તમારી નસેનસમાં જે મહા પ્રતાપી રાજપૂત જાતિનું લોહી વહે છે તેને દીપાવવા માટે

હવે જ તમને મોકો મળશે. કહો, એક મોટી ઇમારત એક ક્ષણમાં ઉભી થયેલી તમે કદી સાંભળી છે? એક મહાન વટવૃક્ષ જાદૂની માફક અર્ધપળમાં ઉગી નીકળ્યું સાંભળ્યું છે? એક સુન્દર સરોવર એકદમ મધુરામિષ્ટ જલથી ભરાઇ ગયું સાંભળ્યું છે? જેમ એ બધું ક્ષણનું અચરજ નથી, જેમ એ બધું તૈયાર થતાં વર્ષોનાં વર્ષો વીત્યાં છે, તેમ તમારા અભિલાષની સિદ્ધિ માટે સમય જોઇએ. અમારા જંગલી માણસો યે કહે છે કે, 'ઉતાવળે આંબા ન પાકે.' તેમ, ખુલ્લા શબ્દોમાં કહું તો પ્રપંચવીર જાલિમ એક ઘાથી ઝટ ને પટ ન મરે."

કિશોરસિંહના વદનસરોજ પર પુનઃ શાન્તિ અને ગંભીરતાના ભાવ પ્રસરી રહ્યા. મોહનસિંહે તેની તલ્વાર જમીનપરથી લઇને તેની કમ્મરમાંના મ્યાનમાં નાંખતાં નાંખતાં કહ્યુંઃ "કદી હવે પછી ખાલી તલ્વાર બહાર કાઢશો નહીં. એ દેવીની એક પ્રકૃતિ સમજી લ્યો. પડી રહે તો મ્યાનમાં લાંબો કાળ પડી રહે પણ જ્યાં બહાર નીકળે કે, પ્રસાદ માગે જ. એને તો રક્ત વિના બીજો પ્રસાદ ન ગમે, અને તે પણ સામાન્ય નહીં, બત્રિશ લક્ષણાનું રક્ત. માટે જ્યારે એવો મોકો મળે ત્યારે ખૂબ વિચારપૂર્વક એને બહાર કાઢજો; સમજ્યા?"

સંન્યાસીના મ્હોં પર સ્મિત ફરક્યું અને એ વખતે મંદિરમાંથી ઘંટાનાદ સંભળાયો. "ઓહો! વાતોમાં ને વાતોમાં સાયંકાળ થઇ ગયો. દેવની આરતીનો સમય થયો. ચાલો, રાજેન્દ્ર, દેવને વંદન કરીએ." એમ કહીને સંન્યાસી મહારાજ પોતાને આસનેથી ઉઠયા અને મંદિર તરફ ગયા. બાવાઓનું ટુંકું ટુંકું એ વખતે મંદિરમાં ધાઇ આવ્યું અને દેવની આરતી થવા લાગી.

કિશોરસિંહે આસપાસ એ સમયે એકઠા મળેલાં સૌનું અવલોકન કર્યું તો તેને જણાયું કે-આરતી દરમ્યાન એ દરેકે દરેક માણસના મુખ પર દૃઢ ભક્તિ-ભાવ પ્રસરી રહ્યો હતો. દરેકે હાથ જોડેલા હતા અને દરેકની આંખ મંદિરમાંની દેવમૂર્તિઓ પર જ ઠરેલી રહી હતી.

"અહા! કેવું દિવ્ય ધામ!" કિશોરસિંહ સ્વગત બોલ્યો.





## પરિચ્છેદ ૧૨ :

### દિવાન અને અમાત્યના ભેત.

એ મધ્યરાત્રે કોટા નગર શાન્તિમાં ઉંઘતું હતું. નગરની કોઈ શેરીમાં કોઈ પણ પ્રજાજનનું હલન ચલન થતું નહતું. માત્ર રાજ્યના પહેરેગીરો રૈયતની સલામતી માટે અહીંતહીં પહેરો ભરતા હતા. આવી નિરવ શાન્તિમાં કોટામાં બે મહત્વના બનાવ બનતા હતા. પ્રથમ એ કે, તે નગરનું મોટું પ્રવેશદ્વાર તદ્દન ખુલ્લું હતું; અને જાણે ત્યાં કોઈના આગમનની રાહ જોવાતી હોય તેમ સશસ્ત્ર સૈનિકો હારદોર ઉભા રહેલા હતા. બીજો બનાવ એ કે, દિવાન જાલિમસિંહ તેના મહેલમાં તેના અમાત્ય સહિત કોઈ અગત્યની રાજકારી મસલતમાં ગુંથાઈ રહ્યા હતો. તે જંપીને એકાદ આસન ઉપર બેસી શકતો ન હતો. ઘડીકમાં બેસે; ઘડીકમાં ફરે; ઘડીકમાં બારીએથી ડોકીઉં કરે અને ઘડીકમાં વિચારોમાં વિલીન થઈ જાય.

એની આ હાલત શાથી થઈ હતી? કારણ કે આ જ એને અજંપો થાય એવા અનેક સમાચાર મળ્યા હતા. પ્રથમ એ કે, વિપણુસિંહ, રામવનની હદ સુધી કિશોરસિંહની પાછળ જાસુસી કરીને પાછો ફર્યો હતો અને તેણે ખબર આપી હતી કે, ત્યાં જે સ્વામી અચલાનંદનો મઠ કહેવાય છે, તેમાં અપરિચિત તરૂણ સાથે કિશોરસિંહે પ્રવેશ કર્યો છે. મઠની આસપાસ તીરકામઠાંવાળાઓનો એવો સખ્ત પહેરો છે કે, તેમની નજર ચૂકવીને અંદર જઈ શકાય નહી. વિપણુસિંહે આ ખબર સાયંકાલ પહેલાં જ આપી હતી. તે ઉપરથી જાલિમસિંહે અંગ્રેજ લશ્કરના સેનાપતિ લોર્ડ લેકને એક દૂત મારફત પૂછાવ્યું હતું કે, "હું એ મઠ ઉપર મારા એક ગુન્હેગારને પકડવા સારૂ હુમલો કરવા માંગુ છું એમાં તમે મિત્રરાજ્ય તરીકે મને સહાય આપશો ?' લોર્ડ લેકે ચોખ્ખી 'ના' કહેવરાવી હતી અને ચેતવણી આપી હતી કે—'અંગ્રેજો ધર્મમંદિરો પર હુમલો કરવાની ધૃષ્ટતા કરે એવા મૂર્ખ નથી; માટે આવી બાબતમાં અમારી સહાય માંગશો નહીં અને ખાસ કરીને સ્વામી અચલાનંદના મઠ ઉપર તો સ્વપ્ને પણ હુમલો કરશો નહીં; કારણ કે તેમાં અંગ્રેજોના સહાયકો વસે છે.'

જાલિમસિંહને આ પત્રે મુંઝવણમાં નાંખ્યો હતો. જે અપરિચિત તરુણને પોતે 'અવન્તિસેન' ધારતો હતો, તે તે જ નથી પણ અંગ્રેજોના મિત્રોમાંનો કોઈ એક છે એ જાણીને તે આશ્ચર્યચકિત થઈ ગયો હતો. તે કોણ છે, એનો કોયડો તે ઉકેલી શક્યો નહતો. એ દરમ્યાન ગોવર્ધનસિંહે ખરા અવન્તિસેનને ઝાલરાપટણથી કેદ કરીને મોકલ્યો. એટલે જાલિમસિંહે તેને કોટાની ટુરંગમાં નાંખ્યો અને કિશોરસિંહની ગેરહાજરીમાં તેના મહેલમાં સૈનિકો સાથે જઈને ભાનુસેનને પણ ફરીથી કેદ કરીને ટુરંગમાં નાંખ્યા. ભાનુસેનને એ અપરિચિત તરુણનો પરિચય પૂછતાં તેણે ન આપ્યો, એટલે હવે કિશોરસિંહ પાસેથી તે મેળવવાનો આધાર જાલિમસિંહે રાખ્યો હતો. બનતા સુધી મિષ્ટતાથી આ કામ કાઢી લેવાની તેની ઇચ્છા હતી. તે પાર પડશે કે કેમ તેની તેને ચિંતા હતી. ઉપરાંત બીજી ચિન્તા એ ઉભી થઈ

ો કે, જસવંતસિંહ હોલકર તરફથી એક હલકારા- આવીને એક પત્ર આપ્યો હતો. તેમાં લખેલું હતું "કોટાનો બક્ષી ગામડાંમાં મહેસુલ ઉઘરાવવા ગયો તો, ત્યાંથી અમે તેને કેદ કર્યો છે. તમે જાણો છો કે, અમારે ને તમારે કાંઇ પ્રીત નથી. તમે અંગ્રેજોના મિત્રો છો. અમે પિંઢારા છીએ. તમને જે સુઝે તે તમે મઝે કરો. તમારા મિત્રો તે હોય છતાંયે જો અમને તમારા મિત્રો બનાવવા માગતા હો, તો રૂપિયા દશ લાખ પહોંચતાં કરો; નહીંતર કોટા ઉજ્જડ કરી દઇશ, એ ખ્યાલમાં રાખજો."

હોલકરના હલકારાને જવાબ માટે થોભાવવામાં આવ્યો હતો. ત્રીજી ચિન્તા એ હતી કે ગોવર્ધન- સિંહે ઝાલરાપટણની સૂબાગિરી લીધી અને ત્યાં કોટાનું સૈન્ય મૂક્યું એ ખબર જાણીને જાલિમ- સિંહના મોટા પુત્ર મધુસિંહે જાલિમસિંહને ચેતવણી આપી દીધી હતી કે-'તમારા એ હરા- મના' પુત્રને સૂબાગિરી આપો છો એ ગધેડાપર અંબાડી મૂકવા બરોબર છે. તમારો ભાવી વારસ હું એકલો જ છું અને તમારૂં રાજપ્રતિનિધિત્વ મને એક- લાને જ વારસામાં મળનાર છે; આથી મારે તમને ચેતવવા પડે છે કે, એકદમ ગોરધનને પાછો બોલાવી લ્યો. ઝાલરાપટ્ટણના રાજા અને તેના પુત્રને બંધન- મુક્ત કરી તેમના રાજ્યમાં માનભેર વિદાય કરો. આમાં ગફલત કરશો અને મારી સૂચના અનુસાર નિર્ણય નહીં કરો તો, તમારી વૃદ્ધાવસ્થા સંતાપજનક નીવડે એવું તમે સાંભળશો.'

સર્વ ચિન્તાઓના ભારથી દબાયલો જાલિમસિંહ તેના અમાત્ય સાથે મસલત ચલાવી રહ્યો હતો. અમાત્ય જાતે બ્રાહ્મણ હતો. જેવો જાલિમસિંહ અનુભવી અને રાજકાર્યપટુ હતો તેવો જ આ અમાત્ય હતો. એમ કહીએ કે, જાલિમસિંહ કરતાં તે વધારે નિપૂણ હતો તો ચાલે. કોઇ જાતના પ્રપંચ કરવામાં તે લગીરે ડરે તેવો ન હતો. જાલિમસિંહનો તે જબરો સહાયક હતો. એની સલાહ વિના જાલિમસિંહને ચાલતું નહીં.

"રાધાકિશન," જાલિમસિંહે વિચારનિદ્રામાંથી જાગીને પૂછ્યું: "બોલો, તમે શો અભિપ્રાય ...ો છો ?"

"મહારાજ," એ મુત્સદ્દી બ્રાહ્મણે મીઠા હલકથી કહ્યું: "મને તો આમાં કશી જ ગુંચવણ લાગતી નથી."

જાલિમસિંહ આશ્ચર્યથી તેના સામે ટગર ટગર જોઇ રહ્યો. લગીરે ગૂંચવણ વિના એ બ્રહ્મપુત્રે આગળ કહેવા માંડયું: "સાંભળો મહારાજ, જેની જબાન મીઠી છે તેને કોઇ કાળે ડરવા જેવું નથી. પોતાનું દિલ બીજાને ન આપતાં, મધૂરી મધલાળ સામા માણસને ચોપડયા કરવી, એ આપનો મહાન્ ગુણ આ સેવક તો બરાબર પચાવી શકયો છે અને જ્યારે એની કસોટીથી દરેક કામનો નિકાલ લાવવા બેસે છે ત્યારે રસ્તો સાફ સાફ દેખી શકે છે. હં..હં:" તે હસ્યો: "કહો મહારાજ, મારૂં કહેવું ખોટું છે?"

જાલિમસિંહના મ્હોં પર સ્મિત ફરકયું. પોતાના જમણા બાહુરૂપ એ અમાત્ય તરફ તેણે કાંઇક રાહતભરી નજર નાંખી તે બોલ્યો: "તેથી તો મેં દરવાજા ખુલ્લા રખાવ્યા છે. મહારાવ આવતા દેખાશે એટલે મુખ્ય દ્વારપાળ આપણને ખબર આપશે. મારો વિચાર તેમને સામા તેડવા જઇને અત્યંત એકનિષ્ઠાથી આવકાર આપવાનો છે."

"આબાદ યુકિત, મહારાજ," અમાત્યે કહ્યું: "એમનો ગુસ્સો હરકોઇ રીતે શાન્ત પાડી દઇને, ધાર્યું તો આપણું પોતાનું જ કરવું. આ રીત મને તો આમાં ઘણી જ યોગ્ય લાગે છે."

"ઠીક, મહારાવની ચિન્તા હાલ તુર્ત વેગળી રાખો," જાલિમસિંહે કહ્યું: "હવે હોલકર વિષે કહો, એને કેવો જવાબ લખીશું?"

"એનો જવાબ મેં આ પ્રમાણે ઘડયો છે," અમા- ત્યે એક કાગળ હાથમાં લઇ તેમાંનું લખાણ વાંચવા માંડયું. "પૂજ્ય ઇન્દોર-નરેશ, અમારા રાજ્યના બક્ષીને તમે કેદ કર્યો છે એમ જણાવો છો એ વિસ્મિત કરનારી વાત છે. એ બક્ષી અમારા રાજ્યમાં અત્યારે નોકર જ નથી."

"વાહ!" જાલિમસિંહ અધવચ્ચ બોલ્યો: "જબરી યુકિત. હં. પછી—"

"તમારા દિલમાં અમારા માટે વેરભાવ હોય તો તમે જાણો." અમાત્યે હોલ્કર પરના પત્રમાંનું લખાણ

આગળ વાંચવા માંડ્યું: "અમે તો ભારતવર્ષના સર્વ રાજ્યના રાજાઓને અમારા મિત્રો જ લેખીએ છીએ. કારણ, સ્વદેશીઓની બંધુતા કેમ તરછોડાય? તમે જે દશ લાખ રૂપીઆ અમારી પાસેથી માંગોછો, તે જેને તમે કેદ કર્યો છે તેની જ પાસેથી લેવાને હક્કદાર છો. તે તમને આપવા બંધાયલો છે. એને માટે અમો જોખમદાર નથી. કોટા ઉજ્જડ કરવાની તમારી વાતે મને તો મશ્કરી જેવી લાગે છે. કારણ કે મેં કાંઇ તમારૂં બગાડ્યું નથી તો મારૂં તમે શા માટે બગાડો? પણ આમાં એક નિયમ ધ્યાનમાં રાખવો ઘટે છેઃ 'જેવું આપણે વાવીએ તેવું લણીએ.' મને તમારો મિત્ર સમજશો અને સત્કાર્યમાં વાપરવાની શરતે હરકોઇ રકમ ઉછીની માગશો. જવાબની આશા રાખું છું."

"સુન્દર જવાબ," જાલિમસિંહે આ પત્ર સાંભળીને કહ્યું. "હવે મધુસિંહ વિષે. એના વિષે મને ગુંચવણ એ છે કે એ કોઇ મીઠાં વેણથી રીઝતો નથી. મારી પ્રકૃતિનો તે પૂરો જાણકાર છે."

"મહારાજ," અમાત્ય ગંભીર અને ચેતવણીભરી વાણીથી બોલવા લાગ્યો, "હું આપને શીખામણના શબ્દો કહેવા બેસું એ નાને મ્હોયે મોટી વાત કરવા બરાબર છે—"

"તમે જે કહેશો તે હું ધ્યાનપૂર્વક સાંભળીશ." જાલિમસિંહે જવાબ દીધો. "રાધાકિશન, ગોરધન ગમે તેવો છે પણ તેના પર ઇતરાજી કરવાના અભિપ્રાયનો હું નથી."

અમાત્યના મુખ પર ચિંતાની છારી વળી. ઊંડી ગુફામાંથી બોલતો હોય તેમ ઘેરા સ્વરે તે બોલ્યોઃ "આપને ખરો માર્ગ બતાવવો એ મારા જેવા જૂના અને એકનિષ્ઠ નોકરની ફરજ છે. પણ આપને કદાચ માઠું લાગે, એથી હું અચકાઉં છું."

"મને માઠું નહીં લાગે." જાલિમસિંહે કહ્યું. "પરંતુ તમારો અભિપ્રાય આ સંબંધમાં શો હશે તે હું કલ્પી શકું છું: મધુ કહે છે તેમ કરવું એ જ અત્યારનો યોગ્ય રસ્તો છે એવો તમે અભિપ્રાય આપશો. પણ ના, ડગ ભર્યું તે ભર્યું જ, એમાં હવે પીછેહઠ નહીં થાય. આ વસ્તુસ્થિતિ સમજીને તમારો અભિપ્રાય ફેરવી બોલો."

"મહારાજ," રાધાકિશને વિનવણીભર્યા સ્વરે કહ્યું. "લોકમાં આપણી ઘણી નાલેશી થઇ છે. ઝાલરાપટ્ટણથી આવેલા એક માણસને મ્હોંયેથી મેં અહીં આવતાં સાંભળ્યું હતું કે ત્યાંના લોકો ગોવર્દ્ધનસિંહ અને તેના લશ્કરીઓના વર્ત્તનથી નારાજ થઇ ગયા છે. રાજા અને રાજકુંવરને અહીં કેદ કરીને રાજકુંવરીને ત્યાંના મહેલમાં કેદ કરવામાં આવી છે, તે પ્રજાને નથી ગમ્યું; કારણ કે રાજકુંવરી પ્રજામાં ઘણી લોકપ્રિય છે. જેટલું માન ત્યાંના કુંવર અવન્તિસેનને લોકો નહોતા આપતા તેટલું કે તેથીયે વધુ માન રાજકુંવરીને આપે છે. એવી એક પ્રજાપ્રિય રાજકુંવરીના રુપ પર લોભાઇ ગોવર્દ્ધનસિંહે આ બધું જે તૂત ઉભું કર્યું છે તેમાં હું તો દુઃખી ભાવી જોઉં છું. જ્યાં પ્રીત નહીં ત્યાં કશું વળે નહીં; જ્યાં લાયકાત નહીં ત્યાં જયવારો નહીં. આ બાબતો સ્ત્રીઓને જીતવા જનારાઓએ લક્ષમાં રાખીને પછીજ પગલાં ભરવાં જોઇએ."

"ગોરધન એ રાજકુંવરી માટે લાયક નથી એમ હું તો કબૂલ કરી શકું નહીં," જાલિમસિંહે કહ્યું.

અમાત્યે સ્મિત કર્યું. જાલિમસિંહે તે જોયું. અમાત્યે પૂછ્યું: "હૃદયપૂર્વક આપે આ અભિપ્રાય નથી આપ્યો; ખરું ને, મહારાજ?" હસતાં હસતાં તે બોલ્યો. "કારણ કે આપ રાજદ્વારી હેતુથી એ અભિપ્રાય આપો છો. જો એમજ હોય તો આપની 'હા'માં મારી 'હા' છે."

જાલિમસિંહ હસીને બોલ્યોઃ "મારો રાજદ્વાર હેતુ શો ધારો છો?"

"ગોવર્ધનસિંહને સૂબાગિરી આપી ચૂપ કરવાનો અને મધુસિંહના ભાવી દિવાનપદમાં ફાંસ નહીં રાખવાનો," અમાત્યે કહ્યું.

"ખરા વૈદથી રોગ છુપ્યો રહેતો નથી, એમ કહેવાય છે તે તમે સાચું પાડ્યું," જાલિમસિંહ બોલ્યોઃ "ખરી વાત એ છે કે, ગોરધને આ સૂબાગિરી પસંદ કરી છે એટલે તેને તે આપી દેવી છે. એમાં એક સર્વગુણસંપન્ન રાજકુંવરી તો શું પણ કદાપિ વિશેષ હોમાય, તો પણ હું ના ન પાડું. દિવાનપદ જ માત્ર નહીં, પણ વંશપરંપરાગત રાજપ્રતિનિધિ

પદ મારે મધુસિંહ અને તેનાં સંતાન માટે કાયમ રાખવાનું છે. તે વિષે અંગ્રેજો સાથે આપણો પત્ર વહેવાર ચાલે છે, એ તમે જાણો છો. આ હેતુસિદ્ધિ થવી જ જોઇએ. ખટપટની જરુર હોય તો તે કરવી જ જોઇએ. હવે તમારે જે અભિપ્રાય આપવો હોય તે આપો, સમજ્યા ?"

"આપનું અભીષ્ટ કરવું એ જ હવે તો મારૂ ધ્યેય," અમાત્યે કહ્યું: "આથી બે માર્ગ આપના માટે હું યોગ્ય ધારૂં છું. પ્રથમ એ કે, સાધુસેન અને અવન્તિસેનને સદાની કાશ જાય તેવી રીતે, દૂર કરી દેવા–"

"તેથી જ મેં તેઓને બન્નેને કેદ કર્યાં છે," જાલિમસિંહે અધવચ્ચે ટાપશી પૂરી.

"હવે એ કાર્યમાં કિયાં કિયાં વિઘ્નો આવ્યાં છે તે તપાસીએ," અમાત્ય બોલ્યો: "મહારાવે તેમનો પક્ષ કર્યો. અપરિચિત તરુણને 'અવન્તિસેન' ધારવામાં આવેલો, પણ તે કોઇક બીજો જ નીકળ્યો; હજીયે આપણે જાણતા નથી કે, તે કોણ છે. વારૂ, એ નનામો પણ છટકયો અને સ્વામી અચલાનંદના મઠમાં ગયો એટલું જ નહીં, પણ સાથે મહારાવને લઇ ગયો એ ઠીક થયું. વળી તે મઠના સાધુઓ અંગ્રેજોના મિત્રો તરીકે જણાવવામાં આવે છે, એ જબરી ગુંચવણ છે."

"ગુંચવણોને હું જરીકે ગણકારતો નથી," જાલિમસિંહે કહ્યું: "મહારાવ અને અપરિચિત તરુણ અહીંથી ગયા એ ઉપરથી તો હું મહારાવને બરોબર સકંજામાં લઇ શકીશ. વિષ્ણુસિંહને ન ભૂલશો, રાધાકિશન. કોટાની ગાદી નવી શરતો સાથે પલકભરમાં હું એને આપીશ."

અમાત્યે ડોકું ધુણાવ્યું. જાલિમસિંહ બોલ્યો: "હું વિષ્ણુસિંહની પ્રકૃતિથી વાકેફ છું: એનામાં બેશક હું મહારાવ જેટલો જ વિશ્વાસ મુકી શકું નહીં, પરંતુ મહારાવ પોતે જ મારી વિરુદ્ધ પડે ત્યારે કોઇ ઓઠું મારી પાસે મોજુદ હોવું જ જોઇએ. આજ દરવાજા ખુલ્લા રાખ્યા છે. એમાં મારો આખરી ખેત એ છે. મહારાવને મીઠાશથી સમજાવવા, છતાંયે જો નહીં સમજે તો એ અપરિચિત તરૂણ એટલે એક દુષ્ટ પિંઢારો જ હતો એ મુદ્દાને હું વળગી રહીશ, અને પિંઢારાઓના પક્ષકાર તરીકે મહારાવને જાહેર કરીશ."

અમાત્ય હજીયે ડોકું ધુણાવતો રહીને વિચારમાં ગર્ક રહ્યો. જાલિમસિંહે ચીઢાઇને પૂછ્યું: "ત્યારે તમારા દિલમાં શું છે, રાધાકિશન ?"

"કેવળ જુદો જ મુદ્દો," રાધાકિશને કહ્યું. "હોલ્કરને મેં લખેલા જવાબમાંના છેલ્લાં વાકયો તરફ આપનું લક્ષ દોરૂં છું. એને રૂપીઆ ઉછીના આપવા લખ્યું છે, એટલે એ જરૂર આપનો ગુલામ બનીને પણ આપની શરતે ઉછીના રૂપીઆ માગવા આવશે."

"વારૂ; તેને અને આ બાબતને શું લાગેવળગે ?" જાલિમસિંહે પૂછ્યું.

"ઘણું જ," અમાત્યે કહ્યું; "આ બન્ને કેદીઓને સદાને માટે દૂર કરવાનું સત્કાર્ય હોલ્કરને સોંપવું અને–"

"અહો !" જાલિમસિંહ ઉત્સાહમાં આવી જઇને બોલ્યો: "બહુ સરસ યુકિત. રાધાકિશન, તમારી અક્કલ ઠીક દોડે છે."

"મહારાજ," અમાત્યે કહ્યું: "હોલ્કરને એ બદલ માત્ર એક જ લાખ રૂપીઆ આપણે આપીશું. મારા પર એ બાબત છોડો તો હું એને જરુર મનાવી લઇશ."

"અરે, એને તો હું પણ સપાટામાં મનાવી લઇશ," જાલિમસિંહે કહ્યું: "પણ રાધાકિશન, તમારી આ યુકિત મને ખૂબ ગમી છે. એમાંથી હજી હું કંઇ કંઇ વધુ ફણગાઓ કાઢી શકીશ અને મહારાવને બરાબર સકંજામાં લઇ શકીશ. ઉપરાંત...હાં..." કંઇક વિચાર માટે તે થોભ્યો અને પછી બોલ્યો: "મધુને પણ એમાં ચૂપ કરી શકાશે. જાઓ, જલ્દીથી હોલ્કરના હલકારાને આપણો જવાબ આપો, અને વિદાય કરો. તેને મોઢેથી ફક્ત એટલું જ કહેશો કે આનો જવાબ એક કલાકમાં અમને મળવો જોઇએ."

અમાત્યે હોલ્કરના જવાબ ઉપર જાલિમસિંહની સહી લીધી; અને તે પત્ર પરબીડીઆમાં મૂકી પોતાની સાથે લઇને તે ત્યાંથી ચાલતો થયો. જાલિમસિંહ તેના જવા બાદ સ્વગત બોલ્યો: "આ બ્રાહ્મણ મને ઘણો ઉપયોગી થઇ પડયો છે. પણ હવે મને એ દગો ન દે, એની કાળજી રાખવી પડશે."

થોડીક વાર થતાં અમાત્ય પાછો ફર્યો. તેને જોઇને જાલિમસિંહે આશ્ચર્ય બતાવ્યું. અમાત્ય બોલ્યો: "હોલકરના હલકારાને વિદાય કર્યો છે, અને મહારાજ, દ્વારપાળે કહેવડાવ્યું છે કે દૂરથી કેટલાક ઘોડેસ્વારો આવતા દેખાય છે."

"ત્યારે તો તે મહારાવ જ હશે," જાલિમસિંહ બોલ્યો.

"બનાવ જોગ છે. આપને મારું કામ પડે એમ ધારીને હું પાછો આવ્યો," અમાત્યે કહ્યું.

"ઠીક કર્યું. મહારાવ સાથેની વાતચીત દરમ્યાન તમે હાજર હો એ જરૂરનું છે," જાલિમસિંહે જવાબ દીધો.

બન્ને જણ તે બાદ મહેલમાંથી નીચે ઉતરીને નગરના મોટા દરવાજા તરફ ગયાં; અને ત્યાં પહોંચીને આગન્તુકોની રાહ જોવા લાગ્યા.





## પરિચ્છેદ ૧૩ :
## મધરાતના મહેમાન

એ રાત્રે ચાંદની પૂર બહારમાં ખીલેલી હતી; તેથી આવનારાઓને દૃષ્ટિમર્યાદામાં સહેલાઈથી જોઈ શકાતા હતા. જાલિમસિંહે તેમાં ટોપીવાળા ઘોડેસ્વારો જોયા; એટલે એના દિલમાં શંકા ઉપજી કે, શું બ્રિટિશ એજંટ પાસે મહારાવ પહોંચી ગયા હશે? તેણે એ સ્થિતિમાં મજબૂત હાથે કામ લેવા ધાર્યું તેથી એકદમ એક ઘોડેસ્વારને મોકલીને તપાસ કરાવી કે 'તેઓ કોણ છે એ જોઈ આવ અને જો મહારાવની સાથે અંગ્રેજો હોય તો એક રૂમાલ હલાવીને ખબર આપ.'

ઘોડેસ્વાર એ મુજબ ગયો અને થોડીક જ વારમાં તેણે રૂમાલ હલાવ્યો.

તરત જ જાલિમસિંહે ઘોડેસ્વારો અને અમાત્ય સહિત દરવાજા બહાર નીકળીને દરવાજા બંધ કરી દેવાનો હુકમ આપ્યો.

ઘોડેસ્વારો નજદીક આવ્યા. તેમાં મહારાવ નહોતા. ત્રણ અંગ્રેજો અને દશ-બાર દેશી લશ્કરીઓ હતા.

ત્રણ અંગ્રેજો પોતાના ઘોડાઓ ઉપરથી ઉતરી પડ્યા. તેઓએ અંગ્રેજી રિવાજ મુજબ માનાર્થે પોતાની ટોપીઓ ઉતારી અને તેમાંના એકે અંગ્રેજીમાં પૂછ્યું: "મારે દિવાન જાલિમસિંહજીને મળવું છે. હું કર્નલ મેન્સન છું. ઘણા જ અગત્યના કામે આવ્યો છું."

રાધાકિશન અંગ્રેજી સારી રીતે જાણતો હતો. જાલિમસિંહને અધુંપધું આવડતું હતું પણ તેને અંગ્રેજો બોલતા ત્યારે તેમના ઉચ્ચારમાં સમજ પડતી નહીં તેથી વાતચીત કરી શકતો નહીં. છતાં તે કર્નલ મેન્સનનું નામ અને પોતાનું નામ સાંભળીને સમજી ગયો કે, અંગ્રેજી લશ્કરનો આ મદદનિશ સેનાપતિ કોઈ જરૂરી કામે આવ્યો છે. એણે રાધાકિશનને વાતચીત કરવા જણાવ્યું.

અમાત્યે જાલિમસિંહની ઓળખાણ આપી કે, તરતજ હસીને એ કર્નલે પોતાનો હાથ હસ્તધૂનન માટે લંબાવ્યો અને કહ્યું: "ઓહો! હું ભાગ્યવાન છું કે, એકદમ આપની મુલાકાત થઈ શકી."

જાલિમસિંહે એની સાથે હસ્તધૂનન કર્યું અને રાધાકિશને તેની વતી જ જવાબ દીધો: "અમને પણ અમે ભાગ્યશાળી ગણીએ છીએ. પણ આપની મુલાકાતનો હેતુ જણાવવા વિનતિ છે."

કર્નલે તરતજ તે ટૂંકમાં કહી દીધો. રાધાકિશને એ સાંભળીને જાલિમસિંહને જણાવ્યું કે: "કર્નલ સાહેબને હોલકરની સાથે લડાઈ ચાલતી હતી. એમાંથી પોતાના લશ્કરને રાહત આપવા માટે તેઓ થોડાક દિવસ સારૂ કોટામાં રહેવા માગે છે. હમણાં તેઓ થોડાંક માણસો સાથે આવ્યા છે; પણ જો આપની પરવાનગી મળે તો, લશ્કરને અહીં બોલાવે.'



કર્નલે પોતાનો હાથ હસ્તધૂનન માટે લંબાવ્યો.

"રાધાકિશન, એમને પૂછો કે, તમારું લશ્કર કેટલી સંખ્યામાં છે અને અત્યારે હાર પર છે કે જીત પર?" જાલિમસિંહે કહ્યું.

રાધાકિશને તે પ્રશ્નો કરતાં જવાબ મળ્યો કેઃ

"અંગ્રેજી સેનામાં પાંચસો સૈનિકો છે અને તે સેના બેશક જીત પર છે. પરંતુ થોડોક વખત સૈનિકોને રાહત આપવી એવો અમારો ઇરાદો છે."

આ જવાબ જાલિમસિંહને રાધાકિશને કહ્યો એટલે એ જ ક્ષણુ વિચાર કરીને જાલિમસિંહે જવાબ દીધો: "મારા રાજ્યમાં અત્યારે લોકોમાં એટલી બધી અશાન્તિ છે કે, કિલ્લાની અંદર હું અંગ્રેજી સેનાને દાખલ કરું તો લોકમાં વિવિધ તર્ક થાય-કદાચિત અરાજકતા પણુ ઉદ્‌ભવે. આથી તમને શહેરની અંદર આવવા દેવા હું ખુશી નથી પરંતુ તમારા પ્રત્યે મિત્રધર્મ બજાવવો જોઇએ. તમે ખુશીથી કિલ્લાની બહાર પડાવ નાંખીને રહો. તમારે રક્ષણુ માટે મારું સૈન્ય જોઇતું હોય તો તે આપીશ તેમજ ખોરાક અને બીજી સગવડો જોઇતી હશે તો તે પણુ આપીશ."

રાધાકિશને બહુ સ્પષ્ટતાથી અંગ્રેજીમાં આ જવાબ કર્નલને કહ્યો. તેણે પોતાના સાથીદારો જોડે મસલત કરી. આ દરમ્યાન જાલિમસિંહે પણુ રાધાકિશન સાથે વિચાર-વિનિમય કરી લીધો.

કર્નલને પોતાના સાથીદારો જોડેની મસલત પછી જાલિમસિંહનો જવાબ અપમાનકારક લાગ્યો. તેણે દલીલ કરી: "તમે લશ્કરી મદદ, ખોરાક વગેરે આપવા તૈયાર છો, તો, કિલ્લાની અંદર શા માટે આવવા દેતા નથી? એમાં સુજનતા નથી; અને સહેજ બાબતને માટે તમારા આતિથ્યને કલંક લગાડો છો."

રાધાકિશને જવાબ દીધોઃ "અમારી માગણીઓ કાંઇ તમારા સેનાપતિ બધીવાર બધી જ સ્વીકારતા નથી. એની તુલનામાં તો અમે હઝાર દરજ્જે સુંદર આતિથ્ય કરીએ છીએ. આજેજ અમે લોર્ડ લેકને પૂછાવેલું કે, 'અમને અંગ્રેજી સેનાની મદદ આપો. અમારે અચલાનંદના મઠ ઉપર ઘેરો ઘાલવો છે.' અમોને ના પાડવામાં આવી અને ઉલ્ટું લખવામાં આવ્યું કે, તેઓ અમારા મિત્ર છે"

"લોર્ડ લેકનો ઉમદા નિર્ણય !" કર્નલ મેન્સને જવાબ દીધોઃ "પણ મને ઘણી ઉતાવળ છે એટલે લોડ લેકના નિર્ણય ઉપર મારો નિર્ણય લેવાનો આગ્રહ ન કરો. મને કિલ્લાની અંદર મારા લશ્કરને દાખલ કરવાની પરવાનગી આપી હવે પછીને માટે તમારો અને અમારો સંબંધ દૃઢ કરો."

"નહીં," રાધાકિશને જણાવ્યુંઃ "અમારી શરતે જ અમે તમને સહાય આપીએ. અત્યારે કિલ્લા બહાર રહો. કાલે અમને મદદ કરો. સ્વામી અચલાનંદના મઠ પર ઘેરો ઘાલવા અમારી સાથે આવો અને પછી જરૂર કિલ્લાની અંદર તમારૂં સ્વાગત થશે."

"ઘણીજ વિચિત્ર શરત !" કર્નલે કહ્યુંઃ "વળી એમાં અમારા સેનાપતિની ઇચ્છાનો વિરોધ કરવાની કમનસિબ માગણી! નહીં. એવું અમારાથી ન થઇ શકે."

"તો રૂચે તેમ કરો," રાધાકિશને જવાબ દીધોઃ "અચલાનંદ તમારા મિત્ર છે તો તેના મઠમાં જઇને નિરાંતે આનંદ કરો !"

આ જવાબ સાંભળીને કર્નલના સાથીદારોનાં ભવાં ચઢી ગયાં. એક જણે ખુલ્લા શબ્દોમાં કર્નલને કહ્યું કેઃ "કોટાનો દિવાન આપણું ચોખ્ખું અપમાન જ કરે છે. હવે તો એના કિલ્લા બહારની હવા સુદ્ધાંતનો ઉપભોગ આપણે કરવો ઉચિત નથી. તે આપણને તરછોડે છે એવું કારણ સહજ સમજી શકાય તેમ છે."

"ચોક્કસ સમજી શકાય છે." કર્નલે પણ ગુસ્સે થઇને પોતાના સાથીદારને જવાબ દીધોઃ "તે પિંઢારાઓ સાથે અંદરખાનેથી ભળેલો હોવો જોઇએ."

"પિંઢારાઓ" શબ્દ જાલિમસિંહે સાંભળ્યો અને તે પોતાના માટે જ કહેવાયો છે એમ કલ્પી લઇને તેણે રાધાકિશનને તેનો મર્મ પૂછ્યો. તેણે કર્નલના શબ્દોનું ભાષાન્તર કર્યું. એ સાંભળીને જાલિમસિંહે જણાવ્યું કેઃ "એને કહી દો કે, અચલાનંદનો મઠ અહીંથી ઉત્તર દિશામાં આવેલો છે. ત્યાં બધા શાન્ત, સરળ, સેવાભાવી અને ધર્મિષ્ઠ લોકો જ વસે છે. નિરાશ્રિતોને અને પરાજીતોને તેઓ જરૂર મદદ આપે છે. તેમાંયે પિંઢારાથી હેરાન થયેલાઓની તેઓ વધારે ખાતરબરદાસ્ત કરે છે!"

એણે વ્યંગ્યમાં આ ઉત્તર કહેવડાવ્યો અને તેથી 'ઘા ઉપર મીઠું ભભરાવવા જેવું' થયું. કર્નલ અને તેના મિત્રો ગુસ્સે થઇ ગયા. કર્નલે રાધાકિશનને કહ્યુંઃ "હું જરૂર તે જ મઠમાં જઇશ; પરંતુ તમારા જવાબોએ મને ખૂબ નારાજ કર્યો છે, એ ખાસ કહેતો જાઉં છું."



## પરિચ્છેદ ૧૪ :
## ખૂબસુરત દૂત

કોટા નગરના દરવાજા બહાર કર્નલ મેન્સન અને તેના સાથીદારો આવી ગયા પછી દરવાજો બંધ રાખીને સૈનિકો મહારાવ કિશોરસિંહજી ના આગમનની રાહ જોઇ રહ્યા હતા. એક કલાક વીતી ગયા પછી એક પગપાળો દૂત આવી લાગ્યો. તેણે જણાવ્યું કે: "હોલ્કર તરફથી જાલિમસિંહજી માટે પત્ર લાવ્યો છું." તેને ઉભો રાખવામાં આવ્યો અને એક માણસને મોકલીને જાલિમસિંહને આ ખબર કહેવરાવવામાં આવી. હોલ્કરના દૂતને તેની સમિપે લાવવાની પરવાનગી મળી.

જાલિમસિંહ સમક્ષ જઇને તેણે હોલ્કરનો જવાબ તેના હાથમાં મૂક્યો. જવાબ નીચે મુજબ હતો:

"સર્વે શુભોપમા લાયક શ્રીમાન જાલિમસિંહજી, મેં આપને પૂજ્ય ગણેલા છે. આપનો જવાબ વાંચીને હું કંઈ નહીં તો પાંચ-છ વખત હસ્યો હોઈશ. એમાં જે દમદાટી દેવાઇ છે તે બદલ, જો આપને હું પૂજ્ય ગણતો ન હોત તો, જરૂર એક વાર કોટા પર આક્રમણ કરત. પણ ના. સફેદ વાળનું માન રાખવું જોઇએ. આપના બક્ષી વિષે આપનો જવાબ તદ્દન ઉડાઉ અને જુઠ્ઠો છે. મેં એને તે બતાવ્યો. ગરીબ હતભાગી માણસ! તે કરગરી પડ્યો. અને આપ તેની આટલાં બધાં વર્ષની નોકરીની ઠીક કદર કરો છો, એમ બોલ્યો. પણ આપની પાસેથી નાણાં લીધા વિના તેને છોડવાનો ન હતો એવું તેને મેં ચોખ્ખું જણાવી દીધું એટલે તેણે પોતાના હાથમાંની વીંટીનો એક હીરો ચુસીને આપઘાત કર્યો. એ હીરો સાચો હશે એવી મને ખબર નહીં. મેં તે મારે હસ્તક લીધો છે, આપને મિત્ર તરીકે ગણવા અને સત્કાર્યની શરતે આપની પાસેથી નાણાં ઉછીનાં લેવા આપ લખો છો તે મને ગમ્યું છે; અને એ શરતે દશ લાખ રૂપીઆ ઉછીના માગું છું તે ક્યારે આપશો એ લખી જણાવશો."

લી. જસવંતસિંહ હોલ્કર."

જાલિમસિંહે દૂતના દેખતાં જ આ પત્ર ફાડી નાંખ્યો અને કહ્યું: "હત્યારા લોકોનો વિશ્વાસ શો? આજ સત્કાર્યની શરત કરે અને આવતી કાલે લૂંટફાટ કરી કેટલાયેનાં ખૂન કરે!"

"મહારાજ," દૂત બોલ્યો: "અમારા મહારાજા સાહેબ, આપની સાથે રૂબરૂમાં વાતચીત કરવા તૈયાર છે. તેઓ અહીંથી ૦ાા માઇલ દૂર થોભેલા છે."

"મને તેની સાથે વાતચીત કરવાની કાંઇ જરૂર નથી." જાલિમસિંહે કહ્યું.

"આપને માથે ઝઝુમતા ભયની આપને ખબર નથી, મહારાજ," દૂત બોલ્યો.

જાલિમસિંહ ભવાં ચઢાવીને તેના સામે જોઈ રહ્યો. તેને ખબર આપવા દૂત બોલ્યો: "કર્નલ મેન્સનને આપે અહીં આશ્રય આપ્યો નથી એ મહારાજા હોલ્કરે જાણ્યું છે. કર્નલ મેન્સન અત્યારે અચલાનંદ સ્વામીના મઠ તરફ ગયો છે. તેણે દિલ્હીથી વધુ લશ્કરી મદદ મંગાવી છે. કોટા પર તે પોતે આપના તરફના અપમાન બદલ આક્રમણ કરનાર છે."

"તેમાં હોલ્કરને શા માટે ચિન્તા થાય છે? એના જેવા પિંઢારાઓને મેં આજ લગી કેટલીયે શિકસ્ત આપી છે અને તેમનાં કેટલાંયે આક્રમણો હઠાવીને મારી હદ સુરક્ષિત રાખી છે, એ કાંઈ બીજા કોઈના બળને આધારે નહીં. દૂત, ચાલ્યો જા. મારા તરફથી તારું કાંઈ અપમાન થાય નહીં તે પહેલાં જતો રહે." જાલિમસિંહે પોતાના પ્રભાવનું પ્રદર્શન કર્યું.

"કૃપાળુ," દૂતે કહ્યું: "સજ્જનની એક રીત તરફ આપનું લક્ષ દોરું છું. મિત્રતા માટે તલસતા નમ્ર હરિફને નિરર્થક નારાજ કરવો જોઇએ નહીં. મહારાજા હોલ્કરને આપના પર કાંઈ વેર નથી. આપને, ચાહે તો, આપના અસંખ્ય લશ્કરીઓની સાથે પણ, એકવાર અહીંથી ફક્ત અર્ધો માઇલ પર પધારીને મહારાજા સાહેબ સાથે ફક્ત પાંચ જ ક્ષણ રૂબરૂ વાત કરવા નમ્ર વિનતિ છે, આપને પગે પડીને પણ હું આટલી અરજ સ્વીકારવા કરગરું છું" દૂત ઘુંટણીએ બેસી ગયો અને જાલિમસિંહના પગને પોતાના હાથ અરકાડતો નીચો વળ્યો.

જાલિમસિંહે પોતાનો પગ તેના હાથમાંથી છોડાવવા માટે જરાક ખેંચ્યો. અચાનક તેનો પગ દૂતના શરીરને અડક્યો અને તે ચમક્યો. દૂતના મ્હોં તરફ તે ટગર ટગર નિહાળી રહ્યો; તેના હાથ અને તેના શરીર તરફ તે જોઈ રહ્યો.

બે ક્ષણ ત્યાં ચૂપકીદીમાં વીતી; પણ તે જાલિમસિંહને માટે ખૂબ મુંઝવણ ઉત્પન્ન કરનારી ક્ષણ હતી. એને શંકા ઉપજી કે, આ દૂત પુરુષ નથી. એ શંકાના સમાધાન માટે તેણે દૂતનાં સર્વાંગનું નિરીક્ષણ કર્યું અને દૂતે પુરુષનો પોષાક પહેરેલો હોવા છતાં પણ તે પ્રમદા જ છે, એવી તેને ખાત્રી થઈ.

"હરિણીના જેવી આંખો મટમટાવતા મોહક સ્વરવાળા અને ગૌર કાન્તિમાન્ દૂત!" જાલિમસિંહે કહ્યું: "સાચું કહે, તું કોણ છે? મને પાછો વહેમ પડે છે કે, તું પુરુષ નથી."

"મહારાજ, મારી વિનતિ માન્ય કરો" દૂતે કહ્યું: "મહારાજા હોલ્કરને રૂબરૂમાં મળવા કબૂલ થાઓ."

જાલિમસિંહ પોતાના આસન ઉપરથી ઉઠીને ઉભો થઈ ગયો અને બોલ્યો: "મારા જેવા ઘરડાને ચળાવવા માટે શું હોલ્કર આવી ખૂબસુરત દૂતિકાઓને મોકલે છે? એની મોટી ભૂલ થાય છે."

"હોલ્કરને અન્યાય ન કરો," દૂતે ઉભા થતાં થતાં કહ્યું: "તે ફક્ત એકલો જ તમારી સીમમાં તમને મળવા આવ્યો છે. માણસોની સાથે આવે તો તમે ગેરવાજબી વહેમ લઈ જઈને એમ સમજો કે, તે ધમકી મુજબ હલ્લો કરવા આવ્યો છે. એવી ગેરસમજ ઉત્પન્ન નહીં કરવાના હેતુથી આવનાર મિત્ર પર તમે એક નહીં તો વળી બીજો જ વહેમ લઈ જાઓ છો, એ તમને છાજતું નથી."

"તો તને એક સ્ત્રીને તેણે કેમ મોકલી છે?" જાલિમસિંહે પ્રશ્ન કર્યો.

"કારણ કે, મારા સિવાય તેની સાથે કોઈ જ વ્યક્તિ નહતી; અને હું કાંઇ દૂત નથી. એની પોતાની પત્ની તુલસી છું. નામદાર!" પોતાનો પરિચય આપીને તેની નજદીક આવતાં અને પોતાના માથા ઉપરનો સાફો કાઢી નાંખીને કેશકલાપ છૂટો કરતાં તુલસીબાઈ બોલી: "તમે શું એમ સમજો છો કે, તમને ચળાવવા આ એક યુવતી તમારી સમક્ષ આવી છે? હઃ હઃ હઃ" તે અટ્ટહાસ્ય કરતી હસવા લાગી: "માણસો જેવા હોય તેવા જ બીજાને દેખે છે!!"

"ત્યારે આ અસાધારણ પગલા માટે બીજું શું કારણ કલ્પી શકાય ?" જાલિમસિંહે પૂછ્યું.

"જે મેં કહ્યું તેજ." તુલસીબાઇએ જવાબ દીધો: "સિવાય, ખાસ કરીને એ કે–તમને બરાબર રીતે સમજાવવા કે, તમને અમારી મિત્રતાની જરૂર છે. શ્રીમાન્! સામાન્ય દૂત આ બાબત તમારા દિલમાં બરાબર ઠસાવી શકે નહીં. મારે તેથી જ આવવું પડ્યું છે."

"તમારી મિત્રતાની અગત્ય તમે મને સમજાવી શક્યાં નથી." જાલિમસિંહે કહ્યું.

"તો ખુદ હોલ્કર પોતે આપને તે સમજાવશે." તુલસીબાઈ બોલી: "દરમ્યાન, આપના દિલના તમામ સંદેહ દૂર કરવા માટે હું એક અગત્યની દરખાસ્ત કરું છું તે ધ્યાનથી સાંભળો. મેં કહ્યું તેમ, હોલ્કર અહીંથી અર્ધો માઇલ દૂર એકલા ઉભા છે. આપ આપના સંરક્ષણ માટે ભલે અસંખ્ય લશ્કર સાથે લઈને તેમની પાસે જાવ અને આપ ત્યાં જશો તથા સુરક્ષિત રીતે પાછા વળશો ત્યાં સુધી હું અહીં આપના મહેલમાં સ્વયંકેદી તરીકે–આપની સહીસલામતીની જામિનગિરી તરીકે–રહીશ. આપ અમુક સમય નક્કી કરો. ધારો કે, અર્ધો કલાક. જો તે દરમ્યાન આપ સહીસલામત પાછા ન આવો તો મારો શિરચ્છેદ કરી નાંખવામાં આવે એવું આપના ખાસ માણસોને આપ ફરમાવતા જાઓ."

જાલિમસિંહ તેની આ દરખાસ્તથી બેશક અચંબો પામ્યો. પણ હવે તેને ખાત્રી થઈ કે, આ બાઈ પોતાને ચળાવવા માટે નથી આવી. હોલ્કરને નાણાંની જરૂર છે અને તે પણ તાકીદની છે, એવું તે બરાબર સમજી ગયો. તુલસીબાઈની શરતો પર તેણે મનન કર્યું. તેને તે શરતો ઠીક લાગી. તે જાણતો હતો કે તુલસીબાઈ કોણ છે; અને હોલ્કરને અને તેને કેવો સંબંધ છે.

એમ કહેવાતું હતું કે, તુલસીબાઈ જાતની કોઈ હલકી ભરેઠણ હતી. વર્ષો પર જસવંતસિંહ સાથે તેને પરિચય થયો ત્યારે તુલસીબાઇનો ધણી હયાત હતો. જસવંતસિંહે તેના ધણીને કેદમાં નાંખ્યો અને તુલસીબાઇને પોતાના અંતઃપુરમાં સ્થાપી. તુલસીબાઇનો ધણી કાયર થઈ ગયો ત્યારે તેની ખૂબસુરત સ્ત્રી માટે ફારગતી લખાવી લઈ, તેને એક ઘોડો, કીંમતી પોષાક અને થોડાક રૂપીઆ આપીને કેદમાંથી છોડવામાં આવ્યો.

તુલસીબાઇને લગતી આ કિંવદંતી ઉપર મનન કરતાં કરતાં જાલિમસિંહ તેના વિખરાયલા કેશકલાપ વાળા મુખારવિંદ તરફ પણ નજર કરતો રહ્યો. તે પૂરાં ત્રીસ વર્ષની પણ નહતી. તેનું મુખ ચન્દ્રમા જેવું હતું. તેની આંખ તેજદાર અને મારકણી હતી. હોલ્કરે કેમ તેને પોતાના અંતઃપુરમાં રાખી હતી એનો સહસા ખ્યાલ એ આંખો જોતાં જ આવી શકે. આ ખૂબસુરત સ્ત્રીની વાણીની પિછાણ જાલિમસિંહને થઈ ચૂકી હતી. તેનું સચોટપણું તીવ્ર બુદ્ધિમાંથી ઉદ્‌ભવ્યું હતું એ પણ તે સમજી શક્યો હતો.

તેણે જ્યારે પોતાની ઇચ્છાથી અહીં કેદ રહેવા કબૂલ કર્યું છે અને લશ્કરીઓ સાથે જવાની શરત પણ તે કરે છે ત્યારે હોલ્કરને મળવામાં લગીરે અંદેશો લાવવો ન જોઇએ. વિશેષમાં, હોલ્કરને નાણાં આપવા માટે તો તેને વાંધો જ નહતો. ફક્ત તેની પાસેથી કેટલુંક કામ કઢાવવું હતું. એટલે આ બધી ખાલી રકઝકને અંતે જાલિમસિંહે તુલસીબાઇની શરતો મુજબ, જવાનું હોલ્કર પાસે ઠરાવ્યું.

તેણે માનપૂર્વક તુલસીબાઇને કહ્યું: "તમારૂં અઘટિત શબ્દોમાં મેં અપમાન કર્યું હોય તો તે બદલ દીલગીર છું—"

"શાબાશ મિત્ર!" તુલસીબાઈ બોલી: "માથું કાપીને ઠીક પાઘડી પહેરાવો છો!"

"ના. ના. એમ ન સમજશો." જાલિમસિંહે કહ્યું: "રાજકાજનાં કામ જ એવાં છે કે, તેમાં હઝાર જાતના વહેમ ઉપજે; તેમાં અનેકવિધ કાળજીઓ રાખવી પડે; અને કોઈની શેહશરમ રખાય નહીં. પણ જુઓને, તમે જ્યારે જામિનગિરી રૂપે અહીં રહેવા કબૂલ થાઓ છો ત્યારે હું બેલાશક

હોલ્કરને મળીશ. તમે સવા કલાક માટે મારા માણસોના તાબામાં રહેશો. તે સમય પૂરો થતાં હું જો પાછો નહીં ફરૂં તો જરૂર તમારો શિરચ્છેદ થશે."

"મને તે કબૂલ છે," તુલસીબાઈ બોલીઃ "પરંતુ મારા પર દેખરેખ રાખનારાઓને મોહિત કરીને હું નાસી જઇશ, એવી બીક તો આપના દિલમાં નથી ને? જો, જો, હાં..." તે હસતાં હસતાં કહેવા લાગીઃ "શુકદેવજી જેવા અડગ વૃત્તિના બ્રહ્મચારીઓને મારી દેખરેખ માટે તમે નિયત નહીં કરો તો તેમના માટે હું જવાબદાર નથી!"

તેનું આ વ્યંગ્ય જાલિમસિંહ સમજ્યો; પણ તે કેવળ રમુજમાં કહેવાયું છે એની ખાત્રી કરાવવા તુલસીબાઈ ચૂકી નહીં. તે બોલીઃ "શ્રીમાન્! તુલસીબાઇને કોઈ બજારૂ સ્ત્રી સમજવામાં આપ મોટી ગલતી કરો છો. હોલ્કર સમા બહાદુર, સુખ-સાહેબીવાળા અને મારી સર્વ ઈચ્છાઓ પૂરી પાડનાર ભરથારની ઓથ આ જન્મમાં તો હું કદાપિ ન તજું; અને જુઓ," તેણે પોતાની કમ્મરમાંથી એક કટાર કાઢીને જાલિમસિંહને બતાવતાં કહ્યુંઃ "તમારી જાતિની સિંહણો જેવી કટાર રાખે છે તેવી કટાર આ શૂરી મરેઠણ પાસે પણ છે. શીલસંરક્ષણની એ સાથીદારણ વડે કૈંક કૂતરાઓનાં મોત નીપજાવી શકે એવી તાકાદ અને એવો સંયમ આ મરેઠણમાં પણ છે, એની ખાત્રી રાખશો."

"એ મુદ્દો મારા ધ્યાનમાં આવતાં જ મેં દિલગીરી દર્શાવી છે તેની યાદ આપું છું." જાલિમસિંહે કહ્યુંઃ "વારૂ ને હવે તમે નિરાંતે અહીં સ્વસ્થતાથી બેસો. હું યોગ્ય બંદોબસ્ત પછી હોલ્કરને મળી આવું છું."



તુલસીબાઇએ કમરમાંથી કટાર કાઢીઃ "...શીલસંરક્ષણની આ સાથીદારણ વડે કૈંક કૂતરાઓનાં મોત નીપજાવી શકે..."




# પરિચ્છેદ ૧૫ :

## ચંબલમાં મિલન

ચંબલ નદીમાં એક હોડી ફરી રહી છે. તેમાં ફક્ત ત્રણ જણ છે. જાલમસિંહ, જસવંતસિંહ હોલ્કર અને હોડી ચલાવનાર.

નદીના એક કિનારાપર જાલિમસિંહના ઘોડેસ્વાર સૈનિકો ઉભા છે. જરૂર પડે તો તેઓને નદીમાં જવા માટે સંખ્યાબંધ હોડીઓ કિનારા નજદીક હાજર રાખવા આવેલી છે.

"સુરજી," હોલ્કર બોલ્યો: "કર્નલ મેન્સનની વાત બિલકુલ ગપાટો હતી! તેને મેં સખ્ત હાર આપેલી છે. તેણે પોતાની જીતની વાત તમને તદ્દન જુઠ્ઠી કહી છે."

"તેણે મને એમ કહ્યું કે-પાંચસો સૈનિકો હજી તેના દળમાં મૌજુદ છે." જાલિમસિંહે કહ્યું.

"ના. જેટલાને તે પોતાની સાથે લાવ્યો હતો તેટલા જ તેના દળમાંથી બાકી રહેલા માણસો હતા." હોલ્કરે કહ્યું: "તેઓને મેં જાણી જોઇને જીવતા છોડયા હતા. એકંદર તેના ૧૦૦૦ સૈનિકો હતા એવું મારૂં અનુમાન છે. હું કબૂલ કરૂં છું કે-તેઓએ જીવ સટોસટ લડાઈ આદરી હતી. તેઓ મરણીઆ હોય તેમ લડયા હતા; પણ મારા વરૂઓની અસંખ્ય સંખ્યા આગળ તેઓ લાચાર હતા."

"ત્યારે મારા કિલ્લામાં તે કેટલા માણસોને લાવ્યો હોત?" જાલિમસિંહે પૂછ્યું.

"૨૦૦-૨૫૦ ઘવાયેલાઓને કદાચ તે લાવ્યો હોત. બાકીનાઓનો અમે ઘાણ કાઢી નાખેલો છે." હોલ્કર બોલ્યો.

"ત્યારે તો મેં ભૂલ કરી કે-તેને આશ્રયની ના પાડી." જાલિમસિંહે પશ્ચાત્તાપ કર્યો.

"એ તમે જે સમજો તે ખરૂં," હોલ્કર હસતો હસતો બોલ્યો: "બાકી, હવે એ અચલાનંદના મઠમાંથી મદદ મેળવશે એ નક્કી છે; અને દિલ્હીથી પણ નવી મદદ આવશે. મારાપરથી પનોતી ઉતરીને તમારા પર બેઠી!"

"એ તો તમારો જુઠ્ઠો બોરંગો છે." જાલિમસિંહે કહ્યું: "તમને ખબર નથી કે, અંગ્રેજોનો દરેક મોટો અમલદાર મારી મિત્રતાની કિમ્મત સમજે છે."

"ત્યારે આ કર્નલ કેમ ન સમજ્યો?"

"એટલી એના મનની અસ્થિરતા." જાલિમસિંહે કહ્યું: "બાકી, અચલાનંદના મઠ વિષેની મારી દરખાસ્ત તેણે કબૂલ કરી હોત તો તેને હું આશ્રય આપત."

"હું જ્યારે તુલસીબાઇ સહિત તમારી હદમાં આવતો હતો," હોલ્કરે કહ્યું: "ત્યારે મેં તેને પસાર થતો જોયો. અમે બન્ને એક ગીચ ઝાડીમાં છુપાઇ રહ્યાં. મેં કર્નલને મોટે સાદે અંગ્રેજીમાં બોલતો સાંભળ્યો કે, 'જાલિમસિંહે કરેલા આ અપમાનનું વેર તેના કિલ્લા પર તોપો ગોઠવીને વાળીશ. જો અચ-

…ાનંદને ત્યાંથી આપણને આશ્રય મળશે તો ખરા-બર સ્વસ્થ થઈને જાલિમસિંહની ખબર લઈશું.’ એના સાથીદારોમાંના એક અંગ્રેજે દિલ્હીથી મદદ મંગાવવાની સૂચના કરતાં એક ઘોડેસ્વારને તરતજ એક ખરીતો આપીને કર્નલે વિદાય કર્યો.”

“હું…” જાલિમસિંહે ગુસ્સે થઈને કહ્યું: “ત્યારે એમાં સત્યાંશ હોય તો, હું ચોંકેલો રહીશ. હોલકર, એ અચલાનંદના મઠ પર ઘેરો ઘાલ્યો હોય તો?”

“નામ ન દેશો એ મઠનું,” હોલ્કર બોલ્યો: “જો ડાહ્યા હો તો!”

“એમ કેમ?” જાલિમસિંહે પૂછ્યું.

“એ મઠનું તપોબળ એવું છે કે, મારા તમામ પિંઢારાઓ સ્વપ્ને પણ તેના પર ઘેરો ઘાલવા તૈયાર …તા નથી.” હોલ્કરે કારણ આપ્યું.

“તપોબળ! શી ગાંડી વાત કરો છો? આ કળિયુગમાં વળી તપોબળ કેવું?” જાલિમસિંહે શંકા કરી.

“તપોબળ એટલે સાત્વિક કાર્યોનો પુન્યમય પ્રભાવ!” હોલ્કરે કહ્યું: “એ મઠનો અનુભવ જેણે લીધો હશે તે કહી શકશે કે, જગતમાં ચોગરદમ ભલે કલિયુગનો વાસ છે પરંતુ ત્યાં તો સત્યયુગજ છે.”

“શું કહો છો?!” જાલિમસિંહ તાજુબ થતો બોલ્યો: “મઠની આસપાસ તો કિલ્લો છે અને કિલ્લાના રક્ષણ માટે તીરકામઠાવાળાઓ રાતદહાડો રહે છે. આમ છતાંયે ત્યાં સત્યયુગ?!”

“હા. જાલિમસિંહજી! હું અનુભવથી કહું છું કે, એ સ્થાન પર હાથ નાંખવાને હું સ્વપ્નમાં પણ ઇચ્છું નહીં.” હોલ્કરે કહ્યું.

“એવું તે શું ત્યાંનું જાદુ તમે અનુભવ્યું?” જાલિમસિંહે ચિકિત્સાથી પૂછ્યું.

“સર્વસામાન્ય રીતે કહું તો, ત્યાં ભૂખ્યાને નાતજાતના ફરક વિના અન્ન મળે છે,” હોલ્કરે કહ્યું: “પીડિતનાં દુઃખ ટળે છે; ભયત્રસ્તનો ભય ભાગે છે; અકિંચનને આર્થિક સહાય મળે છે; માનહીનનાં સ્વમાન જળવાય એવી પ્રેરણા મળે છે; ટૂંકમાં, શિયાળો, ઉનાળો કે ચોમાસું અથવા ખરા બપોર કે ભયંકર મધ્યરાત્રિએ, એક શું—અનેક દુઃખી, જો તે મઠમાં આશ્રય માટે જાય છે તો, તેને રેતીના ધગધગતા જળહીન રણમાંની વીરડી જેવો અનુભવ થાય છે. બાપુ! આખા જગતનો ઉતાર પણ ત્યાં તો ઠંડોગાર બની જાય છે!”

“વાહ ભાઈ! તમે તો કોઈ સ્વર્ગની કહાણી કહેતા દીસો છો!” જાલિમસિંહે કરડાગી કરતાં કહ્યું.

“અનુભવહીન ખાખરની ખિસકોલી, સાકરનો સ્વાદ શું જાણે?” હોલ્કર બોલ્યો. “બાકી, મારી પોતાની વાત કહું તો, એકવાર મારે અને તુલસીને એવો વખત આવ્યો હતો કે, કોઈ જગ્યાએ છુપાવાનો સંજોગ ન હતો. અમે બીજી કોઈ જગ્યાએ ગયાં હોત તો આજ અમારી હયાતી હોત કે નહીં તે કહી શકવું મુશ્કેલ છે. એવા કટોકટ પ્રસંગે અમે નાસીને એ મઠમાં ગયાં. અમને બન્નેને મઠના સાધુ મહારાજે ઓળખ્યાં. પણ તે છતાં અમને પાંચ દિવસ સુધી ત્યાં છુપાવ્યાં. જ્યારે એ કટોકટ પ્રસંગ દૂર થયો ત્યારે અમને સહીસલામત તેમણે અમારા મુકામે પહોંચાડયાં. આવા તો બીજા ઘણાઓના પ્રસંગો હું જાણું છું, જેમાં આશ્રય મળવા ઉપરાંત આફત ટાળવા માટે સૈનિકોની મદદ અપાય છે; પણ તે દરેક પ્રસંગમાં કારણો કેવળ સત્ય અને ન્યાયનાં હતાં. આવાં કાર્યમાં સહાય દેનાર એ મઠવાળાઓને અમો પિંઢારા પણ ‘જગતના મિત્રો’ તરીકે ઓળખીએ છીએ.”

“એ મઠનો સંચાલક કોણ છે?”

“એ મારા જાણવામાં નથી.”

“ત્યાંના કોઈ તરૂણને તમે પિછાનો છો?”

“ત્યાં તો સેંકડો તરૂણો છે—શૂરવીર, સત્યને ચા…હનારા અને દુઃખીને મદદ કરનારા.”

“કોઈ રાજવંશી, અને ખાસ અગ્રભાગે કા…



બે ઘોડેસ્વારો પોતાના ઘોડાઓને નદીનું પાણી પીવરાવતા હતા.

કરનારો ત્યાંનો એક તરુણ મારો ગુન્હેગાર છે." જાલિમસિંહે કહ્યું.

"હું..." હોલકર બોલ્યો: "ત્યાંનો કોઇ તરુણ તમારો ગુન્હેગાર! વાહ્! વાહ્! ઉલ્ટો ન્યાય ઠીક થાય છે! પણ મને એની શી પડી છે! મુરબ્બી! એ મહની વાત છોડીને આપણા મુદ્દા પર આવો."

"એ તરુણને પકડવા માટે હું એક લાખ રૂપીઆ હરકોઇને બક્ષિસ આપું." જાલિમસિંહ બોલ્યો: "અને એની હયાતી દૂર કરવા જે કોઈ ફતેહમંદ થાય તેને હું જરૂર ન્યાલ કરૂં."

"મહારાજશ્રી!" હોલ્કર જરાક ઉચ્ચ સ્વરે બોલ્યો: "ત્યાંનો એક પણ માણસ ગુન્હેગાર હોય જ નહીં! ઉલ્ટું ત્યાં એવા કેટલાક વસતા હોવાનું હું જાણું છું, જેમના ગુન્હેગાર બીજાઓ છે!"

"ત્યારે તો હું જે યુવકની વાત કરૂં છું તેને તમે ઓળખતા હશો." જાલિમસિંહ બોલ્યો.

"શા ઉપરથી એમ માની લીધું?"

"કારણ કે, ત્યાંના દરેક જણનો તમને પરિચય હશે: તેમના વૃત્તાંતની માહિતી હશે, તેથીજ આમ કહેતા હશોને?"

તેઓની હોડી આ વખતે ચંબલની સામી દિશાના કિનારા નજદીક આવી પહોંચી હતી. ત્યાંનો રેતાળ કાંઠો આશરે સો કદમ દૂર હતો. ચાંદની પૂર બહારમાં ખીલી હતી. પવનની ધીમી લહેરો આવતી હતી અને ચોપાસ નિરવ સૌમ્યતા ભાસતી હતી. એવે વખતે એ કાંઠા પરથી ઘોડાનો હણહણાટ સંભળાયો. જે દિશામાંથી એ સ્વર સંભળાયો તે દિશામાં જાલિમસિંહનું ધ્યાન ગયું. તેણે જોયું કે–બે ઘોડેસ્વારો પોતાના ઘોડાને નદીનું પાણી પીવરાવતા હતા.

"ઓહો ! આ અહીં ક્યાંથી !" તે સ્વગત ગણગણ્યો.

"કોણ ? કોના વિષે એમ પૂછો છો ?" હોલ્કરે સવાલો કર્યો.

"કાંઠા પર નજર કરો." જાલિમસિંહે કહ્યું.

હોલ્કરે તે બન્ને ઘોડેસ્વારોને જોયા. અને તેમનું રીક્ષણ કરીને કહ્યું: "એક તો તમારા કોટા–નરેશ શેરસિંહજી છે; અને બીજો સફેદ ઘોડા પર સ્વાર થએલો યુવક તો..." તે અટકી ગયો. તરતજ જાલિમસિંહે તેનો હાથ પકડીને કહ્યું: "બોલો, બોલો, કેમ અટકયા ? ફક્ત તેનું નામ કહેવા બદલ અર્ધો લાખ આપીશ."

"જો, જો, ફરી ન જશો." હોલ્કરે કહ્યું: "એનું નામ મોહનસિંહ છે."

"પરિચય માટે બીજા અર્ધા લાખ." જાલિમસિંહ બોલ્યો.

"એનો પરિચય તમે શું કામ જાણુંવા માગો છો ?"

"કારણ કે, જે યુવકની હું વાત કરૂં છું તે તેજ છે."

"એમ ? તો, એને પકડવા અથવા એની હત્યા કરવાનો વિચાર માંડી વાળો."

"જરૂર પડશે ત્યારે એ વિષે સલાહ લેવા આવીશ. પણ તમે તમારા અર્ધો લાખ કમાઈ લ્યો ને ?"

હોલ્કર વિચાર કરવા લાગ્યો. ઘોડેસ્વારોએ ઘોડાને પાણી પાઇને માંહોમાંહે કાંઇક વાતચીત કરતાં ઘોડાને રવાલ ચાલે ચલાવવા માંડયા.

"શો વિચાર કરો છો ?" જાલિમસિંહે હોલ્કરને પૂછ્યું.

"રકમ ઓછી છે; કારણ કે, તમને એનો પરિચય પામવાની તાલાવેલી લાગી છે તેનું ખાસ અગત્યનું કારણ હોવું જોઈએ. તમારી અગત્ય એટલે મારો લાભ !" હોલ્કરે હસતાં હસતાં કહ્યું.

"હું કોઇ ખાસ અગત્યના કારણસર જ તેનો પરિચય માગતો નથી," જાલિમસિંહ બોલ્યો: "માત્ર તે મારો ગુન્હેગાર છે; એટલેજ તેના વિષે કાંઈક વિશેષ જાણવા ઈચ્છું છું. તમે નાણાંથી તમારૂં મ્હોં ખોલશો એમ જ કહેતા હો, તો, હું તમને રૂપિયા એક લાખ આપીશ. બોલો, હવે કહેશો ?"

"એ તરણ નરવર રાજ્યનો નવો રાજા છે." હોલ્કરે ખબર આપી.

જાલિમસિંહના ચહેરા ઉપર ફિકાશ ફરી વળી. હોલ્કરે તે જોઈ; તેને મનમાં આનંદ થયો. જાલિમસિંહ ધીરે સ્વરે સ્વગત કહેવા લાગ્યો: "આ ખબર મને વહેલી મળી હોત તો કેવું સારૂં થાત ! ખેર, હવે તેનો ઘટતો ઉપયોગ થશે."

"શ્રીમાન !" હોલ્કર બોલ્યો: "એ જુવાનની તલવાર તીખી છે. એની નિશાનવિદ્યા સચોટ છે. એનો પ્રતાપ અદ્દભુત છે. એમ છતાં એને વશ કરવો હોય તો આખું કોટા રાજ્ય મને લખી આપો."

"જાલિમસિંહ હજી જીવે છે," જાલિમસિંહ બોલ્યો: "અને ત્યાં સુધી તો કોટાનું સ્વાતંત્ર્ય અને કોટાનો પ્રતાપ અખંડ અને અવિચ્છિન્ન જ રહેશે."

"જોઇશું કે, એ શેખાઇ કયાં સુધી નભે છે !" હોલ્કરે ટીકા કરી.

"શ્રીમાન્! નાણાંની તો મને બહુ જરૂર છે." હોલ્કરે કહ્યું.

"તો સાંભળો. બે રાજવંશી કેદીઓ તમને અત્યારે જ સોંપવામાં આવશે." જાલિમસિંહે કહ્યું: "તેઓને પૃથ્વીમાં નરક કેવું હોય છે તેનો અનુભવ તમારે કરાવવો અને જાણો છો ને, નરકમાંથી કદી કોઇ બહાર આવતું જ નથી! બસ. એ ઉદ્દેશથી સોંપાતા એ બન્ને બદલ તમને રૂપિયા દોઢ લાખ મળશે. એકંદરે ત્રણ લાખ. સિવાય એક વધુ બાબત સાંભળી લ્યો. કોટાની હદમાં તમારૂં એક પણ જનાવર અત્યાર પછી કદી નજરે પડવું જોઇએ નહીં."

હોલ્કર વિચારગ્રસ્ત રહ્યો. જાલિમસિંહે કહ્યું: "ઇશ્વરનો પાડ માનો કે, તમે પેલા બક્ષીનું ખૂન કર્યું છે અને તેનો હીરો લઇ લીધો છે, તે બદલ તમને હું કાંઇ હેરાનગતી કરતો નથી."

એના તરફ તિરસ્કારભરી દૃષ્ટિથી જોતાં હોલ્કર બોલ્યો: "સફાઇ રહેવા દો, કાકા સાહેબ! એ બક્ષીને અને તમને શું લાગે વળગે? શું તે તમારો માણસ હતો? તેનો ઉલ્લેખ તમે કેમ કરી શકો? તેણે આપઘાત જ કરેલો હતો, એ સત્ય છે."

"વારૂ; મને એની કાંઇ પડી નથી," જાલિમસિંહે કહ્યું: "આપણી મસલત અહીં પૂરી થાય છે."

તેઓ જ્યાંથી હોડીમાં બેઠા હતા ત્યાં હોડી લઇ જવામાં આવી અને બન્ને જણ કિનારે ઉતર્યા.

અર્ધા કલાકનો અરસામાં તુલસીબાઇ રૂપિયા ત્રણ લાખની રકમ સાથે હોલ્કર પાસે પાછી ફરી અને ઝાલરાપટ્ટણનો રાજા સાધુસેન તથા તેનો કુમાર અવન્તિસેન હોલ્કરને કેદીઓ તરીકે સોંપાયા; જેઓને લઇને તે કોટાની સરહદ છોડી ગયો.

હોલ્કરને અથવા જાલિમસિંહને એ વેળા ખબર નહતી કે, કેદીઓની સોંપણીનું કાર્ય જોનાર ત્રાહિત આઠ આંખો દૂર દૂર મૌજુદ હતી! એક બાજુ મોહનસિંહ અને કિશોરસિંહ એ દૃશ્ય જોઇ રહ્યા હતા! બીજી બાજુ રાજકુમારી યશસ્વતી પોતાના મહેલમાંથી જોઇ રહી હતી! અને ત્રીજી બાજુ જાલિમસિંહનો મોટો પુત્ર મધુસિંહ એક સાદા સૈનિકના વેષમાં જાલિમસિંહના સૈનિકો સાથે ભળી જઇને એ દૃશ્યનો સાક્ષી બનતો હતો!





## પરિચ્છેદ ૧૬ :

## ચમત્કારી બાવો અને અગોચર નાર



૧૧મા પરિચ્છેદમાં ગજસિંહને બાવાઓ સાથે સ્વામી અચલાનંદના મઠમાંથી વિદાય થયેલો જણાવવામાં આવ્યો છે.

એણે જ્યારે ઝાલરાપટ્ટણની સીમમાં પગ મૂક્યો ત્યારે સાયંકાળ પડવાની તૈયારી હતી. સીમમાં આવેલાં ખેતરોમાં વસતા ખેડુતોને પૂછપરછ કરવાથી તેના જાણવામાં આવ્યું કે, શહેરની આસપાસ લશ્કરી પહેરો ગોઠવવામાં આવ્યો છે. શહેરમાંથી કોઇને બહાર નીકળવું હોય છે તો સૈનિકો કેટલીયે પૂછપરછ કરીને તથા કેટલાયે અંતર પર્યન્ત પહેરેગીરોને મોકલીને માણસોને બહાર નીકળવા દે છે; પરન્તુ અંદર જવામાં તો મુશ્કેલી જ પડે છે. શહેરવાસી હોય તોપણ તેને બરાબર ઓળખાણ આપવા માટે ચિપાસી ચિપાસીને સવાલો પૂછવામાં આવે છે; ઓળખીતાં સગાંસંબંધીઓનાં નામઠામની તપાસ કરવામાં આવે છે; તેઓને દરવાજા પાસે બોલાવવામાં આવે છે, અને પછી સૈનિકોને સંતોષ થાય છે તો જ તે માણસને અંદર જવા દેવામાં આવે છે પરંતુ શંકા પડે છે તો બારોબાર પાછો કાઢવામાં આવે છે. આવી રીતે ઘણાઓને શહેરમાં દાખલ કરવામાં આવ્યા નથી.

ગજસિંહે નવા સુબા સંબંધી, જુના રાજા સંબંધી, રાજકુમારી અલોકાદેવી સંબંધી અને રાજ્યના સૈનિકો સંબંધી પૂછપરછ કરી જોઇ. તેને માલુમ પડ્યું કે, નવો સુબો તો કોઇ બીકણ ઘુવડ જેવો છે. એનું મ્હોં જ કહી આપે છે કે, એ સુબાગિરીને લાયક માણસ નથી—જો કે, સાંભળવા મુજબ તે ગામમાં ફરીને લોકોને આશ્વાસન આપવા પ્રયત્નો કરે છે કે, તમે શાન્ત રહેશો અને મને વફાદાર રહેવા કબૂલ થશો તો થોડા જ દિવસમાં લશ્કરી પહેરો દૂર કરવામાં આવશે. પ્રજાને તેના ઉપર અણગમો છે. ખાસ કરીને અણગમો એટલા માટે છે કે, એણે રાજા સાધુસેનને દગો દીધો છે; એમના પુત્ર અવન્તિસેનને મસલતને બહાને સીમમાં બોલાવીને કેદ કરીને કોટા મોકલી દીધો છે. 'દાઝયા ઉપર ડહામ'ની માફક એ પ્રપંચી સુબાએ રાજકુંવરી અલોકાદેવીને મહેલમાં જ નજર કેદ કરી છે; તેને તે મહેલ બહાર જવા દેતો નથી. પોતે વારંવાર તેમાં જાય છે; અને ફક્ત રાજકુંવરીની દાસીઓ સિવાય કોઇને પણ અંદર જવા દેતો નથી. મહેલની આસપાસ સિપાઈઓની સખ્ત ચોકી છે. રાજ્યના સૈનિકો પલ્ટાઇ બેઠા છે, એવી લોકને ખાત્રી થઇ છે; કારણકે ધોળે દહાડે સુબો પોતાના સૈનિકો સાથે ચઢી આવ્યો ત્યારે શહેરમાં તેઓએ નાશભાગ કરી મૂકી હતી. લોકને તેમણે ગભરાવી માર્યા હતા કે, એનું લશ્કર ખૂબ મોટું છે; જંગલી માણસોનું છે; કાબેલ તીરંદાજોનું છે. સેનાપતિ થોડીકવાર સુધી લડ્યો હતો પરંતુ તે એકાએક તે બાદ કેદ થયો હતો! દેખાવ ખાતર તેને કેદ કરવામાં આવ્યા બાદ છૂટો કરવામાં આવ્યો અને હવે તો તે છડે ચોક લોકોને કહે છે

ક, " શું કરીએ ? અમારાં માણસોનું શત્રુઓ આગળ કશું ચાલ્યું નહીં !"

" શહેરની પ્રજા શું નામર્દ છે ? " ગજસિંહે પૂછ્યું. "

તેને જવાબ મળ્યો: " નામર્દ તો નથી પણ તે અત્યારે એવી ગભરાયલી છે કે, શું કરવું એની સમજ તેને પડતી નથી."

ગજસિંહે આ બધી પૂછપરછ પછી પોતાના સાથીદારો જોડે મસલત કરી. લશ્કરી બળનું માપ કાઢયા વિના કોઇ શત્રુ સામે લડવું નહી અને તેમાંયે ખાસ કરીને કિલ્લાની ઓથવાળા લશ્કર સામે એકાએક બાથ ભીડવી નહીં—આ સાવધાનીનો સિદ્ધાંત સૌએ પસંદ કર્યો. ત્યારે કોઈક પણ યુક્તિ કરવાની જરૂર ઠરી. શહેરમાં જઇને લશ્કરની સંખ્યા તપાસવી, લોકનાં ચિત્ત તપાસવાં, રાજકુમારીનો અભિપ્રાય લેવો, કિલ્લામાં સાધનો કેવાં છે, તેનું નિરીક્ષણ કરવું– આ બધાં કાર્ય કરવાની જરૂર હતી. ગજસિંહ અને તેની સાથેનો જુવાન સાથીદાર જુવાનસિંહ આ કાર્ય કરવા તૈયાર થયા. બન્નેએ તે માટે જુદી જુદી યુક્તિઓ ઠરાવી.

ગજસિંહે એક સાધુનો વેષ ધારણ કર્યો, અને તરત જ તે એકલો શહેરમાં દાખલ થવા માટે નીકળી પડયો. 'જય મહાદેવ'ની ગર્જનાઓ ગજાવતો તે દરવાજા સમીપ આવ્યો ત્યારે તેની પ્રતિભા કાંઇક ઔર હતી. એનો સ્વર એવો હતો કે, તે સાંભળનારને જરૂર એનાપર સ્નેહ ઉપજે. એની ભગવી કન્થા હાથમાંનું તુમ્બીપાત્ર, ખભા ઉપરની ભગવી ઝોળી અને પગમાંની લાકડાની ચાખડીઓ જેમ એના સ્વર સાથે સંમોહ ઉપજાવતાં હતાં તેમ એના ગૌર વદન ઉપર કપોલપ્રદેશમાં તાણેલા ત્રિપુંડને શોભાવતાં હતાં.

ગમે તેવી લશ્કરી સખ્તાઈ હોય તોપણ સાધુઓને આંચ ન આવે કારણ કે સાધુઓ ચમત્કારિક હોય છે; તેઓમાં કોઈ અજબ પ્રભાવ હોય છે; તેઓ તંત્રમંત્રવિદ્યાના સાધક હોય છે એટલે તેઓને છંછેડવામાં સાર નથી હોતો, એવું સૈનિકો પણ સમજતા હોય છે. આ સૈનિકોની એ સંબંધમાં પરીક્ષા કરવાના હેતુથી " જય મહાદેવ " એવી ઘુંટેલા મોહક સ્વરની સંગીતમય ગર્જના કરતાં કરતાં આ સાધુએ પોતાના તુમ્બીપાત્રમાંથી અક્ષત અને પુષ્પો કાઢીને પોતાના માર્ગ આગળ વેરવા માંડયા. આ કાર્ય કરતાં કરતાં તેણે વક્ર દૃષ્ટિપાતથી સૈનિકો તરફ જોયું તો તેઓ ઉપર તેનો પ્રભાવ પડયો હોય એમ જણાયું. તેઓ દિગમૂઢ જેવા અક્ષત અને પુષ્પો તરફ જોઇ રહ્યા હતા તેમ જ સાધુને પણ નિહાળતા રહ્યા હતા. આ સ્થિતિનો લાભ લેવા સાધુ ચૂક્યો નહીં. નિડરતાથી તે આગળ જ ધપ્યો રહ્યો. કોઇએ તેને અટકાવ્યો નહીં.

દરવાજાની અંદર સૈનિકોનો વડો એક ખુરશી પર બેઠો બેઠો તેની માર્ગપ્રતીક્ષા કરી રહ્યો હતો. જેવો સાધુ તેની કનેથી પસાર થયો કે, તેણે ઉઠીને તેને નમસ્કાર કર્યા.

" જય મહાદેવ " સાધુએ રણકાર કર્યો અને થોડાક અક્ષત તથા પુષ્પ તેના હાથમાં મૂકતાં કહ્યું: "બેટા, યેહ નગરમેં પ્રવેશ કરતે હિ પરબ્રહ્મ પરમાત્મા કે નામસે નમન કરનેવાલા તુંહિ પહિલા યેક હૈ. તેરી સબ મનોકામના સિદ્ધ હોવેગી. દો તિન ઘંટા પીછે યેક સ્વર્ગીય અપ્સરા તેરેકો અખૂટ સંપત્તિ સહિત મીલેગી !"

સૈનિકોનો વડો જાણે તેના શબ્દો સાંભળીને અંજાઈ ગયો હોય તેમ તેના તરફ નિહાળી રહ્યો. સાધુ આગળ ગયો. સૈનિકોના વડાએ બૂમ મારીને કહ્યું: " સાધુ મહારાજ, કૃપા કરકે પીછે આઓ."

" સાધુ કભી પીછે ન હટે. તેરી ઇચ્છા હોવે, તો યહાં તક આ." સાધુએ જવાબ દીધો.

સૈનિકોનો વડો 'સ્વર્ગીય અપ્સરા'ના વિચારથી લોભાયો હતો એટલે એ સાધુની નજદીક ગયો અને પૂછવા લાગ્યો: "બાપજી; બે ત્રણ કલાકમાં જ

અપ્સરા આવશે ? આ ચોખા ને આ ફુલથી એને વધાવી લઉં ?"



એમાંની વસ્તુઓ જોઇ સૈનિકોનો વડો ચોંકયો.

"હાં. મગર એક બાત મત ભૂલના," સાધુએ કહ્યું: "રાસ્તેમેં કભી ઇન્કો મત છૂના. સ્વર્ગમેંસે આને વાલેકા પ્રભાવ તુઝે માલુમ હૈ ? દેખ !" સાધુએ તેને પોતાના હાથની હથેલી બતાવી: "ઇન્મેં કુચ્છ હૈ ?" તેણે પૂછયું. તેમાં કાંઈ ન હતું. સાધુએ હથેલી ઉપર પોતાનું તુમ્બીપાત્ર મૂકયું અને પછી હથેલીની મુઠ્ઠી વાળી. તુમ્બીપાત્ર હટાવી લઈ તેણે મુઠ્ઠી ખોલી. એમાંની વસ્તુ જોઇ સૈનિકોનો વડો ચોંકીને બોલ્યો: "ઓહો ! સોનાં મહોર !! બાપજી, શું અપ્સરા આવી ચમત્કારિક હશે? શું તમે યે સ્વર્ગમાંથી પધાર્યા છો ?" સાધુએ સ્મિત કર્યું; અને "બરાબર ધ્યાન રખ, હાં," એમ કહી ફરીથી તુમ્બીપાત્ર હથેલી પર મૂકયું; અને બન્ને હાથ આમ તેમ ઉંચે હલાવ્યા બાદ તુમ્બીપાત્ર હટાવી લીધું. હથેલી ખોલતાં તેમાંની સોનામહોર એક કોલસામાં પલ્ટાઇ ગયેલી જોઇને સૈનિકોનો વડો બોલ્યો: "બાપજી, આમ કેમ ?"

"સુબર્ણ કી જીસ તરાહ યેહ હાલત હુઈ ઇસિ તરાહ સ્વર્ગીય વ્યક્તિયોં કો રાસ્તેમેં સતાનેસે મનુષ્ય કે ભાગ્યકી અવદશા હોતી હૈ." સાધુએ કહ્યું: "બસ યહી મર્મકા મનન કર. પરમાત્મા તુઝે સન્મતિ દેગા."

સાધુ હવે આગળ ચાલ્યો. દરવાજાની અંદર ઉભેલા સૈનિકો માંહોમાંહે ગણગણી રહ્યા; "કોઈ જબ્બરો ચમત્કારી બાવો લાગે છે !" "એ સિવાય આવું જાદૂ કરે નહીં."

સૈનિકોના વડાને સાધુના બોલપર આસ્થા બેઠી હતી. તેના શબ્દોનું ગુંજન કરતો કરતો આનંદ,ઉત્સાહ અને ઔત્સુકયથી તે ધીમે ડગે પોતાની જગ્યાએ પાછો આવ્યો. ઘડીકવાર ખુરશી પર તે બેઠો પણ તેનું ચિત્ત ચકડોળે ચઢયું. તે બેસી શકયો નહીં. ખુરશી પરથી ઉઠીને આમ તેમ ફરવા લાગ્યો.

કાકતાલીય ન્યાયની પેઠે આ માણસના સંબંધમાં ગજસિંહનું વકતવ્ય ખરૂં પડયું હતું, તેની આટલી મોટી ઉમ્મર વીતી હતી તે છતાં સ્ત્રી માટેની તેની ઝંખના મટી ન હતી ! તે વયમાં આવ્યો ત્યારથી લશ્કરમાં જોડાયો હતો. એ પછી એકવાર તેને એક સ્ત્રીનો પરિચય થયો હતો પરંતુ તે દગાખોર નીવડી હતી. તેને પરણીને તે ઘેર લાવ્યો અને બે-ત્રણ દિવસ પછી તે તેની જંગમ માલમિલ્કત ઉઠાવીને નાસી ગઇ ! પરિણામે, આ માણસ બિચારો હતભાગી થઈ રહ્યો છતાંયે હજી તેના દિલમાં સ્ત્રી માટેની ઝંખના રહ્યા કરતી હતી.

બાવાનો તેણે ચમત્કાર જોયો; એટલે તેને આસ્થા બેઠી કે, જરૂર કોઇ અપ્સરા આજ અહીં આવશે. અપ્સરાનાં સ્વપ્ન સેવતો સેવતો તે દરવાજો છોડીને શહેર બહાર ચાલ્યો. સૈનિકોને આથી મઝા પડી. શાળામાં શિક્ષક ન હોય ત્યારે વિદ્યાર્થીઓને જે પ્રકારનો આનંદ થાય છે; કોઇ મકાનમાં માલેક નહોય અને તેમાં પેઠેલા ચોરોને જેવી નચિંતાઈ

ઉપજે છે; અને બિલ્લી નહોય ત્યારે ઉંદરડાઓને કુદાકુદ કરવાની જેવી મઝા પડે છે તેવી સ્થિતિ સૈનિકોની થઈ ! પહેરો ભરવાનું કામ તેઓએ નેવે મૂક્યું, કોઈ ગપ્પાંસપ્પાં હાંકવા લાગ્યા; કોઈને ઊંઘ આવતી હોવાથી ઊંઘવા લાગ્યા અને કોઈ દરવાજો છોડીને શહેરમાં લટાર મારવા નીકળી પડ્યા.

સૈનિકોનો વડો શહેર બહાર નીકળીને અપ્સરાની રાહ જોતો આગળ ને આગળ જતો હતો. તેવામાં તેને સંગીતનો સ્વર સંભળાયો. કોઈ કિન્નરીનું ગાન વીણાના સૂરો સાથે ખીલતું હોય એવો તેને ભાસ થયો. એ સ્વર જે દિશામાંથી આવતો હતો તે દિશામાં તે ચાલ્યો. એક ઝાડ નીચે, ખરેજ, કોઈ સ્ત્રી બેઠી બેઠી સંગીત લલકારતી હતી ! તે પાગલ જેવો બની ગયો અને તેની સમિપ જઈને ગમે તેવું લવવા લાગ્યો.

તે સ્ત્રીએ તેને પૂછ્યું: 'સજ્જન, કુંવારા છો કે પરણેલા ?"

"વિધુર." સૈનિકોના વડાએ જવાબ દીધો.

"સંપત્તિવાન કે અકિંચન ?"

"મધ્યમ સ્થિતિનો છું."

"બહાદૂર કે બાયલા ?"

"ગાંડી, પોતાની જાતે પોતાને 'કોઈ બાયલો કહે ?"

"બહાદૂર છો! એમ કે ? ઓહેદાર છો કે સામાન્ય માણસ ?"

"સૈનિકોનો વડો છું."

"ત્યારે તો બહાદૂર નહીં ! બહાદૂર તે છે, જે એકાદ નગરનો અથવા તો એથી વધુ નગરોનો સુબો હોય !"

"સુબો હોય તેજ શું બહાદૂર હોય ? સુન્દરી, તારી ભૂલ થાય છે. એવા સુબા હું તેને બતાવું કે જે મ્હોં પરથી માખી પણ ઉરાડી શક્તા નથી !"

"તો તેના હાથ નીચેના માણસો જરૂર બાયલા હોવા જોઈએ. જેનો સરદાર નમાલો, તેના હાથ નીચેનાઓ બહાદૂર હોય જ ક્યાંથી ?"

"મારૂં અપમાન થાય છે ! બાતની હાંસી કરવી ઠીક નહીં."

"મને તમારો પરિચય નથી. વાણીથી પરિચય મેળવવા મેં યત્ન કર્યો. ખોટું થયું, કથીર નીવડ્યું !"

"તારા ચિત્તની મહેચ્છા શી છે, એ તો કહે ?"

"હું કોઈ બહાદૂરને વરવા સ્વર્ગમાંથી આવી છું; સાથે સંપત્તિ પણ લાવી છું. મારી પ્રતિજ્ઞા છે કે-રાજાને વરૂં અથવા તો નગરના સુબાને જ વરૂં. તમે એમાંથી કોઈ નથી. સૌથી પહેલા તમે મને મળ્યા. તમારી ચાહના હોય તો રાજા કે સુબા થાઓ. એવા જે નિર્બળ હોય તેમનો નાશ કરો. પૃથ્વીપર તેઓનું અસ્તિત્વ જ શા માટે હોવું જોઈએ ?" એમ કહીને તે સ્ત્રીએ પોતાના વાદ્યંત્ર સાથે એવું એક ગાન લલકાર્યું, જેનું રહસ્ય નિર્બળના નિકંદનનું અને બળિયાની શ્રેષ્ટતાનું હતું.

એ સંગીત સાંભળીને સૈનિકોનો વડો બોલ્યો: "તારી મહત્વાકાંક્ષા મને સમજાઈ. મને તેં એમાંથી સબળ પ્રેરણા આપી. કહે, હું શું કરૂં જેથી આ નગરની સુબાગિરી મને મળે ?"

"હું અહીંની વસ્તુસ્થિતિથી વાકેફ નથી," સ્ત્રીએ કહ્યું: "મને તેનો સંપૂર્ણ ચિતાર આપો. સુબો કોણ છે; કેવો છે, તે સમજાવો અને તમે શા માટે જેને 'નમાલો' કહો છો, તેના હાથ નીચે નોકરી કરી રહ્યા છો, એ કહો."

"ભાર કે, હું તને બધું કહું," સૈનિકોનો વડો બોલ્યો: "પછી તું મારૂં ગૃહ દીપાવીશ ?"

"અવશ્ય," તે સ્ત્રીએ જવાબ દીધો: "લ્યો, વચન." એના હાથમાં પોતાનો હાથ મૂકીને એ સ્ત્રીએ વચન આપ્યું.

સૈનિકોના વડાએ તેને વસ્તુસ્થિતિ સમજાવી. એમાંથી આ સ્ત્રીએ નિષ્પન્ન તારવ્યું કે—આ વ્યક્તિ અહીંનો જ સેનાપતિ છે, ગોવર્ધનસિંહના સૈનિકો કરતાં અહીંના સૈનિકોની સંખ્યા કમી નથી, પરંતુ આ સેનાપતિએ અહીંના દરેક સૈનિકને ગોવર્ધનસિંહના નાણાંથી એકેક માસનો પગાર બક્ષિસ

આપ્યાથી તેઓ તેના પક્ષમાં ભળી ગયા છે. સેનાપતિને ગોવર્ધનસિંહ તરફથી મોટી રકમની લાંચ મળેલી છે. ગોવર્ધનસિંહની બહાદુરીને યોગે કાંઇ તેને સુબાગિરી નથી મળી; પરંતુ તે જાલિમસિંહનો પુત્ર છે તે માટે મળી છે. અહીંના સૈનિકો સેનાપતિના કહ્યાસર કામ કરી શકે તેમ છે, જો જરૂર પડે તો ગોવર્ધનસિંહને એકલે હાથે ઉચકીને ફેંકી દેવા જેટલી તાકાદ સેનાપતિનાં કાંડાંમાં છે. વળી આવશ્યક્તા હોય તો, અહીંના સૈનિકો કિલ્લાનો કબજો લઇને કોટાના સૈનિકોને હાંકી કાઢી શકે તેમ છે.

આ તમામ હકીકત જાણીને તે સ્ત્રીએ સૈનિકોના વડાને કહ્યું: "તમારા હૃદયમાં જો પ્રબળ ઇચ્છા પ્રકટે તો તમે અવશ્ય સુબા થઇ શકો, એવા સંયોગો અહીં છે."

"તો હવે તારી ખાતર મારે સુબાગિરી લેવી જ છે."

"મારામાં વિશ્વાસ મૂકશો?"

"એટલો જ વાંધો છે. જે કરું તે હું જાતે કરું. મને પ્રેરણા આપનાર તું ભલે રહે."

"એ પ્રેરણાઓ પ્રમાણે તો વર્તશો ને?"

"એ વર્તનનો આરંભ જ થઇ ચૂકયો છે!"

સૈનિકોના વડાની પોતાના ઉપરની ફિદાગિરીનો સંપૂર્ણ લાભ એ સ્ત્રીએ લીધો અને કેવી યુક્તિથી ગોવર્ધનસિંહને મૂર્ખ બનાવવો તેની સમજ આપી દીધી. એ યુક્તિના પ્રથમ પગલા રૂપે, તે સ્ત્રી અને સેનાપતિ શહેર તરફ આવવા ઉપડયાં.

આ સ્ત્રી કોણ હતી? વસ્તુતઃ તે ગજસિંહનો સાથીદાર હતો. તેનું નામ જીવાનસિંહ હતું. ગોવર્ધનસિંહના યત્નો વિફલ કરવા અને ઝાલરાપટ્ટણને તેના પાશમાંથી મુક્ત કરવા તેણે આ વેષ સજ્યો હતો! "આલસેં ખ્યાલ, ખડેંસે બિરોધ; અગોચર નારસું ના હસીએ." એ સૂત્ર સેનાપતિને યાદ હોત તો, આ બનાવટી સ્ત્રીના મોહમાં તે ફસાયો ન હોત!

એના મોહનું શું પરિણામ આવ્યું અને આ વેષધારી સ્ત્રીએ તેની મારફત શું સાધ્યું?





## પરિચ્છેદ ૧૭ :
## જાલિમનાં તીર!

હોલ્કર સાથે રૂબરૂમાં વાતચીત કરી આવીને બે રાજવંશી કેદીઓ તથા રૂપિયા ત્રણ લાખ તુલસીબાઇ સાથે મોકલી આપ્યા પછી જાલિમસિંહના મનને નિશ્ચિંતતા થઈ નહીં.

ચંબલ નદી પર મહારાવને મોહનસિંહ સાથે જોવાથી એનું દિલ નારાજ થઈ ગયું. કર્નલ મેન્સન અને મોહનસિંહ સંબંધીની તથા અચલાનંદ સ્વામીના મઠ સંબંધીની હોલ્કરે કરેલી વાતોથી તેને કોઈક પણ સાવચેતીનાં પગલાં લેવાની જરૂર જણાઇ.

તે પોતાના મહેલમાં પાછો ફર્યો ત્યારે પાછલી રાતના ચાર વગ્યા હતા. તે હવે ઉંઘ્યો નહી પણ એકલો જ વિચાર કરતો રહ્યો કે-શાં પગલાં લેવાં ?

પ્રાતઃકાળ થતાંમાં તો તેણે નિર્ણય કરી લીધો. તેણે સૌથી પહેલાં પોતાના સેનાપતિને અને વિષ્ણુસિંહને પોતાની પાસે બોલાવ્યા. સેનાપતિ જાતે મુસલમાન હતો. તેનું નામ સૈયદઅલી હતું. ૨૫ વર્ષથી તે કોટાની નોકરીમાં હતો. રાજ્યની પલટણમાં શરૂઆતમાં સામાન્ય સિપાહી તરીકે નોકરી કરીને ધીમે ધીમે તે જાલિમસિંહનો વિશ્વાસ સંપાદન કરી શક્યો હતો અને તેને પરિણામે તેને આ પદ મળ્યું હતું.

સૈયદઅલીને જાલિમસિંહે કહ્યું: "મારે ઘણા જ અગત્યના કામસર દિલ્હી જવાનું છે. મારી સાથે અમાત્ય રાધાકિશન પણ આવનાર છે. તમારે મારી ગેરહાજરીમાં કોટાની સલામતી સાચવવાની છે. તમારા ધર્મપુસ્તકના સોગંદ ખાઇને તમારે મને સંતોષ આપવો જોઇશે કે-તમે આ કાર્ય કરશો."

"જનાબ, મારા પર આપ જબરો બોજો નાંખો છો." સૈયદઅલીએ જવાબ દીધો: "હમારા પાક કુરાને શરીફના સોગંદ બહુ જ આકરા સોગંદ ગણાય છે. એ સોગંદ લેતા પહેલાં હમારી પોતાની ગલતીઓ વિચારવી જોઇએ. એક ઇન્સાન નેક ચીજના સોગંદ લે, અને પછી તે પાળી ન શકે તો તેણે જાન આપવો જોઇએ."

"બેશક" જાલિમસિંહ બોલ્યો. "તમે એવા આકરા સોગંદ લ્યો અને તે પાળીને તમારો જાન ઉગારો એમ ઇચ્છું છું."

"નામવર, સોગંદ લીધા વિના જ હું શું આપને મારી વફાદારીની ખાત્રી ન કરાવી શકું ? ૨૫ વર્ષની મારી નોકરી દર્મ્યાન કદી આપે મારી વફાદારી ડગેલી જોઈ છે ?" સેનાપતિએ કહ્યું.

"વખત એટલો બધો કટોકટ છે કે મારા વ્હાલા દીકરા ઉપર પણ હું વિશ્વાસ રાખી શકું તેમ નથી," જાલિમસિંહ બોલ્યો: "અને હું જાણું છું કે તમે સોગંદની કિંમત સમજો છો તેથી જ હું તેનો આગ્રહ કરૂં છું. સાંભળો; ઇશ્વરકૃપા હશે અને મારા કામમાં ફતેહ મળશે તો તમને આ કાર્ય બદલ હું સારી રકમ આપીશ."

"મને નાણાંનો ગુલામ સમજવાની કદી ભૂલ ન કરતા, હજુર," સૈયદઅલી બોલ્યા: "આ

સૈયદ ઇન્સાફનો ગુલામ છે; નેકીનો નોકર છે. નાણાં લઇને અચૂક વફાદારીથી ગુલામી કરનાર આદમી શું નવાઇનું કામ કરે છે? નવાઈ તો તેના કામની છે, જે નેકીને ખાતર અને પોતાની જબાનને ખાતર પોતાની ફરજ બજાવે છે. હું એ ફરજ બરાબર સમજું છું અને તેથી કૌલ આપું છું કે આપની ગેરહાજરીમાં મારો જાન જશે, ત્યાં સુધી પણ કોટાની સલામતી ઈમાનદારીથી જાળવીશ."

જાલિમાસંહનું મન માન્યું નહીં. લુખ્ખો કૌલ તેને વિશ્વાસપાત્ર લાગ્યો નહીં. તે ક્ષણો પર્યંત વિચારમાં રહ્યો. તે જોઇને સૈયદઅલી બોલ્યોઃ "નામદાર, એક મર્દનો કૌલ શું આપને ગણત્રીમાં નથી? ૨૫ વર્ષની વફાદારીભરી નોકરી છતાં ફક્ત આજે હું પાક કુરાને શરીફના સોગંદ નથી લેતો તેથી મારી જબાનથી ફરી જઈશ એમ માનો છો? જો એમ હોય તો આપના કદમમાં મારી તલવાર રજુ કરૂં છું. લાંબી નોકરી પછી પણ જો એક સોગંદ વિના એ નોકર નેક નથી એમ માલેકના દિલમાં વસતું હોય તો તેવી નોકરી નકામી છે અને એવા માલેકને ખાતર પાક મઝહબી ધર્મપુસ્તકના સોગંદ લેવા, એ મૂર્ખાઈ જ છે."

સૈયદઅલીએ આમ બોલીને પોતાની કમ્મરેથી તલવાર કાઢવા પ્રયત્ન કર્યો એટલે મુત્સદ્દીએ મીઠાશથી હસીને કહ્યું: "રહેવા દો રહેવા દો, મિત્ર! તમારી કિંમત હું સમજું છું. માત્ર તમારી પરીક્ષા કરવા માટે જ મેં સોગંદની ઉમેદ બતાવી હતી. તમે વચન આપો છો, એ બસ છે. તમને સોગંદ લેવામાંથી મુક્ત કરૂં છું, અને હું સમજું છું કે, તમે બાલબચ્ચાંવાળા છો તેથી તમારી ઘટતી કદર હું પાછો ફર્યા બાદ કરીશ."

એ શબ્દો સાંભળ્યા બાદ સૈયદઅલીએ તલવાર તેનાં ચરણોમાં મૂકવાની જરૂર જોઇ નહિ. તેને જાલિમે ઘટતી સૂચનાઓ આપી વિદાય કર્યો. બાદ વિપણસિંહ તરફ વળીને તે બોલ્યોઃ "જુઓ, કુમાર, કેવા બહાદૂર અને વચનબદ્ધ માણસો મારી સેવામાં છે? એ જ બહાદૂરો, તમે જ્યારે સિંહાસને બિરાજશો ત્યારે તમારા માટે પ્રાણ પાથરતાં અચકાશે નહીં."

"હું સિંહાસને વિરાજીશ?" વિપણસિંહ બોલ્યોઃ "તમે ક્યારે એ સંબંધમાં ઉતાવળ કરો છો? આ કેવી સુંદર તક છે? આવતી કાલનું મુહૂર્ત શું તે માટે યોગ્ય નથી?"

"મારા નોકરનું વચન તમે અમુક બાબતમાં તમારા દેખતાં જ સાંભળ્યું." જાલિમસિંહ બોલ્યોઃ "એને મેં એના ધર્મપુસ્તકના સોગંદમાંથી મુક્ત કર્યો. શા માટે? એનું વચન એ પાળનાર છે. કુમાર, જેના નોકરો આવા વચનવીર છે તે શું તેવો નહીં હોય એમ તમે માનો છો? મેં તમને વચન આપ્યું છે; અને પ્રસંગ આવ્યે તે પાળવામાં હું પાછો પડીશ નહીં જ. કાલનું વચન મેં નથી આપ્યું. છતાં દિલ્હી જઈ આવું – એજંટને મળીને એક અગત્યનું કામ કરી આવું – જરૂર પડે તો ગવર્નર–જનરલને પણ મળી આવું અને જો મારો પાસો પોબાર પડ્યો, તો પછી તમારો પાસો પણ પોબાર સમજો. વહેલી તકે તમે આ સિંહાસને ચઢશો જ."

"ઠી...ક." વિપણસિંહ બોલ્યોઃ "તમે વચનવીર છો તો હું તેવો રહેવા યત્ન કરીશ; તમારામાં શ્રદ્ધા રાખીશ."

"એ ઘણું જ વાજબી બોલ્યા, કુમાર!" જાલિમસિંહે કહ્યું: "હવે સાંભળો, તમારૂં એક કામ. તમારે અહીંથી અત્યારેને અત્યારે જયપુર જવાનું છે. હું તમને એક પત્ર જગતસિંહજી ઉપર આપું છું. તે તેમને આપીને જવાબ લાવો."

"એક દૂતનું કામ મને સોંપો છો?" વિપણસિંહે નારાજ થઇને પ્રશ્ન કર્યો.

"રાજવંશી સંદેશવાહક તરીકેનું એ કામ છે." જાલિમસિંહ બોલ્યોઃ "એમાંતો મજકુર તમને જે ઇષ્ટ છે તે કામ સાધનારો છે. જાણો છો તે કામ? તમારી બહેનના વેવિશાળનું!"

"એમ? ત્યારે તો હું જરૂર જઇશ." વિપણ-

સિંહ બોલ્યો: "પણ રાજ્યગોરને મોકલવાને બદલે મને તમે કેમ પસંદ કર્યો ?"

"અતિશય તાકીદનું તે કામ હોવાથી હું તમને મોકલું છું," જાલિમસિંહે કહ્યું: "જો આજે ને આજે તમે જગતસિંહજીની હા પડાવી લાવો, તો રાતે ને રાતે બેહેનને ત્યાં વિદાય કરીશું અને લગ્ન કરી દઈશું. કારણ સમજો છો ? પેલો અપરિચિત તરૂણ – પેલો દુષ્ટ પિંઢારો – એને વરી શકે નહીં તે માટે !"

"વાહ, વાહ," વિપણસિંહ બોલ્યો: "જાલિમસિંહજી, તમે ઘણાજ બાહોશ અને દીર્ઘદૃષ્ટિવાળા છો, એમ કહેવું જોઇએ."

"મેં પસંદ કરેલું રાજ્ય કેટલું કુળવાન અને લાયક છે, એ તો તમે સમજી શકતા જ હશો," જાલિમસિંહ બોલ્યો.

"ઘણું જ ઉત્તમ અને ઘણું જ સારૂં રાજ્ય તમે પસંદ કર્યું છે." વિષણસિંહ બોલ્યો.

"તો હવે એમાં લગીરે ઢીલ કરશો નહીં, જલ્દી જાઓ અને શુભ સમાચાર સહિત પાછા ફરો." જાલિમસિંહે વિપણસિંહને ફોસલાવ્યે રાખ્યો અને એક બંધ કરેલો પત્ર તેના હાથમાં મૂક્યો.

વિપણસિંહે તે લઇને કહ્યું: "મને થોડાંક નાણાં—"

"ઓહો! એ કેમ બોલતા નથી ?" જાલિમસિંહ બોલ્યો: "હું તમને ૫૦૦ રૂપીઆ આપું છું. તમને મળતા દરમાયા ખાતે આ રકમ નહીં લખાય, હોં !" જાલિમસિંહે હસીને ઉમેર્યું. તે ઉઠયો અને પોતાની તિજોરીમાંથી તેણે એક કોથળી કાઢીને વિપણસિંહને આપી. તે આપતાં આપતાં જાણે પોતાને કાંઈ યાદ આવ્યું હોય તેમ તે બોલ્યો: "જયપુરમાં રસકપુર નામે એક નચિકા રહે છે. ઘણુંખરૂં તો તે રાજનર્ત્તિકા રહે છે. એ નર્ત્તિકાને જો એકાદ રાત્રિ આપણે તેની કલા નિહાળવા અહીં બોલાવીએ, તો તે આવે કે કેમ અને આવે તો શું લે, એની તજવીજ કરતા આવજો."

વિષણસિંહ "વારૂ" કહીને ચાલતો થયો. એના ગયા પછી એના જ માર્ગ તરફ વિકૃત મુખ કરીને જાલિમસિંહ ધીમા સ્વરે કાંઇક બરબડયો.

બાદ તેણે દારૂણસિંહને બોલાવ્યો. તે આવતાં જ તેણે ગુસ્સાથી તેને કહ્યું: "દારૂણસિંહ, તમને મારે બિનવફાદારી માટે દેશપાર કરવા જોઇએ. ખરેખર, માણસને કુલીનોનો સહવાસ કરાવીએ તોયે પોતાની અકુલીનતા તે નથી તજતો, એ શરમની વાત છે!"

"પણ કૃપાળુ, મારી બિનવફાદારી શેમાં થઈ તે તો કહો ?" દારૂણસિંહે પૂછ્યું.

"કાલા થવા જાઓ છો ખરૂં કે? નરવર રાજ્યના મોહનની બાબતમાં શું તમે મારી સાથે દગો નથી રમ્યા ? તે દેશાટને ગયો છે એમ તમે મને કહેતા હતા; પરંતુ તમે જ તેને પકડી લાવ્યા અને છતાંયે મને તેનો પરિચય આપ્યો નહીં, એ શું દગો ન હતો ?"

"બાપજી, હું આમાં આપનો ગુસ્સો સમજી શકતો નથી!" દારૂણસિંહ હાથ જોડીને બોલ્યો: "મારી ભૂલ કયાં થઇ, એ મને સમજાવો."

"નાદાન!" જાલિમસિંહ બોલ્યો: "આજ કેટલે વર્ષે તું મારા અપરાધમાં આવ્યો છે! હવે તને હું દેશપાર જ કરીશ." ક્રોધમાં ને ક્રોધમાં જાલિમસિંહ તે ખંડમાં ફરવા લાગ્યો. બે ત્રણ આંટાફેરા પછી તે અટકીને સ્વગત બોલ્યો: "અને હજી પણ પોતાનો દગો એ કયાં કબૂલ કરે છે! લાંચ મળી હશે એના તરફથી! એટલે મને બેવફા થાય જ ને ?"

"લાંચ શું ને વાત શી ?" દારૂણસિંહ કંપતો કંપતો બરબડયો.

જાલિમસિંહ તેની બહુજ નજદીક જઈને બોલ્યો: "જેને તું 'અવન્તિસેન' કહીને અહીં લાવ્યો હતો, જેને મેં વધસ્થાન પર મોકલ્યો હતો, અને જે પિંઢારાઓની મદદથી છટકી ગયો, તે યુવક નરવરનો નવો રાજા ન હતો ? કારણ, તારૂં વતન નરવર છે. ત્યાંના મરનાર રાજાનો તું વિશ્વાસુ ખાસદાર હતો.

તે મુઓ ત્યાં સુધી તું ત્યાં રહેલો. શું તેના પુત્રને તું નહોતો ઓળખતો, એમ મને હવે કહે, તે હું માનું ખરો? ચાલ, ઝટ સાચી વાત કબૂલ કરી દે—નહીતર એકદમ મારા રાજ્યમાંથી ચાલ્યો જા. ફરી કદી મને તારું મ્હોં દેખાડીશ નહી."

"બાપુ, પણ આપ આકળા કાં થઇ જાઓ છો? વાત જાણે એમ બની હતી કે—" દારૂણસિંહે તેને શાન્ત કરવા આજીજીભર્યા સ્વરે કહેવા માંડ્યું:

"હા. વાત જાણે એમ બની હતી..." જાલિમસિંહે ક્રોધમાં તેના ચાળાં પાડતા કહ્યું: "શી બનાવટ થાય છે, તે પણ હું સાંભળીશ!"

"મારા ગળાના સમ જો બનાવટ કરૂં તો—"

"ચૂપ. કોઈ ચીજના સોગંદ ખાધા, તો માથું ફોડી નાંખીશ."

"ઠીક ત્યારે, સોગંદ લીધા વિના વાત કરૂં." દારૂણસિંહ બોલ્યો: "અમે જ્યારે બુંદી નજદીક કોઈ પિંઢારો છે કે નહી તેની તપાસ કરવા ફરતા હતા ત્યારે એક ઝાડ નીચે અમે એ જુવાનને મોઢા પર રૂમાલ નાંખીને સુતેલો જોયો. હલકે ડગલે એક આદમીને મેં તેની પાસે મોકલ્યો. તે જુવાનના કેડીઆની કસે એક કાગળ બાંધેલો હતો. તે સાવચેતીથી તે આદમી છોડી લાવ્યો. મને તો આંખે બરાબર સુઝતું નથી એ તમે જાણો છો, બાપજી! એ કાગળ પેલા આદમીએ વાંચ્યો અને તેમાં રાજાઓના નામ હતાં. બધાંય નામો એવાં હતાં, જેને આપણે 'પિંઢારા' ગણીએ છીએ. એ યાદીમાં ઝાલરાપટ્ટણના માધુસેન રાજા સામે ચોકડી હતી. માધુસેન તો બુઢ્ઢા છે; એટલે અમે એને એનો દીકરો "અવન્તિસેન" છે, એમ માન્યું. પણ એક ખાત્રી કરી—"

"ઓહો! ખાત્રી પણ કરી કે? વાહ! શી ખાત્રી કરી?" જાલિમસિંહે વક્રોક્તિમાં સવાલો કર્યો.

"અમે બધા આડાઅવળા છુપાઇ ગયા." દારૂણસિંહ બોલ્યો: "પછી મેં મોટેથી બૂમ મારી 'અવન્તિસેન!' 'અવન્તિસેન!' ઝડપ દઇને તે જાગી ઉઠ્યો અને તેણે તલવાર પર હાથ નાંખતાં આમ તેમ જોયું. અમારી સાથેના આદમીઓમાંના એકે આ ઉપરથી કહ્યું કે, 'બસ, એ અવન્તિસેન જ છે.' પછી તો, બાપજી, મારે મારા ગોરધનને ઝાલરાપટ્ટણની સુબાગિરી આપવાની હતી, એટલે અમે બધા એક બીજાને ઇશારા કરીને એના પર તુટી પડ્યા; અને કેટલાયેનો ઘાણ વળ્યા પછી આખરે એ અમારા તાબામાં આવ્યો!"

"બસ? આ સિવાય તારે કાંઇ વધુ કહેવાનું



નથી?" જાલિમસિંહે પૂછ્યું.

"હવે રહ્યું શું કહેવાનું બાકી, મહારાજ?" દારૂણસિંહે પૂછ્યું.

"દારૂણ, દારૂણ," જાલિમસિંહ બોખરા અવાજે બોલ્યો: "તારી મરનાર દીકરીને ખાતર આજ હું તને મારી નાંખતો નથી. બાકી, આ તદ્દન જુઠી વાત કહેવા માટે હું મારા હાથે તને અહીં જ ઠાર કરત. તેં એનું મ્હોં જોયું ત્યારથી એને જરૂર

ઓળખ્યો હોવો જોઇએ. પણ કોઇક ખૂરા ખેતથી તેં મને તેનો પરિચય આપ્યો નથી. કદાચ તારો ખેત એ હોય કે, એને તું નરવરનો રાજા કહે, તો હું છોડી દઉં; જેથી તત્કાળમાં ગોરધનને સુખા-ગિરી અને ઝાલરાપટ્ટણના રાજાની દીકરી બન્નેયે મળતાં અટકે. એટલે તેં તેની ઓળખાણ આપી નહીં અને 'અવન્તિસેન' ખોટું નામ ઠેઠ સુધી દીધા કર્યું. પણ મૂર્ખ! તારાં વર્ષો તેં ગધેડે ધાલ્યાં છે! તેં જે શંકાઓ લાવીને ખરી વાત મને કહી નહીં તે શંકાઓ લાવતાં પહેલાં તને તારાં પોતાનાં કાવત્રાં કેમ યાદ ન આવ્યાં? મારી પ્રકૃતિનો ખ્યાલ પણ તેં કેમ ન કર્યો?"

"બાપજી—" દારૂણસિંહ કાંઇક બોલવા ગયો; પણ તેને જાલિમસિંહે અધવચ્ચ અટકાવીને કહ્યું: "વર્ષો અગાઉ નરવરના મર્હુમ રાજાને ઝેર આપવાનો તેં પ્રયત્ન કર્યો હતો. તું તે વખતે પકડાઇ ગયા. તને તે રાજ્યમાંથી કાઢી મૂકવામાં આવ્યો. તું તારી ખુબસુરત પુત્રી સાથે મારા આશ્રયે આવ્યો. તને એ રાજાએ કાઢી મૂક્યો હતો તેથી તેનું વેર લેવા આપણે ઠરાવ્યું, તારો ખેત પાર પાડવા, તે રાજાને મેં યુક્તિપૂર્વક મારો દેવાદાર બનાવ્યો અને એ જ બહાનાથી તેને પદભ્રષ્ટ કરાવ્યો. દેવું ભરપાઇ થાય નહીં ત્યાં સુધી મેં ત્યાં મારો કારભારી નીમ્યો. એ દરમ્યાન મોહનને વહેમ પડ્યો કે– કદાચ તેનુંયે ખૂન થશે. તેથી તેના બાપ સાથે તે રાજ્યમાંથી જતો રહ્યો; પછી જ્યારે તેણે દેવું ભરવા જણાવ્યું ત્યારે મેં ખૂબ મોટી રકમ વ્યાજના વ્યાજ સાથે તેને બતાવી. તેણે તે કબૂલ ન રાખી. લઢાઈ થઇ. તે જીત્યો. તેનો બાપ ગાદીએ આવ્યો. એ જ્યારે મરણ પામ્યો ત્યારે મોહને ગાદી લેતાં મને ચેતવણીનો સંદેશો મોકલાવ્યો હતો કે, "મારા પિતાના બેવફા ખાસદાર દારૂણના પ્રપંચથી તમે મારા પિતાને પદ-ભ્રષ્ટ કરાવવા કાવત્રાં રચેલાં તે હું ભૂલ્યો નથી. દેવા-ની રીતસરની રકમ મોકલી દઉં છું. પણ યાદ રાખજો કે વખત આવ્યે તમો અને દારૂણ બન્નેનું વેર હું લઇશ. મારા પિતાની મરણ પથારીએ મેં એ પ્રતિજ્ઞા લીધેલી છે."

"હેં?! આવી ચેતવણી તેણે આપેલી છે? આપે તો મને કોઇ દહાડો વાત નથી કરી?" દારૂણે આશ્ચર્ય બતાવ્યું.

"જરૂર વિના મારે તે વાત કોઇને શા માટે કહેવી પડે?" જાલિમસિંહ બોલ્યો: "આજ તારી આગળ તે કહી તેનું કારણ એ કે તારી ભૂલ તને બતાવવી. તેની ઓળખાણ તેં મને આપી હોત તો હું તેને તુરંગમાં જ પૂરો કરાવી નાંખત અને જાહેર રીતે એનો વધ ન કરાવત! વળી એના રાજ્યને કોઈ પણ યુક્તિથી મારા તાબામાં લઇને ગોરધનને જ મેં ત્યાંનો રાજા બનાવ્યો હોત! દારૂણ! તારી મૂર્ખા-ઇથી તેં એ તક ખોઈ!"

"બાપજી, ત્યારે તો મારી મોટી ભૂલ થઈ. મારા જ પેટ પર મેં કુહાડો માર્યો!" દારૂણથી બોલી જવાયું.

એ શબ્દો તે બોલ્યો એટલે જાલિમસિંહે તડૂકો કરીને કહ્યું: "બદમાસ! તારા મ્હોંમાંથી ખરી વાત કેવી સફાઇથી મેં કઢાવી લીધી? એ નરવરનો મોહન હતો એવું તેં જ મારી ભૂલ કબૂલવામાં આડ-કત્રી રીતે કહી દીધું!! કજાત! તું ગળાના સોગંદ ખાતો હતો કે? જા, જા, અત્યારે ને અત્યારે હું તને દેશપાર કરૂં છું."

દારૂણે જોઇ લીધું કે, પોતાના અવિચારી બોલથી પોતે સપડાઇ ગયો! તે હવે લાચાર બન્યો. તે જાલિમસિંહને ઘણું કરગર્યો; પણ જાલિમસિંહે પોતાની હઠ છોડી નહીં. તેણે તેના હાથમાં, કોટાની હદમાં પગ નહીં મૂકવાનું લિખિત ફરમાન મૂકી દીધું, તે લઇને બ્હીશે મ્હોંયે દારૂણસિંહ જતો હતો ત્યારે જાલિમ-સિંહે કહ્યું: "એક વાત સાંભળતો જા, આ હુકમ રદ કરાવવો હોય તો એ માણસનું માથું લાવજે; સમજ્યો?"

"હેં, બાપજી!" દારૂણ ખુશી થતો થતો બોલ્યો: "એમ કરૂં તો માફી મળશે?"

"એ માણસ અચલાનંદ સ્વામીના મઠમાં રહે છે." જાલિમસિંહે કહ્યું: "આ ખબર પછી તારી અક્કલ જેમ સુઝાડે તેમ કરજે."

"બાપુ, થોડા દહાડામાં તમે નવાજુની સાંભ-ળશો." એમ કહી દારૂણસિંહ વિદાય થયો.

એના જવા પછી હાથ મસળતો મસળતો અને સ્મિત કરતો જાલિમસિંહ સ્વગત બોલ્યો: "આ હરામી માણસને ઠીક કાઢ્યો છે! આજ સુધી નક્કામો મને દબાવતો રાખતો હતો! સાથે સાથે એને સોંપેલું કામ પણ ઠીક છે. મોહન! સંભાળજે! તારી સામેનાં તીરો ભેગું આ એક વધુ તીર!"



## પરિચ્છેદ ૧૮ :
## શેતરંજની રમતઃ હાથી લેતાં ઘોડા હલે.

અમાત્ય રાધાકિશન સહિત કોટાનો દિવાન જાલિમસિંહ દિલ્હી ગયો. અંગ્રેજી સત્તાની તે વખતની નીતિ ઘણી સાવધાની ભરેલી હતી. રજપૂતાનાનાં રાજ્યોની અવદશાનું બારિક અવલોકન તેના અમલદારો કરી રહ્યા હતા; અને માંહોમાંહેના કુસંપની જાણ તેઓને બરાબર રીતે હતી. અંગ્રેજો તરફનો રજપૂતાનાનો પોલિટિકલ એજંટ એ સમયે સર જોન માલ્કમ હતો. અંગ્રેજ સેનાપતિ લૉર્ડ લેક હતો. એ બે અમલદારો બહુ વિચક્ષણ બુદ્ધિના હતા. રજપૂતાનાની રાજનીતિ તેમણે વિચારપૂર્વક એવી ઠરાવી હતી કે, બનતા સુધી કોઇ રાજ્યની બાબતમાં માથું મારવું નહી; જે રાજ્ય અંગ્રેજી સત્તાની સહાય માગવા આવે, તેને ઘણી જ ચોકસાઈ પછી તે આપવી અને નિરર્થક કોઇ રાજ્યને પોતાનાં વેરી બનાવવાં નહી.

જાલિમસિંહ દિલ્હી પહોંચ્યો ત્યારે તેને માલુમ પડયું કે, પોલિટિકલ એજંટનો મુકામ ત્યાં છે પરંતુ સેનાપતિનો મુકામ ત્યાં નથી પણ નીમચ ખાતે છે

જાલિમસિંહે એજંટની સાથે વાતચીત કરવા ઠરાવ કર્યો; અને તેને પોતાના આગમનની ખબર કહેવરાવી. તેણે તરતજ તેને મુલાકાત આપી. રાધાકિશન મારફત જાલિમસિંહે એજંટ પાસેથી ત્રણ દાદ માગીઃ (૧) આખાયે રજપૂતાનામાં અત્યારે પિંઢારાઓનું જોર વ્યાપી ગયું છે અને રૈયતનાં જાન માલને નુકશાન થઇ રહ્યું છે તેમજ રાજાઓમાં તેઓ વિચ્છેદ કરાવે છે તેથી તેઓના વિનાશ માટે અંગ્રેજી ફોજે કૂચ કરવી. એ કૂચમાં કોટા રાજ્ય તરફથી અંગ્રેજોને તમામ સહાય મળશે અને બીજા અનેક રાજાઓની સહાય મેળવી આપવામાં આવશે. (૨) કોટાના દુશ્મનોને અંગ્રેજી સત્તાએ નિર્મૂળ કરવામાં મદદ કરવી. (૩) કોટાનું રાજપ્રતિનિધિત્વ જાલિમસિંહને વંશપરંપરાગત લખી આપવું.

એજંટે બીજી કલમ ઘણીજ વિશાળ છે, એમ કહ્યું અને એ સંબંધમાં જાલિમસિંહને અને અંગ્રેજી સત્તાને મતભેદ રહેવાનો ઘણો સંભવ છે, એ બાબત પર ધ્યાન ખેંચી, મદદ આપવાની જાલિમસિંહની ઇન્તેજારીનાં વખાણ કર્યાં તથા અંગ્રેજી સત્તા સૌની મિત્રતા ચાહતી હોવાથી મિત્રોને કદાપિ દુઃખી નહીં થવા દે, એવું આશ્વાસન આપ્યું.

જેવી જાલિમસિંહની વિશાળ અર્થની સૂચના હતી તેવોજ એજંટનો વિશાળ અર્થનો જવાબ હતો. પણ જાલિમસિંહને ચોખ્ખી રીતનો કરાર જોઇતો હતો; તેથી પોતાની વિશાળ બાબતોને તેણે સહેજ કેન્દ્રિત કરીને પ્રથમ, કોટાના દુશ્મન રાજ્ય ઝાલરાપટ્ટણની વાત છેડી. એજંટે એ રાજ્યનું નામ સાંભળતાં આશ્ચર્ય બતાવ્યું કે–"અમોને એના રાજાની ન્યાયનીતિ સંબંધી વિશ્વાસપાત્ર અહેવાલો મળેલા છે ! એમ છતાં તમારા પુત્ર ગોરધનસિંહ અહીં બે ત્રણ દિવસ ઉપ

આવીને અમારા એક કારકુન સાથે ખટપટ કરીને નહીં ઇચ્છવા જોગ એક રૂક્કો લખાવી લીધો છે, એ દિલગીરી ભરેલું છે.”

એ મુદ્દાની વિગત જાલિમસિંહે જાણવા માગીઃ એજંટે કહ્યું: “આ બાબતમાં ગોરધનસિંહ સામે શાં પગલાં લેવાં, તેનો અમે હજી નિર્ણય કર્યો નથી; પરંતુ જે કારકુન આ ખટપટમાં ભળ્યો હતો તેને નોકરીમાંથી રૂખસદ આપવાનો હુકમ લખ્યો છે અને આજેજ તે અમલમાં મૂકાશે. ગોરધનસિંહે તે કારકુનને લાંચ આપી છે. તેની મારફત એક યાદી તૈયાર કરાવી છે. કેટલોક પત્રવહેવાર તૈયાર કરાવ્યો છે. જાણે, ઝાલરાપટ્ટણનો રાજા અને તેનો રાજકુમાર અમારા અને તમારા પાક્કા દુશ્મનો હોય અને પિંઢારાઓ સાથે મળીને તેઓ રજપૂતાનાનાં તમામ રાજ્યો ઉથલાવી પાડવા માગતા હોય એવું તે પત્ર વહેવારમાં દર્શાવ્યું છે. કેટલાક કાગળો તે હજી હવે પૂરા પાડનાર છે, એમ જણાવી ગયો છે. જે રાજ્યોની તેણે યાદી રજુ કરી છે, તેમાં રજપૂતાનાનાં ચાર–પાંચ સિવાયનાં તમામ, પિંઢારા સાથે ભળેલાં છે, એમ જણાવ્યું છે. કારકુનની આમાં જે લુચ્ચાઇ અમોને માલુમ પડી છે તે એ કે—અમારી પાસેથી સહીમાં એક હુકમ લીધો અને ગોરધનને બીજો આપ્યો! અમારી સહીના હુકમમાં એવું લખાણ હતું કે—‘ઝાલરાપટ્ટણ, કોટાએ ખાલસા કરવું કે નહીં તે વિચારવા તેના રાજાને રૂબરૂ બોલાવવો.’ કારકુને ‘ખાલસા કરવું’ એટલે સુધી લખીને ગોરધનને આપેલી નકલમાં ઉમેર્યું કે–‘રાજા અને રાજકુમારનો વધ કરવો.’ ફાઇલના કાગળોમાં આ સુધારો પાછળથી દાખલ કરી દેવા માટે તેણે નકલ પોતાના ટેબલમાં રાખેલી. અમારા જોવામાં તે આવી અને કાવતરૂં પકડાયું. તે માણસને ખૂબ ધમકી આપતાં બધુંજ તેણે કબૂલ કરી દીધું. ઉપરાંત, એકજ કલાક ઉપર તમારા જેવા અમારા બે રાજવંશી મિત્રોએ અહીં આવીને કેટલોક એવો ખુલાસો કર્યો છે કે જેથી ગોરધનને કોઇ સખ્ત શિક્ષા કર્યા વિના અમોને હવે ચાલનાર નથી.”

જાલિમસિંહને એજંટની આ હકીકત સાંભળીને પોતાના પોબાર ખાલી જતા લાગ્યા!

‘બે રાજવંશી મિત્રો’ એવા શબ્દો સાંભળીને તે ગૂંચવણમાં પડ્યો. એજંટ પાસેથી તેમનાં નામ જાણવા તેણે ઇચ્છા કરી. એજંટે એ ગુપ્ત રહસ્ય ખુલ્લું કરવા ના પાડી; અને તદુપરાંત જણાવ્યું કે– ‘તમે જે ત્રીજી કલમ કહી છે, તેમાં પણ મુશ્કેલી છે. તમારૂં જ રાજપ્રતિનિધિત્વ કાયમ રાખવા કોટાના મહારાવની ઇચ્છા નથી એમ અમને તેમના તરફથી ખરીતો મોકલવામાં આવ્યો છે.”

“મારી સેવાઓનો આ બદલો?” જાલિમસિંહ બોલી ઉઠ્યો: “મહારાવ પોતે પિંઢારાઓના મળતીઆ થાય છે, તેનું શું?”

“રાજકાજનાં કામ જ એવાં છે,” એજંટે હસીને કહ્યું: “તમે પણ વખત આવ્યે પિંઢારાઓને કેવા ફંદામાં ફસાવી લ્યો છો? હોલ્કર જેવાને અમારે પણ કોઇ વાર મીઠાશથી એકાન્તમાં રાત્રિના શાન્ત વખતે બોલાવવો પડે છે! ‘અમારા મિત્રોથી અમને બચાવો’ એમ પણ અમને ઘણીવાર ભાસે છે!”

જાલિમસિંહ એજંટનો કટાક્ષ સમજી ગયો. ચંબલ નદીમાંનું હોલ્કર સાથેનું પોતાનું મિલન એજંટના જાણવામાં આવ્યું અને તે નજરે જોનાર મોહનસિંહ અને કિશોરસિંહ જ એક કલાક ઉપર એજન્ટને મળી ગયા, એવું તેના ખ્યાલમાં આવ્યું.

“તમે તો અમારા પરમ હિતૈષી છો.” એજંટે કહ્યું: “પરંતુ તમારી જાણ બહાર તમારા માણસો ઘણી બાબતમાં અમને નારાજ કરે છે. મને ખબર નથી કે, કર્નલ મેન્સન ને કોટામાં આશ્રય આપવાની કોણે ના પાડી; પરંતુ તેને રાતના ભાગમાં બહુ અથડાવું પડ્યું! તમારા માણસો તમારી ગેરહાજરીમાં અમારા પ્રત્યે મહેરબાની રાખે; એવું તેમને શીખવતા રહેશો.”

જાલિમસિંહ પર મીઠાશથી અને ગોળે વીંટીને એજંટે આ વાક્બાણ છોડ્યું, એથી હોલ્કરનું કથન ખરૂં હતું એમ જાલિમસિંહના લક્ષમાં આવી ગયું. અહીં પોતે પોતાનો અર્થ સાધવા આવ્યો હતો પણ

ઉલટું તેની વિરુદ્ધ બાજી જાય છે, એવું જોઇને તેણે એવી તો ચતુરાઇથી એજંટ પર પ્રભાવ પાડ્યો કે- ઘડીભર એજંટ વિચારમાં પડી ગયો કે- આ મુત્સદ્દીનો ખરો હેતુ શો હશે?

એ પ્રભાવ આ રીતનો હતો; એણે પોતાની તહેનાતમાં દગાખોર અને અવિશ્વાસુ માણસો દાખલ થઇ ગયા છે, એમ જણાવ્યું. કોટાના મહારાવનું દિલ પોતાના ઉપરથી ઉઠી ગયું છે અને પોતાનો જે તે બાબતમાં વાંક કાઢી, પોતાને હેરાન કરે છે, એવી ફરિયાદ કરી. વિશેષ દુર્ભાગ્યની વાત તેણે એ કહી કે પોતાના બન્ને પુત્રો માંહોમાંહે એક બીજાનું ગળું વાઢવા તૈયાર થઇ રહ્યા છે. વળી કોટાની પ્રજામાં બંડ કરાવવા માટે ઘણી પેરવીઓ ચાલે છે. અને એક વાર તો ખુદ પોતાનો પ્રાણ લેવાનો પ્રપંચ થયો હતો એમાંથી ઇશ્વરકૃપાથી પોતે બચી ગયો છે. આ તમામ મુંઝવણ ઉપરાંત પિંઢારાઓ વારંવાર નાણાંની માગણી કરીને પોતાના માણસોને સતાવે છે, એ વધારાની આફત જણાવીને તેણે હોલ્કરનો પોતાની ઉપર આવેલો પ્રથમ પત્ર એજંટને બતાવ્યો, જેમાં બક્ષીને કેદ કરીને તેના બદલામાં દશ લાખની માગણી કરવામાં આવી હતી. ચંબલ નદીમાં હોલ્કર સાથેનું પોતાનું મિલન એ બાબત સંબંધીનું જણાવીને, રાજકાજને અંગે કોઇ વાર ધૂર્ત ઇરાદાથી શત્રુને મિલાવવો પડે છે, એ મુદ્દો તેણે આગળ ધર્યો અને એ પછી જણાવ્યું કે: "એમ છતાંયે મારો ધૂર્ત દાવ અફળ ગયો છે. હોલ્કરનું મન હું મનાવી શક્યો નથી. પરિણામે તેના તરફથી મારા પ્રત્યે સતામણી થવા સંભવ છે. એમાંયે વળી મહારાવ અત્યારે મારાથી નારાજ થયા છે. મારા પુત્ર ગોરધનની લુચ્ચાઇભરી મૂર્ખાઇઓ હું જોઉં છું. એ તમામ મૂર્ખાઇઓ હું જોઉં છું. તમામ વસ્તુસ્થિતિ મારા ઘડપણમાં મને એવી સુઝવી દે છે કે-હવે તો **નાથદ્વારા** જઇને ભગવાનની સેવામાં દિવસો ગાળવા એમ મારૂં મન કહે છે. મારી જે ત્રણે સૂચનાઓ છે તે ભલે રદબાતલ ગણશો. ગોરધનનું આપ ચાહે તે કરશો. મહારાવની ઇચ્છામાં આવે તેમ તેઓ કહે. આટઆટલી ઉમ્મર સુધી મેં જે રાજ્યની આટલી ભક્તિ કરી તે રાજ્યનો નવો જુવાન રાજા મારી કદર કરી શકે એમ મેં ભ્રમણાથી જ માની લીધું! આટલાં વર્ષ મેં ભગવાનની સેવા કરી હોત તો ઘણું સારૂં થાત; પણ હવે એ તક મળે છે તો જલદીથી લઇશ જ."

"નહીં નહીં," એજંટે કહ્યું: "એટલા બધા નારાજ થવા જેવું આ બાબતોમાં કાંઇ જ નથી. જાલિમસિંહજી! તમારી મોંઘી સેવાઓ અમે અંગ્રેજો ભૂલ્યા નથી અને હજી તો હવે જ અમને તે જોઇશે. પિંઢારાઓને મધ્ય ભારતમાંથી અને રજપૂતાનામાંથી હાંકી કાઢવા એવું લોર્ડ હેકે થોડાક જ દિવસ ઉપર સૂચન કર્યું છે. અમે તે ઉપર વિચાર ચલાવતા હતા તેમાં સૌથી પહેલું એવું જ કહેણ તમે જાતે અમને આપવા આવ્યા. તમારા જેવી મૂલ્યવાન ઓથ અમારાથી તો ન ગુમાવાય. કોટાના રાજા વિષે મને કાંઇ અંગત અનુભવ નથી. હું થોડાક દિવસમાં તે બાજુએ આવીશ અને તમારો ધરકંકાસ દૂર કરાવવા કોશિષ કરીશ."

"નહીં સાહેબ," જાલિમસિંહ બોલ્યો: "કોટાના નરેન્દ્રને સમજાવવાથી કશો જ ફાયદો થશે નહીં; કારણકે એમને શીખવણી કરનાર મહા પાક્કા માણસો છે. તેઓ ગમે તેમ શીખવે પણ જેણે પ્રભુચરણનો આશ્રય લેવા ધાર્યો છે તેને કોણ હેરાન કરી શકે તેમ છે?"

"ત્યારે તમે આ બાબતોમાં કાંઇ સમજુતીથી પતવવા નથી ઇચ્છતા? તમારો દૃઢ નિર્ણય છે કે-હવે ભક્તિ કરવા જવું?" એજંટે પૂછ્યું.

"હા. મારો એ ચોક્કસ નિરધાર છે." જાલિમસિંહે કહ્યું.

એજંટ વિચારમાં પડયો કે, જાલિમસિંહની ખરી મતલબ શી હશે? ચતુર અને દક્ષ અમાત્ય રાધાકિશન કે જે અત્યાર સુધી આ બેની વાતચીતમાં દુભાષિયા તરીકે કામ કરતો હતો તેણે હવે પોતાની

તરફથી એક ગોળો ગબડાવ્યો: "એજંટ સાહેબ, ચોતરફની ચિંતામાં જ્યારે માણસના કુટુંબ તરફની ચિંતા ઉમેરાય છે ત્યારે તેને વૈરાગ્ય આવી જાય છે. સંસારની અસારતા, માણસોનું સ્વાર્થીપણું, કપટ અને વિશ્વાસઘાતકીપણું–એ બધું જોઈ તેનું દિલ મુંઝાઈ જાય છે. પણ રાજસ્થાનના સ્તંભ રૂપ જાલિમસિંહજી આવી રીતે વૈરાગ્ય લે, એથી મને તો મહા અમંગળ ભાવિ જણાય છે. ખાસ કરીને એમનું દિલ બ્રિટિશ–મૈત્રિ ટકાવી રાખવા તરફ છે, તે વખતે તો તેમને વૈરાગ્ય માર્ગે જવા ન જ દેવાય; તેથી મારી નમ્ર વિનતિ છે કે આપ ફક્ત તેમને વંશપરંપરાનો રાજપ્રતિનિધિત્વનો હક્ક લખી આપો. એટલે તેમને આત્મસંતોષનું એક મજબૂત કારણ મળશે. કિશોરસિંહજીને સમજાવવા માટે અને એ હક્કપત્રને તેમની અનુમતિ અપાવવા માટે આપે જ માથે લેવું જોઈશે. જાલિમસિંહજીને ખાતર આપે એટલી તસ્દી અવશ્ય લેવી જોઇએ. આપનું વજન કિશોરસિંહજી પર પડશે એવી મને ખાત્રી છે; કારણ આપ સ્પષ્ટવક્તા છો અને નિખાલસ દિલના છો. એક વિશેષ સૂચના હું એ પણ કરૂં છું કે, કોટા રાજ્યના કિલ્લામાં આપના લશ્કરની કોઇપણ સંખ્યાને જ્યારે આશ્રય જોઈતો હશે ત્યારે અમાપ એવો કાયમનો હુકમ અમે અમારા સેનાપતિને આપી મૂકીશું. અમારા તરફથી તન, મન અને ધનની સહાય હવેથી આપને મળશે એવી ખાત્રી રાખશો"

"જાલિમસિંહજીને જો એવી શરત માન્ય હોય તો બેશક તે માનવંત છે તેથી હું કબૂલ કરૂં છું," એજંટે જવાબ દીધો: "પણ તેમણે કરેલી ત્રણ સૂચનાઓમાંની બીજી સૂચના સંબંધમાં મુનસફી અમારી રહેશે. એટલે કે શત્રુ કે મિત્રો કોણ તે નક્કી કરવાનું અમારૂં કાર્ય રહેશે. તમે એમાં અમને દોરવશો તે ઉપર જરૂર ધ્યાન આપીશું."

જાલિમસિંહને આ મુદ્દો અમાત્યે સમજાવ્યો. અંદરખાનેથી તે ખરેજ ખુશ થયો કે, આ બ્રાહ્મણે આખરે રંગ રાખ્યો! પણ ઉપર ઉપરથી કેટલીક આનાકાની પછી એ વાત તેણે કબૂલ કરી. એજંટને જાલિમસિંહની સંમતિ જણાવવામાં આવતાં તેણે તરતજ તેને રાજપ્રતિનિધિ તરીકેનો વંશપરંપરાગત હુકમ લખી આપ્યો. એ હુકમ આપતાં આપતાં એજંટે કહ્યું: "જુઓ તમે આ શેત્રંજની રમતમાં હાથી લ્યો છો પણ થનગન નાચતો ઘોડો તમારે ગુમાવવો પડશે. કિશોરસિંહજીને મનાવવા માટે તમારે ગોરધનને દેશનિકાલ કરાવવો પડશે!"

વૃદ્ધ જાલિમસિંહને આ સાંભળતાં જ આઘાત થયો. તેને મૂર્ચ્છા આવી ગઇ. રાધાકિશને તેને ઉપચારથી શુદ્ધિમાં લાવવા કોશિષ કરી. એજંટે પણ માણસોને બોલાવીને તેને મદદ આપી. તે શુદ્ધિમાં આવવાની તૈયારીમાં હતો તે વખતે અમાત્યે એજંટને કહ્યું: "સાહેબ, એમના બન્ને પુત્રમાંથી ગોરધન મૂરખ છે તેમ છતાં પણ એમને તે વિશેષ વહાલો છે. તેથી જ એની ભયંકર શિક્ષા સાંભળીને એમને આઘાત થયો છે."

"પણ તમે સમજી શકો છો કે, ન્યાયને ખાતર આમ કર્યા સિવાય અમારો છૂટકો નથી. ઉપરાંત, હવે પછી કિશોરસિંહજી સાથે જે કાંઈ મસલતો કરવી પડશે તેમાં આટલો મુદ્દો ઘણોજ અગત્યનો થઇ પડીને આખરી ફત્તેહ તમારા દિવાનને મળશે. ખરૂં કે નહીં?" એજંટે કહ્યું.

"હું આપના મુદ્દામાં તદ્દન સંમત થાઉં છું અને આ આઘાત પછી દિવાનજીને હું બરાબર રીતે તે સમજાવીને તેમને શાન્ત કરવા કોશિષ કરીશ." અમાત્યે રાહત આપી.

જાલિમસિંહ શુદ્ધિમાં આવ્યો અને તે પછી તરત જ એક વાહનમાં બેસીને રાધાકિશન સાથે તે પોતાને ઉતારે ગયો.

—




પાલરાપટ્ટણનો સેનાપતિ અપરિચિત સ્ત્રીના ફંદામાં મોહિત થઇ તેની સાથે ઘર માંડવાના અભિલાષથી તેણે બતાવેલી કોઈ યુક્તિઓ અમલમાં મૂકવા માટે શહેરના દરવાજા તરફ આવતો હતો તેવામાં આશરે સોએક કદમ દૂરથી તેણે જોયું કે, સુબો ગોવર્દ્ધનસિંહ દરવાજામાં આવી પહોંચ્યો છે અને સૈનિકો સાથે વાતચીત કરે છે. સેનાપતિ એને જોઇને સ્વગત બોલ્યો: "અરે, આ વળી ક્યાંથી આવી પહોંચ્યો ?"

તેની સાથેની બાળાએ તેને પૂછ્યું: "કોણ ?"

"સુબો !"

"કિયો ?"

"પેલો દરવાજામાં જે દુબળો જુવાન ઉભો છે તે. સૈનિકોને તે મારી ગેરહાજરી માટે જ પૂછપરછ કરતો લાગે છે !"

"તેમાં શું થઇ ગયું ?" પ્રમદા બોલી: "એનું શિર ઉડાવવાની તક તમને વહેલી મળી !"

"ધીમેથી બોલ."

"કેમ ?"

"એ સાંભળશે તો મારા બાર વાગશે !"

"બસ ! ગભરાયા કે ?" તે સ્ત્રી તેની મજાક કરવા લાગી: "આવી જ બહાદૂરી બતાવશો કે ?"

"પણ...પણ...આ તો હું વાંકમાં આવ્યો ને ? એક તો પહેરાપર ગેરહાજર છું અને પછી, તું એક રૂપાળી સ્ત્રી મારી સાથે છે !" સેનાપતિએ પોતાના ગભરાટનાં કારણ દર્શાવ્યાં.

"એમાં શું બગડી ગયું ? સુબો કોઈવાર કોઇ સ્ત્રીની પાછળ પાગલ નહી થયો હોય ?"

"મોટાની વાત ન થાય !"

"ત્યારે તો નક્કી તમે બીકણ બિલાડી જેવા છો ! બહાદૂરીની બડાઇ તમે ફોકટની હાંકતા હતા !"

તે સ્ત્રી આમ બોલી રહી એટલામાં દૂરથી ગોવર્દ્ધનસિંહે સેનાપતિ તરફ હાથ લાંબો કરીને ઘાંટા પાડવા માંડયા. "આમ આવો, સેનાપતિજી, જલ્દી આવો."

સેનાપતિ ઉજળો પૂણી જેવો થઇ ગયો. તેનું સ્થૂલ શરીર કંપવા લાગ્યું. તે ઘડીકમાં સ્ત્રી તરફ તો ઘડીકમાં દરવાજા તરફ જોવા લાગ્યો. "કેમ ! ધ્રુજો છો શાને ?" સ્ત્રીએ પૂછ્યું.

"તું જતી રહે ! નાસી જા! પછીથી મળજે," સેનાપતિ ધીમા થડકતા સ્વરે બોલ્યો.

"મૂર્ખ છો કે શું ? એક અબળાને આશ્રય આપવા કહી હવે દૂર કરતાં શરમાતાં નથી ! કાઢો તલ્વાર અને થાઓ એની સામા ! એજ હવે તો

એટલો ઉપાય છે." તે સ્ત્રીએ તેને પાણી ચઢાવવા પ્રયત્ન કર્યો.

પણ સેનાપતિનો હાથ તલ્વાર પર ગયો જ નહી. આકળવિકળ થઈને તે ધીમે ડગલે દરવાજા તરફ જવા લાગ્યો. વાચક જાણે છે કે, વસ્તુતઃ આ છદ્મવેષી સ્ત્રી ગજસિંહનો મદદનિશ જીવાનસિંહ હતો. તેણે હવે પોતાનો એક હેતુ સાધવાની બરાબર તક જોઈ. તેણે સેનાપતિને કહ્યું: "એ કોમળ કાળજાવાળા કઠોર દેખાતા પુરુષ! તારૂં પાણી મેં માપી જોયું. હવે હું મારૂં શસ્ત્ર અજમાવીને તને કેવી રીતે ઉગારૂં છું તે જો. તારે બિલકુલ બોલવું નહી. હું સુબા સાથે વાત કરીશ."

તે સ્ત્રી સેનાપતિની આગળ ચાલી અને સ્ફુર્તિથી પણ કામણભરી ચાલ ચાલતી દરવાજા સમિપ પહોંચી. સેનાપતિ તેની પાછળ પાછળ ગયો.

ગોવર્દ્ધનસિંહે સેનાપતિને ઉચ્ચ સ્વરે પ્રશ્ન કર્યો: "સેનાપતિ! શું અણીને વખતે આમ મોજવિલાસમાં જ બધું ગુમાવવું છે?"

"મહાપુરુષ," સ્ત્રી–વેષમાં રહેલા જીવાનસિંહે કૃત્રિમ કોમળ સ્વરે સુબાને કહેવા માંડયું: "આપ બોલતાં ભૂલ્યા! એ તો મારા પિતાજી થાય! દીકરી સાથે બાપને મોજવિલાસ કરતો આપે કિયા દેશમાં જોયો છે વારૂ?"

ગોવર્દ્ધનસિંહ ઝંખવાણો પડી ગયો: "શું તેઓ તમારા પિતા થાય? સન્નારી, માફ કરશો. મારી ભૂલ અજાણતાં જ થઈ!"

"તમે યે વિચિત્ર સૈનિક છો!" તે સ્ત્રી પોતાનાં અંગનો મરડાટ કરતી બોલી: "માથું કાપી પાઘ પહેરાવો છો, એ ઠીક નહી!"

"અજાણતાં થયેલાં પાપની માફી તો ઈશ્વર પણ આપે છે—"

"પણ મારી પ્રકૃતિ તેવી નથી. જો તમે સજ્જન હો, તો, તમારે માટે એ માર્ગ છે. મારી સાથે દ્વંદ્વ યુદ્ધ કરો; અથવા તો મને વંદન કરો."

"તમને ખબર છે કે, તમે આવું કોને કહો છો? હું અહીંનો સુબો છું."

"ઓહો! સુબા આવા લજ્જાહીન હોય? સ્ત્રી–સન્માનની ભાવનાવિહીન હોય?"

"એ ભાવના હું પોષું છું તેથી જ તલ્વાર કાઢતો નથી અને જો વંદનથી તમે રીઝતાં હો, તો, તેમ કરવા આનાકાની કરતો નથી." ગોવર્દ્ધનસિંહે એમ કહીને તેને વંદન કર્યું.

"વાહ! યોગીરાજનું કહેવું ખરૂં પડ્યું!" તે સ્ત્રી બોલી.

"શું?" ગોવર્દ્ધનસિંહે પૂછ્યું.

"યોગીરાજે મને સ્વર્ગમાંથી અહીં લાવતાં જ કહ્યું હતું કે, સુબો વિનયી હશે. હવે મારા મનની ધારણા પાર પાડવાની!"

"હેં?! શું કહો છો? તમે સ્વર્ગમાંથી આવ્યાં છો! તમારા મનની કઇ ધારણા પાર પડવાની છે?"

"હું બોલું તેમાં વચ્ચે કંઇ કહેશો નહીં," તે સ્ત્રી બોલી: "હું સ્વર્ગીય અપ્સરા છું. ઇચ્છાવર વરવા પૃથ્વીમાં ઉતરી આવી છું. મને સ્વર્ગમાંથી જ કહેવામાં આવ્યું છે કે, અહીંનો નવો સુબો મારે લાયક વર છે; કેમકે તે કુંવારો છે. ઇન્દ્રદેવની પરવાનગી મને તેમાં મળી ચૂકી છે."

ગોવર્ધનસિંહ આ શબ્દો સાંભળીને સ્થિર ઉભો રહી શકયો નહી. તેના દિલમાં કંઈ કંઇ તરંગો ઉઠી રહ્યા. તે સ્ત્રીએ ઘુંઘટ તાણેલો હોવાથી તેનું વદન તે જોઇ શકતો ન હતો; પણ તેનો સ્વર, તેનું વસ્ત્ર સંમાર્જન અને બહારથી દેખાતી તેની આકૃતિએ તેને ક્યારનો મોહિત કર્યો હતો. એમાં વળી 'સ્વર્ગીય અપ્સરા' એ શબ્દ સાંભળતાં તે વધુ સંમોહિત થઈ ગયો. તેણે તે સ્ત્રીની સહેજ સમિપે જઈ પૂછ્યું: "શું કલિયુગમાં અપ્સરાઓ સ્વર્ગમાંથી ઉતરી આવે, એ વાત માની શકાય?"

"એ બદલ આપને ખાત્રીથી સંતોષ આપવો એ મારૂં કામ; પણ મને હાલ તુર્ત ફક્ત એક જ પ્રશ્નનો જવાબ દો. તમે કોઇ સ્ત્રીને વરવા ઇચ્છો છો?"

"તમારા જેવી મળે તો શા માટે નહી?"

"ત્યારે મારા પિતાજીનો જે કોઇ ગુન્હો આપને ભાસ્યો હોય તે તત્કાળ માફ કરો," તે સ્ત્રીએ સેનાપતિ તરફ આંગળી ચીંધીને કહ્યું: "હું જ તેમને અહીંથી મારો પરિચય દેવા બોલાવી ગઇ હતી. એમને ત્યાં હું જતી હતી, તે દરમ્યાન આપને અમે જોયા."

"તે તમારા પિતાજી કેવી રીતે? સ્વર્ગીય અપ્સરાઓના પિતા માનવી હોય?" ગોવર્દ્ધનસિંહે પૂછ્યું.

"સુબા સાહેબ!" તે સ્ત્રીએ કહ્યું: "હું ધારતી હતી તે કરતાંયે વધારે બુદ્ધિમાન છો! તમારી શંકાઓ લગીરે અસ્થાને નથી. પણ ખરી વાત એ છે કે, વર્ષો પૂર્વે મેં એમને ત્યાં જન્મ ધારણ કર્યો હતો. પછી હું સ્વર્ગમાં ગઇ. પુનઃ પૃથ્વીમાં આવવાની મને ઇચ્છા થતાં હું આવી. પણ શરૂઆતમાં જ તેમને દુઃખરૂપ થઇ. તેઓ તમારા ગુન્હામાં આવ્યા! હવે કદાચ તેમની નોકરી જશે!"

"ના, ના." ગોવર્દ્ધનસિંહ બોલ્યો: "એમની ક્ષણિક ગેરહાજરીનું કારણ સબળ હોવાથી હું માફ કરૂં છું. અને તમને મારા મહેલમાં પધારવા વિનતિ કરૂં છું."

"વ્હાલા પિતાજી!" તે સ્ત્રીએ સેનાપતિ તરફ વળીને કહ્યું: "હવે આપને નિરાંત થઈ?"

સેનાપતિનું હૃદય બળીને ખાખ થઇ ગયું! આ સ્ત્રીએ પોતાને મૂર્ખ બનાવ્યો અને ગોરધન સાથે જવા તૈયાર થઈ તેથી એના દિલમાં ઇર્ષા ઉત્પન્ન થઈ. 'કાગડો દહીંથરૂં લઈ ગયો' એવું તેને ગોરધન વિષે લાગ્યું.

તે સ્ત્રી અને ગોરધન દરવાજા આગળથી વિદાય થયાં.

રાત્રિ વીતતી ચાલી. શહેરમાંથી પસાર થતાં થતાં જુવાનસિંહે જોયું કે, સ્થળે સ્થળે લશ્કરીઓનો પહેરો છે અને શહેરના લોકનો ઘણોજ ઓછો અવર-જવર છે. મકાનો કે દૂકાનો લગભગ તમામ બંધ છે. ગજસિંહ બાવાના વેષમાં ક્યાં ગયો હશે અને શું કરતો હશે? એવા પ્રશ્ન તેના દિલમાં ઉઠ્યા. ગોવર્દ્ધનસિંહને પૂછવાથી કદાચ તેને શંકા ઉત્પન્ન થાય, એમ ધારીને તેણે તેને કાંઈ પૂછ્યું નહીં; પણ પોતાની આંખોથી આસપાસનું અવલોકન કરવું ચાલુ રાખ્યું.

શહેરનું બજાર આવ્યું. એક સ્થળે થોડાક લોકો અને સૈનિકો એકઠા થયેલા તેના જોવામાં આવ્યા. ગોવર્દ્ધનસિંહે પણ એ વસ્તુસ્થિતિ જોઈ. "આમ કેમ?" તે બોલ્યો: "લોકો અને મારા સૈનિકો ત્યાં એકઠા ઉભા ઉભા શું કરે છે?"

એ વખતે એ એકત્ર સમૂહમાંથી કોઈ અવાજ નીચે મુજબ સ્પષ્ટ સંભળાયો: "મિત્રો! માતૃભૂમિકી રક્ષા સબકો કરની ચાહિયે–યદિ પ્રજાજન હોં વા સિપાહી હોં. યેક દિન મરના સબકો હૈ. ક્યોં ન માતૃભૂમિકે લીયે મરેં?"

"અરે!" ગોવર્દ્ધનસિંહ એ વાક્યો સાંભળીને મોટેથી બોલ્યો: "કોઇ ફિતુરી માણસ લોકને ઉશ્કેરાવતો લાગે છે!—" તે પોતાની તલવાર પર હાથ નાંખીને તે સમૂહ તરફ ધસવા ગયો. ત્યાં સ્ત્રી-વેષધારી જુવાનસિંહે કહ્યું: "સુબા સાહેબ! અરરર હાય! હું...તો...થાકી ગ...ઈ...! મારાથી તો નથી ચ...લા...તું!" તેણે ગોરધનના શરીર પર પડતું નાખ્યું. મ્યાનમાંથી તલવાર કાઢવી તો દૂર રહી; ફિતુરીઓને અટકાવવાના ખેત તો અધૂરા રહ્યા અને થાકેલી બાળાની સુશ્રૂષા કરવાની ફરજ સુબા પર આવી પડી.

"સિપાઇઓ!" તેણે બૂમ મારી.

"ઓ...રે! મને કાંઇક કરડ્યું!" તે સ્ત્રીએ વધુ ઢોંગ કર્યો: "સુબા! તારા મહેલમાં મને ઝટ લઈ જા—નહીતર અધવચ્ચ હું મરી જઇશ!"

"સિપાઈઓ!" સુબાએ વળી મોટી બૂમ મારી: "નથી સાંભળતા હું ક્યારનો બૂમો મારૂં છું તે? શું કરો છો ત્યાં? અહીં ઝટ આવો."

છ-સાત સિપાઈઓનું ધ્યાન તેના અવાજ તરફ

ગયું. તેની બાજુમાં એક સ્ત્રીને તેમણે જોઈ. તેઓ ધાઇ આવ્યા. "જલ્દી એક વાહન લાવો અને એ સ્ત્રિતુરી ટોણુ—"

"ઓ...મા...રે! ઓ...ઓ...મને કંઇક કંઇક થા...ય...છે!" એમ બોલતી તે સ્ત્રી ગોરધનની બાજુમાંથી ખસીને કૂદાકૂદ કરતી લોકની ગીરદીમાં પેઠી. ગોરધન અને સિપાંઇઓ એની પૂઠે ગયા. તેઓને જોઈને લોકો હટી ગયા. તે સ્ત્રી ક્યાં ગઇ એ સંબંધી તજવીજ કરતો ગોરધન ગીરદીમાં પેઠો ત્યારે તેના જોવામાં આવ્યું કે, એક બાવો લોકની વચ્ચોવચ્ચ બેઠો હતો અને તે સ્ત્રી તેની પાસે પડી હતી. બાવો પોતાના કમન્ડલમાંથી તે સ્ત્રીના શરીર ઉપર પાણીની અંજલીઓ છાંટતો હતો.

ગોરધન ઘડીભર ચિકિત્સાથી ત્યાં ઉભો રહ્યો. બાવો લોક તરફ જોઇ બોલતો સંભળાયો: "દેખો. કિસિકે સુખમેં બિઘ્ન નાંખનેવાલા યહાં કસે ઉપસ્થિત હો રહે હૈં? તુમ્હારે શહરમેં યેક બ્રહ્મરાક્ષસ આયા હૈ. સ્ત્રીયોં અતિ ઉન્કી કુદષ્ટિ હૈ. ઇસિસેં ઉન્હોને બિચ્છુ હો કે યે સ્ત્રીકો દંશ દિયા હૈ. મૈંને અબ તો શાન્તિ કી હૈ. પરંતુ આધે ઘંટે પિછે અધિક બલસે યે સ્ત્રીકો વો દુઃખ દેગા. ઇન્કા કોઉ સંબંધીજન યહાં હૈ?"

"બાવા. આ ઉભો એનો સંબંધી હું અહીંઆં," ગોવર્ધનસિંહે મરડાટમાં અને તુમાખમાં કહ્યું.

બાવાની નજર તેના તરફ ગઇ. લોકોએ પણ તેને દીઠો એટલે તેને ઓળખીને સૌ ગભરાટના માર્યા ઉઠવા લાગ્યા.

"તુમ ઇન્કા બંધુ હો?"

"ના. એ તો ભાઈ નહી—ભર્તાર!" ગોવર્દ્ધનસિંહે જવાબ દીધો

"યે તેરી લગ્નિત પત્ની હૈ?"

"થોડા દિવસમાં હું તેને પરણનાર છું."

"તુમ સૈનિક હો?"

"હું આ શહેરનો સુબો છું. સૌનો વડો અધિકારી છું."

બાવાએ પલાંઠી વાળી. આંખો મીંચી નાકે અંગુઠો અને પ્રથમાંગુલિ રાખી સમાધિ લગાવી. થોડીવાર બાદ તે બોલ્યો: "તુમકો યે સ્ત્રીકી પ્રાપ્તિ કે લિયે બ્હોત કષ્ટ ઉઠાના પડેગા. ઇસ્કા ખ્યાલ છોડ દે. ઔર તેરે મહલમેં જાકે ચૈન કર."

"કષ્ટ ચાહે તે ઉઠાવવું પડે તોપણ હું તેને પરણીશ. મારો એ નિશ્ચય છે."

"દૂસરી યેક સ્ત્રી પ્રતિ



બાવાએ પલાંઠીવાળી સમાધી લગાવી.

ી તેરી દૃષ્ટિ હૈ."

"હા. તેને પણ પરણીશ."

"યેક મ્યાનમેં દો તલવાર?"

"હા કદાપિ તેથીયે વધુ રાખવા ઇચ્છા થશે તો તેમ કરીશ."

"બ્રહ્મરાક્ષસ તેરે કો બ્હોત સતાયેગા."

"દુનિયામાં ભૂતપ્રેત, બ્રહ્મરાક્ષસ, ડાકિની શાકિની એવું કશું છે જ નહીં, તમારા જેવા લંગોટીઆઓ લોકને નક્કામા ભરમાવી મારે છે તમારો પૃથ્વીમાંથી નાશ કરવો જોઇએ." ગોવર્દ્ધનસિંહ બોલ્યો.

"તબ તો લેજાયે કોમલાંગીકો તેરે મહલમેં." બાવાએ કહ્યું: "ઔર દેખ, આધે ઘંટે પિછે કુચ્છ ત્રાસ હોવે તો મુઝે દોષ મત દેના. મયેં કુચ્છ નિવારણ-પ્રયોગ તેરેકો દિખાના ચ્હાતા થા પરંતુ તું શ્રદ્ધાવિહીન હૈ. ઇસિલિયે કુચ્છ કહેના વ્યર્થ હૈ."

બાવાએ તે સ્ત્રીના શરીર ઉપર થોડુંક પાણી છાંટયું. આળસ મરડીને તે બેઠી થઈ. "બેટા. સ્વસ્થ હોકે તેરા ભાવિ ભર્ત્તાકે સાથ ચલી જા."

તે સ્ત્રી બાવાને પગે લાગીને ઉભી થઈ. "સુન્દરી, હવે આરામ છે ને?" ગોરધને પૂછ્યું.

"હા. પણ મારાથી ચાલી શકાશે નહીં." તે સ્ત્રીએ કહ્યું.

ગોવર્ધ્ધનસિંહે બાવા તરફ ઘડીભર જોયું અને પછી તે સ્ત્રીને ઉદ્દેશીને બોલ્યો: "તો એક કામ કર. આ બાવાને ખભે બેસી જા; અને સિપાઇઓ, આ ફિતુર ફેલાવનાર બાવાને તલવારોની ધારે ચલાવીને મારા મહેલમાં લાવો."

બાવો આ સાંભળીને ઉભો થઇ ગયો. "સાધુ-જનકા ચમત્કાર તુંને નહીં દેખા હૈ. હમારી ઘૃણાકા પરિણામ ક્યા હોતા હૈ, વો દેખ!" એમ કહીને ગોવર્ધ્ધનસિંહની કમ્મરે જે તલવાર લટકતી હતી તે તેણે સ્ફુર્તિથી મ્યાનમાંથી ખેંચી કાઢી અને પોતાના પગથી ગોવર્ધ્ધનસિંહના પગને આંટી ભેરવી પાડી નાંખ્યો. બાદ લોક તરફ વળીને તે બોલ્યો- "મિત્રો! મેં કહ્યું છે તે યાદ રાખો. કાયરતાથી ત્રાસ વેઠવા કરતાં મર્દાનગી બતાવી માતૃભૂમિને ખાતર મરવું શ્રેયસ્કર છે. કૂતરાં બિલાડાં એમને એમ મરે છે; પણ માનવી તો મહાન્ કાર્યો કરીને જ મરે છે."

"સિપાઇઓ, પકડી લ્યો આ ફિતુરી ઢોંગીને?" ગોવર્ધ્ધનસિંહે જમીનપરથી ઉઠતાં ઉઠતાં કહ્યું. સિપાઇઓ બાવા તરફ ધસ્યા પણ ચમકતી ચમકતી આમ તેમ ફરતી એ બાવાની ચપલાના પ્રભાવથી તેઓ તેની સમિપ જઈ શક્યા નહીં. સિપાઇઓએ પણ તલવારો કાઢી અને ત્યાં તો "મિત્રો! તમારાં ઘરમાંથી હથીઆરો લઈ કૂદી પડો આ મચ્છરસ કોડાઓ ઉપર!" એમ કહેતાં તે બાવો લોકોની વચ્ચે ઘુસ્યો. ચોગરદમ ગભરાટ ફેલાઇ રહ્યો. લોકોની ગીરદીમાં સિપાઇઓ પણ પેઠા. બાવો લોકોને ઉશ્કેરતો નગરની ગલીઓમાં દોડવા લાગ્યો: "જાગો બંધુઓ જાગો. સંપ કરો. મર્દ બનો. તમારા શત્રુઓને હઠાવો. તમારી માતૃભૂમિની ઇજ્જત બચાવો."

ગોવર્ધ્ધનસિંહે બાવા તરફથી આવું કંઈ થવાની આશા રાખી ન હતી. ઘડીભર તે ગૂંચવાયો; પણ પછીથી તેણે હુકમ કરી દીધો: "જાઓ, એક શું પણ એક હઝારને તેની પાછળ જવું પડે તો જાઓ. તેને જીવતો કે મુએલો મારી પાસે લાવો."

"સુબા સાહેબ," સુન્દરી બોલી: "હાય! હાય! મારૂં શું થશે?"

"રમણી, ન ગભરાશો. હું જાતે તમને ઉંચકીને મારા મહેલમાં લઈ જાઉં છું" એમ કહી ગોરધને તે સ્ત્રીને પોતાના બન્ને હાથથી ઉંચકી અને તેને લઇને જરાક આગળ ચાલ્યો, પણ અચાનક તે થંભી ગયો.

લાકડીઓ, દંડુકાઓ, તલ્વારો, છરાઓ વગેરે જે કાંઈ પોતાને ત્યાં હતું તે લઇને અનેક લોકો પોતપોતાના ઘરમાંથી બ્હાર નીકળી તેના તરફ ધસ્યા આવતા હતા!



"લે, લેતો જા, દગાનું ફળ,"........
"સબૂર, કરીમ દોસ્તીને ખાતર સબૂર" (પૃ ૧૩૨)

પસંદ ન પડી. એક સુબાને પ્રજાજન ક્રોધથી મારી નાંખે તેનું પરિણામ કદાચ કોઈ મહાવિગ્રહમાં આવે. કદાચને કોટાનો બળવાન દિવાન જાલિમસિંહ એનું વેર લેવા માટે ઝાલરાપટ્ટણની પ્રજાને લશ્કરી બળથી વધુ પીડે અને અન્ય અનેક ઉપાધિઓમાં વળી એક વધુ ઉભી થાય. આવો કટોકટ પ્રસંગ પૂર્ણ વિચાર વિના લાવવો, ઠીક નહી, એમ ધારીને તેણે ગોવર્ધનસિંહને બચાવી લેવાનો ઈરાદો કર્યો. તેણે પણ ઘણા જ જોરથી દોડવા માંડયું. થોડીક જ વારમાં તે ગોવર્ધનસિંહની બરાબર લગોલગ જઇ પહોંચ્યો. દોડતાં દોડતાં તેણે તેને બચાવવાની એક યુક્તિ નક્કી કરી લીધી.

માર્ગમાં એક ગલી આવી એટલે ખૂબ બળથી તેણે ગોવર્દ્ધનસિંહનો હાથ ઝાલી લઇને તે ગલીમાં ખેંચ્યો. "બચવું હોય તો ચુપચુપ મારી સાથે આવો" એમ તેને કહીને તેણે તેને પોતાની સાથે ગલીમાં ઘસડયો.

ગલીમાં બન્ને બાજુએ મકાનો આવેલાં હતાં. તેમાંના એક મકાનનું બારણું ખુલ્લું હતું અને બહાર ઓટલા ઉપર બે ત્રણ માણસો બેઠા હતા.

" ભાઈઓ, " સ્ત્રી-વેષધારી જુવાનસિંહે કોમળ પરંતુ ભયભર્યા અવાજે તેઓને કહ્યું: " કૃપા કરીને ગલી આગળ ધસી આવતા લોકોને રોકો ને ? તેઓ અમને મારી નાંખવા આવે છે ! "

" કોણ છો તમે ?" એક જણે પૂછ્યું.

એનો જવાબ દીધા વિના જ જુવાનસિંહ ગોવર્દ્ધનસિંહનો હાથ ઝાલીને તે મકાનમાં દાખલ થઈ ગયો અને ઝડપથી તેનાં બારણાં તેણે વાસી દીધાં. બારણાં ઉપર તે માણસોએ બહારથી ઠોકાઠોક કરવા માંડી અને અંદરના ભાગમાંથી એક સ્ત્રીએ ત્યાં આવીને પૂછ્યું: " અરે, બારણાં કેમ બંધ કર્યાં ? તમે કોણ છો ?! "

મકાનમાં દીવો બળતો હતો. પૂછનાર બાઈ જુવાન હતી અને કુલીન જેવી દેખાતી હતી. એ જોઇને જુવાનસિંહે કહ્યું: " બ્હેન ! હું તારા જેવી જ એક કુલીન સ્ત્રી છું. આ મારા પતિ છે પણ લોકો તેમના ઉપર ગુસ્સે થયા છે. કૃપા કરીને તારાં હાલતું કપડાં આપ અને મારા પતિને પહેરવા દે. આનાકાની ન કરીશ. પૂછપરછમાં વખત ન ગુમાવીશ–નહીતર લોકો એમની ચામડી ઉતરડી નાંખશે તો હું વિધવા થઈ બેસીશ ! "

" પણ ..."

બહારથી એ વખતે બૂમો પડી: " ચંદી, ઓ ચંદી, ઉઘાડ." લોકોનો કોલાહલ પણ સંભળાવા લાગ્યો: " મારી નાંખો, એ આ ઘરમાં જ પેઠો છે ! મારી નાંખો. "

" બહેન, તને પગે લાગું છું, " સ્ત્રી-વેષધારી જુવાનસિંહે તેને હાથ જોડીને કેર કરવા માંડયા " અમને સ્ત્રી બની જવાદે. પછી ખુશીથી બારણું ઉઘાડજે. તે પહેલાં ઉઘાડીશ તો તને ગૌહત્યાનું પાપ છે."

વખત કટોકટ જોઇને, એક સ્ત્રીને ખૂબ આજીજી કરતી જોઇને અને ગૌહત્યાના સોગંદ સાંભળીને તે ઘરમાંની સ્ત્રીને દયા આવી. તેણે પોતાનાં કપડાં લાવી આપ્યાં. જુવાનસિંહે ગોવર્ધનસિંહને કહ્યું: " જલ્દીથી પહેરી લ્યો. " સુબો વખત સમજી ગયો. આ વેષ સિવાય બહારના ટોળાથી બચવું મુશ્કેલ છે એવું લક્ષમાં લઇને તેણે સ્ત્રી વેષ સજવા માંડયો.

દરમ્યાન જુવાનસિંહે તે ઘરમાંની બાઇને પૂછ્યું: " મકાનના પાછલ્યા ભાગમાં કોઈ બારણું કે બારી છે ? "

" ના. પણ મેડા પર એક બારી પાછલ્યા રસ્તામાં પડે છે."

" જુગ જુગ જીવજે, મારી બહેન ! આજ અમારા જીવ ઉગારવા બદલ તને સારો બદલો આપીશું." જુવાનસિંહે કહ્યું.

એટલામાં ગોરધન, સ્ત્રી વેષમાં સજ્જ થઇ રહ્યો. તેનો હાથ ઝાલીને જુવાનસિંહ તેને મેડા ઉપર લઈ ગયો. તે મેડાની બારી ઉઘાડીને બહાર નજર કરતાં, લોકો હજી તે બાજુએ આવી લાગેલા જણાયા નહીં.



"આ કોઠીમાં તે સંતાયો છે. કેદી બનાવીને એનાં હાડકાં પાંસળાં રંગી નાંખીએ"

"સુબા! હજી તું ભાગ્યશાળી છે," જુવાનસિંહે કહ્યું: "જલ્દીથી બારી વાટે નીચે ઉતરી પડ અને સીધો તારા મહેલમાં જઇ પહોંચ. માર્ગમાં આ સ્ત્રી-વેષનો પૂરો લાભ લેજે, કોઇ પૂછે તો સુબાગિરી બતાવીશ નહીં અને બૂમોથી તારા મહેલમાં પહોંચી જજે હું હમણાં જ ત્યાં આવીશ."

"ઓ દેવી! તેં મને કટોકટ વખતે બચાવ્યો છે. આ ઉપકાર નહીં ભૂલું" એમ કહી તેણે પોતાના હાથમાંની વીંટી કાઢીને તેને આપી અને સૂચવ્યું: "મારા મહેલના પહેરેગીરોને તું આ વીંટી બતાવીશ એટલે તેઓ તને ચાહે તે વખતે અંદર આવવા દેશે."

જુવાનસિંહે વીંટી લઇને પોતાની આંગળીએ પહેરી લીધી. એ બાદ ગોવર્ધનસિંહ બારી મારફત જમીન પર ઉતરી પડ્યો.

જુવાનસિંહ તે બારી બંધ કરતો હતો તેવામાં દસ-બાર હથીઆરબંધ લોકો મેડા પર ચડી આવ્યા. "કોને શોધો છો ?" ખૂબ કોમળ અવાજ કાઢીને તેણે પૂછ્યું.

"સુબો ક્યાં ?"

સ્ત્રી-વેષધારી જુવાનસિંહે કહ્યું: "તમે જાણો છો કે, તે મારી સાથે આવ્યો હતો ?"

ચાર-પાંચજણે કહ્યું: "હા. ચોક્કસ અમે તેને જોયો છે. અને નીચેની બાઈ પણ કહે છે કે—તેં તેને સ્ત્રીનાં કપડાં પહેરાવ્યાં છે!"

"ત્યારે તમે બાતમી તો સાચી મેળવી; પણ..." તેણે પોતાના હાથની આંગળી નાકપર અડકાડીને એક માણસનો હાથ ઝાલી ચૂપ રહેવા ઇશારત કરતાં તે મેડામાં પડેલી એક કોઠી બતાવી ઘણા જ ધીમા સ્વરે કહ્યું:

"આ બચ્ચાને તમે નીચે ઉતારો. હું શુદ્ધિ

પૂર્વક આ કોઠીમાંથી તેને બહાર કાઢું છું."

"આ કોઠીમાં તે ભરાયો છે ને? ચાલ, હટ, હવે તારી સલાહની અમને જરૂર નથી," એમ કહી તે માણસે તેને હડસેલો મારી દૂર કાઢી અને પોતાની સાથેના માણસોને કહ્યું: "આવો, દોસ્તો, આ કોઠીમાં તે ભરાયો છે. એને બહાર કાઢ્યા વિના જ કોઠી ભાંગીને એનાં હાડકાં પાંસળાં રંગી નાંખીએ."

આ સાંભળીને તે મકાનનો માલેક તેની સામે થયો. તેણે કહ્યું: "મૂરખ છે કે શું? મારી કોઠી શું કરવા ભાંગવા કહે છે? અહીંથી હવે તે ક્યાં નાસી જવાનો છે?"

"તારી કોઠીના પૈસા લેજે. પછી છે કાંઈ?"

"પણ એવું શું કરવા કરે?"

આ મુદ્દાપર એ એને રકઝક ચાલી. બીજાઓ પણ તેમાં ભળ્યા. મૂળ વાત દૂર રહી અને તકરારની મુદ્દો કોઠી થઇ પડી. જુવાનસિંહે તે દરમ્યાન બારી ખોલી નાંખી. થોડી વારે કોઇની નજરે પડ્યા વિના તે બારી વાટે નીચે ઉતરી ગયો.

એ વખતે તેને માલુમ પડ્યું કે,–એ બાજુએ લોકોનું ટોળું દોડાદોડ કરી રહ્યું હતું. એક જણને પૂછતાં તેને ખબર મળી કે,–'સુખો સ્ત્રીનાં કપડાં પહેરીને બારી મારફત ઉતરતો હતો તેને લોકો જોઇ ગયા છે; તેથી તેઓ તેની પાછળ પડ્યા છે."

જુવાનસિંહને આ વાત સાંભળીને હસવું આવ્યું. બિચારા સુખાએ લોકથી બચવા સ્ત્રી—વેષ લીધો, તોપણ તેમાં તે નિશ્ચિંત રહી શક્યો નહીં! તે આગળ નાસે છે અને લોક તેની પાછળ પડ્યા છે. તે સ્થિતિમાં હવે તો ધરતી મા તેને માર્ગ આપે અને તેમાં તે સમાઈ જાય તો જ બચે. એ સિવાય ઉગરવાનો તેને કશો જ આરો નથી!





## પરિચ્છેદ ૨૧ :
### અલોકાદેવી

"દાસી, આ બધો કોલાહલ શેનો સંભળાય છે?"

"બા સાહેબ, કોઇ બાવો આપણા શહેરમાં આવ્યો છે અને તેણે સુબા વિરુદ્ધ લોકોને ઉશ્કેર્યા છે, તેથી તેઓ સુબાની પાછળ પડયા છે, તેનો આ કોલાહલ છે."

"જા, જલ્દીથી જઇને ચોક્કસ ખબર મેળવી આવ કે, એ બાવાને આમ કરવાનું શું કારણ છે?"

"જેવો હુકમ, બા સાહેબ."

આ વાતચીત ઝાલરાપટ્ટણની રાજકુમારી અલોકાદેવી અને તેની દાસી વચ્ચે તે જ રાત્રિએ થતી હતી કે જે રાત્રિએ ગજસિંહે અને જીવાનસિંહે તે શહેરમાં ધાંધલ મચાવ્યાં હતાં.

અલોકાદેવીનો મહેલ, ગોવર્દ્ધનસિંહે જે મહેલમાં મુકામ કર્યો હતો તેની સામે જ આવેલો હતો.

હજી તો દાસી તેના મહેલનાં પગથીઆં ઉતરી પણ નહી રહી રહી હોય તેટલામાં અલોકાદેવીના મહેલના ઝરૂખાની બારીમાંથી અવાજ સંભળાયો: "રાજ બાળા!"

અલોકાદેવીની નજર બારી તરફ ગઇ. જુએ છે તો ત્યાં બાવો ઉભેલો હતો!

"રાત્રિને વખતે એક કુંવારી રાજબાલાના મહેલમાં એક વેરાગી ચઢી આવે, એ જોકે ધૃષ્ટતાયુક્ત અને શિષ્ટાચાર વિરૂદ્ધનું છે," બાવાએ કહેવા માંડયું: "તોપણ ઝાલરાપટ્ટણની આપત્તિ જેસલમીરની પ્રજાથી સાંભળીને ધીરજ ધારી શકાય નહીં. એટલા માટે જ મારે આ ધૃષ્ટતા કરી પડી છે. એની માફી આપશો?"

"જેસલમીરની પ્રજા!" અલોકાદેવી આશ્ચર્ય બતાવતી બોલી: "શું મારો સંદેશ ત્યાંના રાજ મહેલમાં એટલીવારમાં પહોંચી ગયો?"

"તે તો હું જાણતો નથી," બાવાએ કહ્યું: "પણ બીજી દિશામાંના સંદેશથી મારૂં અહીં આવવું થયું છે."

"શું આપ તે જ છો?"

"દેવી! તમારૂં હૃદય શું કહે છે?"

રાજકુમારી નિરૂત્તર રહી. તે મહેલમાં એક ભીંત ઉપર ગજસિંહની તસ્વીર હતી. અલોકા ઘડી ભર તે તરફ અને ઘડીભર બાવા તરફ જોવા લાગી.

બાવો અંદર આવ્યા અને રૂમાલવતી પોતાના મ્હોં ઉપરની વિભૂતિ લુછી નાંખી પૂછવા લાગ્યો: "એ જડ આકૃતિ અને આ સજીવ આકૃતિમાં કોઇ તફાવત ભાસે છે?"

અલોકાએ તેના મુખ તરફ જોયું. તે હવે તેને ઓળખી ગઇ. લજ્જાથી પોતાની સાડીનો ઘુમટો તાણીને ગજસિંહ તરફ પૂંઠ ફેરવીને તે બોલી: "વિવાહ પહેલાં કે પછી કદી જાતે જોયેલા નહીં. તેમજ અત્યારે યોગી વેષ હતો તેથી ઓળખવામાં ભૂલ થઇ. અવિનય લાગ્યો હોય તો ક્ષમા કરશો."

"શ્રીકૃષ્ણચંદ્રનાં બહેન સુભદ્રા દેવીનો અવિનય બાણાવળી અર્જુનને ભાસ્યો હતો?" ગજસિંહે કહ્યું: "અને વળી, ચન્દ્ર જેના રૂપરાશિ આગળ ફિક્કો પડી જાય, સરવરમાંનાં કમળો જેનાં નેત્રકમળ આગળ નિરર્થક ભાસે અને જેની વાણીની તુલનામાં કોકિલાના ટહુકાર તુચ્છ લાગે તેના તરફનું વર્તન

અવિવેકી હોય પણ ખરૂં કે ? અને કદાચ હોય તોયે
અપરિચિતોને પણ માફ કરવું પડે ત્યાં આસ-
જન કેમ માફ ન કરે ?"

ગજસિંહ એક વિરામાસન ઉપર બેઠો. અલો-
કાદેવી ઘુંઘટ તાણેલી સ્થિતિમાં ઉભી રહી. ક્ષણ
પર્યંત ત્યાં મૌનરાજ્ય પ્રવર્તી રહ્યા પછી ગજસિંહ
બોલ્યો: "દેવી! હવે આપણો પરિચય થઈ ગયા
પછી શિષ્ટાચાર વિસારીએ અને મૂળ વાત કરીએ.
કહો, તમે જેસલમીર આવશો ?"

"ના." અલોકાદેવીએ એક જ શબ્દમાં જવાબ
દીધો.

"અચલાનંદ સ્વામીના મઠમાં આવશો ?"

"ના."

"શા માટે ?"

"ઝાલરાપટ્ટણના રાજવંશના એક પણ પુરૂષે
સ્વેચ્છાથી આ રાજ્ય તજ્યું નથી. એ વંશમાં જન્મ
લેનાર એક અબળા પણ સ્વેચ્છાથી રાજમહેલ
નહીં તજે."

"સંયોગો વિપરીત હોય તોપણ ?"

"વિપરીત સંયોગો હોય તેથી શું થઇ ગયું ?
હું કોઇ કાયરની નાર નથી—"

ગજસિંહ ચમક્યો.

અલોકાદેવીએ કહ્યું: "હવે મને ભય શા છે ?
મારી કટાર સાથે ક્ષત્રિયની તીણી તલવાર હવે ઉંચ-
કાઇ ચૂકી છે."

"પણ આ તો બાવો છે !"

"તેથી જ આશાસ્પદ સ્થિતિ ભાસે છે!"
અલોકા બોલી: "સંસારીજન સંસારીઓની શેહશરમથી
કદાચ દબાઇ જાય; પણ બ્રહ્મચારીને કે સાધુજનને
પરમાત્માના વિશુદ્ધ અંશ—સાચ અને ન્યાય સિવાય
બીજા કશાની શેહ ન પડે ! ભગવો અંચળો દુષ્ટોને
તો અવશ્ય દંડ દઇ શકે."

"દેવી ! તમારી પરીક્ષામાં તમે સફલ નીવડયાં."
ગજસિંહે કહ્યું: "અને હવે તમારે શું કરવું તે
સાંભળી લ્યો. અહીંની સમસ્ત જનતામાં તમારા માટે
..."

"એ આ કોલાહલથી હું અનુભવું છું અને
તેથીજ મને કહેતાં ગૌરવ ઉપજે છે કે, હું રણ-
વીરની વીરાંગના છું."

"મેં યુદ્ધની જરૂર જોઇ હોત તો અવશ્ય
યુદ્ધ કર્યું હોત," ગજસિંહે કહ્યું: "પણ તેવી કાંઇ
આવશ્યક્તા મને લાગી નથી. યુક્તિથી બધું જ
સાધી શકાય તેવું મેં અનુભવ્યું છે; અને તેથી
રણનો માર્ગ લીધા વિના વૈરાગી–વેષ લીધો છે—"

તે આગળ બોલવા જતો હતો, એટલામાં "બ-
ચાવો ! બચાવો ! અબળાની વ્હારે ધાઓ !" એવી
બૂમો રાજમહેલની બહુજ નજદીકમાં સંભળાઇ.
તેથી તેનું ધ્યાન તે તરફ ગયું. તે બારી તરફ દોડયો.
અલોકાદેવી પણ તેની પાછળ ગઇ. વળી અવાજો
સંભળાયા: "મારો, મારો, એ સુબો છે ! બૈરીનાં
કપડાં પહેરીને નાસે છે !"

ગજસિંહે અને અલોકાદેવીએ બન્નેએ જોયું કે
રાજમહેલનાં પથીઆંપર એક સ્ત્રી બૂમો પાડતી ચઢે
છે અને તેની પાછળ લોકોનું વૃન્દ પણ બૂમો પાડતું
ધસે છે !

"કદાપિ તે સુબો હોય અને સ્ત્રી–વેષમાં હોય
તોપણ તેને બચાવવો જોઇએ," અલોકાદેવી એમ
બોલતી બોલતી મહેલ નીચે જવા લાગી. ગજસિંહને
તેના દિલની ઉદારતા ગમી નહીં. લોકોએ કહેલા
શબ્દો તેણે સાંભળ્યા હતા અને તે માનતો હતો કે-
લોક તેને મારી નાંખે એ સવાય તેનું બીજું કાંઇ ભાવિ
નથી. પણ અલોકાદેવી તેને બચાવવા ગઇ એટલે તે
પણ તેની પાછળ ગયો.

ભાઇઓ, તમારી ઇચ્છા હોય તો તમારા બે પ્રતિનિધિઓને મારા મહેલમાં મોકલો. તેઓ સમક્ષ આ અબળાની સાચી કથા મેળવવા હું પ્રયત્ન કરીશ. મને ખાત્રી છે કે, આ ન્યાયી માર્ગનો સ્વીકાર તમે કરશો જ."

એક ટાંકણી પડે અને સંભળાય એવી શાન્તિ ત્યાં પ્રસરી ગઇ હતી. અસંખ્ય માણસો ત્યાં હાજર હતા; પણ અલોકાદેવીના વાક્પ્રભાવે તેમને ચૂપ કરી દીધા. તેઓમાંથી બે માણસો આગળ આવ્યા.



સૌ તેને ઓળખી ગયા ? તે ગોવર્દ્ધનસિંહ હતો.

એક બોલ્યો: "અમે પ્રજા તરફથી આ સ્ત્રીની તપાસ માટે આવવા તૈયાર છીએ. પણ જો તે નવો સુબો હશે તો અમે તેને બારીએથી ફેંકી દઇશું."

"એ શરત હું નહીં સ્વીકારૂં અને જો તમે હઠ કરશો તો—"

અલોકાદેવીનું એ વાક્ય ગજસિંહે આગળ આવીને પૂરૂં કર્યું: "હું જેસલમીરનો યુવરાજ ગજસિંહ તમો સૌની સામે મારી તલવારથી ઝુઝીશ."

"શું તમે ગજસિંહજી છો?" આગળ આવેલા બે માણસોમાંનો એક બોલ્યો. "અહો! તમે તો રાજકુમારીના વિવાહિત પતિ!" તે માણસ લોકો તરફ વળીને કહેવા લાગ્યો: "ભાઇઓ, હવે આપણી શરત પાછી ખેંચી લઇએ છીએ. રાજકુમારીના વિવાહિત પતિ અહીં આવી પહોંચ્યા છે. આપણો રક્ષણહાર મૌજુદ છે."

"સુબાને મહેલમાં લઈ જાઓ," "એનો ન્યાય જલ્દીથી કરો," "એને શહેર બહાર કાઢી મૂકો," વગેરે વગેરે પોકારો લોકવૃન્દે પાડી મૂકયા અને એ વચ્ચે અલોકાદેવી તે આશ્રિતા સ્ત્રીને લઇને મહેલમાં ગઈ.

બે પ્રજા-પ્રતિનિધિઓ અને ગજસિંહની હાજરીમાં અલોકાદેવીએ તે સ્ત્રીને એક વિરામાસનપર બેસાડીને પૂછ્યું: "બ્હેન, સાચું કહી દે, તું કોણ છે? પ્રજાજનો તને કેમ હેરાન કરતા હતા?"

તે સ્ત્રીએ ઉત્તર દીધો નહીં.

"તું ઉત્તર ન આપે, એ ઠીક નહીં," અલોકાદેવીએ તેને કહ્યું: "બહાર ઉભેલા લોકોને સંપૂર્ણ સંતોષ આપવા ખાતર તારે તારો સર્વ પરિચય મને આપવો જોઇશે."

"એકાન્ત," તે સ્ત્રીએ જવાબ દીધો. પ્રજાના પ્રતિનિધિઓએ તે સામે વાંધો લીધો અને તે સુબો જ છે, એમ ખાત્રીબંધ કહ્યું: તેઓ તેનો ઘુંઘટ ખુલ્લો કરવા તેની તરફ જવા લાગ્યા.

"બાઈ, જો તું તારો ઘુંઘટ ન ખોલે તો તને ઇશ્વરની આણ છે," અલોકાદેવીએ કહ્યું.

પરિણામે તે સ્ત્રીએ ઘુંઘટ ખોલ્યો અને સૌ તેને ઓળખી ગયા! તે ગોવર્દ્ધનસિંહ હતો!

"સુબા સાહેબ, તમારો ન્યાય તમારા હાથે!" પ્રજા-પ્રતિનિધિમાંથી એક જણે કહ્યું: "પ્રજા તમને ધિક્કારે છે. તમે અહીંથી બહાર જશો કે તરત જ પ્રજા તમારાપર તુટી પડશે. તમારાથી આ મહેલમાં તો રહી શકાશે નહીં. કહો, તમે તમારો શો ન્યાય કરો છો?"

"મારી આ સ્થિતિમાં મને આશ્રય આપીને રાજકુમારી અહીં લાવ્યાં છે. હવે આશ્રિતને મારી નંખાવવો હોય તો તેમની મરજી!" ગોવર્દ્ધનસિંહે કહ્યું.

"કાયર જીવ!" ગજસિંહે ક્રોધાન્વિત થઇને કહ્યું: "હવે જ્યારે પ્રાણ જવાની વેળા આવી ત્યારે રાજબાળાનો આશ્રિત થાય છે? તને આશ્રય શા માટે આપવો જોઇએ? ઝાલરાપટ્ટણના રાજા અને રાજકુમારને તેં દગાથી કેદ કરાવ્યા, અહીંના સેનાપતિને અને સૈન્યને લાંચ આપી, રાજબાળાને તેં તેમના મહેલમાં નજરકેદ કર્યાં. હવે તું આશ્રિત બને છે? નહીં. એક જ માર્ગ તારા સંબંધમાં ખુલ્લો છે. ઢાંકણીમાં મ્હોં ઘાલી ડૂબી મર!"

ગોવર્દ્ધનસિંહથી એક ચકાર શબ્દ હવે બોલી શકાયો નહીં. તે નીચું મુખ રાખી ઉભો રહ્યો.

"જાઓ મિત્રો, લઇ જાઓ એને પ્રજા સમક્ષ અને તેનાપર પંચઈંટાળી કરાવો!" ગજસિંહે કહ્યું.

પ્રજા પ્રતિનિધિઓ ખુશ થઈ ગયા. તેઓએ તેનો હાથ પકડયો. અલોકાદેવી એ જોઇને બોલી: "મારો એવો અભિપ્રાય છે કે તે જો શુદ્ધ હૃદયથી પશ્ચાતાપ કરતો હોય અને પોતાના સૈન્ય સાથે હમણાં જ અહીંથી ચાલ્યો જવા માગતો હોય તો તેને ક્ષમા આપવી. પ્રજા તેને દુઃખી કરે એ હું નાપસંદ કરૂં છું."

"શ્રીમતી, આપ તો દયાનાં ભંડાર છો; એટલે દયા બતાવવા તત્પર થાઓ છો પણ આપના પિતાશ્રીને, અમારા રાજાને, તેણે કરેલો દગો અમે વિસરી શકીએ નહીં." પ્રજા-પ્રતિનિધિમાંના એકે કહ્યું: "પંચઈંટાળી એ જ એની યોગ્ય સજા છે."

"દેવી, લોકની ઈચ્છાને માન આપવાનો આ સમય છે. તેથી જ મેં આ સૂચના કરી છે." ગજસિંહે કહ્યું: "એને લોક પૂરો કરશે એટલે એના સૈનિકો આપોઆપ અહીંથી ચાલ્યા જશે."

"જો નહીં જાય તો લોકો તેમને જવાની ફરજ પાડશે. તેમની સાથે લઢીને તેમને સીમ બહાર હાંકી કાઢશે." બીજા પ્રજા-પ્રતિનિધિએ કહ્યું.

"હું મારા સૈન્ય સાથે અહીંથી અત્યારે જ પાછો જવા તૈયાર છું" ગોવર્દ્ધનસિંહે કહ્યું.

"હવે એને છુટો કરો," અલોકાદેવીએ પ્રજાપ્રતિનિધિઓને કહ્યું.

"પણ એનું સૈન્ય શહેરનો કિલ્લો છોડી જ તે પછી જ એને અહીંથી જવા દેવાશે." ગજસિંહે કહ્યું.

"હું રણશિંગું વગાડી અહીંથી જ સૈન્યને શહેર છોડી જવા ફરમાવું છું." ગોવર્દ્ધનસિંહે કહ્યું.

રાજકુમારીએ પોતાના મહેલમાંથી એક રણશિંગું આણીને તેના હાથમાં આપ્યું. ગોવર્દ્ધનસિંહે તે બજાવીને પોતાના સૈનિકોને કિલ્લો અને શહેર છોડી બહાર કુચ કરવા ફરમાવ્યું. જે બે પ્રજા-પ્રતિનિધિઓ અલોકાદેવીના મહેલમાં આવ્યા હતા, તેમણે મહેલ નીચે જઈ પ્રજાને આ ખુશ ખબર કહ્યા. એટલે "અલોકાદેવીનો જય" એવી કીકીઆરીઓ લોકોએ પાડી મૂકી.






અર્ધો કલાક વીતતાં ઝાલરાપટ્ટણમાંથી કોટાના તમામ સૈનિકો વિદાય થયા, તે પછી ગોવર્દ્ધનસિંહે ગજસિંહને પૂછ્યું: "હવે મને રજા છે?"

"સબૂર! જ્યાંસુધી મહારાજ માધુસેન અને રાજકુમાર અવન્તિસેન કોટાથી બંધનમુક્ત થઇ અહીં પાછા ફરે નહીં ત્યાં સુધી તું અમારો કેદી છે." ગજસિંહે કહ્યું.

"દગો! દગો!" ગોવર્દ્ધનસિંહે બૂમ મારી: "મને છૂટો કરવામાં એ શરત ક્યાં હતી?"

"ગોરધન, તું મૂરખ છે માટે કાંઈ ગજસિંહથી મૂરખ થવાય નહીં!" ગજસિંહે કહ્યું: "અહીંના રાજાને કોટામાં કેદ રાખીને શું અમે તને છોડી મૂકીએ?"

"રાજકુમારી," ગોવર્દ્ધનસિંહ તેની દયા માગતો બોલ્યો: "તમારા પિતાને હું તરત જ કોટા જઇને છૂટા કરાવી દઇશ. મારાપર વિશ્વાસ રાખી મને જવા દો. મેં તમારૂં માન રાખ્યું છે."

"બચવાનો એકકે માર્ગ ન હતો એટલે જ તેં સૈન્યને વિદાય કરવા કબૂલ કર્યું એમાં કાંઈ ઉપકાર નથી કર્યો!" ગજસિંહે કહ્યું: "હવે તારે જે કરવાનું છે તે એટલું જ કે, જાલિમસિંહ પર પત્ર લખી આપ. તેમાં માધુસેન અને અવન્તિસેનને માનભેર છૂટા કરવા જણાવ અને ૪૮ કલાકમાં જો તેઓ છૂટા નહીં થાય, તો તારો અહીં વધ થશે એ સ્પષ્ટ લખી જણાવ."

"મારા પિતા મારી સૂચના કબૂલ નહીં રાખે. શા પર આ નિરર્થક જુલ્મ ગુજરે છે!" ગોવર્ધનસિંહ બોલ્યો: "ઉદાર રાજાઓને આ ન છાજે."

"એ બધાં દંભી અને દયા ઉપજાવનારાં વેણ પેલી 'સ્વર્ગીય અપ્સરા' આગળ કાઢજે!" ગજસિંહે તેની ટોળ કરી: "મારો તો નિયમ છે કે, મેં જે કહ્યું હોય તેનો અમલ કરાવવો જ. તું પત્ર નહીં લખે તો હું મારા માણસને મોકલીને જાલિમસિંહને આ બાબતની ખબર આપું છું."

"તમારે તેમ કરવું હોય તો કરો. બાકી, કોટામાંના કેદીઓની બાબત મારા હાથમાં નથી." ગોવર્દ્ધનસિંહે કહ્યું.

"ચિન્તા નહીં," ગજસિંહે જવાબ દીધો: "તું કદાચ એ બેતથી આમ કહેતો હોઇશ કે, જે સૈન્ય ગયું છે તે ફરીથી વધારે સંખ્યામાં અહીં આવીને હુમલો કરશે. પણ તારી માફક મેં ચુડીઓ પહેરી નથી. મારૂં પોતાનું લશ્કર અને જેના પવિત્ર નામથી આખું રજપૂતાના માહિત છે, તે અચલાનંદ સ્વામીના મઠનું લશ્કર મારી કુમકે જલ્દીથી આવીને કોટાના સૈન્ય સહિત લઢવા તૈયાર રહેશે એ ન ભૂલીશ અને ૪૮ કલાક થતાં તારો પ્રાણ જશે, એ પણ ન વિસરીશ."

ગોવર્ધનસિંહ મહેલની બારી આગળ ગયો. હજી લોકો મહેલ આગળ જમા થયેલા જ હતા, એમ તેણે જોયું.

"નાસવાનો માર્ગ શોધે છે કે?" ગજસિંહે પૂછ્યું.

"ના. હું સહેજ જોતો હતો. મારા પિતાજી

પર પત્ર લખી આપું છું. તે કોણ લઇ જશે ?” ગોવર્ધનસિંહે કહ્યું.

ગજસિંહ હસ્યો અને બોલ્યો: “ખરેખર, તારા જેવો ચેતીને ચાલનારો કાયર મેં આજસુધી ક્યાંયે જોયો નથી ! તું પત્ર લખીને તૈયાર કર. હું તે મોકલવાની વ્યવસ્થા કરૂં છું. એ પત્ર તારે મને બતાવવો જોઈ શે; માટે ધ્યાન રાખજે. કાંઇ આડું અવળું ન લખીશ.”

અલોકાદેવીએ ગોવર્દ્ધનસિંહને લખવાનાં સાધનો બતાવ્યાં અને તે પત્ર લખવા બેઠો.

“દેવી ! જેમ બાવાનો ભેદ તમારી આગળ ખુલ્યો તેમ એક ‘સ્વર્ગીય અપ્સરા’નો ભેદ પણ હું થોડીવારમાં ખોલી બતાવીશ.”

ગજસિંહે આમ કહીને બારી બહાર નજર કરી. લોકોની નજર તેના તરફ ગઇ. એક જણને તેણે મહેલમાં બોલાવ્યો. તે આવ્યો એટલે તેણે તેને કહ્યું: “થોડાક ભાઇઓની મદદ લઇને શોધ કરી લાવો કે, પેલી ‘સ્વર્ગીય અપ્સરા’ તરીકે પોતાને ઓળખાવતી સ્ત્રી ક્યાં છે ? તે જડે એટલે તેને સુરક્ષિત સ્થિતિમાં અહીં લાવો.” તે માણસ મહેલ બહાર ગયો એટલામાં બહારથી બૂમો સંભળાઈ: “મારો, મારો, દગાખોરને મારો.”

ગજસિંહે ચમકીને બારીમાંથી નજર નાંખી. તેણે જોયું કે ‘સ્વર્ગીય અપ્સરા’ અને સેનાપતિને લોકો ઘેરી વળ્યા છે. તેણે બૂમ મારી: “એ બન્નેને સહીસલામત અહીં આવવા દો; તેમને હેરાન ન કરશો.”

લોકો ખસી ગયા અને તે બન્ને જણ મહેલનાં પગથીઆં ચઢીને ઉપર આવવા લાગ્યાં.

ગોવર્ધ્ધનસિંહ પત્ર લખી રહ્યો. ગજસિંહે તે વાંચ્યો. તેણે સૂચવ્યા મુજબ જ તેમાં લખેલું હતું. એ પત્ર પોતાની પાસે રાખીને તે ઉભો રહ્યો એટલામાં સેનાપતિ સહિત ‘સ્વર્ગીય અપ્સરા’ ત્યાં આવી પહોંચી. આવતાં વેંત ગોવર્દ્ધનસિંહ તરફ આંગળી કરી તે સેનાપતિને કહેવા લાગી: “જુઓ, આ તમારો પ્રતિસ્પર્ધી અહીં હાજર છે કે નહીં ? હવે તમારી દરખાસ્ત તેને બેલાશક જાહેર કરો.”

“શું છે, સન્નારી ?” ગજસિંહે પૂછ્યું.

“વાત એમ છે, બાવાજી,” સ્વર્ગીય અપ્સરાએ કહ્યું: “આ સેનાપતિજી પ્રથમ મારા પર મોહિત થયેલા. એમને મેં પરણવા વચન આપેલું. પછી આ સુબા સાહેબ વચ્ચે નડ્યા, તેઓ પણ મારા પર મોહિત થયા. હું તેમની સાથે ગઇ. એમના દુર્ભાગ્યે એમને લોકોએ ઘેર્યા એટલે એ નાઠા; પણ મને તરછોડીને અને એકલી રસ્તામાં રઝળતી મૂકીને નાઠા. મારે મારા સ્વમાનને ખાતર મારા પર પ્રથમ મોહિત થયેલા વીરપુરુષદ્વારા મારા અપમાનનું વેર લેવું જોઇએ; તેથી હું સેનાપતિજી પાસે ગઇ અને બધી હકીકત મેં તેમને વિદિત કરી. હવે તો બધાયે જાણે છે કે, સુબા સાહેબ બૈરી બન્યા હતા ! અને તેમણે રાજકુમારીની માફી માગી છે. એ નામર્દ માણસે મારૂં અપમાન કરેલું, તેથી સેનાપતિજી હવે તેની સાથે દ્વન્દ્વયુદ્ધ કરવા અહીં પધાર્યા છે. તેઓ જીતશે એટલે હું તેમની સાથે લગ્ન કરીશ.”

“તું કોણ છે ? બાઇ !” ગજસિંહે પૂછ્યું.

“સ્વર્ગીય અપ્સરા !”

“સ્વર્ગમાં ના ગમ્યું કે અહીં આવી ?”

“શું કરૂં કે, સુબાની પટરાણી થવાને લોભે હું પૃથ્વીમાં આવી; પણ સુબાએ તો દગો દીધો અને તે નામર્દમાં ખપ્યો !”

“બાળા, તારી જીભ સંભાળીને બોલે તો વધારે ઠીક,” ગોવર્ધ્ધનસિંહે તેને કહ્યું.

“એ શું ખોટું કહે છે ? સુબાજી ! તમે આવા નાલાયક હશો એવું હું ન્હોતો જાણતો ! ચાલો, હવે મારી સાથે દ્વંદ્વયુદ્ધ કરો છો કે નહી ?” સેનાપતિએ કહ્યું.

“શા માટે ?” ગોવર્ધ્ધનસિંહે પૂછ્યું.

“સાંભળ્યું નહી ? તમે તેનું અપમાન કર્યું એ તે માટે !” સેનાપતિએ જવાબ દીધો.

“કે પછી તમારી ફજેતી થઈ અને તમે તેને

લાંચ લીધી હતી એ જાહેર થઇ ગયું તે માટે ?" ગજસિંહે અધવચ્ચે પ્રશ્ન કર્યો.

સેનાપતિ પળભર તેના તરફ જોઈ રહીને પૂછવા લાગ્યોઃ " બાવા, ગમે તેવું તું શું બકે છે ?"

"સેનાપતિજી !" અલોકાદેવીએ કહ્યું: "તમે કોની સાથે વાત કરો છો તે જાણો છો ? બકવાદ તો તમારાં જ છૂટાં છવાયાં વાક્યોમાં જણાઈ ગયો !"

"તે રાજકુમારીના વિવાહિત પતિ છે. જાણતો ન હોય તો જાણજે," ગોવર્ધનસિંહે સેનાપતિને કહ્યું.

"હં...હં..." હસીને સેનાપતિએ ગજસિંહને કહ્યું: "માફ કરજો, કૃપાળુ, મેં આપને ઓળખ્યા નહીં; તેથી જ ભૂલમાં હું ગમે તેવું બોલી ગયો."

"કે બકી ગયો ?"સ્વર્ગીય અપ્સરાએ ટાપશી પૂરી.

"જુવાનસિંહ," ગજસિંહે ગંભીર અને સહેજ તીવ્રસ્વરે કહ્યું: "હવે એ બધો ઠઠો બંધ કર. દેવી સમક્ષ તારો વેષ ખુલ્લો કરીને તારો પરિચય આપ."

જુવાનસિંહે તરતજ પોતાનો સ્ત્રી-વેષ કાઢી નાંખ્યો. સૌએ જોયું કે, તે ખરેખર સ્ત્રી નહીં, પણ કોઇ રજપૂત જુવાન છે ! તેણે અલોકાદેવીને વંદન કરીને કહ્યું: "જેસલમીરના યુવરાજ ગજસિંહજીનો હું તાબેદાર સૈનિક છું. મારું નામ જુવાનસિંહ. મહારાજને શહેરમાં દાખલ થઈ જે હેતુ સાધવાનો હતો તેમાં મદદરૂપ થવા માટે મેં આ વેષ લીધો હતો."

"મને તેં છેતર્યો ? ચાલ મને દ્વન્દ્વયુદ્ધ આપ !" સેનાપતિએ જુવાનસિંહને કહ્યું.

"સબૂર !" ગજસિંહે કહ્યું: "પ્રથમ તમારા ગુન્હા વિષે શું કહો છો ?"

"એને મેં ત્રણ હઝાર સુવર્ણમુદ્રાની લાંચ ખુદ એના માટે અને બે હઝાર સુવર્ણમુદ્રાની લાંચ એના સૈનિકો માટ આપી હતી. એ નાકબૂલ કરે તો જુઠું માનજો." ગોવર્ધનસિંહે કહ્યું.

સેનાપતિ ગુસ્સાભરી નજરથી તેના તરફ જોઈ રહ્યો.

"ધિઃક્કાર છે, તમને સેનાપતિજી !" અલોકાદેવી ક્રોધ કરતી બોલી: "જેનું તમે લુણ ખાધું; જેણે તમને નાની પાયરી ઉપરથી ઠેઠ મોટી પાયરી ઉપર ચઢાવ્યા; તેને દગો દેવા માટે તૈયાર થતાં તમને શરમ ન આવી ? ફક્ત ત્રણ હજાર સુવર્ણમુદ્રાથી તમે અમારા પર આપત્તિ નાંખી ? મને એટલો બધો ક્રોધ વ્યાપે છે કે-તમારો શિરચ્છેદ કરી નાંખું !—"

"દેવી ! જેવો ક્રોધ અત્યારે તમને ચઢયો છે, તેવો જ મને અને નીચે ઉભેલા લોકોને ચઢયો છે. આ દગાખોરને જો હમણાં લોકને હવાલે કરીએ તો તેઓ તેના દેહનો એક પણ ટૂકડો રહેવા દે નહીં. પરંતુ આપણે ખામોશી રાખીશું. જુવાનસિંહ ! જા, બે દશકલા અને બે મજબુત દોરડા લઈ આવ. છ સાત માણસોને પણ બોલાવી લાવ. આ બે જણને કેદ કરીને હાલ તુર્ત અહીંથી વિદાય કરીએ."

જુવાનસિંહ ત્યાંથી ગયો. ગજસિંહે સેનાપતિની તલવાર ઝૂંટવી લીધી અને તેને તથા ગોવર્ધનસિંહને એક બાજુએ બેસાડીને નજરકેદ રાખ્યા.

થોડીવારમાં જુવાનસિંહ દશેક માણસો સાથે પાછો ફર્યો. બન્ને કેદીઓને ગજસિંહે તે માણસોને સ્વાધીન કરી સૂચવી દીધું કે, ૪૮ કલાક સુધી તેઓ ઉપર સખ્ત ચોકી પહેરો પ્રજાનાં માણસોએ જ રાખવાનો છે. તેઓ પ્રજાના કેદીઓ છે. ૪૮ કલાક વીતતાં તેઓ પર પંચઘટાળી થશે !"

કેદીઓનાં અધોવદન ઉચાં થઈ શક્યાં નહી. તેઓને ત્યાંથી લઇ જવામાં આવ્યા.

ગજસિંહે હવે જુવાનસિંહને કહ્યું: "તારે ત્રણ કામ કરવાનાં છે. પ્રથમ એ કે, આપણા જે સાથીદારો સીમાડામાં થોભ્યા છે તેમને અહીં મોકલ. બીજું, તેઓમાંથી કોઇ ચપળ ઘોડેસ્વારને ભટ તરફ વિદાય કરીને ત્યાંથી ઓછામાં ઓછા પાંચ હજાર તીરંદાજોની મદદ લાવવા કહી દે. તે પછી તારે કોટા જવાનું છે અને જે પત્ર હું તને આપું છું તે જાલિમસિંહને આપવાનો છે. રૂબરૂમાં તેને કહેજે કે, જો બાહુસેન અને અવન્તિસેનને છૂટા નહી કરો,તો ૪૮ કલાક પછી ગોવર્ધનસિંહને જરૂર મારી નાંખીશું."

ગજસિંહે ગોવર્ધનસિંહનો લખેલો પત્ર જુવાનસિંહના હાથમાં મૂકયો અને તે લઇને તે ચપળ જુવાન ત્યાંથી વિદાય થયો.




પરિચ્છેદ ૧૭ માં જાલિમસિંહને એજંટને ત્યાં બેશુદ્ધ થયેલો વર્ણવામાં આવ્યો છે. એજંટે ગોરધનને દેશપાર કરવાનું કહ્યું તેથી જાલિમસિંહ પર આઘાત થયો હતો. અમાત્યે તેને ઉતારે લાવીને સમજ પાડવા માંડી કે, હાલતુર્ત આપણે માની જવું જોઇશે. મૂળ મુદ્દો વંશપરંપરાગત રાજપ્રતિનિધિત્વનો છે અને ગોરધનનો નથી. એજંટે રાજપ્રતિનિધિત્વનો હક્ક કબુલ કર્યો છે એ મહત્વની બાબત છે.

લગભગ એક કલાક સુધી જાલિમની સાથે અમાત્યને માથાફોડ કરવી પડી કેમકે જાલિમસિંહનું ચિત્ત ગોરધન સામેના હુકમથી ઘણું જ દુઃખી બન્યું હતું.

એ દરમ્યાન બળતામાં ઘી હોમવા બરાબર બે તરુણોનું ત્યાં આગમન થયું, તેઓમાંના એકને જોતાં જ જાલિમસિંહ ચમક્યો; કારણ કે, તે મોહનસિંહ હતો!

અમાત્યે તેને કહ્યું: " કેમ ભાઇ, તમે કોણ છો? અહીં શા માટે આવ્યા?"

"અમાત્ય?" મોહનસિંહે જવાબ દીધો: " તમે ભૂલકણા તો નથી; છતાં પણ અત્યારે અજાણ્યા બની જાઓ છો તેથી તમારા પ્રથમ પ્રશ્નનો ઉત્તર હું નહીં આપું. બીજા પ્રશ્ન બદલ આ ગોવર્દ્ધનસિંહનો પત્ર વાંચો અને શ્રીમાન જાલિમસિંહજીને વંચાવો. એનો જવાબ તમારે વિચાર કરીને આપવાનો છે."

તેણે તેના હાથમાં એક પત્ર મૂકયો. તે પત્રમાં નીચે મુજબ લખાણ હતું: " શિરચ્છત્ર પિતાશ્રી 'રાજરાણા' જાલિમસિંહજી, છોરૂ ગોરધનની વિનંતિ કે, મને જેસલમીરના યુવરાજ ગજસિંહજીએ ઝાલરાપટ્ટણમાં કેદ કર્યો છે, મારા લશ્કરને કોટા પાછું મોકલી દીધું છે. મને કેદમાંથી છૂટો કરવાની શરત એ છે કે, તમારે ઝાલરાપટ્ટણના રાજા અને તેના પુત્રને કોટામાંથી બંધનમુક્ત કરીને તેમના રાજ્યમાં સુરક્ષિત પાછા મોકલવા. ૪૮ કલાકની અંદર આ શરતનું પરિપાલન થશે નહીં તો અહીંની જાહેર પ્રજા પંચઈંટાળાથી મને મારી નાખશે. આ ઉપરી શરત જોતાં, કૃપા કરીને તે બન્ને કેદીઓને ઝટપટ તેમના રાજ્યમાં મોકલી આપશો."

આ પત્ર દેખતાં જ જાલિમસિંહે

" આ ચીઠ્ઠી તમે લાવ્યા?" મોહનને પૂછ્યું.

" તમારી આગળ તો બેશક હું લાવ્યો; પણ મને આપી જનાર આ તરુણ છે," પોતાની સાથેના તરુણને બતાવતાં મોહનસિંહે જવાબ દીધો: " તેનો પરિચય જાણી લ્યો. તેનું નામ જુવાનસિંહ. તે જેસલમીરના યુવરાજ ગજસિંહનો બહાદુર સંરક્ષક છે."

જાલિમસિંહે તે પત્ર ફાડી નાંખ્યો.

" આ જવાબ છે?" મોહનસિંહે પૂછ્યું.

" ગજસિંહને કહેજે કે, તારા જેવડા મૂછો વિનાના નાદાન છોકરાઓને આવી દમદાટી દેજે. ધોળા વાળવાળાઓ એવાં કાગળીઆંની આ દશા જ કરે છે." જાલિસિંહે બેપરવાઈભર્યો જવાબ દીધો.

લ્યો. ૪૮ કલાક પૂરાં થતાં ગોવર્ધનના પ્રાણ જશે અને માધુસેન તથા અવન્તિસેન જ્યાં હશે ત્યાંથી છૂટા થઇ તેમના રાજ્યમાં જરૂર આવશે."

"વારૂ, વારૂ" જાલિમસિંહે તુચ્છકારથી કહ્યું: "'એક જાલિમે સો સાપ' જેવી ગપ્પ ન મારો."

"દિવાન," મોહનસિંહે કહ્યું: "'બહોત ગઈ થોરી રહી' એ કહેવત પ્રમાણે તમે મૃત્યુને કિનારે ઉભા છો



જાલિમસિંહે તે પત્ર ફાડી નાંખ્યો. "આ જવાબ છે ?" મોહનસિંહે પૂછ્યું.

છતાં આટલો બધો ઘમંડ રાખવામાં ગંભીર ભૂલ કરો છો !"

"તમારી સલાહ મારે નથી જોઇતી !"

"તમને કાળાં ગયાં અને ધોળાં આવ્યાં, એટલે સાચા માર્ગની ગમ ના પડે તેથી વણમાગી સલાહ આપું છું કે ચંબલ નદીના મિલન પછી અમુક એને અમુકને હસ્તક સોંપીને તમે તમારી ચિતા ખડકી છે !"

"નાદાન, તું અહીંથી જાય છે કે નહી ?"

"દિવાન, હું વાયુસ્વરૂપ છું એ તમે જાણો છો, અત્યારે જઇશ તોયે પાછો અચિંતો દેખા દઇશ !"

"અમાત્ય, આ જીદ્દી માણસને અહીથી વિદાય કરો ને ?" જાલિમસિંહે કંટાળો બતાવતાં અમાત્યને કહ્યું.

"યુવક, જરા મારી સાથે આવશો ?" અમાત્યે ઉઠીને એક બાજુએ જતાં મોહનસિંહને કહ્યું.

મોહનસિંહ તેની પાછળ ગયો. તે ખંડમાં એક કોરણે તેને લઈ જઇને અમાત્ય બોલ્યો: "તમે કોઇ રાજવંશી છો, તે માટે મુબારકબાદી આપું છું. તમે એજંટને મળી આવ્યા અને એ વિવાદાસ્પદ રાજવંશી કેદીઓ વિષે ખબરઅંતર રાખો છો તેથી ધન્યવાદ આપું છું, પણ જાલિમસિંહજીને નકામી દમદાટી દેવા કરતાં તમારે જે જોઈતું હોય તે કહી દોને ? તે અપાવી તમારા દિલનો અંગત અસંતોષ હું દૂર કરાવીશ."

"હં...મારે જે જોઇએ છે તે તમે અપાવશો ?" મોહનસિંહે પૂછ્યું. "નહીં અપાવી શકો !"

"પણ કહો તો ખરા ?"

"તમારા જેવા ખટપટીઆઓના પાશમાંથી સમસ્ત રાજસ્થાનની મુક્તિ !" મોહનસિંહે કહ્યું.

આંખો ફાડીને અમાત્ય તેની સામે જોઇ રહ્યો.

પછી હસીને બોલ્યોઃ "શ્રીમાન! તમારૂં કહેવું સમજાયું નહીં."

"બુદ્ધિવાન જ્યારે આવું કહે ત્યારે માની લેવું કે તેને હજી વિશેષ જાણવું છે." મોહનસિંહ બોલ્યોઃ "પણ હું જરૂર તે કહીશ અને ખુલ્લું જ કહીશ. જાલિમસિંહજીએ લગભગ અર્ધી સદીથી જે પગદંડો રાજસ્થાનમાં જમાવ્યો છે અને હજી પણ પોતાના વંશવારસોને માટે જે કાયમ રાખી જવા પેરવી કરે છે તેમાંથી મુક્ત થઇ જાય અને તમારા જેવાને પણ મુક્ત કરે, એવું હું વાંચ્છું છું. સિવાય મારી પ્રાર્થના છે કે, માંહોમાંહે કુસંપ કરાવી એક બીજા રાજાને, તેમના કુટુંબીઓને અને તેમના હિતૈષીઓને વેરી બનાવવાની જે રમત તેઓ રમે છે અને તમારા જેવા જેને પુષ્ટિ આપે છે, તે બંધ પાડી દે. કોઈ તીર્થક્ષેત્રમાં નિવાસ કરી પ્રભુનું નામ લેવું એ તેમને માટે અત્યારે શ્રેયસ્કાર માર્ગ છે. કહો, મારો આ નજીવો અસંતોષ તમે દૂર કરાવી શકશો?"

પુનઃ અમાત્ય તેના તરફ ટગર ટગર જોઈ રહ્યા પછી બોલ્યોઃ "તમને કોઇએ ખોટી વિગતો આપી છે. હું તો કશામાં છું જ નહીં અને દિવાન સાહેબ એવી ખટપટ આદરતા નથી. પછી તીર્થક્ષેત્રમાં વાની જરૂર શી?"

"ઠી...ક. ત્યારે હું રજા લઇશ."

"જેવી મરજી."

મોહનસિંહે પોતાને જે કહેવાનું હતું તે કહી દીધું હોવાથી અહીં રોકાવાની જરૂર વિચારી નહીં. જુવાનસિંહ સાથે તે તરત જ વિદાય થયો. તેના જવા પછી જાલિમસિંહે અમાત્યને પૂછ્યુંઃ "શું એ નાણાંથી રીઝાયો નહીં?"

"મહારાજ," અમાત્યે કહ્યુંઃ "એ તો આપને અને મને તીર્થસ્થાનમાં મોકલવા માગે છે! આખા જગતમાંના ઉત્પાત માટે તે આપણને જવાબદાર ગણે છે!!"

"તેણે મારી વિરૂદ્ધ ખૂબ કહ્યું કે?"

"તે આપનો કટ્ટો દુશ્મન છે."

"હું એને બરાબર પિછાની ગયો છું."

"એને નિર્મૂળ કરવાની શું હવે જરૂર ઉભી થતી નથી?" અમાત્યે પૂછ્યું.

"મને કલ્પના નહતી કે, તે અહીં આવશે. નહીંતર તમે જે કહ્યું તે અહીં જ થયેલું મેં જોયું હોત. ખેર, તે હવે થશે."

"ત્યારે આપે તેનો બંદોબસ્ત કરેલો છે?"

"પૂરેપૂરો. પરંતુ અમાત્ય, મને ગોરધનની વધુ ચિન્તા પેઠી. નક્કી તેનો જીવ જવાનો!"

"લાગે છે તો એવું જ. ઉપરાંત માધુસેન અને તેનો પુત્ર હોલ્કરને સોંપાયા છે એવું તે જાણે છે તેથી લાંચ આપીને પણ તેમને છોડાવશે."

"પાવડી ભેંસ ચાવી જાય એવું થવું જોઇએ!"

"આપ વધુ કેટલાની મંજુરી આપો છો?"

"૧ થી ૩ લાખ!"

"એ રકમમાં તો હું હોલ્કરને જરૂર સમજાવી શકીશ. હું તેના તરફ જાઉં છું અને જલ્દીથી બે કેદીઓને બધી જંજાળથી મારા દેખતાં જ મુક્ત કરાવી દઉં છું! આપ કોટા જઈ ગોરધનને છોડાવવા મોટું લશ્કર રવાના કરો અને આ તરૂણોની પાછળ વધુ મારાઓ મોકલો."

"તમારી સલાહ બરોબર છે. તમે જલ્દીથી વિદાય થાઓ."

અમાત્ય ત્યાંથી ગયો અને જાલિમસિંહ કોટા જવાની તૈયારી કરવા લાગ્યો. થોડીવારે જેવો તે પોતાના ઉતારા બહાર નીકળવા ગયો કે, બારણા બહાર કોટાના મહારાવ કિશોરસિંહજીને તેણે ઉભેલા જોયા!







## પરિચ્છેદ ૨૪ :

## સાફ સાફ વાતો.

જાલિમસિંહે હસીને કિશોરસિંહને આવકાર દીધો અને અત્રે આવવાનું કારણ પૂછ્યું.

કિશોરસિંહ બોલ્યો: "મારે પણ તમને એજ પ્રશ્ન કરવાનો છે કે, તમે અહીં કેમ આવ્યા છો ?"

"હું...હું...હું...હું..." જાલિમસિંહે કહ્યું: "હું આપને શોધવા જ અહીં આવ્યો છું ! આપના ગયા પછી કોટામાં મને ચિન્તાજનક સમાચાર મળ્યા. જે બે કેદીઓને આપ મારી કનેથી છોડાવી ગયા હતા તેમને લઇને રાજ્ય બહાર આપ ગયા છો, એવી ખબર એક હજુરીઆએ આપી. મેં તે પ્રથમ તો માની નહીં, પણ પછીથી તપાસ કરતાં તે ખબર ખરી જણાઈ. મેં ધાર્યું કે, આપ કદાચ તેઓને લઇને દિલ્હી ગયા હશો. તેથી અહીં આવ્યો."

"તમે જુઓ છો કે, હું એકલો જ છું."

"ના, મહેન્દ્ર. હમણાં જ એ દુષ્ટ યુવક મારી કને આવીને મને મારી નાંખવાની ધમકી આપી ગયો !" જાલિમસિંહે કરૂણાજનક સ્વરે કહ્યું: "જ્યાં રક્ષક ભક્ષક બને ત્યાં કળિકાળની અવધિ સમજવી !"

"તે તમને મળ્યો હોય કે ધમકી આપી ગયો હોય તે માટે હું જવાબદાર નથી." કિશોરસિંહે કહ્યું.

"કૃપાળુ, આપ મારા તાબામાંથી તેના જામિન તરીકે તેનો છૂટકારો કરી ગયા હતા, એ ન ભૂલશો."

"એવી કોઇ જામિનગીરી મેં નથી આપી."

"મારા પ્રભુ ! આવી કઠોરતા મારા પ્રત્યે ! —આપના વડવાઓના કાળથી સેવા કરતાં કરતાં જેણે જાત ઘસી નાંખી તેના પ્રત્યે !"

"જાલિમસિંહજી, તમારાં અવળાં કૃત્ય તમને નડે છે ! મને જો તમે કઠોર જોતા હો તો તેમાં તમારો દોષ છે !"

"શિવ ! શિવ ! શિવ ! મહેન્દ્ર, આપના કથનની વાસ્તવિકતા સમજાવશો ?"

"દિવાનજી, તમે સત્તાલોભમાં ફસાયા છો," કિશોરસિંહે કહ્યું: "તમે તેથી જ કેટલીક નહીં ઇચ્છવાજોગ ખટપટ આદરી છે. મને કહેશો કે, કર્નલ મેન્સનને નારાજ કરવાની તમને શી જરૂર હતી ?"

"એ અંગ્રેજી નામ હું આજે જ સાંભળું છું !"

"અરેરે ! પ્રપંચી દિવાનો કેવા હોય છે, તેનો પુરાવો તમારા કથનમાંથી મને મળ્યો !" કિશોરસિંહ બોલ્યો: "ગઈ કાલે રાતે તમે કર્નલ મેન્સન સાથે વાત કરી હતી; તેણે આશ્રય માગ્યો ત્યારે ના પાડી મશ્કરીમાં મઠ તરફ મોકલ્યો હતો; છતાં તેને ઓળખતા ન હો, એમ પૂછો છો ? એ મઠના અધિષ્ઠાતાને ધન્ય છે કે-'સૌ જાતિઓ અને સૌ માણસો મારે ત્યાં સમાન છે,' એમ કહીને તેણે કર્નલને અને તેનાં લગભગ ૫૦૦ માણસોને આશ્રય આપ્યો."

"કૃપાળુ, આપનું કહેવું ખોટું છે એમ હું નથી કહેતો." જાલિમસિંહે જવાબ દીધો: "પણ એ કર્નલને મળનાર હું નહતો—અમાત્ય હશે. હું તો ગઇ કાલ સાયંકાળનો દિલ્હી તરફ આવવા નીકળ્યો હતો !"

"એક અસત્યને ઢાંકવા બીજું ?!" કિશોર-

સિંહ બોલ્યોઃ "મધ્યરાત્રે તો તમે ચંબલમાં હોલ્કર સાથે હોડીમાં લ્હેર કરતા હતા!"

"એ તો ચોક્કસ આપનો ભ્રમ છે. હોલ્કર સાથે મારે મેળ નથી, એ આપ જાણો છો."

"મેળ નથી? વળી ત્રીજું અસત્ય! તમે જ માધુસેનને અને અવન્તિસેનને હોલ્કરને હવાલે કર્યા છે. દિવાનજી, મેં નજરોનજર એ દૃશ્ય જોયું છે."

"મારા પર જાસુસી કરીને શું આપ મારા દુશ્મનોને રાજી કરવા માગો છો, રાજેન્દ્ર?"

"પોતાનો નોકર–પછી ચાહે તો તે મોટો હોય કે નાનો હોય–તેની બેવફાઇ સામે ખબરદારી રાખવી, એ દરેક માલેકની ફરજ છે." કિશોરસિંહે તીવ્ર વાક્બાણ છોડયાં.

"જુવાન રાજા, તમે શું બોલો છો તેની તમને ખબર નથી."

"જો તેમ લાગતું હોય તો સ્થાન બદલો–બીજા રાજ્યની નોકરી કરો–બાકી, હું તો જાહેર કરૂં છું કે હું એ નહીં ચાલવા દઉં."

જાલિમસિંહ ઘડીભર ચૂપ રહ્યા પછી બોલ્યોઃ "મારા પુત્રથી પણ અધિક વ્હાલા બાળા રાજા! તમને આ ક્રોધ ન છાજે. અદ્યાપિ પર્યન્ત કદી આપે આવું વર્ત્તન મારી સામે બતાવ્યું નથી. હવે આ અણધાર્યું વર્ત્તન કોઈ પિંઢારાઓની ભંભેરણીથી આપ બતાવી રહ્યા છો, એ ઠીક નહીં."

"મને ખરી વાતો સમજાવનાર જો પિંઢારાઓ હોય તો હું જરૂર તેમની સાથે ભળવાનો."

"એમાં આપને આપનું રાજ્ય ખોવું પડશે."

"દિવાન, તેની ચિન્તા તમે ન કરો."

"શા માટે ન કરૂં? હું રાજપ્રતિનિધિ છું."

"તમારો એ હોદ્દો અસ્વીકાર્ય ઠરાવી કમી કરવામાં આવ્યો છે!"

"ક્યારથી?"

"આ પળથી."

"રાજાજી, કંપની બહાદૂરની પરવાનગી લઈ આવો; પછીથી તેમ કરજો. એ સિવાય મારા એ હોદ્દાને રદ્દ કરવાની કોઈની સત્તા નથી."

"જાલિમસિંહ, તમારી બુદ્ધિ બહેર મારી ગઈ છે! હું કોટાનો મહારાવ તમને અત્યારે જ મારી સામે ખટપટ આદરવા માટે ગુન્હેગાર ઠરાવી કેદ કરૂં છું." કિશોરસિંહે હવે ખુલ્લી રીતે પોતાનો ક્રોધ પ્રકટ કરી દીધો.

"રાજેન્દ્ર! બ્રિટિશ એજંટ તરફથી વારંટ લાવ્યા છો? સન ૧૮૦૨ માં આપ ગાદીએ આવ્યા ત્યારે થયેલી સંધિ મુજબ કોટાનું રાજપ્રતિનિધિત્વ મારૂં છે. મને ખસેડવો હોય તો એજંટની પરવાનગી જોઇએ. આપ તે બતાવો. હું મસ્તકે ચઢાવીશ."

"તમે, નોકર મટીને માલેક થવા માગો છો? મારા રાજ્યમાં મારી ઇચ્છા વિરુદ્ધ તમારે સત્તા જમાવવી છે? હું બાળક હતો ત્યાંસુધી એ બધી વાતોથી ફોસલાયો. હવે તેનો અંત આવ્યો છે."

"તમે પિંઢારાઓ, મરાઠાઓ, મોગલો વગેરે સાથે ભળી જઇને તમારા રાજ્યનું હિત સંભાળી શકતા નથી. તમારા હિતૈષી તરીકે મારે તે સંભાળવું જોઇએ."

"જાલિમસિંહ, જેઓ મને મરાઠા અને મોગલો જેવો સમજે છે તેઓને હું મારા કટ્ટા શત્રુ સમજું છું. તેમનું કહેવું કબૂલ કરતો નથી. જાઓ, તમને અધિકારભ્રષ્ટ કરૂં છું. તમે હવે શું કરી શકો છો તે હું જોઈ લઈશ."

"રાજાજી," જાલિમસિંહ મૃદુ સ્વરે બોલ્યોઃ "આ અવિચારી હુકમ છે. કંપની સરકારની મને એટલી બધી ઓથ છે કે, તમારો એ હુકમ તમને પાછો ખેંચી લેવો પડશે અને નહીં માનો તો તમારા અન્ય ભાઇને કોટાનું રાજ્યાસન મળશે. વાત વધી જતાં પહેલાં વેણ પાછાં વાળો."

"છોડેલું બાણ પાછું ખેંચાય નહીં. બોલેલો બોલ પાછો ગળાય નહીં." કિશોરસિંહ બોલ્યોઃ "જાલિમસિંહ, હું અને તમે કોટામાં એક સાથે નહીં રહી શકીએ. મારે રહેવું છે. તમારે જવું જ જોઇશે."

રાજા અને દિવાન વચ્ચે હવે ખરેખરો ઝઘડો જામ્યો. પરસ્પર એક બીજા તરફ ઘૃણાની દૃષ્ટિથી જોતા તેઓ ત્યાં ચૂપકીદી ધારણ કરીને ઉભા રહ્યા. એવામાં એ મકાનના દ્વારમાં આવીને કોઇક વ્યક્તિ ઉભી રહી. એણે ઉંબરો ઓળંગ્યો અને દેહ તે એની સમિપ આવીને કહ્યું: " જાલિમસિંહજી ! "

બન્નેની નજર તેના તરફ ગઇ. તેઓએ જોયું કે, તે મોહનસિંહ હતો ! જાલિમસિંહ તેને કાંઇક કહેવા જતો હતો, તેને અટકાવીને મોહનસિંહ બોલ્યો: " કોટાના મહેન્દ્રના સત્તાવાર કેદી આપ ન થના હો તો બિન સત્તાવાર કેદી થયા સિવાય છૂટકો નથી. જુઓ, આ વસ્તુ શી છે ? "

જાલિમસિંહે જોયું કે, તેના હાથમાં એક તમંચો હતો !

મોહનસિંહ બોલ્યો: " તમારે આ વસ્તુના કેદી થવું પડશે. એક ચકાર શબ્દ પણ મોઢામાંથી કાઢશો તો આ વસ્તુ બોલશે ! તમે જાણો છો કે, એ બોલે ત્યારે બોતેર કુળ બોળે ! "

" શું તમે મને લફંગાઇથી હેરાન કરવા માગો છો ? " જાલિમસિંહે પૂછ્યું.

" ચૂપ ! એક પણ શબ્દ ન બોલશો. " એમ કહી મોહનસિંહે તમંચો બરાબર જાલિમસિંહની છાતી સરસો ધર્યો, બાદ બૂમ મારી: " જુવાનસિંહ ! "

ગજસિંહનો સાથીદાર જુવાનસિંહ તે ખંડમાં આવ્યો. એને મોહનસિંહે કહ્યું: " આ વૃદ્ધ ગૃહસ્થને વાયુપ્રકોપ થઇ ગયો છે! એમના મોઢાં વાટે વાયુ ન નીકળે તેમ કર. એમના શરીરને પણ ત્રાસ ન પહોંચ તેવી રીતની વ્યવસ્થા કર. "

જુવાનસિંહે સ્ફુર્તિથી જાલિમસિંહને મોઢે એક રૂમાલ બાંધી દીધો અને એના હાથ પગ દોરડાના બંધથી જકડી લીધા.

મોહનસિંહે તમંચો દૂર કરીને જાલિમસિંહને કહ્યું: " તમારો અમાત્ય જ્યાં ગયો છે ત્યાં અમે જઇએ છીએ. તમે તો અહીંથી આવી શકશો નહીં તેથી અમને દિલગીરી થાય છે; પણ તમારા નૃપેન્દ્રની



" તમે જાણો છો કે આ વસ્તુ બોલે ત્યારે બોતેર કુળ બોળે. "

સામે તમારે હવે બોલવું પડશે નહીં એટલું આશ્વાસન લેજો અને તમારી દાસીના પુત્ર ગોરધનના આત્માની શાન્તિ માટે પ્રભુપ્રાર્થના કર્યા કરજો!" મોહનસિંહ હવે કિશોરસિંહ તરફ જોઈ બોલ્યો: "ચાલો, મહારાવ, વખત બહુ કીમતી છે."

તેઓ બન્ને જણ ત્યાંથી વિદાય થયા: એટલે જુવાનસિંહ તે મકાનનું બારણું અંદરથી બંધ કરી જાલિમસિંહની સામે બેઠો.

જુવાનસિંહ દિલ્હીમાં કેવી રીતે આવી પહોંચ્યો અને મોહનસિંહ તથા કિશોરસિંહનો મેળાપ ત્યાં તેને કેવી રીતે થયો એનો ખુલાસો અમારા વાચકવૃન્દની જાણ માટે કરવો જરૂરી જણાય છે.

પરિચ્છેદ ૨૨માં જણાવ્યા પ્રમાણે ઝાલરાપટ્ટણમાંથી ગજસિંહે જુવાનસિંહને ત્રણ કામ સોંપી વિદાય કર્યો હતો: [૧] સિમાડામાં થોભેલા બાવાઓને ઝાલરાપટ્ટણમાં મોકલવા, [૨] એક સ્વારને મઠમાં મોકલી પાંચ હજાર તીરંદાજોની મદદ મંગાવવી; [૩] ગોવર્દ્ધનસિંહનો પત્ર જાલિમસિંહને પહોંચાડવો.

આ ત્રણમાંથી પહેલું કામ પતવીને તે જાતેજ મઠ તરફ વિદાય થયો હતો. ત્યાં પહોંચતાં તેના જાણવામાં આવ્યું કે, મોહનસિંહ અને કિશોરસિંહ જાલિમસિંહની કાંઇક શકમંદ હીલચાલ ઉપરથી દિલ્હી ખાતે એજંટને મળવા ગયા છે, એટલે જુવાનસિંહે ગજસિંહની સૂચના મુજબ પાંચ હઝાર તીરંદાજોને ઝાલરાપટ્ટણ તરફ વિદાય કરાવ્યા અને તે બાદ જાલિમને પત્ર આપતા પહેલાં મોહનસિંહની સલાહ લેવા માટે દિલ્હી તરફ પ્રયાણ કર્યું. તે એજંટના મુકામ આગળ પહોંચ્યો ત્યારે તેનો મેળાપ મોહનસિંહ અને કિશોરસિંહ સાથે થયો.

પરિચ્છેદ ૧૧ માં જણાવ્યું છે તેમ, કિશોરસિંહ સ્વામી અચલાનંદના મઠમાં આરતિના સમયનું પવિત્ર વાતાવરણ નિહાળીને છક્ક થઇ ગયો હતો. એ આરતિ થઈ રહ્યા પછી મઠના અખાડામાં મઠવાસીઓની મર્દાની ભરેલી રમતગમત નિહાળવા તેને લઈ જવામાં આવ્યો. એ રમત ચાલુ હતી તે દરમ્યાન એક દૂતે આવીને મોહનસિંહને ખબર આપી કે, કોઈ અજાણ્યા ઘોડેસ્વારો રાસવનની આસપાસ અત્યાર સુધીમાં ત્રણચાર વખત આંટાફેરા મારી ગયા છે. સૌથી પ્રથમ તેઓ બપોરે આપની અને મહારાવની પાછળ આવ્યા હતા; પરંતુ તીરંદાજોએ રોકયાથી તેઓ ચાલ્યા ગયા હતા. ફરીથી તેઓ એકાદ કલાકને અંતરે દેખાયા હતા અને પાછા તેમને રોકવામાં આવ્યા હતા. હવે પુનઃ તેઓ આવ્યા છે. એના એ જ માણસો હોવાથી તેઓ કોણ છે, તે જાણવા માટે તીરંદાજોએ પ્રપંચ રચ્યો છે; અને જાણે તેઓ મિત્રો હોય તેમ તેમની સાથે વર્તીને વાતોએ વળગાડયા છે. મોહનસિંહ આ સાંભળીને ત્યાંથી ઉઠયો. મઠ બહાર આવીને તેણે તપાસ કરી કે, તેઓ કોણ છે? તે તેઓને તરતજ પિછાની ગયો. તેઓ કોટાના સૈનિકો હતા. તે કશુંજ બોલ્યા વિના મઠમાં પાછો ગયો અને કિશોરસિંહને બોલાવી લાવ્યો. મઠની અંદર રહીને કિલ્લાની દિવાલના એક મોટા કાંણામાંથી તેણે તેને તે સૈનિકો બતાવ્યા. કિશોરસિંહે પોતાના ભાઇ વિષણુસિંહને તેમાં દીઠો! દૂતે જે ખબર તેના સંબંધમાં કહી તેથી મોહનસિંહે તેને વાકેફ કરતાં તેણે અભિપ્રાય આપ્યો કે—"ભાઇની પાછળ ભાઇને જાસુસ તરીકે મૂકવામાં આવ્યો છે! એ કૃત્ય કરનાર કરનાર જાલિમસિંહ જ છે!"

મોહનસિંહે પોતાના માણસોને હુકમ આપી દીધો કે,—'એ બધાને હવે ખાસ ચેતવણી આપીને રાસવન બહાર કાઢી મૂકો કે, ફરીથી તેઓ આ તરફ પગલાં માંડશે તો ખબર આપ્યા વિના તીરોનો મારો ચલાવીને તેમનાં મોત નીપજાવવામાં આવશે.'

એ મુજબ વિષણુસિંહ અને તેના માણસોને કાઢી મૂકવામાં આવ્યાં. અખાડામાંની રમતો પૂરી થઈ ત્યારે કિશોરસિંહે પોતાના રાજ્યમાં જવા રજા માગી. મોહનસિંહે સૂચવ્યું કે—'જાલિમસિંહના પ્રપંચોથી બરાબર વાકેફ થવા માટે આપ એક બે દિન રાજ્યમાંથી ગેરહાજર રહી અહીં તહી ફરી તપાસ કરી જુઓ તો ઘણું સારૂં. કિશોરસિંહનું હૃદય, જાલિમસિંહ સામે હવે સંતપ્ત બની ચૂકયું હોવાથી તેણે એ આજ્ઞા ઝીલી લીધી.

ફરતાં ફરતાં મોહનસિંહ રસભરી અનેક વાતો કહેતો હતો અને કિશોરસિંહને ચકિત કરતો હતો. એ દરમ્યાન તેઓના ઘોડા ચંબલ નદી તરફ જઇ પહોંચ્યા અને ત્યાંના કાંઠા ઉપરથી તે બન્નેએ હોલ્કર અને જાલિમસિંહનું મિલન નિહાળ્યું. પોતે જાણે કશું જાણતા નથી તેમ તેઓ ત્યાંથી દૂર થઈ છૂપાઇ રહ્યા અને એ સ્થિતિમાં તેમણે માધુસેન અને અવન્તિસેન હોલ્કરને સોંપાયાનો બનાવ નજરે નિહાળ્યો.

કિશોરસિંહનો મિજાજ હાથથી ગયો. શાન્ત માણસ જ્યારે મિજાજ ખુવે છે ત્યારે તે ક્ષણિક નથી હોતો. વર્ષો સુધી તેણે જાલિમની પરવશતા સહન કરી હતી. હવે એમાંથી મુક્ત થવા તેણે દઢ નિશ્ચય કરી લીધો હતો અને તેથી તે ખુલ્લો પડવા તૈયાર થયો; પણ મોહનસિંહે તેને રોકીને શાન્ત કર્યો. કિશોરસિંહ સાથે તે મઠમાં પાછો આવ્યો. ત્યાં તે બન્નેના જાણવામાં આવ્યું કે, કર્નલ મેન્સનને સ્વામી મહારાજે આશ્રય આપ્યો છે. કર્નલ સાથે તેઓએ વાતચીત કરીને તેની વિતક જાણી લીધી. તે દરમ્યાન કિશોરસિંહને ઉર્મિ સ્ફુરી કે દિલ્હી જઇ બ્રિટિશ–એજંટને મળીને જાલિમસિંહનો કાંટો ઉખેડવા કોશિષ કરવી જોઈએ. તેણે આ વિચાર મોહનસિંહને દર્શાવ્યો. માનવ–પ્રકૃતિથી સંપૂર્ણ રીતે વાકેફગાર મોહનસિંહે કિશોરસિંહના આ યત્નને દાબી નહીં દેવા ઠરાવ્યું. જાલિમસિંહ સામેનો તેનો પ્રકોપ દિલ્હી જવાથી જાગ્રત રહે છે. એવું જોઇને ,તેણે તે સૂચના પસંદ કરી. પણ કિશોરસિંહને વિનતિ કરી કે–મને તમારી સાથે રાખો; એકલા ન જશો. મોહનસિંહ પ્રત્યે કિશોરસિંહને ઘણોજ પક્ષપાત થઈ ગયો હોવાથી તેણે હા પાડી. બન્ને જણ તરતજ મારતે ઘોડે દિલ્હી જવા ઉપડયા. ત્યાં તેઓ સર જોન માલ્કમને મળ્યા; આખીયે વસ્તુસ્થિતિ તેને સમજાવી અને જાલિમસિંહ કોટામાં જોઈએ જ નહી, એવું જણાવ્યું. એ પક્કા અમલદારે બન્નેને મિઠ્ઠી રીતે સમજાવીને પોતાનાથી બનતું કરવા વચન આપ્યું. મોહનસિંહ તો સમજી ગયો કે–એજંટે કશું બંધન સ્વીકાર્યું નથી; કદાચ આ તલમાંથી તેલ નીકળે અથવા ન પણ નીકળે! એકજ મુલાકાતથી બધું પતી જાય નહી, તેથી વધુ મુલાકાતો લેવી, એવું ઠરાવીને તેણે દિલ્હીમાં મુકામ રાખવા ઠરાવ્યું.

તે અને કિશોરસિંહ દિલ્હીમાં ફરતા હતા, તે દરમ્યાન તેઓએ જાલિમસિંહ અને રાધાકિશનને દીઠા. એ બન્ને એજંટ પાસે ગયા એવું પણ તેમણે જોયું. એ મુલાકાત પછી તે બે પાછા ફર્યા કે, તરતજ આ બન્નેએ ફરીથી એજંટની મુલાકાત લીધી. એ મુલાકાત કાંઇક ફળી. જાલિમસિંહના પુત્ર ગોરધનને દેશપાર કરવાનું ઠર્યું છે એમ એજંટે ખબર આપી અને કિશોરસિંહને આશ્વાસન દીધું કે–ખટપટી માણસ તે હતો. તેની ફાંસ નીકળી ગઈ એટલે તમે જાલિમસિંહ પર વિશ્વાસ રાખી શકશો અને તેને કાયમને માટે રાજપ્રતિનિધિ નીમવા ઉપરાંત તેના મોટા છોકરા મધુસિંહને રાજપ્રતિનિધિ ઠરાવવામાં મદદગાર થશો. મોહનસિંહે ચાલાકીથી કિશોરસિંહને અંતિમ અભિપ્રાય આપતાં અટકાવી વિચાર કરવા ઉપર એ બાબત મુલતવી રખાવી અને એજંટ પાસેથી વિદાય લીધી.

તેઓ એજંટના મુકામ પરથી પાછા ફરતા હતા તેવામાં જુવાનસિંહનો તેમને મેળાપ થયો. જુવાનસિંહે પોતાના આગમનનું કારણ જણાવ્યું અને ઝાલરાપટ્ટણમાં ગોરધનની કેવી ફજેતી થઇ છે તેનું ટૂંકમાં બ્યાન કર્યું. આ ઉપરથી તેઓએ કેવી યુકિતથી જાલિમસિંહ સહિત વાતચીત કરી એ વિષેની વિગત પરિચ્છેદ ૨૭ માં આવી ગઇ છે.

રાધાકિશનને દિલ્હીના રસ્તામાં એકલો જતો જોઇને કિશોરસિંહે તથા મોહનસિંહે રોકીને પૂછપરછ કરી. આ મુત્સદ્દી બ્રાહ્મણે ઉગતા સૂર્યને નમસ્કાર કરવાનું ડહાપણ વાપરીને જાલિમ વિરૂદ્ધ થોડીક બાતમી આપી. પરિણામે તેઓ જાણી ગયા કે–હોલ્કરને વધુ લાંચ આપીને માધુસેન અને અવન્તિસેનનું નિકંદન કરવાની પ્રવૃત્તિ જાલિમસિંહે કરી છે!

રાધાકિશનને મોહનસિંહે સમજાવ્યો કે,–તારૂં ભલું ઇચ્છતો હોય તો મહારાવને નાખુશ ન કરીશ. જાલિમ પછીનું દિવાનપદ તને જોઈતું હોય તો હોલ્કર પાસે જવામા ઢીલ કરજે અને અમને તેની સમક્ષ પહેલા જવા દેજે. રાધાકિશને તેને મોઢે તો આ બાબતની સંમતિ આપી હતી.



## પરિચ્છેદ ૨૫ :
## મુકુન્દરાની ખીણ આગળ.

કિશોરસિંહ અને મોહનસિંહ દિલ્હીમાં અમાત્ય રાધાકિશનને હોલ્કર પાસે જવામાં ઢીલ કરવા કહીને તાબડતોબ મઠમાં જઈ પહોંચ્યા. હોલ્કરની છાવણીમાં જઈને માધુસેન અને અવન્તિસેનને છોડાવી લાવવા કે નહીં એ વિષે તેઓએ સ્વામી મહારાજની સાથે મસલત કરી. કર્નલ મેન્સન હજી તે મઠમાં જ હતો. તેણે જણાવ્યું કે: "મારો ઇરાદો હોલ્કરના લશ્કરને બરાબર નિહાળવાનો છે. મને જે સખ્ત આઘાત તેણે લગાડયો છે, તે હું કદાપિ ભૂલી જઇ શકું નહીં. એક ભારેમાં ભારે લડાઈ થશે તો ભલે; પણ 'આ પાર કે પેલે પાર' એવો મારો નિશ્ચય છે."

સ્વામી મહારાજે કર્નલનો નિશ્ચય જાણીને મોહનસિંહને હોલ્કરની છાવણીમાં જવા રજા આપી. પરિણામે મોહનસિંહે કિશોરસિંહ અને કર્નલ સાથે પિંઢારાઓ તરીકે વેષ પલ્ટીને હોલ્કરની છાવણી તરફ પ્રયાણ કર્યું. તેઓના ત્રણેના દિદાર વિચિત્ર પ્રકારના હતા. મેલાં અને કયાંકથી ફાટેલાં કપડાં તેમણે અર્ધનગ્ન હાલતમાં પહેર્યા હતાં. તેમના ચહેરા લગભગ કાળા અને માથાના વાળ ધૂળ અને રજકણથી ખરડાયલા હતા. કર્નલ ઓળખાઇ જાય નહીં માટે તેને ખોટી અને ટૂંકી કાળી દાઢી પહેરાવવામાં આવી હતી. તેને માથે ફાળીઉં વીંટાળવામાં આવ્યું હતું. મોહનસિંહ અને કિશોરસિંહે માથાપર કપડાના ટૂંકા કકડાઓ બાંધ્યા હતા. તેઓના ત્રણેના પગમાં ફાટેલાતુટેલા જુના જોડા હતા અને ક.. તીરોનાં ભાથા તથા કામઠાં હતાં.

હોલ્કરની છાવણી કોટા અને નીમચ વચ્ચે મુકુન્દરાની ખીણ આગળ હતી. આ ખીણ એક ભયંકર ખીણ હતી. કિશોરસિંહ અને મોહનસિંહે કર્નલના કહેવાથી જાણ્યું હતું કે-એજ ભયાનક ખીણ આગળ હોલ્કરને અને તેના સૈન્યને ખૂનખાર લડાઈ થઈ હતી. માર્ગમાં જતાં જતાં તેઓએ જોયું કે-અસંખ્ય મડદાં રસ્તામાં અથડાતાં પડયાં હતાં. એમાં કેટલાંક પિંઢારાઓનાં હતાં અને કેટલાંક કર્નલના લશ્કરનાં હતાં. એ મરેલાં માણસોની આસપાસ ગીધ, કાગડા કે શિયાળવાં ભમતાં નહતાં પરંતુ અર્ધ નગ્ન હાલતના માણસો ભમતા હતા. તેઓ તે શબોનાં પોષાક તપાસતા હતા; તેમનાં શરીર તપાસતા હતા અને ઘરેણાં કે નાણાં જે કાંઇ હાથ આવે તે લઇ લેતા હતા. એવા બે-ચાર માણસો ત્યાં નહતા પરં કેટલીયે સંખ્યામાં હતા. એક શબ પાસેથી આ ત્રણ જણ પસાર થતા હતા તેઓને જોઇને એક માણસે મરાઠી ભાષામાં પૂછ્યું: "કેમ બેફીકરાઇથી ચાલ્યા જાઓ છો ? કાંઈ ખૂબ મલીદો એકઠો કરી લીધો કે શું ?" કિશોરસિંહને એ સાંભળીને તે માણસ ઉપર તિરસ્કાર આવ્યો. તે તેનું કહેવું પૂરેપૂરૂં સમજ્યો નહીં પરંતુ અર્ધું સમજ્યો અને મરેલાને લૂંટનાર તરીકેની ઉપમા પોતાને મળે છે એમ જોઇને તેણે ભવાં ચઢાવ્યાં. તે કાંઇ સામો ઉત્તર દેવા જતો હતો

એવામાં મોહનસિંહે તેના મુખ ઉપરના ભાવ જોઇને તરત જ કોઈ ધાંધલ થતું અટકાવવા હાજરજવાબી વાપરીને પેલા માણસને જવાબ દીધોઃ "ના રે, ભાઇ, અમારૂં મન મલીદો એકઠો કરવા જેવું ખુશખુશાલ નથી. અમારા બે ત્રણ સગાઓ આ લડાઇમાં ખપી ગયા છે તેથી અમે તો ઉદ્વેગમાં છીએ."

નફ્ફટાઈથી ખડખડાટ હસતો તે માણસ બોલ્યોઃ "જાઓ, રે, મારા ભાઇ, એમ ઉદ્વેગ કરતા રહેવાય ખરૂં કે? મારો ૧૭ વર્ષનો દીકરો પેલો ત્યાં મરેલો પડયો છે! પણ એની પાછળ હું શું જવાનો હતો? શા માટે આપણને જે મળે તે ન લઇએ? તમારા જેવા મૂર્ખ તો મેં કોઈ દીઠા નહીં. તમે પિંઢારા નહીં હો; ખૂણે બેસીને રડનારા જ હશો!"

કિશોરસિંહ એ માણસને રખેને કાંઈ ગરમ ઉત્તર આપે એ બ્હીકથી મોહનસિંહ તેનો હાથ ઝાલીને તેને આગળ ને આગળ ખેંચી ગયો. કર્નલે મોહનસિંહને આ બાબત શી હતી, તે વિષે અંગ્રેજીમાં પ્રશ્ન કર્યો. મોહનસિંહે તેને જણાવ્યું કે–" ખૂન-લૂંટફાટ અને પિશાચવૃત્તિમાં દિનરાત રચ્યાપચ્યા રહેનારાઓની પ્રકૃતિનો આ એક પ્રાથમિક નાનો શો પરિચય હતો. એ માણસનો પુત્ર લડાઇમાં મરી ગયો હોવા છતાં એના કઠોર હૈયામાં કાંઇજ લાગણી ઉત્પન્ન થઈ નહીં અને થોડે દૂર પડેલા એના શબનું જાણે અસ્તિત્વ જ નથી એમ ગણી લઈને તેણે બીજાં શબોના શરીર પરથી નાણાં, ઘરેણાં ઇત્યાદિ લૂંટી લીધાં! આના કરતાં વધુ ઘૃણા ઉપજાવનાર વૃત્તિ બીજી કઈ હોઈ શકે? કર્નલ, આપણે એની સાથે કે એના સંઘ સાથે અત્યારે લઢવા આવ્યા નથી. અને કિશોરસિંહજી! તમને હું ખાસ વિનતિ કરૂં છું, કે, જાણે તમારૂં અંતઃકરણ તમે ઘેર મૂકી આવ્યા હો, એવી રીતે જ અત્રે વર્ત્તજો. કાનથી સાંભળો તેનો પ્રતિઉત્તર મ્હોંથી વાળવાની જરાકે જરૂર વિચારશો નહીં. આંખથી કાંઈ એવા ખરાબમાં ખરાબ બનાવ જુઓ કે જેથી હૈયું વલોવાઇ જાય તોપણ જડ પૂતળા જેવા હો એમ વર્ત્તશો. જો આ સર્વસામાન્ય સૂચના ઉપર દુર્લક્ષ કરશો તો આપણી ત્રણેની જિંદગી જોખમમાં આવી પડશે એ ભૂલશો નહીં."

કર્નલે તેના અભિપ્રાયને ટેકો આપ્યો અને જણાવ્યુંઃ "હા. એમ કરવું જ જોઇશે. હવે પછીની પળો સંયમવૃત્તિની ખરેખરી કસોટીની આવે છે—"

એનું વાક્ય એના મ્હોંમાં રહ્યું અને પાછળથી કોલાહલ સંભળાયો. ત્રણેએ પાછું વાળીને જોયું તો, પિંઢારાઓનું એક ટોળું કીકીઆરીઓ પાડતું આવતું જણાયું. "ચૂપચાપ રંગ નિહાળ્યા કરજો" એવી સૂચના ફરીથી ધીમે સ્વરે આપીને મોહનસિંહ ચિકિત્સા જોવા લાગ્યો. એ ટોળુ જ્યારે તેમની નજદીક થઇને ગયું ત્યારે તેમણે જોયું કે,— એક માણસને, એક સ્ત્રીને અને એક બાળકને ઉપરાઉપરી કોરડાઓ લગાવતા તે માણસો લઇ જતા હતા. માર પડવાથી દુઃખ થતાં પેલાં બિચારાં ચીસો પાડતાં ત્યારે પિંઢારાઓ કીકીઆરી કરતા! જેઓને માર પડતો હતો તેઓના દિદાર દયાર્દ્ર બની ગયા હતા. તેઓના શરીર પર ઉઝરડાઓ પડેલા દેખાતા હતા. તેમનાં કપડાંનું કશું ઠેકાણું ન હતું. તેમની ચામડી-માંથી લોહીની ધારાઓ વહેતી હતી. તેઓ ચાલતે ચાલતે લથડીઆં ખાતાં હતાં તોપણ ક્રૂરતાથી તેઓને માર મારવામાં આવતો હતો. ત્રણે જણ તે નિહાળીને કંપી ઉઠયા; પરંતુ મોહનસિંહે આડુ જોઈ નાકે આંગળી અરકાડીને પોતાના સાથીદારોને ચૂપ રહેવા ઇશારત કર્યાથી એ ક્રૂર આતતાયીઓનાં કામમાં તેઓએ વિક્ષેપ નાંખ્યો નહીં.

તેઓ પસાર થઈ ગયા પછી કિશોરસિંહ બોલ્યોઃ "આવી હેવાનિયત!"

"મિત્ર! એ તો 'પાશેરામાં પહેલી પૂણી' જેવો દેખાવ તમે જોયો," મોહનસિંહે કહ્યું: "આથી પણ વધુ રાક્ષસી કૃત્યો, તમારામાં હિમ્મત હોય તો, તમને જોવાનાં મળશે."

"રજપૂત એવાં કૃત્ય ન જોઇ શકે. કાં તો તે અટકાવે અથવા તે અટકાવવા ખાતર પોતાનો પ્રાણ પણ આપે." કિશોરસિંહે કહ્યું.

"તમારી એ લાગણી માટે હું તમને ધન્યવાદ આપું છું," મોહનસિંહ બોલ્યો: "પણ ન ધારશો કે એવી લાગણી મારામાં નથી. છતાં શા માટે આપણે લાગણીશૂન્ય બનીને આ વેષપલટો કર્યો છે? એટલા જ માટે કે નજરોનજર તેમના ગુન્હાનો પુરાવો જોવો."



ચૂપચાપ તેમની પ્રવૃત્તિ જોતા ચાલ્યા.

"બરાબર છે," કર્નલે કહ્યું: "મેં સાંભળ્યું છે કે, એમની સંખ્યા અથાગ છે, એમનાં હૈયાં વજ્ર જેવાં છે, મોતથી તેઓ ડરતા નથી અને હેવાનિયતમાં પછાત પડતા નથી. રણસંગ્રામમાં મારે આ સ્થળે જ તેમની સાથે મુકાબલો થઇ ચૂક્યો અને તે ઉપરથી હું અંદાજ કરું છું કે ઓછામાં ઓછું એક લાખ માણસોનું સૈન્ય તેમની સાથે લઢવા માટે તૈયાર રાખવું જોઇએ."

"એ ક્યાં છે?" મોહનસિંહે સવાલ કર્યો.

"અમે અંગ્રેજો એકલા જ એમને પૂરા પડી શકીએ એમ હું નથી માનતો; બીજાઓની મદદ જોઇએ. હું ધારું છું કે,– જો આખું રજપૂતાના અમોને સંપૂર્ણ મદદ કરે તો જરૂર ફતેહ મળે." કર્નલે કહ્યું.

"સાંભળો, નરેન્દ્ર!" મોહનસિંહે કહ્યું: "તમારે આખું રજપૂતાના જાગૃત કરવાનું છે. એ કાર્ય માટે તમારે ખૂબ નાણાંનો ભોગ આપવો પડશે પણ એ પહેલાં તમારાં નાણાં કેવી રીતે અને કોને આપવામાં ખર્ચાઇ રહ્યાં છે તેનો નજરોનજર પુરાવો તો જોશો ને? એ જોવાનો સંયમ ન હોય, તો ચાલો પાછા ફરીએ. કલ્પનાથી બધો ખ્યાલ કરી લેજો અને તૈયારી કરી રહો, એટલે આક્રમણ કરજો. નાણાં ન હોય અને માણસો પણ ન મળે, તો પછી લાચારી અનુભવજો!"

"પાછા ફરવાની વાત જ ન કરશો," કર્નલે કહ્યું: "આપણે અત્યારે કોઇ પરાક્રમી જાતિના નથી આપણે તો પિંઢારા છીએ!" તેણે આમ કહીને સ્મિત કર્યું.

"બેશક, દંભી પિંઢારા!" મોહનસિંહે પણ હસીને કહ્યું: "અહીં છીએ ત્યાં સુધી દંભ ચાલુ રાખવોજ પડશે! અહીંથી વિદાય થયા પછી કર્તવ્ય-માર્ગેજ વિચરવું જોઇશે."

"હું કેવળ લાગણીથી દોરવાઈ ગયો," કિશોરસિંહે કહ્યું: "આપણું તાત્કાલિક કર્તવ્ય પણ વિસરી ગયો. ચાલો, સંયમ અને ધૈર્યથી એમનાં કામ આપણે નિહાળીશું."

તેઓ ત્રણે આગળ ચાલ્યા. ખીણનો પ્રદેશ આવતાં તો તેઓને ઘણી જુદી જુદી પિંઢારા-ટોળીઓ છુટી છવાઇ વિખરાયલી પડેલી દેખાઇ. ચૂપચાપ તેઓ તેમની પ્રવૃત્તિઓ જોતા જોતા ચાલ્યા ત્યારે તેમને ચોખ્ખો અનુભવ થયો કે તે ભૂમિ ખરેખર નરકભૂમિ બની ગઇ છે! અને તેમાં માનવ નહીં; પણ દાનવનો વાસ છે! તેઓએ જોયું કે ઉચ્ચ જાતિના લોકોને આ પિંઢારાઓ આસપાસનાં ગામોમાંથી તે ખીણ-પ્રદેશમાં લાવ્યા હતા; અને જે હેવાનિયત તેમણે માર્ગમાં જોઇ હતી તેથી પણ વધુ હેવાનિયતના દાખલા તેમણે જોયા. જુદી જુદી ટોળીઓ જુદી જુદી રીતે લોકોને રંજાડતી હતી. કોઇક સ્થળે

૨૫-૩૦ માણસોને ઉંધે માથે લટકાવીને મોઢે મરચાં અને ગરમ રાખોડીના તોબરા બાંધવામાં આવતા. તેઓને ઉંધે માથે લટકાવવાની રીત એવી હતી કે બે ઉભા વાંસ ૬૦-૭૦ વારને અંતરે જમીનમાં દાટવામાં આવતા અને તેમની ઉપર એક આડો મજબુત વાંસ બાંધવામાં આવતો. એ આડા વાંસ ઉપર હારદોર જાણે કપડાં લટકાવ્યાં હોય તેમ બિચારા લોકોને ઉંધે માથે લટકાવી તેમના હાથ પગ દોરડાંથી બાંધવામાં આવતા.

કોઈક સ્થળે લોકોની પીઠ ખુલ્લી કરવામાં આવતી અને ઝાડનાં થડીઆં સાથે બાંધીને મીણ પાયેલા દોરડાથી તેમને માર મારતા.

એક ટોળાની હેવાનિયત જોઇને તો કર્નલ અને કિશોરસિંહ તદ્દન આભા બની ગયા. જાણે ઉભાં લાકડાં ખડકયાં હોય અને તે ભડભડ બળતાં હોય તેમ ૧૦-૧૫ ચેહ તેઓએ સળગતી જોઈ. એમાંથી જે ભડકા નીકળતા હતા, તે વધારે ને વધારે પ્રજ્વલિત રાખવા માટે તેમાં તેલ રેડવામાં આવતું હતું!

"તેઓ આ શું કરે છે?" કર્નલે મોહનસિંહને પૂછ્યું.

"માણસોને ઉભા ને ઉભા બાળી મૂકે છે!" મોહનસિંહે કહ્યું: "લાકડાંનો ઉપયોગ કરવાની જરૂર રહે નહીં. તે માટે તેઓ સૌથી પ્રથમ ખૂબ તેલમાં ભીંજવેલાં કપડાં લોકોને પહેરાવે છે અથવા તેમના ઉપર તેલ રેડે છે અને પછી દીવાસળી ચાંપીને સળગાવી દે છે! જુઓ, બે માણસોને હમણાં જ લાવવામાં આવ્યા. તેમને કેવી રીતે તેઓ રંજાડે છે એ નિહાળો!"

કર્નલ અને કિશોરસિંહ એ દેખાવ જોવા લાગ્યા. એ બે માણસો વેપારી જેવા દેખાતા હતા. તેઓને પિંઢારાની ટોળી સમક્ષ ઉભા રાખવામાં આવ્યા અને પછી તેમની સાથે વાતચીત કરવામાં આવી.

એક પિંઢારાએ પૂછ્યું: "કેમ, શેઠીઆઓ! તમારૂં ધન તમે કયાં દાટયું છે તે બતાવવું છે કે નહીં?"

"મારી પાસે તો રાતી બદામ પણ નથી. ઉલટું હું તો મારા ગામમાં દેવાદાર છું." તેઓમાંના એકે જવાબ દીધો.

"જુઠું બોલો છો?" પિંઢારાએ પૂછ્યું: "તમારી હવેલી કાંઇ નાણાં વિના બંધાઇ હશે? તમારા કુટુંબમાં દશ-વીસ માણસો તો અમે નજરે જોયાં અને તમારા દેખતાં અમારે ન છૂટકે તેમને સ્વર્ગે મોકલવા પડયાં! એ બધાંને શું તમે નાણાં વિના પોષતા હતા? વળી તમારી હવેલી નીચે તમારી પેઢીમાં જે ચોપડા હતા તે અમે તપાસ્યા તો તેમાં હજારોની રકમોની ઉથલપાથલના હિસાબો જોયા! શું એ બધું ખોટું તુત હતું?"

"પણ બાપુ, એ તો ઘણા સાલના ચોપડા નહોતા—ગઇ સાલના હતા. આ સાલ તો હું ચાદર ઓઢીને બેઠો છું!" તે વેપારીએ જવાબ દીધો.



હારદોર કપડાં લટકાવ્યાં હોય તેમ લોકોને ઉંધે માથે લટકાવતા...

"બસ, એને માનવું જ નથી," પિંઢારાએ પોતાના સાથીદારોને કહ્યું: "એને ઉભો ને ઉભો

સળગાવી દો." બાદ બીજા વેપારીને તેણે કહ્યું: "કેમ તારો શો ઇરાદો છે? તારા મકાનમાં અમે ખાડા ખોદી જોયા, દિવાલો પણ તોડી જોઇ, છતાં કાંઈ નીકળ્યું નહી. એમ કેમ? લોકમાં તો તું માલદાર ગણાય છે!"

"ભાઈ, લોક તો વેર લેવા ગમે તેમ કહે, પણ મારી ગત હું જાણું ને? જન્મારામાં કદી હું માલદાર થયો નથી." વેપારીએ જવાબ દીધો.

"એની પણ એજ અવદશા કરો." પિંઢારાએ ફરમાવી દીધું.

તરતજ તેના સાથીદારોએ બન્નેના શરીરે દોરડાંના બંધ બાંધી દીધા. તેઓને મોંઢે કપડાંના કટકા બાંધ્યા. બાદ લોઢાના બે જાડા શળીઆ લાવીને જમીનમાં દાટી-દીધા અને તેમની સાથે આ બન્નેને બાંધ્યા. તેમના શરીરપર તેલની ધાર કરવામાં આવી. જ્યારે તેમનાં કપડાં ખૂબ ભીંજાઇ ગયાં ત્યારે દીવાસળી ચાંપી દેવામાં આવી. જ્યાં ભડ ભડ ભડકા થયા કે, આ હેવાનો તેમની આસપાસ ગોળ કુંડાળું વળીને નાચવા-કુદવા લાગ્યા!

મોહનસિંહે પોતાના બે સાથીદારોના હાથ ખેંચીને આગળ પ્રયાણ કર્યું. જરાક દૂર જતાં તેઓના જોવામાં આવ્યું કે-જે માણસ, સ્ત્રી અને બાળકને માર્ગમાં મારતાં મારતાં લઇ જવાતાં તેમણે જોયાં હતાં, તેઓનાં શબ રસ્તામાં હાલહવાલ હાલતમાં રખડતાં હતાં! આગળ ચાલતાં એક ઝાડને થડીએ એક માણસને અવળા હાથે બાંધેલો તેઓએ દીઠો. મોહનસિંહે તેને પૂછ્યું: "કેમ ભાઈ, હજી તું સાજો સમો કેમ રહ્યો છે?"

"મરણ કરતાંયે મારી બૂરી દશા કરી મૂકવામાં આવી છે!" તે માણસે કહ્યું.

મોહનસિંહે તેને આશ્વાસન આપી પોતાનાથી ભય નહી પામવા જણાવ્યું અને તેની હકીકત કહેવા તેને ભલામણ કરી. તે માણસ બોલ્યો: "હું નજદીકના એક ગામમાં લક્ષાધિપતિ હતો. છએક મહિના બાદ આ પિંઢારાઓ મારા ગામમાં આવ્યા ત્યારે તેમને મેં સારી રકમ આપીને વિદાય કર્યા પણ પછી તો તેઓ પેંધા પડયા! મિઠાઈ પરથી માખીને ઉરાડીએ તોયે જેમ તે પાછી આવીને બેસે છે તેમ, થોડા થોડા વખતને અંતરે એ દુષ્ટોએ ધાડો પાડવા માંડી. છતાંયે કંઈ કરતાં તેઓને શાન્ત કરવા મેં ગામના લોકોને સમજાવીને તેમને ખંડણી જેવું આપવા માંડયું, એટલે તો તેઓ અમારે માથે ચઢી વાગ્યા! ગામમાં જ તેઓનાં માણસોનો પડયો ને પાધરો મુકામ રહ્યો. ચાહે તેમ તેઓ અમારી વસ્તીને હેરાન કરવા લાગ્યા. બાળબચ્ચાં કે સ્ત્રીઓની સલામતી જોખમમાં આવી પડી. અમે નિશ્ચય કર્યો કે હવે આ પાપીઓને કાંઇ આપવું નહી. અમે ના પાડી. પણ ના પાડીને રહીએ ક્યાં? તેઓએ રાક્ષસી વર્તન શરૂ કરી દીધાં. આજથી પાંચ દિવસ ઉપર તેઓએ અમારા ગામને બાળવા માંડયું. સાથે લાગાં તેઓએ તમામ ઘરો બાળ્યાં નહી. પરંતુ દરેક મકાન તપાસી તેમાંથી જે કાંઈ લુંટ મળે તે લઇ માણસો સાથે સળગાવી મૂકવા માંડયાં. અમોને ગામમાંથી બહાર જવા દીધા નહી. પરિણામે બહારની કાંઇ મદદ અમને મળી શકી નહી. આજ અમારું આખુંયે ગામ આ હેવાનો બાળી રહ્યા છે! નથી ત્યાં કોઇ માણસ; નથી ત્યાં કોઇ ઢોર ઢાંખર, નથી ત્યાં એકકે પંખી કે નથી ત્યાં એકકે આખું ખોરડું! બેદાન મેદાન અને ઉજ્જડ વેરાન! બળેલા કોલસા અને રાખોડી સિવાય તમે ત્યાં કશું દેખશો નહી. મારા ગામમાંથી મને એકલાને જીવતો રાખ્યો છે! મારા દેખતાં મારા ઘરને, ગામને, કુટુંબીઓને, ઇષ્ટ મિત્રોને અને ગામવાસીઓને તેઓએ જીવતાં બાળી મૂક્યાં અને ઉલ્ટું મને કહેવા માંડયું કે: 'તારે લીધે અમારે આમ કરવું પડયું છે. તને ખાવાનું આપીશું નહી અને ભૂખે-તરસે રિબાવીને મારી નાંખીશું.' આના કરતાં તો તેઓએ મને ગામ ભેગો બાળી મૂકયો હોત તો સારૂં થાત પણ... જાઓ, ભાઈ, તમે અહીંથી જતા રહો. મારી સાથે દિલસોજીથી વાત કરનારને પણ તેઓ હેરાન કરે છે,

અને એ તમારી પેઠે તેમનામાંનો કોઈ હોય છે તોપણ તેની શરમ રાખતા નથી." મોહનસિંહે આડું અવળું જોયું. પિંઢારાઓને આ માણસની પરવા પણ ન હતી. પરંતુ એની સાથે વાત કરવાથી વિપત્તિ આવી પડે તેમ હોવાથી તેણે વધુ વખત ત્યાં થોભવું સલામતી ભરેલું લેખ્યું નહીં.

કિશોરસિંહ સાથે આગળ જતાં જતાં મોહનસિંહે પેલા લક્ષાધિપતિને કહ્યું: "તારું દષ્ટાંત અમને માર્ગદર્શક થઇ પડશે. આતતાયીઓની આતશને જરાક પણ તૃપ્ત કરવામાં આવતાં આખરે તારા જેવી અવદશા થાય છે, એ અમે હવે બરાબર સમજ્યા."

તેઓ આગળ ચાલ્યા. એક રાવઠી નજદીક તેઓ આવ્યા ત્યારે તેમાંથી સંગીતના સૂર સંભળાવા લાગ્યા. મહારાષ્ટ્રીય ભાષામાં કોઈ સ્ત્રીના કોમળ સ્વર સિતારની સાથે ભળીને એ જગ્યાને આહલાદક બનાવી દેતા હતા.

"અહો ! અહીં વળી આ શું ?" કિશોરસિંહે પૂછ્યું.

"એ હોલ્કરની રાવઠી છે." મોહનસિંહ બોલ્યો: "તેની માનીતી તુલસીબાઇનું સંગીત આપણને સંભળાય છે."

"તુલસીબાઈ ?!" કર્નલે આશ્ચર્યથી પૂછ્યું: "મેં એ સ્ત્રીને લડાઇ દરમ્યાન જોઇ હતી. તે ઘોડેસ્વારી કરી જાણે છે, તલવાર ફેરવી જાણે છે અને તે ઉપરાંત તેને સંગીત-કલા પણ સાધ્ય છે કે શું ? તે કોઇ ભાવવાહી ગીત ગાય છે કે બિભત્સ ? તમે તેની ભાષા સમજી શકો છો ?"

"હા. એનું ગીત હું સમજી શકું છું," મોહનસિંહે કહ્યું. "વસંત ઋતુના રસકલ્લોલના ભાવ એમાં રહેલા છે. ઋતુઓમાં ઉત્તમ એવી વસંતમાં જગત આખાનો ભલેને પ્રલયકાર થઈ જાય પણ હે મમ પ્રિય ! હું અને તું કુદરતને ખોળે કોકિલાના ટહુકાર સાંભળતાં આમ્રવૃક્ષની નીચે સરિતાને કાંઠે બેઠાં બેઠાં રાત અને દિવસ આનંદમાં ગુજારીએ, એવો એ ગીતનો ભાવ છે."

"અને છતાંયે આ નરરાક્ષસોની વચ્ચેનું એવું રસિક જીવન!" કર્નલ મેલ્સન બોલ્યો: "માણસની ભાવનાઓ અને વહેવારમાં આવો ફરક છે ! હું કવિ નથી; હું રસિક પ્રાણી નથી; માત્ર એક ફરજદાર સિપાહી છું અને કોઇ ભાવનાઓમાં ઉડવાને બદલે કેવળ વહેવારમાં જ વિચરનારો છું પણ જો હું સિપાહી ન હોત તોપણ કેવળ ભાવનાવાદી બન્યો ન હોત."

"મારા મિત્ર !" મોહનસિંહે સ્મિત કરીને કહ્યું: "જેવો તમારો સૈનિક-ધર્મ છે તેવોજ મારો છે; પરંતુ તમારી અને અમારી વચ્ચે જે મોટો ફરક છે તે એ છે કે અમે ભાવનાઓ વડે જ જીવીએ છીએ. અમારા દેશનો બહાદુર સૈનિક પણ પોતાના હૃદયમાં કોઇક ભાવના પોષતો હશે. એ કારણે જ અમારા દેશવાસીઓ સહેલાઇથી બીજી પ્રજાઓને વશ થઇ જાય છે. જો તેઓ કઠોર વહેવારૂ હોત-રે, પથ્થર જેવા હૈયાના હોત, તો, અમારા દેશની દિવાલોમાં બીજાઓથી પ્રવેશી શકાત નહીં."

"તમે ખરૂં કહ્યું છે," એટલું જ કહીને કર્નલ સંગીત સાંભળવા લાગ્યો.

કિશોરસિંહે મોહનસિંહને પૂછ્યું: "આપણે એ રાવઠીમાં જઈ શકીશું ?"

"ના. હમણાં આપણે ત્યાં જવાનું નથી." મોહનસિંહે કહ્યું: "હોલ્કર એટલો બધો વિચક્ષણ છે કે ચાહે તેવા વેષપલ્ટામાં પણ પરિચિત માણસને તે પરખી કાઢે છે. આપણે એની નજરે જેમ ઓછા પડીએ તેમ ઠીક."

કિશોરસિંહનો હાથ ખેંચીને તે આગળ વધ્યો. રાવઠીની દક્ષિણ બાજુએ એક ટેકરી જેવી જગ્યામાં તેઓ જેમને શોધતા હતા તેઓનાં દર્શન થયાં. ઝાલરાપટ્ટણનો રાજા માધુસેન અને તેનો પુત્ર અવન્તિસેન તે ટેકરી પર કેદી હાલતમાં બેઠેલા હતા અને તેમનાથી થોડેક દૂર છૂટા છવાયા કેટલાક પિંઢારાઓ તેમના ઉપર નજર રાખતા બેઠા હતા.

તેઓની અને આસપાસની જગ્યાની સ્થિતિનું અવલોકન કરતો અને નાકે આંગળી અરકાડી પોતાના સાથીદારોને ચૂપ રહેવાની નિશાની કરતો મોહનસિંહ આગળ વધ્યો.



## પરિચ્છેદ ૨૬ :

### છુટકારો

તે ખીણપ્રદેશમાં એક ખંડીએર આગળ મોહન-
સિંહ, કિશોરસિંહ અને કર્નલ મેન્સન પહોં-
ચ્યા ત્યારે તેમાં સાત–આઠ જણને તેઓએ પત્તાં
રમતા દીઠા. તેઓને નિહાળતાં જ મોહનસિંહ ચોંક્યો;
અને તેઓની નજરે પડાય નહીં એવે સ્થળે પોતાના
સાથીદારોને લઈ જઈને ઊભો રહ્યો. એ સ્થળેથી તેણે
એ પત્તાં રમનારાઓ વિષે કાંઈક ઓળખાણ પોતાના
સાથીદારોને આપવા માંડી. તે બોલ્યો: "પિંઢારા-
દળના આ બધાયે મોટા–ન્હાના નાયકો છે. જુઓ,
આ રમતમાં એક માણસ ભાગ લેતો નથી પણ દૂર
બેઠો બેઠો હુક્કો ગગડાવે છે. એનો નવાબી પોષાક
તમારૂં પહેલું જ લક્ષ ખેંચે; પણ તે સાથે એની
ચકોર આંખ, એવું ભરાવદાર પણ પ્રૌઢ મ્હોં, એની
વાંકડી મૂછો અને ટૂંકડી દાઢી એની પ્રતિભા પાડવા
માટે પૂરતાં છે. એ પિંઢારાઓના હૃદય રૂપ અમીર-
ખાન પઠાણ છે."

"મેં એના વિષે સાંભળ્યું છે." કર્નલે કહ્યું:
"પણ એ આ ખીણ આગળની અમારી લડાઈમાં
નહોતો."

"એ લડવામાં જો કે બહાદૂર છે," મોહનસિંહે
કહ્યું: "પણ તે કરતાં યે કોઈને લડાવી મારવામાં
વધારે બહાદૂર છે! ક્વચિત જ એ તલવાર ફેરવે
છે, પણ એક વિશાળ પેઢીનો કર્તાહર્તા, તેનું
મગજ અને તેનું હૃદય જેમ તેનો વ્યવસ્થાપક
હોય છે તેમ, પિંઢારાદળમાં આ પઠાણ છે.
તે કંઈ ને કંઈ યુક્તિપ્રયુક્તિઓ યોજતો
રહીને તેનાં માણસોને માટે નાણાં પેદા કરી આપે
છે; પિંઢારાઓનો દોર ચોતરફ ફેલાવવાના પ્રયત્નો
કરતો રહે છે અને દરેક રાજ્યમાં પોતાનું જોર જામેલું
રહે એવી સ્થિતિ કરી મૂકવાનું મુત્સદ્દીપણું વાપરે છે.
અમીરખાન રોહીલખંડમાં જન્મ્યો હતો. એનાં
માતાપિતા અકિંચન હતાં. વીશ વર્ષની જુવાન વયે
પોતાના નાનાભાઈ અને ફક્ત દશ માણસો સહિત
તેણે માળવામાં પગ મૂક્યો અને તેના લશ્કરની
નોકરીએ રહ્યો. થોડોક જ વખત વીતતાં એની બુદ્ધિ
અજમાવવાની એને તક મળી. ભોપાળના નવાબ
યસ્સીનખાન જિન્નતનશીન થયા. ભોપાળમાં જુદા
જુદા પક્ષો એક બીજાને તોડી પાડવા કોશિષ કરતા
હતા. અમીરખાને હૈયાતીખાન નામના એક સરદારને
ખુશ કરી તેના હાથ નીચે નોકરી લીધી. તેણે પોતાની
સિપાઈગિરીનું પાણી બતાવ્યું અને પરિણામે એ
લશ્કરી ટુકડીનો તે નાયક બન્યો. એ ઓદ્દા ઉપર
એકવાર તેને સિંધિયાનો મુકાબલો કરવો પડ્યો
ત્યારે તેનું શૌર્ય જોઈ સિંધિયાએ તેને નોકરીએ
રાખવા માગણી કરી. અમીરખાન તેની નોકરીએ
રહ્યો. પણ તે નોકરીમાં તેને ફાવટ આવી નહિ
તેથી તે હોલ્કરની નોકરીમાં રહ્યો. ૧૭૯૯ ની સાલ
તેની નોકરીમાં છે પણ તે તેનો તાબેદાર નથી. હોલ્

અને અમીરખાન સેનાપતિ છે. પરંતુ અમીરખાનનો પ્રભાવ એક નવાબના જેટલો પડે છે. એણે એક બોલ નાંખ્યો તે ઝીલવોજ જોઈએ. એની સામે હોલ્કરથી ચું કે ચાં થઇ શકે નહીં. એનું મુખ્ય કારણ એ છે કે, હોલ્કર વિલાસી અને ઉડાઉ છે. એની એક નબળામાં નબળી પ્રકૃતિ એ છે કે, તે તામસી છે. આ કારણે કોઇ કામ તે બરાબર રીતે પાર ઉતારી શકતો નથી. પરંતુ અમીરખાન, 'જે અત્યારે પિંઢારાઓના મગજ અને હૃદય સમાન થઇ પડયો છે તે તન અને મનથી ખૂબ સંયમી છે. એનો મોટામાં મોટો ગુણ વિલાસ પ્રત્યે તિરસ્કારનો છે. અને જેણે એનાપર ઉપકાર કર્યો હોય તેના પ્રત્યે તે કદી અપકાર કરતો નથી. હું એક નાનો શો દાખલો આપું છું. એક વખત એક ગામમાં પિંઢારાઓને તેણે લુટફાટ કરવાની છુટ આપી. એમાં એક ગર્ભવતી સ્ત્રીને અમીરખાને જુલ્મમાંથી છુટી રાખી અને પોતાના માણસોને તેને નહીં સતાવવા હુકમ આપ્યો. તેની પીઠ પાછળ પિંઢારાઓએ તેના હુકમનો ભંગ કરવા માંડયો. અમીરખાન અચાનક પાછો ફર્યો અને જ્યારે એણે તે સ્ત્રીને સતાવવામાં આવતી જોઇ ત્યારે પોતાનાં જ માણસોની સામે તલવાર ખેંચીને તેણે તે સતાવનારાઓને કાપી નાંખ્યા; અને પોતે જાતે તે સ્ત્રીને લઇને અમારા મઠમાં આવ્યો. હું તે વખતે ત્યાં હતો. મારે તેને ઓળખાણ થઈ. અમે વાતો કરતા હતા તે દરમ્યાન તેના માણસોમાંનો એક જણ, ચોરીછુપીથી તેની પાછળ આવ્યો હશે. તે માણસે તેનો પ્રાણ લેવા તેના ઉપર અચિંતો હુમલો કર્યો. એનું ધ્યાન ન હતું તેથી અમારા મઠના મહેમાન અને આશ્રિત પર હુમલો કરનારને મેં તેજ ક્ષણે ઠાર કર્યો. અમીરખાને એ ઠાર થયેલા માણસને ઓળખ્યો અને મારો તેણે ઘણો જ આભાર માન્યો. તેણે મને ખૂબ આગ્રહ કરીને પોતાની એક વીંટી આપી અને કહ્યું કે, "હું કબૂલ કરૂં છું કે, તમને આ વીંટીની કશી ગરજ નહીં પડે; પરંતુ વખત છે ને કોઇ વાર મદદની જરૂર પડે તો આ વીંટી મારી પાસે મોકલાવશો એટલે હું જ્યાં હોઇશ ત્યાંથી અને જે કોઇ કામમાં રોકાયો હોઇશ તે પડતું મૂકીને તમારી સેવામાં મારા માણસો સાથે હાજર થઇશ.' મેં એને ઘણી ના પાડી પરંતુ તેણે એ વીંટી મને રાખવા કહી."

મોહનસિંહે અત્રે પોતાના હાથ ઉપરની એક વીંટી બતાવીને કહ્યું: "આ તેજ વીંટી છે. મેં નિશ્ચય કરેલો છે કે, કદાપિ આ વીંટીનો ઉપયોગ કરવો નહીં પરંતુ એણે આગ્રહ અને મમતાથી આપેલી છે એટલે મારી આંગળીએ પહેરી રાખું છું. આ ગુણોવાળો એ અમીરખાન, તમને આશ્ચર્ય થશે કે, એજ ગુણોનું વિરોધીપણું પણ દેખાડે છે! એનો દાખલો આ પિંઢારાદળને હેવાનીયત વાપરવાની અને તેમાં સ્ત્રી બાળક કે કોઇપણ ગરીબ વર્ગનો તફાવત નહીં રાખવાની તે છુટ આપે છે, તે છે. પણ તે કેવળ મુત્સદ્દીપણાથી તેમ કરે છે. મારે અને તેને એ મુદ્દાસર મઠમાં વાત થઇ હતી. મેં પૂછ્યું હતું કે-આ એક ગર્ભવતી સ્ત્રીને તમે બચાવી લાવ્યા પણ આવી તો કેટલીયે અબળાઓને તમારૂં દળ રંજાડે છે! એમ કેમ? તેણે જવાબ દીધો હતો કે—જો હું એ લોકો ઉપર કોઇ જાતના એવા પ્રતિબંધ મૂકું તો કોઇવાર મારા પોતાના જીવપર જોખમ આવી પડે. રાક્ષસી કૃત્યોમાં નીચ અને હલકટ માણસોને જે શયતાની મોજ મળે છે તેને ખાતર તો તેઓ પિંઢારાદળમાં જોડાય છે, "ઠીક છે; નાણાં મળશે. આપણી દુષ્ટ લાલસાઓ પોષાશે અને દહાડા મોજમાં વીતાડીશું આવી વૃત્તિથી પિંઢારા-દળમાં જોડાનારા અસંખ્ય માણસો હોય છે, તો પછી તેઓ ઉપર તેમની તે જ વૃત્તિનો અંકુશ મૂકવામાં આવે તો દળની સંખ્યા ઘડીના છઠ્ઠા ભાગમાં ઘટી જાય. આ કારણે તેઓ ઉપર મેં પ્રતિબંધ મુકવાનો વિચાર રાખેલો નથી. માત્ર કોઇકિવાર જ્યારે અતિશયિતા થઈ જાય છે ત્યારે એકાદ દાખલામાં પ્રતિબંધ અજમાવાય છે. અમીરખાને આ ખુલાસો કર્યો તે જ ઘડીએ તેના ઉપર તેના માણસે હુમલો કર્યો એટલે તેના કથનનો પુરાવો આપોઆપ મળી રહ્યો. બેશક, આ એનો દોષ છે અને એ સંબંધમાં એનો કોઈ રીતે બચાવ થઇ શકે તેમ નથી પરંતુ વખત આવ્યે તે પોતે આ દળમાંથી છૂટો થઇ જઇને ધાર્મિક જીવન ગાળવાની ઈચ્છા રાખે છે."

"છટ! છટ!" કર્નલે કહ્યું: "એ વાત માની શકાય જ નહીં"

"હું પણ નથી માનતો," મોહનસિંહે જવાબ દીધો: "પરંતુ જે માણસ એકવાર પણ ધાર્મિક કૃત્ય કરી જાણે છે અને તેનું સુન્દર ફળ ચાખે છે તે કોઇકવાર પણ ભલે એ કાળ દૂર હોય તોપણ–ધાર્મિક માર્ગે જાય છે એમ હું ચોક્કસ માનું છું. હવે આપણે બીજાઓ વિષે બોલીએ. એ પત્તાં રમનારાઓમાં ત્રણ મુસલમાનો છે અને બે મરાઠા છે. વચ્ચોવચ્ચ બેઠેલો છે તે કરીમખાન નામનો એક પ્રબળ પિંઢારો છે. એની જોડે દોસ્તમહમદ અને ગફુરખાન નામના બે પિંઢારા છે. આ ત્રણે અમીરખાનના શિષ્યો છે અને તેના તમામ દુર્ગુણોમાં તેનું જ અનુકરણ કરવાની કોશિષ કરતા રહે છે! આ ત્રણ વચ્ચે "હેવાનીયતમાં કોણ ચઢી જાય" એવા પ્રકારની તીવ્ર હરિફાઈ ચાલે છે! "કોણ સૌથી વધારે લુચ્ચો" એ માટે જાણે અમીરખાન તેમને ઇનામ આપવાનો હોય તેમ તેઓ એક બીજાની પ્રતિસ્પર્ધા કરે છે! જે બે મરાઠાઓ જોડે જોડે બેઠા છે તેમાંનો એક ચીતુ છે અને બીજો ગણપતરાવ છે. ચીતુ હિંદુ-પિંઢારાઓમાં માનીતો છે; અને ગણપતરાવ, હોલકરનો છે. દિવાનપદ એટલે કેમ જાણે રાજાની દુષ્ટ લાલસાઓનું પોષણ કરવાનો ઓધ્ધો, એમજ ગણપતરાવ માનતો લાગે છે! આથી પિંઢારાઓ ભેગો ભળેલો રહે છે અને પોતાનો તેમજ હોલકરનો હિસ્સો તે આ દળમાંની લુંટફાટોમાંથી રીતસર મેળવવામાં લગીરે બેપરવાઇ બતાવતો નથી! પણ સબૂર! અમીરખાન ઉઠીને કયાંક જાય છે–"

અમીરખાન પોતાની જગ્યાએથી ઉઠીને આ ત્રણ જણ જ્યાં છુપાયા હતા ત્યાં આવતો જણાયા; એટલે મોહનસિંહ પોતાની વાત આગળ કહેતો અટકી ગયો અને પોતાના સાથીદારોને તેણે સૂચના આપી કે: "આ સ્થળે જ એકદમ સુઇ જાઓ અને જાણે ગાઢ નિદ્રામાં પડયા છો, એવો ઢોંગ કરો. કદાચિત અમીરખાન પોતાની ચાલાક આંખે આપણને અહીં છુપાયલા જોઇ ગયો હશે."

તે પોતે સુઈ ગયો અને કિશોરસિંહ તથા કર્નલ પણ જમીનપર સુઇ ગયા. થોડીકવાર થઇ ત્યારે મોહનસિંહને કાને નજદીકમાં જ પગરવ સંભળાયો. કોઇકે તેના હાથની આંગળીને અડકીને થોડીકવાર સુધી તે ઝાલી રાખી અને પછી તે મૂકી દીધી, એમ તેને લાગ્યું અને એ બાદ પગરવ પાછો જતો સંભળાયો. એકાદ મિનિટ વહી ગઇ એટલે કોઇક ખડખડાટ હસ્યું અને પછી અમીરખાનનો અવાજ સંભળાયો. તે બોલ્યો: "કરીમ! રાતના નવ બજ્યા બાદ આપણી કામગિરી શરૂ થવી જોઇએ, દરવાજા એ વખતે બંધ થાય છે."

"પણ સરદાર, એના લાવલશ્કરનો તમને ખ્યાલ છે?" કરીમખાને જવાબ દેતાં સામો પ્રશ્ન કર્યો: "કિલ્લામાં રહીને તે જ્યારે અમારો સામનો કરશે ત્યારે અમારા તો બાર જ વાગી જવાના!"

"તારી ગણત્રીમાં મોટી ભૂલ થાય છે. મેં બધી તલાશ કરેલી છે. સંજોગો આપણી તરફેણમાં છે. જા, ફત્તેહ કર અને પછી મને મુબારકબાદી દેજે કે, તારે હાથ મેં મોટો દલ્લો મૂકયો," અમીરખાને કહ્યું.

"ઠી...ક. પણ હોલકરને છેક છેલ્લી ઘડીએ આગેવાની આપવી, એવી તમારી શરત કાયમ છે ને?"

ફેરવાઇ જશે. કહે, આપોઆપ હોલ્કર સાહેબનાં ખાનગી નાણાંની સેર બંધ થાય, એવો આ સંજોગ નથી શું?"

"સરદાર, તમે તો લાંબી નજર દોડાવી છે!" કરીમખાને કહ્યું.

"લાંબીયે ખરી અને ટૂંકીયે ખરી! મારા પગ નીચે શું છે કે મારી આસપાસ શું છે, એ પણ હું પળેપળે જાણી શકું છું અને મારાથી કેટલાયે માઇલ દૂર દગાફટકા રમાતા હોય છે, તે પણ હું ચોક્કસ જાણી શકું છું."

અમીરખાનનું છેલ્લું વાકય સાંભળીને ઢોંગ કરીને પડી રહેલો મોહનસિંહ ચોંકયો. તે સમજી ગયો કે, આ પઠાણ જ પોતાની આંગળી તપાસી ગયો હતો અને પોતાને ઓળખીને જ તે અત્યારની પોતાની વાતચીત નજદીકમાં ઉભો ઉભો કરે છે!



રૂમાલ ઉપર કાંઇક અક્ષરો લખેલા હતા.

"હોલ્કરના દગાની વાત તો તમે નક્કી ગણુપતરાવ મારફત જાણી હશે," કરીમખાને કહ્યું: "રાવને અને તુલસીને પ્રીત છે એ હોલ્કર નહીં જાણતો હોય; પણ અમે સૌ તો જાણીએ છીએ!"

"ચલ, નાપાક! ઓરતોની બદબોઈ મારી આગળ નહીં કરતો." અમીરખાને જરાક તપીને કહ્યું. થોડીવારે તેઓ બન્ને જણ ત્યાંથી ગયા અને એમનાં પગલાં દૂર ગયેલાં સાંભળીને મોહનસિંહ બેઠો થઈ ગયો. એણે જોયું તો, જમીન પર એક રૂમાલ પડેલો હતો. તેણે તે ઉઠાવ્યો. તેમાં કાંઈક અક્ષરો લખેલા હતા. તેણે તે નીચે મુજબ વાંચ્યા: "તાબેદાર અમીર."

મોહનસિંહે ઝડપથી રૂમાલ પોતાની કમ્મરે ખોસી દીધો અને મનોગત તે અમીરખાનનો આભાર માનવા લાગ્યો કે—"આ વીંટીની વફાદારી અમીરખાને જાળવી છે. જો તેણે ધાર્યું હોત તો જરૂર તેણે પલકમાં પોતાના ક્રૂર દળ મારફત અમારા ટુકડેટુકડા કરાવી દીધા હોત; પણ ના, તે વચનપર કાયમ રહ્યો; એટલું જ નહીં પણ વાતચીત દરમ્યાન તેણે સાનમાં ચેતવણી આપી દીધી કે—અમારું શા કારણે આગમન થયું છે, એ તેનાથી અજાણ્યું રહ્યું નથી અને એ કારણમાં વિજય અપાવવા માટે પણ તેણે આડકત્રી રીતે ઉપાય, તક અને સમયની જાણ કરી દીધી છે. હવે મારે વખત ગુમાવવો જોઇએ નહીં."

તેણે કિશોરસિંહ અને કર્નલને ઉઠવા કહ્યું અને તેઓ ઉઠ્યા, એટલે તે બોલ્યો: "હું નજદીકના એક ગામમાં જઈ આવું છું. દરમ્યાન તમે સાવચેતીથી અહીં જ છુપાઈ રહેજો."

મોહનસિંહ આથી કાંઇ વધુ કહેવા ત્યાં થોભ્યો નહીં અને ખુર્સિથી ચાલ્યો ગયો. આ બન્ને જણ વિચારમાં પડયા કે, તે શા કારણે ગયો હશે?

સાયંકાળ વીતી ચૂકી ત્યારે મોહનસિંહ પાછો ફર્યો. તેણે કર્નલને જણાવ્યું: "તમારે મને મદદ કરવી પડશે."

કર્નલે હા પાડી એટલે મોહનસિંહે તેને કામગિરી સોંપી કે-"નવ વાગ્યાને સુમારે આ પિંઢારાઓનું દળ ક્યાંક હુમલો કરવા જનાર છે અને એ સ્થળ કિયું છે, તે તમારે જાણી લેવાનું છે. તમે પિંઢારા તરીકે તેઓની સાથે ભળી જજો અને જો તે કોઈ અગત્યનું સ્થળ હોય અથવા અમારી નિસ્બતનું હોય તો અમને ઝાલરાપટ્ટણમાં ખબર આપવા આવશો: અથવા કોઇની સાથે સંદેશો કહેવરાવશો. તમે મોટા લશ્કરી અમલદાર છો એટલે આ બાબતમાં ભાગ્યે જ મારે તમને બીજી કાંઈ સૂચના આપવાની હોય."

કર્નલે આ કામગિરી માથે લીધી એટલે મોહનસિંહ કિશોરસિંહને પોતાની સામે લઇને તેનાથી છૂટો પડયો.

રાત્રિના દશેક વાગ્યાનો અમલ થયો ત્યારે માધુસેન અને અવંતિસેનને જે ટેકરીપર કેદ રાખવામાં આવ્યા હતા તે ટેકરી પર કોઈ નવીજ ફેરફાર થતો હતો અને તે દૂરથી એક ઘોડેસ્વાર જોઇ રહ્યો હતો.

મોહનસિંહ અને કિશોરસિંહ એ ફેરફાર પિંઢારાના વેષમાં કરી રહ્યા હતા. મોહનસિંહ સાયંકાળ પડતા પહેલાં એક ગામડામાં જઇને ધંતુરાના બીજના મિશ્રણવાળી તંબાકુ લઇ આવ્યો હતો. જ્યારે રાત્રે સાડા આઠને સુમારે પિંઢારાઓનું દળ હોલ્કર અને કરીમખાનની સરદારી નીચે, અમીરખાને નક્કી કરેલા કોઇ સ્થળે હુમલો કરવા ઉપડયું ત્યાર પછી મોહનસિંહ અને કિશોરસિંહ ટેકરી ઉપર પિંઢારાના વેષમાં ચઢયા અને રાજવી કેદીઓની આસપાસ જે પંદર-સત્તર પિંઢારાઓ પહેરો ભરતા હતા તેઓને કુતૂહલ ઉપજાવનારી વાતો મોહનસિંહે પોતાની વાક્ચાતુરીથી કરવા માંડી. એ વાતોમાં તુલસીબાઇનાં છિદ્ર સંબંધી કેટલીક વાતો હતી એટલે રક્ષક-પિંઢારાઓને રસ પડયો. વાતચીત દરમ્યાન મોહનસિંહે પોતાની કનેની ઝેરીલી તંબાકુ એ લોકોની ચલમોમાં ભરી આપી અને તે પીવરાવી. આ તંબાકુનાં વખાણ કરીને તેણે દરેક દરેકને તેનો ખૂબ સ્વાદ ચખાડયો. એનું પરિણામ તેણે ધાર્યું હતું તેવું આવ્યું. રક્ષક-પિંઢારાઓ એકેએક બેશુદ્ધ થઈ ગયા; અને દશ વાગે તો તેમાંનો એક પણ શુદ્ધિમાં ન રહ્યો. આ તકનો લાભ મોહનસિંહે બરાબર લીધો. માધુસેન અને અવન્તિસેનને તેણે છૂટા કર્યા તથા તેમની જગ્યાએ બેશુદ્ધ થયેલા બે પિંઢારાઓને ગોઠવી દીધા. બાદ તેણે ત્યાં થોભવાની બિલકુલ જરૂર જોઇ નહીં. આસપાસ પિંઢારા છાવણીમાં ગણ્યાંગાંઠયાં જ કોઇક કોઇક માણસો હતાં અને તે પણ કાંઇ કામકાજ ન હોવાને લીધે નિદ્રાસનસ્થ થયેલાં હતાં. એમને નિદ્રાસનના સુખથી વંચિત કરવાનું પાપ મોહનસિંહે વહોર્યું નહીં! માધુસેન, અવન્તિસેન અને કિશોરસિંહ સહિત તે ટેકરી પરથી નીચે ઉતર્યો.

તેઓ સાવચેતીથી તે ખીણપ્રદેશમાંથી બહાર નીકળ્યા એટલે ચાર ઘોડા તેમને માટે જ જાણે તૈયાર રાખવામાં આવ્યા હોય તેમ એક ઝાડને બાંધેલા જોવામાં આવ્યા. એ ઘોડાઓની નજદીકમાં કોઇ માણસ જણાતો ન હતો. મોહનસિંહે તેમને ઉપયોગમાં લેવાનો નિશ્ચય જાહેર કર્યો. ચારે જણ ઘોડા પર સ્વાર થયા અને ઝાલરાપટ્ટણને માર્ગે જવા લાગ્યા; એટલામાં પાછળથી બૂમ સંભળાઈ: "સલામ આલેકુમ વીંટીવાળા દોસ્ત!"

મોહનસિંહે એ સાંભળીને પાછું વાળીને જોયું. રૂમાલ હલાવતો અમીરખાન એક ઘોડા ઉપર બેસીને ઉપલી બૂમ પાડતો તેને જણાયો! પોતાનો મદદગાર આ પિંઢારો સરદાર છે અને તેની જાણ બહાર કશું જ બન્યું નથી એમ સમજી જઇને મોહનસિંહે જવાબ આપતાં બૂમ મારી: "માલેકુમ સલામ, ઇમાનદાર પઠાણ!"

અમીરખાનનો ઘોડો પાછો વળીને દોડવા લાગ્યો. આ ચતુષ્કના ઘોડા ઝાલરાપટ્ટણ તરફ દોડવા લાગ્યા.




## પરિચ્છેદ ૨૭:
## બરબાદ થયેલો બેત



જાલિમસિંહે દિલ્હી જતા પહેલાં વિપણસિંહને જયપુર મોકલ્યો હતો. તેને રાજકુમારી યશસ્વતીનું લગ્ન, જયપુરાધિપતિ જગતસિંહ સાથે કરવા સંબંધી મસલત ચલાવવાનું ખાસ કામ સોંપવામાં આવ્યું હતું. જાલિમસિંહે જ્યારે મોહનસિંહ અને જગતસિંહનું સગપણ જાણ્યું ત્યારે તેઓ બન્ને વચ્ચે શત્રુતા જગાડવા ખાતર જ આ લગ્નનો બેત રચ્યો હતો. એક કન્યાને ખાતર આ બે પિત્રાઇઓ લઢી મરે અને તેમાં મોહનસિંહનું કાસળ નીકળી જાય તો પોતાના માર્ગમાંનો એ કાંટો દૂર થાય અને 'ટાઢે પાણીએ ખસ જાય' એવું તેનું માનવું હતું.

વિપણસિંહને સોંપાયલું બીજું કાર્ય રસકપુર નર્તિકા સંબંધી હતું. જાલિમસિંહનો હેતુ એમાં વિપણસિંહને તે નર્તિકાના વિલાસમાં ફસાવવાનો હતો. તે નર્તિકાને તેણે કોટામાં લાવવાનું વિપણસિંહને એટલા માટે કહ્યું હતું કે, રૂબરૂમાં જ તે નર્તિકાને સમજ પાડીને વિપણસિંહને ફસાવવાના કાર્યમાં યોજી દેવી. વિપણસિંહને આ બે કાર્યો માટે જાલિમસિંહે જયપુર મોકલ્યા પછી પોતે અમાત્ય સાથે દિલ્હી ગયો. તે તેજ દિવસે રાત પડતા પહેલાં પાછો આવવા ધારતો હતો પણ વિધિએ તેના ફટકો માર્યો. મોહનસિંહ અને તેના સાથીદારો દ્વારા દિલ્હીમાં પોતાના ઉતારામાંજ જાલિમસિંહને કેદી તરીકે રોકાઇ જવું પડયું; તેથી તે પાછો ફરી શક્યો નહી.

આ બાજુ વિપણસિંહ સાયંકાળ પડતા પહેલાં જયપુરથી રસકપુર નર્તિકા સહિત કોટામાં પાછો ફર્યો. રસકપુરને વિપણસિંહે "આવી શંકા કેમ?" એવું પૂછતામાં તો 'ચાલો, આવું છું' એમ કહીને, જગતસિંહ સાથે મસલત કરીને તે વિપણસિંહ સહિત આવી હતી. વિપણસિંહે કોટામાં આવીને જોયું કે, જાલિમસિંહ આવ્યો નથી. તેમજ કોટામાં અત્યારે નથી અમાત્ય રાધાકિશન કે નથી કિશોરસિંહ! વળી તેણે જોયું કે, પોતાનો નાનો ભાઈ પૃથ્વીસિંહ પણ અહીં નથી. તેમ જાલિમસિંહના બે પુત્રોમાંથી મધુસિંહ પણ અહીં નથી. અને ગોવર્ધનસિંહ ઝાલરાપટ્ટણ ગયેલો છે. પૃથ્વીસિંહ અને મધુસિંહ સંબંધી તેને એવી ખબર મળી કે-તેઓ બન્ને જણ બપોરના ઘોડેસ્વાર થઈને અને પોતાની સાથે છ-સાત ઘોડેસ્વાર સૈનિકો લઇને ક્યાંક ગયા છે. તેણે માની લીધું કે-તેઓ શિકારે ગયા હશે. આ બધી અગત્યની વ્યક્તિઓની ગેરહાજરીમાં વિપણસિંહને પોતાને શિરે એક મહાન ફરજ આવેલી લાગી! એ ફરજ પોતાની બહેનનું તાકીદે લગ્ન કરી દેવાની હતી. જાલિમસિંહે સહવારે તેની સાથે વાતચીત કરી ત્યારે કહ્યું હતું કે: "તું પાછો ફરીશ એટલે રાતે ને રાતે તારી બહેનનું લગ્ન જયપુરાધિપતિ સાથે કરી દઇશું કે જેથી પેલો અજાણ્યો તરુણ તને પરણતો અટકી જશે."

વિપણસિંહને આ મુદ્દો મહા મહત્ત્વપૂર્ણ લાગ્યો. તેને આ કાર્ય ઝટ ઉકેલી નાંખવાનો જુસ્સો ચઢયો. જાલિમસિંહની ગેરહાજરીમાં જાલિમસિંહે ધારેલું કાર્ય કેવી બાહોશીથી અને ચાલાકીથી મેં

પાર ઉતારી દીધું, એમ ગર્વસહિત જાલિમસિંહને કહી શકાશે, આવો મનસુબો ઘડીને વિષણુસિંહે કેવી રીતે રાજકુમારીને જયપુર લઇ જવી, એ સંબંધી વિચાર કરી જોયો. પોતાની બ્હેનની નિડર પ્રકૃતિથી તે વાકેફ હતો. એની લાગણી ઉશ્કેરાઇ જાય ત્યારે તે કોઇની પણ પરવા કરતી નથી, એવું તે જાણતો હતો; આથી સંભાળભરી રીતે તેની સાથે વાતચીત કરવી પડશે, એવું તેણે ઠરાવ્યું. પણ તે પહેલાં તેણે સેનાપતિ સૈયફઅલીની મદદ લેવી ઉચિત ધારી. તેણે તેને રૂબરૂમાં બોલાવ્યો અને કહ્યું: "એક અગત્યની બાબતમાં મારે આપણા સૈનિકોની મદદ જોઇએ છે. જાલિમસિંહજી હોત તો હું તેમની મારફત જ તે મદદ મેળવત; પરંતુ તેઓ નથી, એટલે મારે તમને કહેવું પડે છે."

સૈયફઅલીએ મદદ આપવા હા પાડી; પરન્તુ કારણ જાણવા માગ્યું. વિષણુસિંહે જણાવ્યું: "જાલિમસિંહે મને એક રાજ્યમાં એક મહત્વનો પત્ર આપીને મોકલ્યો હતો. હું ત્યાં જઈ આવ્યો અને તે રાજાની સંમતિ લઇ આવ્યો. જાલિમસિંહજી આજ ને આજ રાત્રે જ બ્હેનનું લગ્ન કરવા ઇરાદો રાખતા હતા. પરંતુ તેઓ પાછા ફર્યા નથી એટલે એ લગ્ન કરી દેવાની ફરજ મારે માથે આવી પડી છે. જાલિમસિંહજી જ્યારે આ વાત જાણશે ત્યારે જરૂર પ્રસન્ન થશે."

"લગ્ન ક્યાં કરવાનું છે અને કોની સાથે કરવાનું છે?" સૈયફઅલીએ પૂછ્યું.

"જયપુરાધિપતિ જગતસિંહજી સાથે." વિષણુસિંહે જવાબ દીધો.

"ઠી...ક," સૈયફઅલીએ કહ્યું: "આપની જોખમદારી પર આપ આ કાર્ય કરો છો અને હું તો ફક્ત આપે કહેલી મદદ આપું છું, એ લક્ષમાં રાખશો. પાછળથી કાંઈ ભાંજગડ ઉઠે અથવા ઠપકો મળે, તો હું જવાબદાર નહીં રહું."

"બેલાશક. મારી જવાબદારી અને જોખમદારી ઉપર જ આ કાર્ય થાય છે." વિષણુસિંહે કહ્યું: "અને તમે મને સૈનિકોની મદદ આપો છો, એમાં મારા ઉપર અંગત ઉપકાર કરો છો—"

"નહીં, જી." સૈયફઅલી બોલ્યો: "એવું કાંઇજ નથી. આપ રાજેન્દ્રના બંધુ છો. જાલિમસિંહજીએ આપને એક કાર્ય સોંપ્યું છે. આપ તેમની ગેરહાજરીમાં તે થવાની અગત્ય પિછાનો છો. એમાં મારે સૈન્યને કોઇની સાથે લડાઇ કરવા મોકલવાનું નથી પણ કેવળ રક્ષણ માટે જ મોકલવાનું છે. વળી તેની જોખમદારી આપ પોતે લ્યો છો. એટલે મને આ કાર્યમાં કાંઇ વાંધો લાગતો નથી. આ સાફ વાતો લક્ષમાં રાખીને જ હું મદદ આપવા હા પાડું છું."

"વારૂ; તો જેમ, ધારો તેમ," વિષણુસિંહે કહ્યું: "હવે તમે જાઓ; જલ્દીથી બહાદૂર માણસોની એક ટુકડી તૈયાર કરો."

સૈયફઅલી વિદાય થયો.

વિષણુસિંહ હવે પોતાની બ્હેન પાસે ગયો. યશસ્વતી એ વખતે એક ફુલમાળા પરોવવામાં રોકાયલી હતી. વિષણુસિંહને જોઈને તે બોલી: "ભાઇ, તું આજ ક્યાં ગયો હતો? મેં બપોરે તારી તપાસ કરાવી હતી, પણ તું નહતો."

"હું તારા જ હિતના એક અગત્યના કામે ગયો હતો." વિષણુસિંહે હસીને જવાબ દીધો.

"અહો! મારા હિતમાં તું?!" રાજકુમારી આશ્ચર્ય બતાવતી બોલી: "તું વળી મારા મતને મળતો ક્યારે થાય છે? અને મારૂં હિત સાધવા તું વળી કયે દિવસ શ્રમ લે છે?"

"બ્હેન! દુષ્ટ જાલિમસિંહની ગેરહાજરીમાં હું તારા હિતનું એક પગલું સાધી આવ્યો છું અને હવે તારી સંમતિથી બીજું પગલું સાધી તને સુખી કરવા માગું છું." વિષણુસિંહે બ્હેનને પ્રિય થઈ પડવા માટે મિષ્ટ વેણનો ફુવારો છોડવાની શરૂઆત કરી.

"જાલિમને તું 'દુષ્ટ' કહે છે?!" રાજકુમારી બોલી: "અને મને 'સુખી' કરવા યત્નો કરે છે?! હું આ શું સાંભળું છું? આજે સૂર્ય પશ્ચિમમાં ઉગ્યો છે કે શું?"

"મને ભય હતો જ કે, તું મારી હાંસી કરવાની!" વિપણસિંહ બોલ્યો.

"ના, ના. હું હાંસી કરતી નથી પણ ફક્ત આશ્ચર્ય દર્શાવું છું. જે દિશામાંથી કોઈ યત્નની આશા ન રખાય તે દિશામાંથી યત્ન થાય ત્યારે આશ્ચર્ય ન ઉપજે વારૂ ?" રાજકુમારીએ પૂછ્યું.

"તું મારી હાંસી નથી કરતી તો હવે તારૂં આશ્ચર્ય હું સંપૂર્ણ રીતે દૂર કરૂં છું," વિપણસિંહે કહ્યું: "ચાલ, તૈયાર થઇ જા. તેં જેને પ્રિય માન્યો છે, જેની સાથે તેં ગુપ્ત લગ્ન કર્યું છે તેની સાથે અત્યારે ને અત્યારે હું તને પ્રકટ રીતે વરાવી દેવા માગું છું."

રાજકુમારી ખડખડાટ હસી પડી અને બોલી: "બસ, આજ મારૂં હિત તું સાધી આવ્યો છે? આમાં તેં શું મોટું કાર્ય સાધ્યું? જા, ભાઇ જા, મારે અત્યારે તારી સાથે આવવાની કાંઇ જરૂર નથી."

વિપણસિંહ ઝંખવાણો પડી ગયો. હવે શું બોલવું એની તેને સમજ પડી નહી. જો કાંઇ પણ આડું અવળું પોતે બોલી દે અને તેમાં ગુસ્સાનો ભાવ આવી જાય તો પંચાત થઇ પડે. આ ગુંચવણથી તેણે મૌન સેવ્યું.

રાજકુમારીએ તેનું ઉતરી ગયેલું મ્હોં જોઇને પૂછ્યું: "કહે જોઇએ, તેં શું કાર્ય સાધ્યું છે? તું અત્યાર સુધી કોઇની પાસે ગયો હતો? અને જેની પાસે તું ગયો હતો તે વ્યક્તિ ક્યાં છે?"

"બ્હેન, હું અત્યાર સુધી રામવનમાંના અચલાનંદ સ્વામીના મઠમાં હતો."

"હં? તે શું મને મઠમાંના કોઈ સાધુ સહિત પરાવવાનું તું નક્કી કરી આવ્યો છે?"

"બ્હેન, તું મારી હાંસી કરે છે એ ઠીક નહીં," વિપણસિંહ બોલ્યો: "હું ખાત્રીથી કહું છું કે-જેને તું ચાહે છે તે રાજકુમાર તે મઠમાં જ હાલમાં વસે છે. હું તેની સાથે વાતચીત સુદ્ધાં કરી આવ્યો, અને જાલિમસિંહ અહીં નથી તે દરમ્યાન તું એ મઠમાંના સ્વામી મહારાજ દ્વારા તારા પ્રિય વીર સંરક્ષક સહિત વરે એ ઉચિત જ થઇ પડશે એવો તેનો અભિપ્રાય છે, એ હું તને વિદિત કરૂં છું. તને સુરક્ષિત રીતે ત્યાં તેણે લાવવા કહ્યું છે, અને તે તને કહેવા હું તારી પાસે આવ્યો છું. હવે તું તો બસ મજાક કરે છે એથી મારૂં દિલ દુઃખાય છે."

"ભાઇ," રાજકુમારી ગંભીર બનીને બોલી: "તું મને જે માર્ગ સૂચવે છે, તે કોઈ હલકા કુળની સ્ત્રી લે, એવો જ છે. મને ખાત્રી છે કે, એવો માર્ગ લેવાની સલાહ એ મઠમાંથી કોઇ આપે જ નહીં. હું તારી હાંસી કરતી હોઉં એમ તને લાગતું હોય તો તેનું કારણ એજ છે."

"શું હું તને હલકા કુળની સ્ત્રીનો માર્ગ બતાવું છું? જાલિમસિંહ અહીં હોય તો કદાપિ શું તારા પ્રિય રાજકુમાર સાથે તારૂં લગ્ન થવા દે કે? હું તો તને વહેવારૂ માર્ગ બતાવું છું. ક્ષત્રિયોએ આવી રીતે લગ્ન કરેલાં છે, તેથીજ આ માર્ગ બતાવું છું," વિપણસિંહે પોતાનો બચાવ કર્યો.

"જાલિમસિંહની મરજી-નામરજી ઉપર મારૂં લગ્ન અવલંબિત નથી," રાજકુમારી બોલી: "હું ચાહું તો તેના દેખતાં જ જેને ઇચ્છું તેને વરૂં. ક્ષત્રિયોનો માર્ગ તું જે કહે છે તે નથી. આ તો કોઇ રાંડીજાયાંનો માર્ગ છે, જેમાં વરવા ઇચ્છનાર પોતે કોઈ મઠમાં બેસી રહે અને વરનારીનો ભાઇ તેને વરાવવા લઇ જાય! ખાટી, જે રાણીજાયો હોય, જે સાચો ક્ષત્રિય હોય, તે તો લાખોની મેદનીમાંથી પણ મર્દાનગીથી પોતાની સ્નેહરાજ્ઞીનું હરણ કરી, સામે થનારના ટુકડેટુકડા કરી, વીરત્વ દાખવે અને ખુલ્લી રીતે જ ઇચ્છા-લગ્ન કરે; સમજ્યો બંધુ?"

વિપણસિંહ તો એની વાક્ધારાથી ઠંડો પડી ગયો. આની સાથે વાતવાતમાં પોતાને પાછા પડવું પડે છે એ જોઇને તેને હવે એમ લાગ્યું કે, રાજકુમારીની સંમતિથી આ કાર્ય પાર પાડવું બની શકે તેમ નથી. આમાં તો હવે બલાત્કાર વાપરવાની જરૂર છે, તેથી તે બોલ્યો: "બ્હેન, હવે હાંસી છોડી દે, તો ઠીક. વખત વહી જાય છે અને મારે જેમ

બને તેમ જલ્દીથી ત્યાં તારી સાથે જઇ પહોંચવું એવો કરાર છે. જો તું તારૂં હિત નહીં વિચારે અને નકામો દુરાગ્રહ કરીશ તો પછી તારા પ્રત્યેની મારી સર્વ લાગણી જતી રહેશે.”

“તે હતી જ ક્યાં કે જશે એમ કહે છે?” યશસ્વતીએ ટોણો માર્યો.

“ત્યારે તું નહી જ માને?”

“પણ માનું શું?”

“એજ કે, તું મારી સાથે ચાલ. હું તારૂં શ્રેય કરીશ.”

“તું મારૂં શું શ્રેય કરીશ?”

“તું જેને ચાહે છે તેની સાથે તારૂ લગ્ન કરી આપીશ.”

રાજકુમારીએ ફુલ માળા દૂર મૂકી દીધી. વિષણુસિંહ જે આસન ઉપર બેઠો હતો તેની નજદીક જઇ તીક્ષ્ણ નજરે તેની સામે જોતી બોલી: “વિષણુસિંહ, મેં તને કદાપિ મારૂં હિત કરનારો માન્યો ન હતો. અત્યારે પણ હું તે માનતી નથી અને તે માટે મારી પાસે પૂરાવા છે. બોલ, તે રજુ કરૂં?”

“તારૂં કહેવું હું સમજી શકતો નથી,” વિષણુસિંહે મ્હોં ફેરવીને જવાબ દીધો.

“પૂરાવાની વાત આવી એટલે ન જ સમજાય! વારૂ, કહે જોઇએ, તું અહીં કઈ સન્નારીને લાવ્યો છે?” રાજકુમારીએ પ્રશ્ન કર્યો.

વિષણુસિંહ ચોંક્યો. સહેજવાર રહીને તે બોલ્યો: “એ સન્નારી! હાં...એ...સન્નારી જ હોવી જોઇએ.



“કૃપા કરીને અહિંથી ચાલ્યો જા.....મારે કશું જ સંભાષણ કરવું નથી.”

હું તેને ઓળખતો નથી. તે એક અનાથ તરીકે મને રસ્તામાં મળી. રાજ્યાશ્રયની તેને અપેક્ષા હતી, એટલે હું તેને લાવ્યો."

"તે કોણ છે?" રાજકુમારીએ મોટે સ્વરે પૂછ્યું.

"મને ખબર નથી," વિપણુસિંહે બેદરકારીથી જવાબ દીધો.

"ભાઈ," રાજકુમારીએ વિપણુસિંહનું કાંડું પકડીને કહ્યું: "તું જુઠું બોલે છે. તે જયપુરની નર્તિકા રસકપુર છે. તું અચલાનંદના મઠમાં ગયો હતો, પણ સહવારનો જયપુર ગયો હતો. ત્યાંના રાજા જગતસિંહ પાસે ગયો હતો. ત્યાંથી એ નર્તિકા પાસે જઈને તેના આવાસમાં કાળક્ષેપ કરીને અહીં તેને લાવ્યો છે. તારો હેતુ એ નર્તિકા સાથે કલામય નૃત્ય કરવાનો હોય, તો બેલાશક કર; પરંતુ મારી પાસે આવી યદ્વાતદ્વા અને અસત્ય વાતો શા માટે કરે છે?" તેણે તેનો હાથ મૂકી દીધો અને કહ્યું: 'કૃપા કરીને હવે અહીંથી ચાલ્યો જા. તારી સાથે મારે કશું જ સંભાષણ કરવાનું રહેતું નથી."

વિપણુસિંહને હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો. પણ યશસ્વતીએ કહેલી તમામ બિના સત્ય હતી, એટલે કયી રીતે તે પોતાનો ક્રોધ પ્રકટ કરી શકે? તે ઉઠીને ઉભો થયો અને ચાલવા લાગ્યો. તે ખંડની અધવચ્ચ પહોંચ્યો હશે. એટલામાં સેનાપતિ સૈયદઅલી દ્વારમાં આવીને ઉભો રહ્યો. વિપણુસિંહની નજર તેના સામે ગઇ. રાજકુમારીએ પણ તેને જોયો.

સૈયદઅલીએ પૂછ્યું: "રાજકુમાર કેટલી વાર છે?"

"જરાક નહીં," વિપણુસિંહ બોલ્યો: "તમારા માણસોને બોલાવો અને બ્હેનને બળાત્કારે આપણી સાથે લઈ લ્યો." રાજકુમારી તરફ જોઇને તેણે કહ્યું: 'તેં જે વાતો કહી છે તે ખરી છે. હું હિમ્મતથી કહું છું કે, તારા હિત માટે જ હું જયપુર ગયો હતો અને ત્યાંના રાજા સાથે તારૂં લગ્ન હું એટલા માટે કરવા ઇચ્છું છું કે, જે બદમાશ પિંઢારાને તું વરવા ચાહે છે તેની સાથે વરી શકે નહીં. માનવું હોય તો માની જઇને સીધી રીતે મારી સાથે ચાલ. નહીંતર સેનાપતિનાં માણસો તને બળાત્કારે ઘસડી જશે."

રાજકુમારી ક્રોધથી તેની સામે ધસી આવી અને પોતાની કમ્મરેથી કટાર કાઢી તે ચમકાવતાં બોલી: "મહાન્ કોટારાજ્યનો કિયો સેનાપતિ રાજવંશની કન્યાના શરીરને હાથ અડકાડવા તેના માણસોને ફરમાવે છે, તે મને બતાવ, જોઉં? દીઠી છે આ કટાર? તારામાં પાણી નથી, પણ આ કટારમાં તો પાણી છે? સમજ્યો"

"ધન્ય છે, બ્હેન!" દ્વારમાંથી સેનાપતિ બોલ્યા: "એક પવિત્ર પણ ગરી સિંહણને છાજતો તમારો આ જુસ્સો મુબારક રહો! આ સૈયદ તમારો તાબેદાર છે. કોટાના એક પણ સિપાહીની મગદૂર નથી કે જ્યાંસુધી તમારી કુમક હું છું ત્યાં સુધી તમારી સમીપ આવવાની હિમ્મત કરે."

"સરદાર સૈયદઅલી," વિપણુસિંહ બોલ્યો: "આ શું? કયાં ગયું તમારૂં વચન?"

"મૌજુદ છે, નામદાર, મૌજુદ છે!" સૈયદઅલી બોલ્યો.

"તો આવા ઉચ્છૃંખલ ઉદ્ગારો કેમ કાઢો છો?"

"રાજકુમાર," સૈયદઅલીએ કહ્યું: "મેં તમને વચન આપ્યું હતું કે, રાજકન્યાનાં લગ્ન માટે આપ જનાર છો તેમાં રક્ષણ માટે હું સિપાહીઓની મદદ આપીશ. પણ લગ્ન શું છે એ આપ નામદારના ખ્યાલમાં હોય એમ જણાતું નથી."

"લગ્ન એટલે શું તે હું સમજતો નથી શું?" વિપણુસિંહે પૂછ્યું.

"બેશક, આપ બિલકુલ સમજતા નથી," સૈયદઅલી બોલ્યો: "લગ્ન તે છે જેમાં પરણનારનાં દિલ રાજી હોય; જેમાં કન્યાપર ફરજીઆતપણું હોય નહીં અને જે માટે તે ઉત્સાહથી તૈયાર થાય. રાજકુમાર, એને બદલે હું અહીં શું જોઉં છું? બ્હેન તદ્દન ગુસ્સે થઇ ગયાં છે. તમે એમના ભાઇ મને એવું ફરમાન કરો છો કે, જે લગ્નની પવિત્ર ભાવનાને બિલકુલ છાજતું નથી."

"પણ તે પોતાનું હિત સમજતી નથી—"
વિષણુસિંહ બોલ્યો.
"મેં એમના ફક્ત થોડાક જ બોલ સાંભળ્યા
છે. પણ તે દરેક બોલ એકેકેક લાખ સોનામહોર
જેટલો હતો. બસ, એ સાંભળ્યા પછી હું આપની
મદદે રહેવા ના પાડું છું."
"એથી જાલિમસિંહજી નારાજ થશે," વિષ-
ણુસિંહ બોલ્યો.
"જાલિમસિંહજી મોઢામોઢ મને આવો હુકમ
આપે તોપણ હું આમ જ કહું એની ખાત્રી રાખજો."
"તમે, જાલિમસિંહજી આગળ કોટાની સલામતી
જાળવવા વચનથી બંધાયા હતા."
"હું માનું છું કે, કોટારાજ્યનાં માનવંત રાજ
વંશી બહેનનું દિલ દુભાય એમાં 'કોટાની સલામતી'
નથી. કોટાનો સેનાપતિ ચૂડીઓ પહેરી હોય તેમ
જોઇ રહે, અને બહેનને કટાર વડે પોતાનો બચાવ
કરવો પડે એ કોટાને શરમાવનારૂં છે."
સેનાપતિનાં આ વચનબાણ સાંભળી વિષણુ-
સિંહ અવાક્ બની ગયો. રાજકુમારી બોલી: "મારા
રાજવંશી વડીલોનું હું એ પુન્ય માનું છું કે, સરદાર
સૈયફઅલી, તમારા જેવા મહાન્ હૃદયના મુસલમાન
અમારા તરફ એકનિષ્ઠા બતાવી રહ્યા છે, અને અ
મારો માડીજાયો—"
વિષણસિંહ દ્વાર પાસે જઈ બહાર જવા તત્પ
થયો; તેને રોકીને સૈયફઅલીએ રાજકુમારીને પૂછ
"બહેન, એમને જવા દઉં ?"
"જવા દો. જયપુરથી તેની સાથે આવેલી—"
"બહેન, કૃપા કર," વિષણુસિંહ દીનતાથી બોલ
"હું તને બળત્કારે લઈ જવા માગતો નથી.
વધુ શરમિંદો ન બનાવ."
...ચી ગયો. વિષણસિ
સૈયફઅલી દ્વા
જતો રહ્યો.






રાત્રિના આઠ વાગ્યાનો સમય હતો. રાજકુમારી એ વખતે વિચારતંદ્રામાં પોતાના મહેલમાં બેઠી હતી. એના વિચારો થોડાક વખત પહેલાં બની ગયેલા બનાવો સંબંધી હતા. વિષ્ણુસિંહ જયપુરથી આવ્યા પછી એક દાસીએ તેને ખબર આપી હતી કે, કોઈક સ્ત્રીની સાથે રાજકુમાર આવ્યા છે અને એ સ્ત્રીના પહેરવેશ ઉપરથી તે કોઈ ખાનદાન સ્ત્રી જણાતી નથી. રાજકુમારીએ દાસીને તેનાથી પરિચિત થવા જણાવ્યું હતું. દાસી ચાલાક હતી, તેથી સુરાપાનનાં સાહિત્ય સહિત તે, વિષ્ણુસિંહની સાથે આવેલી સ્ત્રી પાસે ગઈ અને પોતાને તેની તેનાહતમાં રહેવાનું વિષ્ણુસિંહે ફરમાવ્યું છે, એવી જુઠ્ઠી વાત તેને કહી. વસ્તુતઃ વિષ્ણુસિંહની સાથે આવેલી સ્ત્રી અન્ય કોઈજ નહીં પણ રસકપુર નર્ત્તિકા જ હતી. દાસીએ તેને સુરાપાનની વ્યવસ્થા કરી આપવા ઉપરાંત ખાદ્ય વસ્તુઓની વ્યવસ્થા પણ કરી આપી; અને તેની સાથે વાતે વળગીને તેનો પૂર્ણ પરિચય મેળવી લીધો, તેમજ વિષ્ણુસિંહ વિષે પણ માહિતી મેળવી લીધી. તે આ મુજબ હતીઃ-રસકપુર કોઈ સામાન્ય નર્ત્તિકા નથી. જેટલું સન્માન જયપુરના રાજા જગતસિંહની રાણીઓ પામે છે તેટલુંજ સન્માન જયપુરમાં રસકપુરનું છે. જયપુર રાજ્યના કોઈ સરદારની મગદૂર નથી કે-રસકપુરની પ્રતિભા તે કમી કરાવી શકે કિંવા જગતસિંહ પરનો રસકપુરનો કાબુ દૂર કરાવી શકે. રસકપુર કદી કોઈ પરરાજ્યમાં નૃત્ય કરવા જતી નથી અને અહીં પણ તે કાંઈ નૃત્ય કરવા આવી નથી. તેને પરાશ્રય લેવાની આવશ્યકતાજ નથી, કેમકે અત્યારે જયપુર રાજ્યમાં નાણું રસકપુરના નામનું ચાલે છે. અહીં આવવાનું તેનું કારણ એટલું જ છે કે, કોટાના રાજાની બહેનને જગતસિંહ સાથે પરણાવવાની વાત વિષ્ણુસિંહે કરી છે. દિવાન જાલિમસિંહનો એ સંબંધમાં જગતસિંહ ઉપર કાંઈક ગુંચવણભરેલો પત્ર હતો, ત્યારે એમાં ખરું શું છે તે જાણવાની રસકપુરની ઇચ્છા છે.

દાસીએ આ વાત જાણીને રસકપુરને પૂછ્યુંઃ "તમે કેવી રીતે ખરી વાત જાણશો ?"

"જાલિમસિંહજીને પૂછીશ; રાજાની બહેનને પૂછીશ," રસકપુરે કહ્યું. "વિષ્ણુસિંહ તો એ સંબંધમાં બહુ ઉત્સાહથી વાત કરે છે અને એનો ઉત્સાહ જોઇને મને અહીં આવવું ઠીક લાગ્યું છે. ભલો રાજકુમાર છે, ઠીક છે. એવા એક વધુ રાજકુમાર સાથે મારો પરિચય વધે એ પણ મને યોગ્ય લાગ્યું છે."

દાસી આ બધું સાંભળીને યશસ્વતી પાસે આવી અને તેને તે કહી દેતાં તેણે રસકપુરનો મેળાપ કરવા ઇચ્છયો. વિષ્ણુસિંહે કોટામાં આવ્યા પછી જે બે-ત્રણ કલાક વિચારોમાં અને બેત ઘડવામાં ગાળ્યા તે દરમ્યાન યશસ્વતી અને રસકપુરનો મેળાપ થયો. એ મેળાપથી યશસ્વતીને ઘણોજ ખેદ થયો. રસકપુરમાં હલકટ પ્રકારનો ઘમંડ હતો. રાજવંશની

રાણીઓ એની આગળ હાથ જોડીને ઉભી રહે એવી સ્થિતિ જયપુરમાં તેણે કરી મૂકી હતી અને હજીયે દરેક નવી રાણીની તેવી સ્થિતિ કરવા ઈન્તેજાર હતી.

એક તોપનો ગોળો પગ પાસે ફુટે અને તેનાથી ગભરાટ ઉપજે તેવી સ્થિતિમાં રાજકુમારી પડી ગઇ. તેણે રસકપુરને તેને ઉતારે વદાય કરી અને પછી વિષણુસિંહ આ સંબંધમાં શું કરે છે તે જાણવા તે આતુર રહી. ગત પરિચ્છેદમાં વર્ણવ્યા મુજબ વિષણુસિંહ જ્યારે તેની પાસે આવ્યો ત્યારે તેણે તેને ટાંણા મારીને બરાબર મૂર્ખ બનાવ્યો, અને તેને મોઢેથી તેણે કબૂલ કરાવ્યું કે, જગતસિંહ સાથે તેના લગ્નનો વિચાર હવે પડતો મૂકયો છે.

વિષણુસિંહના જવા પછી તે કયારની તેને લગતા વિચારોમાંજ દુઃખી બનેલી હતી. એવામાં તેની દાસી તેના ખંડમાં આવી. ધીમે સ્વરે તેણે ખબર આપી: "બ્હેનબા, શહેરના દરવાજા બંધ થાય તે પહેલાં તમને બળાત્કારે લઇ જવાના ખેત રાજકુમાર અને પેલી વારાંગના ઘડે છે. જુઓ, તમારા મહેલ નીચે તેઓ બે જણ અત્યારે કાંઇક મસલત કરે છે."

રાજકુમારીએ પોતાના મહેલના ઝરૂખામાં છુપાઇને આસપાસ નજર નાંખી. ઝરૂખાથી જરાક દૂર રાજકુમાર અને વારાંગના ધીમા સ્વરે વાતો કરતાં ઉભા હતાં. વિષણુસિંહ હાથ લાંબા કરીને મહેલ તરફ ચીંધતો હતો.

યશસ્વતી મહેલના ખંડમાં પાછી ફરી. તે હિમ્મતવાન બાળા હતી. "વિષણુસિંહનો ભૂરો હેતુ આ જન્મમાં તો કદાપિ અમલમાં ન આવવા દઉં," તે મનોગત ગણગણી: "અને તેમાં પણ એ નીચ વારાંગના અને એક દુષ્ટ વિલાસી રાજાનો સંબંધ જાણ્યા પછી તો અવશ્ય એ હેતુની વિરુદ્ધ જ પડું."

તેણે વિચાર કરી જોયો. જાલિમસિંહ અત્યારે અહીં હોત તો તેની પાસે જઇને તેને જરૂર આ અપકૃત્ય બંધ રખાવવા પોતે કહી શકત. અમાત્ય કે પૃથ્વીસિંહ કે મધુસિંહ પણ અહીં નથી. ભાઈ કિશોરસિંહ પણ નથી અને પોતાનો સંરક્ષક, અહા એ સૌમ્ય પરંતુ વીરમૂર્ત્તિ મોહનસિંહ પણ અહીં નથી. કોઇકની પણ સહાય લેવાની જરૂર છે. કોની સહાય લેવી? અત્યારે કિયો આપ્ત જન મદદગાર થઇ શકે તેમ છે?

યશસ્વતી, એ વિચારોમાં આમતેમ ફરતી હતી તેવામાં રાજમાર્ગ ઉપરથી રણશિંગાનો સ્વર સંભળાયો. દાસી તે સાંભળવા ઝરૂખામાં દોડી ગઇ. યશસ્વતી પણ તેની પાછળ દોડી ગઈ. તેમણે જોયું કે સેનાપતિ સૈયદઅલી કેટલાક ઘોડેસ્વારો સહિત કૂચ કરી જતો હતો. તેનો ઘોડો લશ્કરીઓની મોખરે ચાલતો હતો. તેની બાજુમાં રણશિંગું વગાડનારનો ઘોડો હતો, અને તમામ લશ્કરીઓને મોખરે ખેડુતો જેવા દેખાતા દશ પંદર માણસો ચાલતા હતા. રાજકુમારીને અચાનક કાંઈક નવીન વિચાર સ્ફૂર્યો. તેણે એકદમ ઝરૂખામાંથી દાસીને મોકલીને સેનાપતિને પોતાની પાસે આવવા કહેવરાવ્યું.

સૈયદઅલી થોડી વારમાં તેની પાસે આવ્યો. લશ્કરી ઢબે સલામ કરીને તે ઉભો રહ્યો અને બોલ્યો: "શું ફરમાન છે, બહેન?"

"મારે તમારી સાથે આવવું છે," યશસ્વતીએ કહ્યું.

સેનાપતિએ આશ્ચર્ય દાખવ્યું. તે બોલ્યો: "હું તો ભયંકર હિંસક પ્રાણીઓનો નાશ કરવા જાઉં છું. મારી સાથે આવવું આપને માટે જોખમ ભરેલું છે."

"હિંસક પ્રાણીઓથી શિયળ અને ઈજ્જત ભેર મરણ પામવું, એ દુષ્ટ બુદ્ધિનાં સગાંસંબંધીઓના હાથમાં ફસાવા કરતાં બહેતર છે," યશસ્વતીએ જવાબ દીધો.

રાજકુમારીએ સેનાપતિને વિષણુસિંહ અને રસકપુરના પ્રપંચ સંબંધી ટૂંક માહિતી આપી. મહેલની બીજી બાજુ જ્યાં એ બેને રાજકુમારીએ જોયાં હતાં ત્યાં સેનાપતિએ નજર કરી. તેઓ તે વખતે ત્યાં નહોતાં.

મહેલ બહારના રાજમાર્ગમાંથી એ વેળા ખેડુતોએ કકળાણ ભરેલા અવાજે બુમો માર

"સેનાપતિ મહારાજ, જલદી ચાલો. અમારાં બાળબચ્ચાંનું નખ્ખોદ વળી જશે."

એ સાંભળીને સેનાપતિએ યશસ્વતીને કહ્યું: "તમે કરેલી સૂચનાથી હું મુંઝવણમાં પડયો છું. રાજમાર્ગમાંથી સંભળાતી બૂમો ઉપરથી તમને ખ્યાલ આવશે કે, ગરીબ ખેડુતોને તાકીદે બચાવવા જવાની મારે જરૂર છે. તેઓ હમણાં જ મારી પાસે આવ્યા. સરહદ ઉપરનાં ગામડાંમાંથી તેઓ આવ્યા છે. ત્યાં સિંહો અને વાઘો પ્રજાને હેરાન કરી મૂકે છે. ગામડાંના ખેડુતોમાં ખૂબ ગભરાટ પ્રસરી રહેલો છે. આથી મારે તાકીદે તેઓને મદદ કરવા જવું જોઇએ."

"તમે એ કાર્ય ઉપર જ લક્ષ આપજો," યશસ્વતી બોલી: "મારી લગીરે ચિંતા કરશો નહીં. હું તમારી સાથે રહીને મારી પોતાની સંભાળ રાખી શકીશ. મારે અત્યારે અહીં રહેવું નથી, એ ચોક્કસ છે. તમે હિંસક પ્રાણીઓનો નાશ કરી તે પછી સ્વામી અચલાનંદના મઠમાં મને લઇ જજો. ત્યાં મોટાભાઇ કિશોરસિંહજી છે, એટલે મારે મુંઝાવાની જરૂર નહીં રહે."

સેનાપતિ આનાકાની કરતો રહ્યો, તે દરમ્યાન રાજકુમારી શસ્ત્રાસ્ત્રો સજીને તૈયાર થઇ ગઇ અને બોલી: "ચાલો, આનાકાની કરવાની જરૂર નથી."

"તમે કહો તેટલા સૈનિકોની મદદ તમને આપું અને તમે અહીં રહો તો ઠીક. મારી સાથે આવવામાં ઘણું જોખમ છે."

સેનાપતિએ કહ્યું, પણ રાજકુમારી દઢ આગ્રહ ધરી રહી; એટલું જ નહીં પણ મહેલનાં પગથીઆં ઉતરીને રાજમાર્ગમાં ઉભી રહી.

સેનાપતિને ન છૂટકે તેને પોતાની સાથે લેવી પડી. ખેડુતો રાજકુમારીને પોતાને બચાવવા આવતી જોઇને આનંદિત થઈ ગયાં અને હર્ષના પોકારો કરતા રહ્યા. સેનાપતિએ એક પાણીદાર ઘોડા ઉપર તેને બેસાડી હતી અને તે લગીરે ગભરાયા વિના પોતાનો ઘોડો ચાલાકીથી હાંકતી હતી.

સેનાપતિએ કોટા છોડયું, એટલે રાજમહેલના બાગમાંથી ખડખડાટ હાસ્ય-ધ્વનિ સંભળાયો. એ હાસ્ય-ધ્વનિ પિંઢારાઓનો હતો. દરરાત્રિએ કોટાના દરવાજા નવ વાગે બંધ થતા હોવાથી તે પહેલાં તેઓ આજે કોટાના નાગરિકોના વેષમાં શહેરમાં દાખલ થઈ ગયા હતા; અને ક્યારના બાગમાં છુપાઇ રહ્યા હતા. તેઓની સંખ્યા ત્રીશ માણસોની હતી. તેઓનો હેતુ આજ રાત્રે કોટા નગરમાં લૂંટ ચલાવવાનો હતો. પરિચ્છેદ છવ્વીશમાંની અમીરખાન અને કરીમખાનની વાતચીતથી વાચકો વાકેફ છે તેમ, જે નનામા સ્થાને પિંઢારા-દળ ઘેરો ઘાલનાર હતું, તે સ્થાન કોટા હતું. રાત્રિના નવ વાગ્યા પછી હોલ્કરની સરદારી નીચે પિંઢારાઓ આવે એટલે કોટાના દરવાજા ઉઘાડી નાંખવાનો હેતુ આ ત્રીશ આદમીઓનો હતો, જેનો આગેવાન કરીમખાન થયો હતો. કરીમખાને જોયું કે કોટામાં માત્ર સેનાપતિ સિવાય કોઇ જોખમદાર અમલદાર નથી. તે આ વસ્તુસ્થિતિનો પૂરેપૂરો લાભ તે લેવા માગતો હતો. સેનાપતિ સામો થાય તો તેની સાથે લઢાઈ કરવાનો ઇરાદો રાખવામાં આવ્યો હતો, પરંતુ સેનાપતિ તો અચાનક ગયો એટલે 'ટાઢે પાણીએ ખસ ગઈ' એમ તેણે માન્યું. તેના સાથીદારો આનંદિત થઈ ગયા અને માંહોમાંહે તાળી દેતા હસવા લાગ્યા.

"દોસ્તો," કરીમખાને પોતાના સાથીદારોને કહ્યું: "આપણો સિતારો આજે નક્કી પાંશરો છે. સેનાપતિ અહીંથી ગયો, પણ જબરી જાળમાં ફસાઈ પડવાનો છે અને રાજકુમારીની પણ એ હાલત થશે."

"એમ કેમ?" ગફુરે પૂછ્યું.

"સેનાપતિ અહીંથી ગયો ત્યારે આ બાગમાં રસકપુર અને વિષ્ણુસિંહ છૂપાઈ રહેલાં તે ખુશી થયાં હતાં. દોસ્તો, તેઓ કેમ ખુશી થયાં હતાં, તેનું રહસ્ય હું જાણું છું. જે ખેડુતો સેનાપતિ સાથે ગયા છે તે ખરા ખેડુતો નથી, પરંતુ રસકપુર જયપુરથી પોતાની સાથે જે સૈનિકો લાવી હતી તે [illegible]"

"યાને તે બનાવટી ખેડુતો છે?" [illegible] પૂછ્યું.

"હા," કરીમખાન બોલ્યો: "તે બે [illegible] છૂપાઇને વાત કરતાં હતાં ત્યારે હું તેમની નજદીક ગયો હતો

અને તેમના પ્રપંચથી વાકેફગાર થયો હતો. કોટાના રાજાની બહેનને આ બે જણ ફરજીઆત જયપુર લઈ જવા માગે છે. અગાઉથી જ બસ્સો લશ્કરીઓ લઇને રસકપુર તે ખેતથી આવેલી છે. લશ્કરીઓ શહેર બહાર થોભેલા છે. ફક્ત આ દશ પંદર ખેડુતોના વેષવાળા લશ્કરીઓ શહેરમાં આવેલા છે; સેનાપતિએ પહેલાં તો મદદગાર થવા કહેલું, પણ પછીથી તે ફરી બેઠો એટલે તેને શહેરમાંથી દૂર કરવા રસકપુરની શિખવણી મુજબ ખેડુતોએ તાગડો રચ્યો: સરહદ પર સિંહો ખેડુતોને રંજાડે છે, એમ કહી સેનાપતિની મદદ તેઓએ માગી, અને તે ભલો પણ શૂરવીર અમલદાર રવાના થયો. તેની ગેરહાજરીમાં રાજકુમારીને તે બેઉ બળાત્કારે ઉઠાવી જવાનાં હતાં, પણ રાજકુમારી સેનાપતિ સાથે ગઇ; એટલે હવે, હું માનું છું કે, રસ્તામાં હલ્લો કરીને તેને લઇ જવામાં આવશે. જુઓ, તલાશ કરો. રસકપુર અને રાજકુમાર હાલમાં અહીં નહીં હોય અને જરૂર શહેર બહાર ગયાં હશે. દોસ્તમહંમદ, તું તલાશ કરી આવ."

તેઓમાંથી એક માણસ મહેલ તરફ ગયો. તેના જવા બાદ કરીમખાને પોતાના સાથીદારોને કહ્યું: "આપણે હવે ખબરદારી રાખવાની છે. નવ વાગે દરવાજા બંધ થઇ જાય તે બાદ પા કલાકે આપણું કામ શરૂ કરી દેવું. બહારના ભાગમાં તે વખતે તો આપણા બધા દોસ્તો અને હોલ્કર આવી પહોંચેલા હશે."

થોડીવાર સુધી તેઓ ચૂપકીદીથી ત્યાંજ છૂપાયલા રહ્યા. દોસ્તમહંમદ પાછો ફર્યો અને આનંદભેર બોલ્યો; "કરીમ, તારૂં કહેવું સાચું છે. રસકપુર યાતો વિષ્ણુસિંહ બેમાંથી એકકે અહીં નથી."

"બસ. એક પણ સાચો અમલદાર હવે કોટામાં રહ્યો નહીં. સાંભળો દોસ્તો, મારા કહેવાને ટેકો મળે છે," કરીમખાન બોલ્યો.

કોટાના કિલ્લામાંથી એ વખતે 'ધણુણુણુ, ધણુણુ ણુ" એવા મોટા રણકાર સહિત ઘંટ વાગવા માંડ્યા. બરાબર નવ રણકાર થઇને ઘંટ બંધ થઇ ગયા.

સવા નવ વાગ્યા પછી જ્યારે કોટાના મોટા દરવાજામાંના આઠ-દશ પહેરેગીરો કોઇ જાતની આફતની આગાહી વિના નિરાંતે ગપ્પાંસપ્પાં હાંકતાં બેઠા હતા તે વખતે આ પચ્ચીશ-ત્રીશ પિંઢારાઓ તેમની ઉપર અચાનક તૂટી પડ્યા. પહેરેગીરોને તેમનાં દૂર પડેલાં હથીઆરોનો ઉપયોગ કરવા દેવાનો મોકો અપાયો નહીં. તેમજ આ હુમલો કરનાર પિંઢારાઓએ પણ કોઇ જાતનાં હથીઆરોનો ઉપયોગ કર્યો નહીં. બબ્બે પિંઢારાઓએ દરેક પહેરેગીરને પકડી લીધો અને બૂમ મારવાની તક તે કોઇને મળે તે પહેલાંજ દરેકના ગળાની આસપાસ એકેક પિંઢારાના બબ્બે હાથ પડ્યા; આંગળીઓના અણીદાર નખવાળા અંગુઠાઓ. દરેક પહેરેગીરના ગળાના ઘોઘરામાં ખોસી દેવામાં આવ્યા અને આંખના પલકારામાં તેઓને નિષ્પ્રાણ બનાવી દેવામાં આવ્યા. નિદ્રાદેવીના અંકમાં પોઢેલાં અનેક નગરજનોની રક્ષા કરનારા આ બિચારા વફાદારોના હાલહવાલ, આવી ક્રૂર રીતિથી કરીને ખુશ બનેલા પિંઢારાઓએ, તે પછી, તરતજ કોટાનગરના દરવાજા ખોલી નાંખ્યા.

બહાર આવીને તેઓ જુએ છે તો પિંઢારાદળ આવી પહોંચેલું નહતું.

"અરે, આમ કેમ?" દશ નિર્દોષ એક નિષ્ઠ પહેરેગીરોના પ્રાણ લેવા માટે જોખમદાર કરીમખાન ગુસ્સે થઈને બોલ્યો: "શું આપણે અહીં નકામા આ મહેનત કરી મુઆ? શું હોલ્કરે દગાબાજી કરી? જાઓ, તલાશ કરો. સિફતથી જોઈ આવો કે, તે કેટલે દૂર છે?"

પાંચ-સાત જણા તપાસ કરવા માટે દોડ્યા. કરીમખાને દરવાજા બંધ કરાવ્યા, અને અગમચેતી ખાતર પોતાના માણસોને ફરમાવી દીધું કે "દરેક પહેરેગીરની લાશને છુપાવી દો અને તેમના પોશાક તમે પહેરી લો."

તેના સાથીદારોમાંના દશ જણે તેના હુકમનું પરિપાલન ત્વરિતથી કર્યું અને પહેરેગીરોનાં શબ નગરના દરવાજાની અંદર એક બાજુએ ખંડેર ક્યારાના ઢગલાની અંદર છૂપાવી દીધાં.

થોડીવારે હાંફતો હાંફતો એક પિંઢારો પાછો

આવ્યો. તેણે ખબર આપી કે–" નીમચ તરફથી અંગ્રેજ ફોજ આવી લાગી છે. તેની સામે લઢવા માં આપણા લશ્કરને રોકાવું પડે તેમ છે."

"આપણું લશ્કર કેટલે દૂર છે? હોલ્કર આવેલો છે? સરદાર સાહેબ અમીરખાન આવેલા છે? અને અંગ્રેજ ફોજ શા માટે આવી છે?" કરીમખાને તે માણસને એકસામટા સવાલો પૂછ્યા.

"અંગ્રેજ ફોજ હમણાં જ આવી પહોંચી છે," તે માણસે ખબર આપી: "લડાઈ શરૂ થઈ નથી, પણ તેની તૈયારીઓ ચાલે છે. અંગ્રેજ ફોજ કેમ આવી છે તેનું કારણ જાણવામાં નથી. આપણું લશ્કર અહીંથી પા એક માઇલ દૂર છે. હોલ્કર આપણા લશ્કરને લડાઈ માટે ગોઠવે છે."

કરીમખાન વિચારમાં પડી ગયો. અંગ્રેજ ફોજનું આવવાનું કારણ તે સમજી શકયો નહીં. જો પિંઢારાઓ અંગ્રેજ ફોજ સાથે લડવામાં રોકાઇ જાય તો નિરર્થક તેઓનો ધાણ નીકળી જાય અને અહીં લૂંટ ચલાવવામાં ઢીલ થાય. આથી કરીમખાને હોલ્કર પાસે જવા વિચાર કર્યો. તેણે ખબર લાવનાર માણસને જણાવ્યું: "હોલ્કરને કહે કે, હું આવું નહીં ત્યાં સુધી લડાઇ શરૂ કરે નહીં."

તે માણસ રવાના થયો.

બાદ કરીમખાને પોતાના સાથીદારોને કહ્યું: "તમે તમામ જલ્દીથી દરવાજામાં છૂપાઇ જાઓ. કદાચ હમણાં લડાઈ શરૂ થશે તો, કોટાનું લશ્કર જાગી ઉઠશે. તમે ચાલાકીથી કોટાના લશ્કરીઓ હો, તેવો દેખાવ કરજો. જ્યારે આપણું લશ્કર કિલ્લા નજદીક આવે ત્યારે કોટાના તમામ દરવાજા ખુલ્લા કરી દઇ તેની અંદર આપણા લશ્કરને દાખલ કરજો. અને પછી લૂંટ, લૂંટ ને લૂંટ. ધ્યાનમાં રાખજો, ગફલત ન થાય. હું તપાસ કરવા જાઉં છું."

કરીમખાન રવાના થઈ ગયો. તેના લશ્કરીઓ કોટાના દરવાજામાં દાખલ થઈ ગયા.

કોટામાં આ વખતે જાલિમસિંહ નથી; અમાત્ય રાધાકિશન નથી; મહારાવ કિશોરસિંહજી નથી; મહારાવના ભાઇઓ વિષ્ણુસિંહ અને પૃથ્વીસિંહ નથી; જાલિમસિંહના પુત્રો ગોરધન અને મધુસિંહ નથી; સેનાપતિ સૈયફઅલી નથી. કોટાની દશા જાણે કારોબારીઓ વિનાની એક અનિયંત્રિત અંધેરી નગરી હોય તેમ અત્યારે બની ગઈ છે. એ વખતે એ અંધારી રાતે ભીષણ આપત્તિના ઓળા એના ઉપર ઉતર્યા છે. પિંઢારાઓ લૂંટની આપત્તિ લાવનાર છે. કોઈ નહીં જણાયલા કારણસર અંગ્રેજ ફોજ ચઢી આવી છે. જોઇએ છીએ, કોટાના શા હાલ થાય છે?





## પરિચ્છેદ ૨૯ :
## "નાણાંના દોસ્તો"

કરીમખાન હોલ્કર પાસે જઇ પહોંચ્યો. તેણે જોયું કે, અંગ્રેજો લડવાની તૈયારી કરે છે, પરંતુ હોલ્કરે હજી પિંઢારાઓને લડવાની તૈયારી કરાવી નથી. કરીમખાન એ જોઇને તાજુબ થયો. તેણે હોલ્કરને પૂછ્યું: "તમે કેમ નિશ્ચિંત જણાઓ છો? જોતા નથી, સામે અંગ્રેજ ફોજ ચઢી આવી છે?"

હોલ્કર ખડખડાટ હસવા લાગ્યો. 'આમ કેમ?' કરીમખાન મનમાંજ સવાલ કરી રહ્યો. હોલ્કરે હસી રહીને કહ્યું: "દોસ્ત, આપણા લશ્કરને હું કપાઇ મરવા દેવાનો નથી. અમે તો પાછા જઇશું."

"કેમ?" કરીમખાને પૂછ્યું.

"કોટા ભલે અંગ્રેજોના ગુસ્સામાં હોમાય," હોલ્કરે કહ્યું.

"તમે આમ ગુંચવણભરી અને બેપરવાઇ ભરી વાત ન કરો. તમારો મુદ્દો સમજાવી દો. કોટાના દરવાજામાં આપણા માણસો આપણી રાહ જોઇ રહ્યા છે."

"તેઓને પાછા બોલાવી લ્યો."

"પણ તેનું કાંઇ કારણ? સરદાર અમીરખાને આજે લૂંટ કરવા જણાવ્યું છે, તે ભૂલી જાઓ છો? મોકો એવો સરસ છે કે, કોટામાં એકકે જોખમદાર અમલદાર નથી. આજ આપણે મોટો દલ્લો મેળવીને જાલિમસિંહની આંખમાં ધૂડ નાંખીશું; જાલિમસિંહનો ઘમંડ ઉતારીશું." કરીમખાને પોતાની સર્વ આશાઓનો સાગર ખાલી કર્યો.

"દોસ્ત," હોલ્કરે કહ્યું: "વાત એમ છે કે, અંગ્રેજો અત્યારે અહીં કેમ આવ્યા છે તે હું બરાબર રીતે જાણું છું. જાલિમસિંહ ઉપર તેઓ વેર લેવા આવ્યા છે. શેનું વેર તે તું નથી જાણતો. હું જાણું છું. જાલિમસિંહ પાસે કર્નલ મેન્સન આશ્રય માગવા ગયેલો. કોટામાં એક રાત રહેવા દેવા તેણે વિનતિ કરેલી. જાલિમસિંહે ઘસીને ના પાડેલી. એ અપમાનનું વેર આ હુમલો છે."

"શું કોટા સામે અંગ્રેજ ફોજ લડશે?"

"જરૂર, અને તેથીજ આપણે આ વખતે વચ્ચે ઝંપલાવવું ઠીક નથી."

"જસવંતરાવ, તમારો આ નિર્ણય હું બિલકુલ પસંદ કરતો નથી. બે ફોજો ભલે સામાસામી કપાઇ મરે. આપણે કોટાના દરવાજામાં પેસી જઈ શહેરમાં લૂંટફાટ કરીશું," કરીમખાને સૂચવ્યું.

"તો આપણા લશ્કરની સરદારી તું લે. હું મારૂં નામ આ વેળા વગોવવા દેવા માગતો નથી," હોલ્કરે સાફ સાફ કહી દીધું.

"બહુ ઇજ્જતવાલા; ખરા ને કે તમારી ઇજ્જત જવાની હતી!" કરીમખાને કરડાકીમાં કહ્યું.

"હું ઉંડા પેચથી સરદારી લેવા ના પાડું છું. કર્નલનું અત્યારનું કૃત્ય માત્ર જાલિમસિંહને જ નહી, પણ કિશોરસિંહને અને ખુદ અંગ્રેજોને પણ ગમશે નહી. તેથી તેઓ વચ્ચે અંદરઅંદર આગ ઝરશે. એ વખતે આપણે સફાઇથી જાલિમસિંહને કહી

શકીશું કે, જુઓ, અમે તો આ હલ્લા વખતે દૂર જ રહ્યા હતા."

"હં..." કરીમખાન બોલ્યોઃ "એમ કહીને, હોલ્કર સાહેબ, તમારે નગદ નારાયણનાં દર્શન કરવાં હશે, ખરું ને? સમજાયો તમારો મુદ્દો."

"દોસ્ત, એમાં આપણને લાભ છેને?"

"આપણને લાભ કે તમને એકલાને? જશવંતરાવ, હું બધું સમજું છું, બધું જાણું છું. તમે દિવસે દિવસે એકલપેટા બનતા જાઓ છો, દગાખોર બનતા જાઓ છો," કરીમખાને ગુસ્સો દાખવ્યો.

હોલ્કર ઘડીવાર ચૂપ રહ્યો અને પછી બોલ્યોઃ "કરીમખાન, તું મને ચાહે તેવો કહે; પણ પોતાની અમુક ખાસ કામગિરીનાં નાણાં કોઈ માણસ બીજાને આપી દે નહીં. આ દાખલામાં તો જે કાંઇ મળશે તે હું તમને આપી દઇશ."

"ત્યારે કોઇ પહેલા દાખલામાં તમને કાંઇ મળ્યું છે; ખરું ને? બંધાઈ ગયા, જનાબ. ખાસ કામગિરી અને સાધારણ કામગિરી, એ બધી વાતો બચ્ચાંઓ આગળ કરજો; મારી આગળ નહીં."

"મને કાંઈ જ મળ્યું નથી."

"સાબિત કરી આપું તો?"

"છટ, છટ, એવી કોઇ સાબિતી તૂતેતૂત જ હશે!"

"હીઇ...ક. વખત આવ્યે વાત," કરીમખાન બોલ્યોઃ "પણ કહો. આ વખતે તમે હટી જાઓ છો, તે બદલ જાલીમસિંહ પાસેથી શું મેળવી આપશો."

"એનો કાંઇ નિયમ હોય ખરો? જેટલા મળશે તેટલા આપી દઇશ."

"પણ કેટલા? એક રૂપીઓ, બે રૂપીઆ કે પાંચ રૂપીઆ?"

"શું કરવા નકકામી લમણાઝીક કરે છે? તને ચાહે તો તું આજની લૂંટની આગેવાની લે અને મળે તેટલો દલ્લો લઇ આવ; પછી કાંઈ કહેવું છે?" હોલ્કરે કંટાળો બતાવ્યો.

"હં...એમાં પણ બેત રચાય છે. હું સમજ્યો. હું લૂંટફાટ કરવા જાઉં એટલે જાલિમસિંહ આગળ તમારે શાહુકાર ઠરવું છે, અને એ રીતે એકલાને નાણાં હઝમ કરવાં છે."

"આજે તને થયું છે શું? તેં તો નકકામું મારું માથું ખાઈ નાંખ્યું. માફ કર દોસ્ત, હું તો મારે આ ચાલ્યો પાછો. તને રૂચે તેમ તું કરી લે." હોલ્કર આમ કહીને જવા લાગ્યો.

"સબૂર," કરીમખાને કહ્યુંઃ "હું અત્યારે તમારું ધાર્યું થવા દઉં છું, પણ એક રકમ નક્કી કરો. જાલિમસિંહ પાસેથી શું લાવશો?"

"હું બંધાતો નથી."

"તો, દગાખોર, હું તને એમને એમ જીવતો નહી જવા દઉં," એમ બોલીને કરીમખાને પોતાની કમ્મરેથી મોટો છરો કાઢ્યો અને હોલ્કરના અંગ તરફ તે મારવા ધસ્યો.

હોલ્કરે જોયું કે-આ તો નાહક અંદર અંદર સળગે છે અને કરીમખાન વિકરાળ બની ગયો છે; એટલે તેણે હસીને બાજી પલટાવી દીધીઃ "દોસ્ત, શાન્ત થા. કહે, કેટલી રકમ મળવી જોઇએ એમ તું માને છે?"

"હવે સીધા રાહ પર આવ્યા. લાતોના દેવ વાતોએ માને નહીં," કરીમખાન બોલ્યોઃ "૭ લાખ રૂપીઆ લાવવા જોઇશે."

"દોસ્ત, ૭ લાખ લાવી આપું; પણ ૭ લાખ રૂપીઆ તો નહીં," હોલ્કરે કહ્યું.

"તો આ રહ્યો મારો છરો તૈયાર. હોલ્કર, આજે હું તમારું લોહી પીધા વિના રહીશ નહીં. મારી સર્વ મકસદો ઉંધી વાળીને શું એક પાઇ પણ નથી પરખાવવી? અને દગાખોરીથી નાણાં તમારે એકલાને હોઇઆં કરી જવાં છે? નહીં ચાલે." કરીમખાને હોલ્કરનું કાંડું પકડ્યું અને લાલચોળ આંખો કરી કહ્યુંઃ "સંભારી લે તારા ઇશ્વરને. યા તો જે કોઈ તને વહાલું હોય તેને. એક મિનિટ પછી હું મોકો નહી આપું."

એટલામાં અંગ્રેજ-ફોજમાંથી બંદુકોના બાર થયા. કરીમખાને હોલ્કરનો પકડેલો હાથ ધડાકાઓને

લીધે કે પછી ગમે તે કારણથી ઢીલો પડયો, એટલે હોલ્કરે તે અચાનક છટકાવીને નાસવા માંડયું.

"હવે તો તને ન જ છોડું," એમ બોલતો કરીમખાન તેની પાછળ પડયો. થોડાંક જ કદમ દૂર જતાં હોલ્કરને પથ્થરની એક ઠોકર વાગવાથી તે ગબડી પડયો. કરીમખાન તેજ વખતે તેની પાસે જઇ પહોંચીને તેના શરીર ઉપર ચઢી બેઠો અને "લે, લે તો જા, દગાનું ફળ," એમ કહીને જ્યાં તેણે છરો હવામાં ઉંચો કર્યો કે, જરાક દૂરથી અવાજ સંભળાયો: "સબૂર, કરીમ, દોસ્તીને ખાતર સબૂર."

કરીમખાને એ અવાજ પારખ્યો અને સામે નજર કરી, સરદાર અમીરખાન ઘોડાપર બેસીને આવતો તેના જોવામાં આવ્યો. તેણે હોલ્કરને છરો માર્યો નહીં, પણ તેના શરીર ઉપર તો તે બેસી જ રહ્યો.

બૂમ મારનાર અમીરખાન જ હતો. તે જાણતો હતો કે, પિંઢારાઓ કોટા આગળ હશે; કારણ કે તેણે જ લૂંટનો બેત રચાવ્યો હતો. તે માધુસેન અને અવન્તિસેનને મોહનસિંહ અને કિશોરસિંહ સાથે રવાના થવા દઇને આ તરફ આવ્યો હતો.

ઘોડા ઉપરથી ઉતરીને આ બન્નેની નજદીક આવતાં તેણે કહ્યું: "નાણાંની તકરાર માટે હોલ્કર સાહેબનો જાન હવા ખાવા જવાની તૈયારીમાં હતો! ખરૂંને કરીમ?"

"બેશક, તેજ તકરાર." કરીમખાને કહ્યું: "અમારે છ લાખ રૂપીઆની તકરાર પડી છે. તે તમારા દેખતાં કબૂલ થાય કે, છ લાખ રૂપીઆ આપણા વચ્ચે વહેંચવા માટે તે આપશે તો હું એને નહી મારૂં; નહીંતર મારા મહુમ વાલીદના કસમ ખાઇને કહું છું કે, એનો જાન લીધા વિના હું નહી રહું, અને સરદાર, તમારૂં કહેવું પણ નહી માનું."

અમીરખાને સ્મિત કર્યું અને કહ્યું: "હોલ્કર સાહેબ, આ તો પિંઢારો! એ વિફરે ત્યારે કોઇનો નહીં. માની જાઓ અને જાન બચાવી લ્યો."

"પણ તમે તકરારનું કારણ તો સાંભળો?" હોલ્કરે હાંફતાં હાંફતાં કહ્યું.

"મ્હારે શું કરવા સાંભળવું પડે? આપણને સૌને માટે જે રકમ આવનાર છે, તે કાંઈ જતી કરાય નહીં," અમીરખાને કહ્યું.

"દગાખોર, સાંભળી લે તારો ન્યાય," કરીમે હોલ્કરને ઉદ્દેશીને કહ્યું.

"ત્યારે તમે મને મરતો નહી બચાવો, સરદાર?" હોલ્કરે અમીરખાનને પૂછ્યું.

અમીરખાને ખભા હલાવી જવાબ દીધો: "એકજ શરતે બચાવી શકું. કરીમ કહે છે તે રકમ પાતાળમાંથી પણ પેદા કરી આપવા કબૂલ થાઓ."

"પણ કાંઇ કારણ?"

"એજ કે, મુકન્દરા આગળથી આપણને જોઈએ તેવું મળ્યું નથી. માણસો નાણાં માટે બુમો મારે છે. એ લોકોને કેવી રીતે શાન્ત કરવા? તમને એટલા માટે તો મેં આજની લૂંટ કરવા કહેવરાવેલું, પણ હું જોઉં છું કે, તમે હજી આપણા માણસોને લડવાનો હુકમ આપ્યો નથી અને અંગ્રેજ ફોજ તો બંદુકો પર બંદુકો ફોડે છે. હોલ્કર, કાંઈ પણ જાતની લપ્પનછપ્પન વગર કરીમનું કહેવું માની જાઓ. જુઓ, ફક્ત બે મિનિટ હું તમને નિર્ણય માટે આપું છું; પછી ખેલ ખલાસ."

હોલ્કરના મનમાં હવે ઠસી ગયું કે, કરીમખાને અગાઉથીજ મને મારવાનો તાગડો રચી રાખેલો છે. તેણે રૂપીઆ કબૂલ્યા વિના બીજો કોઇ આરો જોયો નહીં. તે બોલ્યો: "કબૂલ છે. છ લાખ રૂપીઆ હું અપાવીશ."

"કહો કે, આપીશ," અમીરખાને કહ્યું.

"હા, ભાઇ, હા. હું પોતે આપીશ," હોલ્કરે કબૂલાત આપી.

"કરીમ, છ લાખ રૂપીઆ માટે એને છુટો કર," અમીરખાને કહ્યું.

"એમને એમ નહી. એ તુલસીબાઇના કસ ખાઈને કહે કે, હું તે રકમ આપીશ તોજ છુટો કરૂં," કરીમખાને કહ્યું.

અમીરખાન હસવા લાગ્યો. હોલ્કરને તુલસીબ

ના સોગંદ ખાવા પડયા. કરીમખાન દેતા શરીર પરથી ઉઠી ગયો. તેણે છરો મ્યાન કર્યો.

"હાથ મિલાવો," અમીરખાને કહ્યું.

"એવી કંઈ જરૂરિયાત નથી!" હોલ્કરે છણકાઈને કહ્યું: "તમને જોઈ લીધા. તમે કેવળ નાણાંના દોસ્તો છો."

"એ એકજ ચીજ આપણી દોસ્તીને ટકાવી શકે તેમ છે. બીજી કોઈ બાબતથી આપણી દોસ્તી ટકી શકતી હોત તો આપણે 'પિંઢારા' ન કહેવાત. સમજ્યા કે હોલ્કર સહાબ?" અમીરખાને કહ્યું. બાદ તે ઉતાવળા સ્વરે બોલ્યો: "હવે ઝટ કરો. આપણા લશ્કરને હટને હુકમ આપી દો."

"કરીમ, આપણા કરાર મુજબ ગોઠવણ કરે છું." હોલ્કરે કહ્યું.

"હા, હવે તમે મરજી મુજબ ગોઠવણ કરવાને મુખ્ત્યાર છો," કરીમે જવાબ દીધો.

હોલ્કર પિંઢારા-દળને પાછું ફરવા કહેવા ગયો. અમીરખાને કરીમખાનને આ તકરારનું કારણ પૂછ્યું. કરીમખાને ટુંકમાં બધી હકીકત કહી અને ઉમેર્યું: "સરદાર, તમે વખતસર આવીને બાપે ભારે ઠીક 'હા માં હા' મિલાવી દીધી."

"હું હોલ્કરના સ્વભાવથી અને તારા સ્વભાવથી વાકેફ છું," અમીરખાને કહ્યું: "અને તેથી જ મેં અનુમાનને આધારે પડેલો સવાલ પૂછ્યો અને તે બાદ મારી વલણ મક્કમ રાખી. ચાલ, હવે હું તને એક ચમત્કારી માણસ પાસે લઈ જાઉં."



લીધે કે પછી ગમે તે કારણથી ઢીલો પડયો, એટલે હોલ્કરે તે અચાનક છટકાવીને નાસવા માંડયું.

"હવે તો તને ન જ છોડું," એમ બોલતો કરીમખાન તેની પાછળ પડયો. થોડાંક જ કદમ દૂર જતાં હોલ્કરને પથ્થરની એક ઠોકર વાગવાથી તે ગબડી પડયો. કરીમખાન તેજ વખતે તેની પાસે જઇ પહોંચીને તેના શરીર ઉપર ચઢી બેઠો અને "લે, લે તો જા, દગાનું ફળ," એમ કહીને જ્યાં તેણે છરો હવામાં ઉંચો કર્યો કે, જરાક દૂરથી અવાજ સંભળાયો: "સબૂર, કરીમ, દોસ્તીને ખાતર સબૂર."

કરીમખાને એ અવાજ પારખ્યો અને સામે નજર કરી, સરદાર અમીરખાન ઘોડાપર બેસીને આવતો તેના જોવામાં આવ્યો. તેણે હોલ્કરને છરો માર્યો નહીં, પણ તેના શરીર ઉપર તો તે બેસી જ રહ્યો.

બૂમ મારનાર અમીરખાન જ હતો. તે જાણતો હતો કે, પિંઢારાઓ કોટા આગળ હશે; કારણ કે તેણે જ લૂંટનો બેત રચાવ્યો હતો. તે માધુસેન અને અવન્તિસેનને મોહનસિંહ અને કિશોરસિંહ સાથે રવાના થવા દઇને આ તરફ આવ્યો હતો.

ઘોડા ઉપરથી ઉતરીને આ બન્નેની નજદીક આવતાં તેણે કહ્યું: "નાણાંની તકરાર માટે હોલ્કર સાહેબનો જાન હવા ખાવા જવાની તૈયારીમાં હતો! ખરુંને કરીમ?"

"બેશક, તેજ તકરાર." કરીમખાને કહ્યું: "અમારે છ લાખ રૂપીઆની તકરાર પડી છે. તે તમારા દેખતાં કબૂલ થાય કે, છ લાખ રૂપીઆ આપણા વચ્ચે વહેંચવા માટે તે આપશે તો હું એને નહી મારું; નહીંતર મારા મહુમ વાલીદના કસમ ખાઇને કહું છું કે, એનો જાન લીધા વિના હું નહી રહું, અને સરદાર, તમારું કહેવું પણ નહી માનું."

અમીરખાને સ્મિત કર્યું અને કહ્યું: "હોલ્કર સાહેબ, આ તો પિંઢારો! એ વિફરે ત્યારે કોઇનો નહીં. માની જાઓ અને જાન બચાવી લ્યો."

"પણ તમે તકરારનું કારણ તો સાંભળો?" હોલ્કરે હાંફતાં હાંફતાં કહ્યું.

"મ્હારે શું કરવા સાંભળવું પડે? આપણને સૌને માટે જે રકમ આવનાર છે, તે કાંઈ જતી કરાય નહીં," અમીરખાને કહ્યું.

"દગાખોર, સાંભળી લે તારો ન્યાય," કરીમે હોલ્કરને ઉદ્દેશીને કહ્યું.

"ત્યારે તમે મને મરતો નહી બચાવો, સરદાર?" હોલ્કરે અમીરખાનને પૂછ્યું.

અમીરખાને ખભા હલાવી જવાબ દીધો: "એકજ શરતે બચાવી શકું. કરીમ કહે છે તે રકમ પાતાળમાંથી પણ પેદા કરી આપવા કબૂલ થાઓ."

"પણ કાંઇ કારણ?"

"એજ કે, મુકન્દરા આગળથી આપણને જોઈએ તેવું મળ્યું નથી. માણસો નાણાં માટે બૂમો મારે છે. એ લોકોને કેવી રીતે શાન્ત કરવા? તમને એટલા માટે તો મેં આજની લૂંટ કરવા કહેવરાવેલું, પણ હું જોઉં છું કે, તમે હજી આપણા માણસોને લડવાનો હુકમ આપ્યો નથી અને અંગ્રેજ ફોજ તો બંદુકો પર બંદુકો ફોડે છે. હોલ્કર, કોઈ પણ જાતની લપ્પનછપ્પન વગર કરીમનું કહેવું માની જાઓ. જુઓ, ફક્ત બે મિનિટ હું તમને નિર્ણય માટે આપું છું; પછી ખેલ ખલાસ."

હોલ્કરના મનમાં હવે ઠસી ગયું કે, કરીમખાને અગાઉથીજ મને મારવાનો તાગડો રચી રાખેલો છે. તેણે રૂપીઆ કબૂલ્યા વિના બીજો કોઇ આરો જોયો નહીં. તે બોલ્યો: "કબૂલ છે. છ લાખ રૂપીઆ હું અપાવીશ."

મહોબ્બત છે. તમે તેની સાથે આ વેષાન્તરમાં આવેલા હતા, તેથી જ હું તમારો જાન લેવા ઇચ્છતો નથી."

"તે તમારી મુનસફી," કર્નલે કહ્યું: "પણ મેં મારું કહેવાનું કહી દીધું છે. એક જાસુસ વેષાન્તરમાં પકડાય તે પછી નિડરતાથી પોતાનો પ્રાણ આપતાં ન ડરે."

"ત્યારે કર્નલ, તમે જાસુસીના ઇરાદાથી આવ્યા હતા, એ નક્કી થઇ ગયું. વારુ, રાધાકિશનજી, તમે શા માટે આવ્યા છો?" અમીરખાને પાછલો સવાલ અમાત્યને કર્યો.

"આપણે તદ્દન એકલા વાત કરીએ તો ઠીક," રાધાકિશને કહ્યું.

"કોટા પર અંગ્રેજ ફોજ ચઢી આવી છે, એ વાત જાલિમસિંહજી જાણે છે કે?"

"ના. હું પણ તે હમણાંજ જાણીને અને જોઇને અજબ થયો છું," રાધાકિશને જવાબ દીધો.

"ત્યારે તમે આ હલ્લા સામે અમારી મદદ મેળવવા માટે નથી આવ્યા; પણ બીજા કોઇ કારણ માટે આવ્યા છો. કદાચ એ કેદીઓનું કારણ હોય," અમીરખાને કહ્યું.

"આપણે ખાનગીમાં વાત કરીએ તો વધારે ઠીક," રાધાકિશન બોલ્યો.

"હા, હું ભૂલ્યો, કર્નલથી છુપી રીતે તમારે તે વાત કરવાની છે; કારણ કે અંગ્રેજો તમારા મિત્ર છે, અને મિત્ર હોવાથીજ કોટાપર આ રાતને વખતે હલ્લો લાવ્યા છે! શી સુન્દર દોસ્તી!" અમીરખાને વક્રોક્તિમાં કહ્યું.

રાધાકિશને આ સંબંધમાં કાંઇ અભિપ્રાય આપ્યો નહીં.

અમીરખાને કર્નલને ઉદ્દેશીને કહ્યું: "તમને હું એકજ શરતે છુટા કરું. શરત એ કે અંગ્રેજ લશ્કરને કોટા પર હલ્લો કરતું અટકાવી પાછું ફરવા કહો."

"મારે તેમ કરવાની શી જરૂર?" કર્નલે પૂછ્યું

"સાંભળજો, રાધાકિશન, તમારા અંગ્રેજ મિત્ર પોતાની ફોજને લડતી અટકાવવા ના પાડે છે," અમીરખાને વળી વક્રોક્તિમાં કહ્યું.

"શા માટે આપ ના પાડો છો, સાહેબ?" અમાત્યે કર્નલને પ્રશ્ન કર્યો.

"કારણ કે, હું તે લશ્કરનો ઉપરી અમલદાર નથી. મારી ટુકડી તો અચલાનંદ સ્વામીના મઠમાં છે."

"તમે આ લશ્કર બોલાવ્યું નથી?" અમાત્યે પૂછ્યું.

"નહીં જ," કર્નલે મક્કમપણે જવાબ દીધો.

"તમે સાચું કહો છો, કર્નલ?" અમીરખાને પ્રશ્ન કર્યો.

"મરણાન્તે પણ જુઠું બોલવાની મારી પ્રકૃતિ નથી.' કર્નલે જવાબ દીધો. "હું સામે મોંયે લડનાર સિપાહી છું. મારે લડવું હોય તો તમને અગાઉથી ચેતવણી આપું અને એક બહાદુરને છાજતી રીતે જ લડું."

"ત્યારે અંગ્રેજ લશ્કર શા માટે અમારા ઉપર હલ્લો કરવા જાય છે? તેને કોણે બોલાવ્યું છે?" અમાત્યે પૂછ્યું.

"મને તેની મુદ્દલ ખબર નથી," કર્નલે જવાબ દીધો.

"સાંભળજો, રાધાકિશન," અમીરખાને કહ્યું: "પણ તે સાથે વિચાર પણ કરી જોજો કે, આ કર્નલનું કહેવું તમે ખરું માની શકશો? તમે અહીં તેમને જાસુસ તરીકે જુઓ છો. તમારે જાણવા જેવી એક બાબત એ છે કે, મોહનસિંહ અને કોટાના મહારાવ, જાલિમસિંહનું એક કાર્ય અફળ કરવા અમારી છાવણીમાં આવ્યા હતા. કર્નલ તેમની સાથે જ અમારા દળમાં આવેલા. બેશક, તેઓ ત્યાર પછી અમારી સાથે છે; પરંતુ તમે અંગ્રેજ લશ્કરને અહીંથી કોટા તરફ કૂચ કરી જતું જોયું. કહો, હવે તમારું શું અનુમાન છે?"

"જાલિમસિંહે કર્નલનું અપમાન કર્યું હતું એ વાત પણ વિચાર દરમ્યાન ન ભૂલશો," કરીમખાને એક વધુ દલીલ અમાત્યને વિચારવા માટે રજુ કરી.




અમીરખાન સાથે થોડેક દૂર જતાં કરીમખાને જોયું કે, એક પિંઢારો એક પથ્થર ઉપર બેસી રહેલો છે અને તેની પાસે ઉભો ઉભો કોઈ સારો માણસ વાતચીત કરી રહેલો છે.

અમીરખાન તેઓની નજદીક કરીમખાનને લઇ જઇને બોલ્યો: "તું આ આદમીઓને ઓળખે છે?"

પિંઢારા તરફ જોઇને કરીમખાને કહ્યું: "આ તો કોઈ આપણો માણસ લાગે છે; અને આ ઉભેલો આદમી, હું ભૂલતો ન હોઉં તો, કોટાનો અમાત્ય રાધાકિશન છે."

"આ પિંઢારો આપણો આદમી નથી. તે અંગ્રેજ છે. તેનું નામ કર્નલ મેન્સન," અમીરખાને કહ્યું.

"અહો! કર્નલ સાહેબ આ વેષમાં! વાહ, વાહ, ઠીક જાસુસી ચાલી રહી છે! અને અમાત્ય સાહેબ શું ખુલ્લી રીતે આપણી સાથે મળી જવા આવ્યા છે?" કરીમખાને પૂછ્યું.

"અમાત્ય શા ઇરાદાથી આવ્યા છે તે હું જાણતો નથી. પણ તેઓ જાલિમસિંહ તરફથી દીલ્હીથી દોસ્તીનો કોઇ સંદેશો લાવ્યા છે." અમીરખાને કહ્યું: "રસ્તામાં તેઓને મેં જોયા અને થોભાવીને મારી ઓળખાણ આપી, એટલે મને તેમણે પોતાનો હેતુ કહ્યો. હું તેમને અહીં લાવ્યો. આવતાં આવતાં આ [illegible]ને મેં દીઠા એટલે અમાત્યને તેમની સાથે વાતે વળગાડયા; હોલ્કરને પડતો જોયો; છરા સાથે તેના અંગ ઉપર તને મેં ચઢી બેસતો જોયો; એટલે મેં બૂમ મારી તને રોક્યો. હવે આપણે તેઓ સાથે ખુલાસાથી વાત કરીએ."

આ વખતે અંગ્રેજ ફોજ કોટા તરફ ધસવા લાગી અને પિંઢારાદળ તેના માર્ગમાંથી ખસી જઇને મુકુન્દરાની ખીણને માર્ગે જવા લાગ્યું.

અમીરખાને કર્નલ સાથે ભાંગીતુટી અંગ્રેજીમાં વાતચીત ચલાવી: "કર્નલ મેન્સન, હું તમને ઓળખી ગયો છું."

"હું કર્નલ મેન્સન છું એ વાત છુપાવવા માગતો નથી," કર્નલે જવાબ દીધો.

"હું અત્યારે તમને મારા માણસો મારફત તીરથી વિંધાવી શકું તેમ છું પણ તેમ કરવા માગતો નથી," અમીરખાને કહ્યું.

"અમીરખાન," કર્નલે ગૌરવથી જવાબ દીધો: "મારી દયા લાવવાની તમારે જરૂર નથી. તમે ચાહે તેમ કરી શકો છો."

"તમે મને ઓળખો છો, એમ કે?" અમીરખાને કહ્યું: "મુકુન્દરાની ખીણ આગળ હોલ્કર સાથે તમને લડાઇ થઈ ત્યારે કમનસિબે હું ત્યાં નહોતો. લડાઇમાં તમે સખ્ત હારી ગયા તે પછી હું આવ્યો. મને તમે કેમ ઓળખી લીધો તેનું કારણ હું એકજ કલ્પી શકું છું. મોહનસિંહે તમને મારી પિછાન કરાવી હોવી જોઇએ. મારે અને તેને અહુજ

મહોબ્બત છે. તમે તેની સાથે આ વેષાન્તરમાં આવેલા હતા, તેથી જ હું તમારો જાન લેવા ઇચ્છિતો નથી."

"તે તમારી મુનસફી," કર્નલે કહ્યું: "પણ મેં મારૂં કહેવાનું કહી દીધું છે. એક જાસુસ વેષાન્તરમાં પકડાય તે પછી નિડરતાથી પોતાનો પ્રાણ આપતાં ન ડરે."

, "ત્યારે કર્નલ, તમે જાસુસીના ઇરાદાથી આવ્યા હતા, એ નક્કી થઇ ગયું. વારૂ, રાધાકિશનજી, તમે શા માટે આવ્યા છો?" અમીરખાને પાછલો સવાલ અમાત્યને કર્યો.

"આપણે તદ્દન એકલા વાત કરીએ તો ઠીક," રાધાકિશને કહ્યું.

"કોટા પર અંગ્રેજ ફોજ ચઢી આવી છે, એ વાત જાલિમસિંહજી જાણે છે કે?"

"ના. હું પણ તે હમણાંજ જાણીને અને જોઇને અજબ થયો છું," રાધાકિશને જવાબ દીધો.

"ત્યારે તમે આ હલ્લા સામે અમારી મદદ મેળવવા માટે નથી આવ્યા; પણ બીજા કોઇ કારણ માટે આવ્યા છો. કદાચ એ કેદીઓનું કારણ હોય," અમીરખાને કહ્યું.

"આપણે ખાનગીમાં વાત કરીએ તો વધારે ઠીક," રાધાકિશન બોલ્યો.

"હા, હું ભૂલ્યો, કર્નલથી છુપી રીતે તમારે તે વાત કરવાની છે; કારણ કે અંગ્રેજો તમારા મિત્ર છે, અને મિત્ર હોવાથીજ કોટાપર આ રાતને વખતે હલ્લો લાવ્યા છે! શી સુન્દર દોસ્તી!" અમીરખાને વક્રોક્તિમાં કહ્યું.

રાધાકિશને આ સંબંધમાં કાંઇ અભિપ્રાય આપ્યો નહીં.

અમીરખાને કર્નલને ઉદ્દેશીને કહ્યું: "તમને હું એકજ શરતે છુટા કરૂં. શરત એ કે અંગ્રેજ લશ્કરને કોટા પર હલ્લો કરતું અટકાવી પાછું ફરવા કહો."

"મારે તેમ કરવાની શી જરૂર?" કર્નલે પૂછ્યું

"સાંભળજો, રાધાકિશન, તમારા અંગ્રેજ મિત્ર પોતાની ફોજને લડતી અટકાવવા ના પાડે છે," અમીરખાને વળી વક્રોક્તિમાં કહ્યું.

"શા માટે આપ ના પાડો છો, સાહેબ?" અમાત્યે કર્નલને પ્રશ્ન કર્યો.

"કારણ કે, હું તે લશ્કરનો ઉપરી અમલદાર નથી. મારી ટુકડી તો અચલાનંદ સ્વામીના મઠમાં છે."

"તમે આ લશ્કર બોલાવ્યું નથી?" અમાત્યે પૂછ્યું.

"નહીં જ," કર્નલે મક્કમપણે જવાબ દીધો.

"તમે સાચું કહો છો, કર્નલ?" અમીરખાને પ્રશ્ન કર્યો.

"મરણાન્તે પણ જુઠું બોલવાની મારી પ્રકૃતિ નથી.' કર્નલે જવાબ દીધો. "હું સામે મોંયે લડનાર સિપાહી છું. મારે લડવું હોય તો તમને અગાઉથી ચેતવણી આપું અને એક બહાદુરને છાજતી રીતે જ લડું."

"ત્યારે અંગ્રેજ લશ્કર શા માટે અમારા ઉપર હલ્લો કરવા જાય છે? તેને કોણે બોલાવ્યું છે?" અમાત્યે પૂછ્યું.

"મને તેની મુદ્દલ ખબર નથી," કર્નલે જવાબ દીધો.

"સાંભળજો, રાધાકિશન," અમીરખાને કહ્યું: "પણ તે સાથે વિચાર પણ કરી જોજો કે, આ કર્નલનું કહેવું તમે ખરૂં માની શકશો? તમે અહીં તેમને જાસુસ તરીકે જુઓ છો. તમારે જાણવા જેવી એક બાબત એ છે કે, મોહનસિંહ અને કોટાના મહારાવ, જાલિમસિંહનું એક કાર્ય અફળ કરવા અમારી છાવણીમાં આવ્યા હતા. કર્નલ તેમની સાથે જ અમારા દળમાં આવેલા. બેશક, તેઓ ત્યાર પછી અમારી સાથે છે; પરંતુ તમે અંગ્રેજ લશ્કરને અહીંથી કોટા તરફ કૂચ કરી જતું જોયું. કહો, હવે તમારૂં શું અનુમાન છે?"

"જાલિમસિંહે કર્નલનું અપમાન કર્યું હતું એ વાત પણ વિચાર દરમ્યાન ન ભૂલશો," કરીમખાને એક વધુ દલીલ અમાત્યને વિચારવા માટે રજુ કરી.



## પરિચ્છેદ ૩૦ :

## કોટા પર આક્રમણ

અમીરખાન સાથે થોડેક દૂર જતાં કરીમખાને જોયું કે, એક પિંઢારો એક પથ્થર ઉપર બેસી રહેલો છે અને તેની પાસે ઉભો ઉભો કોઈ સારો માણસ વાતચીત કરી રહેલો છે.

અમીરખાન તેઓની નજદીક કરીમખાનને લઇ જઇને બોલ્યો: "તું આ આદમીઓને ઓળખે છે?"

પિંઢારા તરફ જોઇને કરીમખાને કહ્યું: "આ તો કોઈ આપણો માણસ લાગે છે; અને આ ઉભેલો આદમી, હું ભૂલતો ન હોઉં તો, કોટનો અમાત્ય રાધાકિશન છે."

"આ પિંઢારો આપણો આદમી નથી. તે અંગ્રેજ છે. તેનું નામ કર્નલ મેન્સન," અમીરખાને કહ્યું.

"અહો! કર્નલ સાહેબ આ વેષમાં! વાહ, વાહ, ઠીક જાસુસી ચાલી રહી છે! અને અમાત્ય સાહેબ શું ખુલ્લી રીતે આપણી સાથે મળી જવા આવ્યા છે?" કરીમખાને પૂછ્યું.

"અમાત્ય શા ઇરાદાથી આવ્યા છે તે હું જાણતો નથી. પણ તેઓ જાલિમસિંહ તરફથી દીલ્હીથી દોસ્તીનો કોઇ સંદેશો લાવ્યા છે." અમીરખાને કહ્યું: "રસ્તામાં તેઓને મેં જોયા અને થોભાવીને મારી ઓળખાણ આપી, એટલે મને તેમણે પોતાનો હેતુ કહ્યો. હું તેમને અહીં લાવ્યો. આવતાં આવતાં આ સાહેબને મેં દીઠા. એટલે અમાત્યને તેમની સાથે વાતે વળગાડ્યા; હોલ્કરને પડતો જોયો; છરા સાથે તેના અંગ ઉપર તને મેં ચઢી બેસતો જોયો; એટલે મેં બૂમ મારી તને રોક્યો. હવે આપણે તેઓ સાથે ખુલાસાથી વાત કરીએ."

આ વખતે અંગ્રેજ ફોજ કોટા તરફ ધસવા લાગી અને પિંઢારાદળ તેના માર્ગમાંથી ખસી જઇને મુકુન્દરાની ખીણને માર્ગે જવા લાગ્યું.

અમીરખાને કર્નલ સાથે ભાંગીતુટી અંગ્રેજીમાં વાતચીત ચલાવી: "કર્નલ મેન્સન, હું તમને ઓળખી ગયો છું."

"હું કર્નલ મેન્સન છું એ વાત છુપાવવા માગતો નથી," કર્નલે જવાબ દીધો.

"હું અત્યારે તમને મારા માણસો મારફત તીરથી વિંધાવી શકું તેમ છું પણ તેમ કરવા માગતો નથી," અમીરખાને કહ્યું.

"અમીરખાન," કર્નલે ગૌરવથી જવાબ દીધો: "મારી દયા લાવવાની તમારે જરૂર નથી. તમે ચાહે તેમ કરી શકો છો."

"તમે મને ઓળખો છો, એમ કે?" અમીરખાને કહ્યું: "મુકુન્દરાની ખીણ આગળ હોલ્કર સાથે તમને લડાઇ થઈ ત્યારે કમનસિબે હું ત્યાં નહોતો. લડાઇમાં તમે સખ્ત હારી ગયા તે પછી હું આવ્યો. મને તમે કેમ ઓળખી લીધો તેનું કારણ હું એકજ કલ્પી શકું છું. મોહનસિંહે તમને મારી પિછાન કરાવી હોવી જોઇએ. મારે અને તેને અહુ્ગ

મહોબ્બત છે. તમે તેની સાથે આ વેષાન્તરમાં આવેલા હતા, તેથી જ હું તમારો જાન લેવા ઇચ્છતો નથી."

"તે તમારી મુનસફી," કર્નલે કહ્યું: "પણ મેં મારું કહેવાનું કહી દીધું છે. એક જાસુસ વેષાન્તરમાં પકડાય તે પછી નિડરતાથી પોતાનો પ્રાણ આપતાં ન ડરે."

"ત્યારે કર્નલ, તમે જાસુસીના ઇરાદાથી આવ્યા હતા, એ નક્કી થઇ ગયું. વારુ, રાધાકિશનજી, તમે શા માટે આવ્યા છો?" અમીરખાને પાછલો સવાલ અમાત્યને કર્યો.

"આપણે તદ્દન એકલા વાત કરીએ તો ઠીક," રાધાકિશને કહ્યું.

"કોટા પર અંગ્રેજ ફોજ ચઢી આવી છે, એ વાત જાલિમસિંહજી જાણે છે કે?"

"ના. હું પણ તે હમણાંજ જાણીને અને જોઇને અજબ થયો છું," રાધાકિશને જવાબ દીધો.

"ત્યારે તમે આ હલ્લા સામે અમારી મદદ મેળવવા માટે નથી આવ્યા; પણ બીજા કોઇ કારણ માટે આવ્યા છો. કદાચ એ કેદીઓનું કારણ હોય," અમીરખાને કહ્યું.

"આપણે ખાનગીમાં વાત કરીએ તો વધારે ઠીક," રાધાકિશન બોલ્યો.

"હા, હું ભૂલ્યો, કર્નલથી છુપી રીતે તમારે તે વાત કરવાની છે; કારણ કે અંગ્રેજો તમારા મિત્ર છે, અને મિત્ર હોવાથીજ કોટાપર આ રાતને વખતે હલ્લો લાવ્યા છે! શી સુન્દર દોસ્તી!" અમીરખાને વક્રોક્તિમાં કહ્યું.

રાધાકિશને આ સંબંધમાં કાંઇ અભિપ્રાય આપ્યો નહીં.

અમીરખાને કર્નલને ઉદ્દેશીને કહ્યું: "તમને હું એકજ શરતે છુટા કરું. શરત એ કે અંગ્રેજ લશ્કરને કોટા પર હલ્લો કરતું અટકાવી પાછું ફરવા કહો."

"મારે તેમ કરવાની શી જરૂર?" કર્નલે પૂછ્યું

"સાંભળજો, રાધાકિશન, તમારા અંગ્રેજ મિત્ર પોતાની ફોજને લડતી અટકાવવા ના પાડે છે," અમીરખાને વળી વક્રોક્તિમાં કહ્યું.

"શા માટે આપ ના પાડો છો, સાહેબ?" અમાત્યે કર્નલને પ્રશ્ન કર્યો.

"કારણ કે, હું તે લશ્કરનો ઉપરી અમલદાર નથી. મારી ટુકડી તો અચલાનંદ સ્વામીના મઠમાં છે."

"તમે આ લશ્કર બોલાવ્યું નથી?" અમાત્યે પૂછ્યું.

"નહીં જ," કર્નલે મક્કમપણે જવાબ દીધો.

"તમે સાચું કહો છો, કર્નલ?" અમીરખાને પ્રશ્ન કર્યો.

"મરણાન્તે પણ જુઠું બોલવાની મારી પ્રકૃતિ નથી." કર્નલે જવાબ દીધો. "હું સામે મોંયે લડનાર સિપાહી છું. મારે લડવું હોય તો તમને અગાઉથી ચેતવણી આપું અને એક બહાદૂરને છાજતી રીતે જ લડું."

"ત્યારે અંગ્રેજ લશ્કર શા માટે અમારા ઉપર હલ્લો કરવા જાય છે? તેને કોણે બોલાવ્યું છે?" અમાત્યે પૂછ્યું.

"મને તેની મુદ્દલ ખબર નથી," કર્નલે જવાબ દીધો.

"સાંભળજો, રાધાકિશન," અમીરખાને કહ્યું: "પણ તે સાથે વિચાર પણ કરી જોજો કે, આ કર્નલનું કહેવું તમે ખરું માની શકશો? તમે અહીં તેમને જાસુસ તરીકે જુઓ છો. તમારે જાણવા જેવી એક બાબત એ છે કે, મોહનસિંહ અને કોટાના મહારાવ, જાલિમસિંહનું એક કાર્ય અફળ કરવા અમારી છાવણીમાં આવ્યા હતા. કર્નલ તેમની સાથે જ અમારા દળમાં આવેલા. બેશક, તેઓ ત્યાર પછી અમારી સાથે છે; પરંતુ તમે અંગ્રેજ લશ્કરને અહીંથી કોટા તરફ કૂચ કરી જતું જોયું. કહો, હવે તમારું શું અનુમાન છે?"

"જાલિમસિંહે કર્નલનું અપમાન કર્યું હતું એ વાત પણ વિચાર દરમ્યાન ન ભૂલશો," કરીમખાને એક વધુ દલીલ અમાત્યને વિચારવા માટે રજુ કરી.




## પરિચ્છેદ ૩૦ : કોટા પર આક્રમણ

અમીરખાન સાથે થોડેક દૂર જતાં કરીમખાને જોયું કે, એક પિંઢારો એક પથ્થર ઉપર બેસી રહેલો છે અને તેની પાસે ઉભો ઉભો કોઈ સારો માણસ વાતચીત કરી રહેલો છે.

અમીરખાન તેઓની નજદીક કરીમખાનને લઇ જઇને બોલ્યો: "તું આ આદમીઓને ઓળખે છે?"

પિંઢારા તરફ જોઇને કરીમખાને કહ્યું: "આ તો કોઈ આપણો માણસ લાગે છે; અને આ ઉભેલો આદમી, હું ભૂલતો ન હોઉં તો, કોટનો અમાત્ય રાધાકિશન છે."

"આ પિંઢારો આપણો આદમી નથી· તે અંગ્રેજ છે. તેનું નામ કર્નલ મેન્સન," અમીરખાને કહ્યું.

"અહો ! કર્નલ સાહેબ આ વેષમાં ! વાહ, વાહ, ઠીક જાસુસી ચાલી રહી છે ! અને અમાત્ય સાહેબ શું ખુલ્લી રીતે આપણી સાથે મળી જવા આવ્યા છે?" કરીમખાને પૂછ્યું.

"અમાત્ય શા ઇરાદાથી આવ્યા છે તે હું જાણતો નથી. પણ તેઓ જાલિમસિંહ તરફથી દીલ્હીથી દોસ્તીનો કોઇ સંદેશો લાવ્યા છે." અમીરખાને કહ્યું: "રસ્તામાં તેઓને મેં જોયા અને થોભાવીને મારી ઓળખાણ આપી, એટલે મને તેમણે પોતાનો હેતુ કહ્યો. હું તેમને અહીં લાવ્યો. આવતાં આવતાં આ સાહેબને મેં દીઠા. એટલે અમાત્યને તેમની સાથે વાતે વળગાડયા; હોલ્કરને પડતો જોયો; છરા સાથે તેના અંગ ઉપર તને મેં ચઢી બેસતો જોયો; એટલે મેં બૂમ મારી તને રોકયો. હવે આપણે તેઓ સાથે ખુલાસાથી વાત કરીએ."

આ વખતે અંગ્રેજ ફોજ કોટા તરફ ધસવા લાગી અને પિંઢારાદળ તેના માર્ગમાંથી ખસી જઇને મુકુન્દરાની ખીણને માર્ગે જવા લાગ્યું.

અમીરખાને કર્નલ સાથે ભાંગીતુટી અંગ્રેજીમાં વાતચીત ચલાવી: "કર્નલ મેન્સન, હું તમને ઓળખી ગયો છું."

"હું કર્નલ મેન્સન છું એ વાત છુપાવવા માગતો નથી," કર્નલે જવાબ દીધો.

"હું અત્યારે તમને મારા માણસો મારફત તીરથી વિંધાવી શકું તેમ છું પણ તેમ કરવા માગતો નથી," અમીરખાને કહ્યું.

"અમીરખાન," કર્નલે ગૌરવથી જવાબ દીધો: "મારી દયા લાવવાની તમારે જરૂર નથી. તમે ચાહે તેમ કરી શકો છો."

"તમે મને ઓળખો છો, એમ કે?" અમીરખાને કહ્યું: "મુકુન્દરાની ખીણ આગળ હોલ્કર સાથે તમને લડાઇ થઈ ત્યારે કમનસિબે હું ત્યાં નહોતો. લડાઇમાં તમે સખ્ત હારી ગયા તે પછી હું આવ્યો. મને તમે કેમ ઓળખી લીધો તેનું કારણ હું એકજ કલ્પી શકું છું. મોહનસિંહે તમને મારી પિછાન કરાવી હોવી જોઇએ. મારે અને તેને અહજ

જાલિમસિંહને જામશે ત્યારે બાકીનો ખ્યાલ તેને આવશે."

અમીરખાને કરીમખાનને રાધાકિશનની પાછળ જવા અને તેની પાસે કાંઈ હોય તો લૂંટી લેવા ખબર આપી. તરતજ કરીમખાન રાધાકિશનની પાછળ દોડયો. તેને થોડીકજ વારમાં પકડી પાડીને તેણે છરો બતાવ્યો અને ખિસ્સાં ખાલી કરવા કહ્યું. બ્રાહ્મણ હસ્યો અને પછી તેણે ખિસ્સાં ખાલી કર્યાં. તેમાંથી માત્ર ૧ રૂપીઓ નીકળ્યો.

"હત્તારીની મવાલી," એમ બોલીને રૂપીઓ કરીમખાને રસ્તામાં ફેંકી દીધો.

"મારું બ્રાહ્મણભાઇનું અમૂલ્ય ધન!" અમાત્ય બોલ્યો અને એજ રૂપીઓ તેણે ઉંચકી લઇને પોતાના ખિસ્સામાં પાછો મૂકી દીધો.

કરીમખાને અમીરખાનને જ્યારે આ વાત કરી: ત્યારે તે ખૂબ હસ્યો; પણ તેણે ટીકા કરી: "કતલ પછીજ વધુ રૂપીઆ આપવાના હશે, પણ ફીકર નહીં. કરીમ, હવે હોલ્કર ૭ લાખની રકમ જાલિમ પાસેથી કેમ લાવે છે, એ જોવાનું છે."

"એ મેળવી રહ્યો!"

"આપણે તેને ગળે ભારે વજનનું ઘંટીનું પડ ઓળવ્યું છે. પ્રસંગ આવ્યે એ સંબંધી ઘટતું થઈ રહેશે."

અમીરખાને તે પછી કર્નલને એમને એમ કોઈ પણ શરત વિના કોટા તરફ જવા દીધો; કરીમખાનને તેણે પિંઢારા–છાવણીમાં જવા કહ્યું અને પોતે કર્નલની પાછળ જાસુસ તરીકે ગયો.

કોટાના કિલ્લા નજદીક આ વખતે લડાઇ ચાલુ થઇ ગઇ હતી અને બન્ને બાજુનાં લશ્કર લડી રહ્યાં હતાં. કોટાની ફોજ કિલ્લામાં હતી; અંગ્રેજ ફોજ બહાર હતી.

પોતાના લશ્કર સમીપ આવતાં કર્નલે અંગ્રેજ લશ્કરમાંથી મરેલા એક દેશી સિપાહીનો પોષાક પહેરી લીધો. અમીરખાને પણ તેની નજરે પડાય નહી પડે તેમ તેનું અનુકરણ કર્યું.

કર્નલ મેન્સન લશ્કરમાં ઘુસ્યો એટલે અમીરખાન પણ તેની પાછળ ગયો. કર્નલે એક અંગ્રેજ અમલદારને શોધીને તેની સાથે વાતચીત કરીને આ ચઢાઇનો ઉદ્દેશ જાણી લીધો. અમીરખાન એ વાતચીત સાંભળી ગયો.

અંગ્રેજ લશ્કરની ચઢાઇનું કારણ આમ બન્યું હતું:–અચલાનંદના મઠમાંનો કર્નલ મેન્સનનો એક જોડીદાર, કર્નલની ગેરહાજરીમાં નીમચ ખાતે ઉપડી ગયો હતો. ત્યાં જઇને તેણે કર્નલના અપમાનની વાત લોર્ડ લેકને કરી હતી. તેણે કોટાના સત્તાવાળાઓને પિંઢારાઓની સાથે ભળી ગયેલા જણાવ્યા અને લૉર્ડ લેક પાસેથી એક ફોજની મદદ મેળવીને તે આવી રીતે કોટા પર ચઢી આવ્યો હતો.

કર્નલને એ હકીકત કહીને અંગ્રેજ અમલદાર કર્નલથી વિખૂટો પડયો. કર્નલ મેન્સન સાદા સિપાહીના વેશમાંજ ફોજ સાથે રહીને લડવા લાગ્યો.

અમીરખાન આ જોઈને તાજુબ થયો. તેને એમ લાગ્યું કે, જો કર્નલે અત્રે ખુલાસો કર્યો હોત તો લડાઈ અવશ્ય બંધ પડત. કર્નલ પોતે ફોજ લાવ્યો નથી, પણ નામ તેનું આવશે, એવું અમીરખાને કલ્પી લીધું. તે આ સંબંધમાં વિચારો કરતો હતો, તેવામાં તેણે જોયું કે, કિલ્લા ઉપરથી સફેદ વાવટો ફરકાવવામાં આવતો હતો, અને તે ફરકાવનાર અન્ય કોઇજ નહીં, પણ અમાત્ય રાધાકિશન હતો.

"નક્કી, અમાત્ય છુપા દ્વાર મારફત સંકેત-શબ્દ વડે કિલ્લામાં દાખલ થયો હોવો જોઇએ," અમીરખાન સ્વગત બોલ્યો.

અમાત્યનો સફેદ વાવટો જોઇ અંગ્રેજ લશ્કર લડતું બંધ પડયું.

અમીરખાનને હવે અહીં થોભવાની જરૂર લાગી નહી. તે પસાર થઇ ગયો.




## પરિચ્છેદ ૩૧ :
## અપહરણના સમાચાર

માધુસેન અને અવન્તિસેનને લઇને જ્યારે મોહનસિંહ અને કિશોરસિંહ ઝાલરાપટ્ટણ આવ્યા ત્યારે ગોવર્દ્ધનસિંહ અને સેનાપતિને અપાયલી ઉડતાલીશ કલાકની મુદ્દત પૂરી થઇ ન હતી. તે ચારે જણે મસલત ચલાવી અને ઠરાવ્યું કે, એ નિર્બળ અને નમાલા માણસનો વધ કરવો એ શરમભરેલું છે, આથી તેને છૂટો મૂકી દેવો. સેનાપતિને ઝાલરાપટ્ટણમાં હવે પછી પગ મૂકવાની મનાઇ કરવી.

આ નિર્ણય તેઓ અમલમાં મૂકવા તત્પર થયા ત્યારે ગજસિંહે અને ઝાલરાપટ્ટણની પ્રજાએ વાંધો લીધો. ગજસિંહે પ્રજાની આગળ પોતે વચનબદ્ધ થયો છે, એ મુદ્દાની યાદ આપી. પ્રજા–પ્રતિનિધિઓએ ગોવર્દ્ધન પાસે કેટલા રંજાડનો બદલો લેવાની પોતાની પ્રતિજ્ઞાની યાદ આપી. આ વાંધાઓનો નિકાલ કેમ લાવવો ?

માધુસેને કહ્યું: "આ રંજાડ માટે હું જ કેવલ જોખમદાર છું. હું ગોરધનના તરકટમાં ફસાઇને રાજ્ય બહાર ગયો ત્યારે જ મારી ગેરહાજરીમાં આ બધું બન્યું ને ? માટે પ્રજાએ મારો વધ કરવો જોઇએ. પ્રજાનું રક્ષણ નહીં કરી શકનાર રાજા, પ્રજાનો ખરો ગુન્હેગાર ગણાવો જોઇએ "

પ્રજા–પ્રતિનિધિઓ અને ગજસિંહ આ સાંભળીને દિગ્મૂઢ બની ગયા. મોહનસિંહે તે વળા પ્રજાજનોને કહ્યું: "તમે સૌ ભાગ્યશાળી છો કે, તમારે માથે આવી સાત્વિક વૃત્તિનો એક રક્ષક બિરાજે છે. તમે એનો વધ કરવા તત્પર થાઓ નહીં, એ સ્વાભાવિક છે; પરંતુ આવી માગણી કરનાર આજે કોઈ પણ રાજ્યમાં કોઇ પણ રાજા હોય તો મને બતાવો. હું કહું છું કે, એ ખરેખરો વંદનીય રાજેન્દ્ર છે કે, જે પોતાના દોષ સમજીને પોતાની પ્રજા આગળ માથું ઝુકાવે છે. વસ્તુતઃ આમાં તમારા રાજેન્દ્રનો કાંઈ દોષ નથી; પરંતુ એક નમાલા માણસને તેઓ મારવા તત્પર થાય એ શું તેમનાં ક્ષાત્રવટને શોભે છે ? નહીંજ. હું ઇચ્છું છું કે, તમે તેમના નિર્ણયને માન આપશો, અને આ બન્ને મૂર્ખ માણસોને અહીંથી વદાય થવા દેશો."

પ્રજાજનોને ગળે તે વાત ઉતરી. તેઓના તિરસ્કાર વચ્ચે ગોરધન અને સેનાપતિ અધોમુખે ત્યાંથી નગર બહાર જતા રહ્યા. લોકનું ટોળું તેમની પાછળ ફીકીઆરીઓ કરતું ઠેઠ સીમાડા સુધી ગયું અને ત્યાં પણ, દૃષ્ટિમર્યાદામાંથી તેઓ દેખાતા બંધ થયા ત્યાં સુધી સ્થિત રહીને પછીથી પાછું ફર્યું.

ઝાલરાપટ્ટણમાં તેના રાજા અને યુવરાજ આગમન થયું તેથી લોકવૃન્દને ઘણીજ ખુશી ઉપજી અને જ્યારે જાહેર થયું કે, જેઓને નુકશાન થયું છે તેઓને રાજ્ય તરફથી સારો બદલો મળશે, ત્યારે તો પ્રજાની ખુશાલીનો પાર રહ્યો નહિ.

માધુસેને ગજસિંહની ચાલાકીઓની જાણીને તેને ધન્યવાદ આપ્યો.

માધુસેન હજી મોહનસિંહનો પરિચય મેળવી શક્યો નહતો. પણ પોતાનો છૂટકારો પિંઢારાદળમાંથી પિંઢારા તરીકે તેણે કરાવ્યો તેથી તેણે માની લીધું કે, નક્કી આ છે તો પિંઢારો જ પરંતુ કોઇ ઘણોજ ભલો અને ગુણવાન પિંઢારો છે. તેણે તેનો આભાર માનતાં પૂછ્યું: " મિત્ર ! હવે તમારો પરિચય મને આપો તો આભારી થઈશ."

ગજસિંહે મોહનસિંહનો પરિચય આપ્યો. નરવરના રાજા અને જયપુરના રાજાના પિત્રાઇ તેમજ સ્વામી અચલાનંદના મઠના મુખ્ય સંચાલક તરીકે તેનો પરિચય મેળવી માધુસેને ખુશી થઇ, તેની ફત્તેહ ઈચ્છી; એટલું જ નહી પણ પોતે તેનો જીવનભર ઋણી રહેશે એમ જણાવ્યું.

કિશોરસિંહ ગોવર્ધનનો વધ જોવાની આશાથી આવ્યો હતો તેને બદલે તે તો છૂટી ગયો એ તેને ગમ્યું નહી. કિશોરસિંહે પોતાના મનમાં નિર્ણય કર્યો કે, ગોરધનની પાછળ હવે કોટા જવું અને એકદમ તેને કેદ કરીને જાલિમસિંહની ગેરહાજરીમાં તેનો વધ કરાવી દેવો.

તેણે આ ઇરાદાથી માધુસેન પાસેથી વિદાય માગી એટલે મોહનસિંહે કહ્યું; "નરેંદ્ર, હું આપને અહીં જુદા ઇરાદાથી લાવ્યો છું. પિંઢારાદળનાં કામો આપે નિહાળ્યાં. અમારાં મઠના માણસોનાં કામો આપે જોયાં. આપણી સમક્ષ કેવી વસ્તુસ્થિતિ ઉભી થયેલી છે, આપ જાણો છો. આખા રજપૂતાના માટે શું કરવું આવશ્યક છે તેના છુટાછવાયા વિચારો અત્યાર અગાઉ આપની સમક્ષ મૂકવામાં આવેલા છે. હવે એ બધાયે ઉપર ગંભીર વિચાર ચલાવીને આજે રાત્રે આપણે શ્રીમાન માધુસેનજી જેવા પ્રૌઢ અને અનુભવી રાજવીની સલાહ મુજબ કોઈ પણ કાર્ય કરવાનું નક્કી કરીએ; એ કાર્યની સવિસ્તર યોજના ઘડીએ અને તેનું મંડાણ આજ રાતે જ કરી દઇએ. આથી આપ પ્રાતઃકાળે અહીંથી જાઓ એ ઠીક થઈ પડશે. આવી રીતે પુનઃ આપણું મિલન થશે કે કેમ તે આપણે જાણતા નથી. તક મળી છે તો તેનો ઉપયોગ કરી લેવો જોઇએ."

મોહનસિંહના આ કથનમાં મહત્વ હોવાથી કિશોરસિંહ તે રાત્રે ત્યાં રોકાઈ રહ્યો.

જો વિધિની ઇચ્છાપર માનવી માત્રની ધારણા અવલંબિત નહોત તો તેઓની મંત્રણાનો સાક્ષાત્કાર થયો હોત પણ વિધિએ કાંઇક જૂદું જ ધાર્યું હતું એટલે પ્રાતઃકાલ થતાં તો તેમણે નવી વાતો જાણી.



"કર્નલ મેન્સનને કોટા પર હુમલો કર્યો હતો !" દૂતે જણાવ્યું.

પ્રાતઃકાલ થતાં અમીરખાન તરફથી એક દૂત આવી પહોંચ્યો. તેણે ખબર આપી કે " કોટા પર ગઇ કાલે રાત્રે પિંઢારાઓ તરફથી હોલ્કર હલ્લો લઇ જનાર હતો, તેને મેં રોકયો હતો. પરંતુ કોટાપર અણધારેલી દિશામાંથી આફત આવી અને તેને લીધે ત્યાં લોહી રેડાયું છે !"

કિશોરસિંહે જાણવા માગ્યું કે, શું બન્યું હતું. અમીરખાનના દૂતે ખબર આપી કે, કર્નલ મેન્સને કોટા પર હુમલો કર્યો હતો !

" કર્નલ મેન્સન ! " કિશોરસિંહ પોકારી ઉઠયો.

" હાજી, " દૂતે જણાવ્યું: " અમાત્ય રાધાકિશન તાત્કાલિક ત્યાં આવી લાગ્યો હતો અને તે બધું જાણે છે. અમીરખાન સાહેબે વધારામાં એક બીજી આફતના સમાચાર પણ કહેવરાવ્યા છે. "

કિશોરસિંહ તે જાણવા અધીરો બની ગયો.



## પરિચ્છેદ ૩૧ :

## અપહરણના સમાચાર

માધુસેન અને અવન્તિસેનને લઇને જ્યારે મોહનસિંહ અને કિશોરસિંહ ઝાલરાપટ્ટણ આવ્યા ત્યારે ગોવર્દ્ધનસિંહ અને સેનાપતિને અપાયલી ઉડતાલીશ કલાકની મુદ્દત પૂરી થઇ ન હતી. તે ચારે જણે મસલત ચલાવી અને ઠરાવ્યું કે, એ નિર્બળ અને નમાલા માણસનો વધ કરવો એ શરમભરેલું છે, આથી તેને છૂટો મૂકી દેવો. સેનાપતિને ઝાલરાપટ્ટણમાં હવે પછી પગ મૂકવાની મનાઇ કરવી.

આ નિર્ણય તેઓ અમલમાં મૂકવા તત્પર થયા ત્યારે ગજસિંહે અને ઝાલરાપટ્ટણની પ્રજાએ વાંધો લીધો. ગજસિંહે પ્રજાની આગળ પોતે વચનબદ્ધ થયો છે, એ મુદ્દાની યાદ આપી. પ્રજા–પ્રતિનિધિઓએ ગોવર્દ્ધન પાસે કેટલા રંજાડનો બદલો લેવાની પોતાની પ્રતિજ્ઞાની યાદ આપી. આ વાંધાઓનો નિકાલ કેમ લાવવો ?

માધુસેને કહ્યું: “આ રંજાડ માટે હું જ કેવલ જોખમદાર છું. હું ગોરધનના તરકટમાં ફસાઇને રાજ્ય બહાર ગયો ત્યારે જ મારી ગેરહાજરીમાં આ બધું બન્યું ને ? માટે પ્રજાએ મારો વધ કરવો જોઇએ. પ્રજાનું રક્ષણ નહીં કરી શકનાર રાજા, પ્રજાનો ખરો ગુન્હેગાર ગણાવો જોઇએ ”

પ્રજા–પ્રતિનિધિઓ અને ગજસિંહ આ સાંભળીને દિગ્મૂઢ બની ગયા. મોહનસિંહે તે વળા પ્રજાજનોને કહયું: “તમે સૌ ભાગ્યશાળી છો ક, તમારે માથે આવી સાત્વિક વૃત્તિનો એક રક્ષક બિરાજે છે. તમે એનો વધ કરવા તત્પર થાઓ નહીં, એ સ્વાભાવિક છે; પરંતુ આવી માગણી કરનાર આજે કોઈ પણ રાજ્યમાં કોઇ પણ રાજા હોય તો મને બતાવો. હું કહું છું કે, એ ખરેખરો વંદનીય રાજેન્દ્ર છે કે, જે પોતાના દોષ સમજીને પોતાની પ્રજા આગળ માથું ઝુકાવે છે. વસ્તુતઃ આમાં તમારા રાજેન્દ્રનો કાંઈ દોષ નથી; પરંતુ એક નમાલા માણસને તેઓ મારવા તત્પર થાય એ શું તેમનાં ક્ષાત્રવટને શોભે છે ? નહીંજ. હું ઇચ્છું છું કે, તમે તેમના નિર્ણયને માન આપશો, અને આ બન્ને મૂર્ખ માણસોને અહીંથી વદાય થવા દેશો.”

પ્રજાજનોને ગળે તે વાત ઉતરી. તેઓના તિરસ્કાર વચ્ચે ગોરધન અને સેનાપતિ અધોમુ ત્યાંથી નગર બહાર જતા રહ્યા. લોકનું ટોળું તેમ પાછળ કીકીઆરીઓ કરતું ઠેઠ સીમાડા સુધી ગ અને ત્યાં પણ, દૃષ્ટિમર્યાદામાંથી તેઓ દેખાતા બ થયા ત્યાં સુધી સ્થિત રહીને પછીથી પાછું ફર્યું.

ઝાલરાપટ્ટણમાં તેના રાજા અને યૂવરાજ આગમન થયું તેથી લોકવૃન્દને ઘણીજ ખુશ ઉપજી અને જ્યારે જાહેર થયું કે, જેઓને નુક થયું છે તેઓને રાજ્ય તરફથી સારો બ મળશે, ત્યારે તો પ્રજાની ખુશાલીનો પાર રહ્યો

માધુસેને ગજસિંહની ચાલાકીઓની જાણીને તેને ધન્યવાદ આપ્યો.

માધુસેન હજી મોહનસિંહનો પરિચય મેળવી શક્યો નહતો. પણ પોતાનો છૂટકારો પિંઢારાદળમાંથી પિંઢારા તરીકે તેણે કરાવ્યો તેથી તેણે માની લીધું કે, નક્કી આ છે તો પિંઢારો જ પરંતુ કોઇ ઘણોજ ભલો અને ગુણવાન પિંઢારો છે. તેણે તેનો આભાર માનતાં પૂછ્યું: " મિત્ર ! હવે તમારો પરિચય મને આપો તો આભારી થઈશ."

ગજસિંહે મોહનસિંહનો પરિચય આપ્યો. રેવરના રાજા અને જયપુરના રાજાના પિત્રાઇ તેમજ સ્વામી અચલાનંદના મઠના મુખ્ય સંચાલક તરીકે તેનો પરિચય મેળવી માધુસેને ખુશી થઇ, તેની ફત્તેહ ઇચ્છી; એટલું જ નહી પણ પોતે તેનો જીવનભર ઋણી રહેશે એમ જણાવ્યું.

કિશોરસિંહ ગોવર્ધનનો વધ જોવાની આશાથી આવ્યો હતો તેને બદલે તે તો છૂટી ગયો એ તેને ગમ્યું નહી. કિશોરસિંહે પોતાના મનમાં નિર્ણય કર્યો કે, ગોરધનની પાછળ હવે કોટા જવું અને એકદમ તેને કેદ કરીને જાલિમસિંહની ગેરહાજરીમાં તેનો વધ કરાવી દેવો.

તેણે આ ઇરાદાથી માધુસેન પાસેથી વિદાય માગી એટલે મોહનસિંહે કહ્યું: "નરેંદ્ર, હું આપને અહીં જુદા ઇરાદાથી લાવ્યો છું. પિંઢારાદળનાં કામો આપે નિહાળ્યાં. અમારાં મઠના માણસોનાં કામો આપે જોયાં. આપણી સમક્ષ કેવી વસ્તુસ્થિતિ ઉભી થયેલી છે, આપ જાણો છો. આખા રજપૂતાના માટે શું કરવું આવશ્યક છે તેના છુટાછવાયા વિચારો અત્યાર અગાઉ આપની સમક્ષ મૂકવામાં આવેલા છે. હવે એ બધાયે ઉપર ગંભીર વિચાર ચલાવીને આજે રાત્રે આપણે શ્રીમાન માધુસેનજી જેવા પ્રૌઢ અને અનુભવી રાજવીની સલાહ મુજબ કોઈ પણ કાર્ય કરવાનું નક્કી કરીએ; એ કાર્યની સવિસ્તર યોજના ઘડીએ અને તેનું મંડાણ આજ રાતે જ કરી દઇએ. આથી આપ પ્રાતઃકાળે અહીંથી જાઓ એ ઠીક થઈ પડશે. આવી રીતે પુનઃ આપણું મિલન થશે કે કેમ તે આપણે જાણતા નથી. તક મળી છે તો તેનો ઉપયોગ કરી લેવો જોઇએ."

મોહનસિંહના આ કથનમાં મહત્વ હોવાથી કિશોરસિંહ તે રાત્રે ત્યાં રોકાઈ રહ્યો.

જો વિધિની ઇચ્છાપર માનવી માત્રની ધારણા અવલંબિત નહોત તો તેઓની મંત્રણાનો સાક્ષાત્કાર થયો હોત પણ વિધિએ કાંઇક જૂદું જ ધાર્યું હતું એટલે પ્રાતઃકાલ થતાં તો તેમણે નવી વાતો જાણી.



"કર્નલ મેન્સનને કોટા પર હુમલો કર્યો હતો !" દૂતે જણાવ્યું.

પ્રાતઃકાલ થતાં અમીરખાન તરફથી એક દૂત આવી પહોંચ્યો. તેણે ખબર આપી કે " કોટા પર ગઇ કાલે રાત્રે પિંઢારાઓ તરફથી હોલ્કર હલો લઇ જનાર હતો, તેને મેં રોક્યો હતો. પરંતુ કોટાપર અણધારેલી દિશામાંથી આફત આવી અને તેને લીધે ત્યાં લોહી રેડાયું છે !"

કિશોરસિંહે જાણવા માગ્યું કે, શું બન્યું હતું. અમીરખાનના દૂતે ખબર આપી કે, કર્નલ મેન્સને કોટા પર હુમલો કર્યો હતો !

" કર્નલ મેન્સન ! " કિશોરસિંહ પોકારી ઉઠ્યો.

" હાજી, " દૂતે જણાવ્યું: " અમાત્ય રાધાકિશન તાત્કાલિક ત્યાં આવી લાગ્યો હતો અને તે બધું જાણે છે. અમીરખાન સાહેબે વધારામાં એક બીજી આફતના સમાચાર પણ કહેવરાવ્યા છે. "

કિશોરસિંહ તે જાણવા અધીરો બની ગયો.

દૂતે જણાવ્યું કે: " તમારા સેનાપતિ સૈયદઅલીને ગઈ કાલે રાત્રે ખેડુતોએ સિંહોના ત્રાસની ખબર આપ્યાથી તે સરહદ ઉપર ગયો હતો. સાથે રાજકુમારી પણ ગયાં હતાં."

" રાજકુમારીને જવાનું શું કારણ ?"

" તેની તો આપ જાતેજ તપાસ કરી લેજો; પણ સરહદ ઉપર જે ખેડુતો સેનાપતિને લઈ ગયા હતા તેજ ફરી બેઠા અને તેમના ઉપર હલ્લો કર્યો. તેમની મદદે કોઈ લશ્કરીઓ આવ્યા. સેનાપતિ પાસે સો માણસો હતાં. તેઓએ બહાદૂરીથી લડાઈ કરી અને હલ્લો કરનારાઓને હંફાવ્યા, પરંતુ તે દરમ્યાન રાજકુમારીનું કોઈએ હરણ કર્યું છે. તે કોણ છે તેથી રાજકુમારી વાકેફગાર છે અને હાલમાં તેઓ જય-પુરમાં આફતમાં છે. અમીરખાને પોતાના વીંટી વાળા દોસ્તને ખાતર આ હકીકત કહેવરાવી છે. આપને હવે જે ઉપાય લેવો હોય તે લેજો."

દૂત આમ કહીને વિદાય થયો. કિશોરસિંહ આ બે આફતોની વાત સાંભળીને ક્રોધથી બોલ્યો: " જાલિમ! જાલિમ! આ આફતનું મૂળ તું જ છે. તારી સ્વચ્છંદતાથી જ આ બધો ઉત્પાત થયો છે."

સાધુસેને કહ્યું: " આપ શાન્ત થાઓ. મને ખાત્રી છે કે, આપ કોટા જશો ત્યારે બધી વાતનો બરાબર ખુલાસો થશે. કર્નલ મેન્સન, તમારા મિત્ર તરીકે તમારી સાથે રહ્યો હોવા છતાં તેના જ તરફથી આમ તમારા રાજ્યપર હલ્લો થયો, એ તાજુબીની વાત તો છે જ. મોહનસિંહ, તમે શું માનો છો ?"

" કર્નલની પ્રકૃતિનો કોયડો હું ઉકેલી શકતો નથી." મોહનસિંહે કહ્યું.

" તે આપણી સાથે હતો ત્યારે કહેતો હતો કે, પિંઢારાલશ્કરનું મારે માપ આંકવું છે. એણે મારા પ્રત્યે વેરભાવ બતાવ્યો ન હતો." કિશોરસિંહે કહ્યું.

" એ જ એના સ્વભાવની ગહનતા! બધી ચિકિત્સા જોઈને તે જે નિર્ણય ઉપર આવ્યો હશે, તેની કલ્પના કરતાં હું કંપું છું. તેણે મને અને તમને પિંઢારા માની લીધા હોવા જોઈએ!"

" શું હું પિંઢારો ?"

" અત્યારે તો એની નજરે તમે તેવા છો. આનો ઉપાય શો કરવો, તે સંબંધમાં આપણે ઠરાવેલો ક્રમ તમે ધ્યાનમાં રાખશો તો બસ. મારા સંબંધમાં કહું તો, હું હમણાં તો જયપુર જવાના વિચારોમાં ગરત થઈ ગયો છું." મોહનસિંહે કહ્યું: " પ્રથમ રાજકુમારીની રક્ષા અને પછી બીજી બધી વાત."

" એ ઉત્તમ વિચાર છે," કિશોરસિંહે કહ્યું: " હું કોટા જાઉં છું. તમે જયપુર જાઓ અને આ કૃત્ય કરનાર કોણ દુષ્ટ છે, તેની તપાસ કરી મને ખબર આપો."

" એ કૃત્ય કરનારને યોગ્ય દંડ દેવા હું શક્તિ-માન છું." મોહનસિંહે કહ્યું: " જયપુરમાં મારાં અનેક આપ્તજન છે અને હું ત્યાં તેઓની સંપૂર્ણ મદદ ઉપર આધાર રાખી શકું તેમ છું."

ગજસિંહે તેની સાથે જવા ઇચ્છા દર્શાવી પણ મોહનસિંહે તેને અહીંજ સાવચેતીથી રહેવા સૂચવ્યું કારણ કે આ કૃત્યમાં તેને વહેમ ગયો કે, ઝાલરાપાટ[ણ] ઉપર કદાચ હલ્લો આવે.

મોહનસિંહ અને કિશોરસિંહ ઘોડેસ્વાર થયા અને ત્યાંથી તેમણે પ્રયાણ કર્યું.

ચંબલ નદી સુધી તેઓનો માર્ગ એક હતો. ત્યાંથી તેઓ છૂટા પડ્યા અને જુદી જુદી દિશામાં ગયા.






કોટામાં રાધાકિશને અંગ્રેજ ફોજ તરફ સફેદ વાવટો બતાવ્યા બાદ તેના સેનાપતિ થયેલા વિલ્સનની સાથે વાતચીત કરતાં ખબર આપી કે, તમે નિરર્થક કોટાનું લોહી રેડયું છે. દિલ્હીમાં **સર જોન માલ્કમ** સાથે હું મસલત કરી આવ્યો છું કે તમોને અમો આશ્રય આપીશું.

કર્નલ મેન્સન તે વખતે આગળ આવીને બોલ્યો: " પરંતુ તમારા એ આશ્રયપર અમને વિશ્વાસ પડે નહીં, કારણ કે મેં નજરો નજર જોયું છે કે રાજા પિંઢારાઓના મિત્ર છે. તેઓ લગીરે તકલીફ વિના પિંઢારાઓ પાસેથી ઝાલરાપટ્ટણના રાજાને છોડાવી ગયા. "

" તે કારણે તો જાલિમસિંહજીને અને તેમને કચવાટ ઉત્પન્ન થયેલો છે અને તેજ કારણસર તેઓ દિલ્હી ગયા છે. " અમાત્યે કહ્યું: " દરમ્યાન તમે ગેરસમજથી આ કૃત્ય કર્યું છે. "

" નહીં. ગેરસમજનો આક્ષેપ અમો સહન કરી શકીએ નહીં. " વિલ્સન બોલ્યો: " તમારા તરફથી માફી માગવામાં આવે નહીં, ત્યાં સુધી અમે તમારા રાજા તેમજ દિવાન બન્નેને પિંઢારાના મિત્રો ગણીશું."

" તમે ઘણા જ ઉતાવળે બોલો છો, " અમાત્યે કહ્યું: " તમારે ચાલતા પહેલાં વિચાર કરવો જોઇએ."

" તે કરવામાં આવ્યો છે, " કર્નલે કહ્યું: " અને તે પછી જ મારો મિત્ર એ દરખાસ્ત કરે છે. "

" મને ખેદ થાય છે કે, તમે તમારા મિત્રના અવિચારી કાર્યને પણ ટેકો દઈ રહ્યા છો. "

" જો તેમ લાગતું હોય તો સુલેહની આશા રાખશો નહીં. " કર્નલે કહ્યું: " તમે પોતે પિંઢારાના સરદાર સાથે કાંઇક મસલત કરતા હતા અને ન સમજાય એવા હેતુથી લુંટનો વિચાર તેઓએ બંધ રાખ્યો હતો. "

" મને ખાત્રી થાય છે કે, તમે કેવળ ખોટાં અનુમાનો ઉપર અનુમાનો કરીનેજ પગલાં ભરો છો, " અમાત્યે કહ્યું: " હું ઇચ્છું છું કે તમે **સર જોન માલ્કમ**ના હુકમની રાહ જુઓ અને તે દરમ્યાન કિલ્લામાં કોઇ જાતની શંકા વિના આવો."

" નહીં; તેમ કરવા મારી ઇચ્છા નથી. " કર્નલે કહ્યું.

" તો તમને ચાહે તેમ કરો. "

પુનઃ લડાઇ શરૂ થઈ. એ લડાઈ કદાચ આગળ ચાલતાં કોણ જાણે તેનું શું પરિણામ આવ્યું હોત, પણ અચાનક જાલિમસિંહ અને તેની સાથે **સર જોન માલ્કમ**નું ત્યાં આગમન થતાં એ લડાઈ બંધ પડી.

જાલિમસિંહની સાથે મધુસિંહ અને પૃથ્વીસિંહ પણ હતા. વાચકો જાણે છે કે, જાલિમસિંહને દિલ્હીમાં તેના ઉતારામાં કેદ કરવામાં આવ્યો હતો અને જીવાનસિંહ તેના પહેરેગીર તરીકેનું કામ કરતો હતો. આ સ્થિતિમાં તે જાલિમસિંહને ગોરધનની સુબાગિરી દરમ્યાનની કામગિરીનું રમુજી વર્ણન આપતો હતો. તેવામાં પૃથ્વીસિંહ અને મધુસિંહ ત્યાં આવી પહોંચ્યા. તેઓની સાથે પાંચસાત ઘોડેસ્વારો પણ હતા. તેઓ એકજ ઉદ્દેશથી આવ્યા હતા,

તેઓએ બન્નેએ જાલિમસિંહ તરફથી જ્યારે આધુસેન અને અવન્તિસેન હોલ્કરને કેદી હાલતમાં અપાતા હતા ત્યારે તે કૃત્ય જોઈ લીધું હતું. જાલિમસિંહ તે પછી દિલ્હી ગયો એટલે તેઓ બન્ને તેની પાછળ ગયા હતા. તેમનો ઇરાદો જાલિમસિંહ પાસેથી એ કેદીઓના છૂટકારાનો પત્ર મેળવવાનો હતો. તેઓ તે પત્ર લઇ હોલ્કર પાસે જવા માગતા હતા.

દિલ્હીમાં જાલિમસિંહના ઉતારામાં તેમણે બન્નેએ ને કેદ દીઠો. એટલે તરતજ જુવાનસિંહનો ખુલાસો માગ્યો. જુવાનસિંહે કહ્યું: "તમારા રાજેન્દ્રે મને આ કેદી સોંપ્યો છે."

કિશોરસિંહનું નામ સાંભળતાં જ આ બન્ને ગૂંચવણમાં પડી ગયા. મધુસિંહે પૂછ્યું: "રાજેન્દ્ર ક્યાં છે?"

"તેઓશ્રી અહીંથી હોલ્કર પાસે ગયા છે," જુવાનસિંહે કહ્યું: "ત્યાંથી અમુક બે કેદીઓને છૂટા કરાવી શકશે તો તેઓ પાછા નહીં ફરે અને જો તેમનો યત્ન અફળ જશે તો ઝાલરાપટ્ટણ જઇ ગોરધનનો વધ કરાવશે."

"પિતાજી," મધુસિંહે આ સાંભળીને જાલિમસિંહને કહ્યું: "સાંભળો, મારા નિવેદનપત્રનો તમે જવાબ દીધો નહીં તેનું આ ફળ!"

"તને બાળકને મારી બાબતોમાં શી ગતાગમ પડે?" જાલિમસિંહે કહ્યું: "મેં જે કર્યું છે તે વ્યાજબી જ કર્યું છે."

"હજી તો ગર્વ કેટલો બધો છે!" પૃથ્વીસિંહ બોલ્યો: "તમારા રાજાને તમે આ રીતે વફાદાર રહેવા ઇચ્છોછો ખરૂં કે?"

"હું રાજ્યનો વફાદાર છું. રાજ્યનું હિત અને રાજ્યની પ્રજાનું હિત નિરંતર મારા ધ્યાનમાં રહે છે. મારાં પ્રત્યેક કામ તે હેતુથી થાય છે. એમાં જેઓને સમજ પડે નહીં તેઓએ મારામાં વિશ્વાસ રાખવો જોઇએ." જાલિમસિંહે કહ્યું.

"તમારા વિશ્વાસે જો ગોરધનને સુબાગિરીમાં ચાલુ રાખ્યો હોત તો ઝાલરાપટ્ટણની પ્રજાનું સૈન્ય મારફત નિકંદન થઈ ગયું હોત!" જુવાનસિંહે કહ્યું: "અને અલોકાદેવીને એ બુઢ્ઢાની સાથે પરણવું પડ્યું હોત! સિવાય, એ નગરીના રાજા અને રાજકુમારનો વધ થઇ ગયો હોત!"

"એ નહીં બન્યું હોય એમ કોણ કહે છે?" જાલિમસિંહે કહ્યું.

"તો નક્કી માનજો કે, ગોરધન આ દુનિયામાં રહેનાર નથી," જુવાનસિંહે કહ્યું: "ઉડતાલીશ કલાક પૂરા થતાં તેના લોહીની પિપાસુ પ્રજા વિકાળસ્વરૂપ ધારણ કરીને તેને છૂંદી નાંખશે; અને પછી શ્રીમાન! આપનો વારો આવશે!"

"મારો વારો? મને એ નગરની પ્રજા શું કરી શકનાર હતી?" જાલિમસિંહે પૂછ્યું.

"એ તો કાલે આપ જોશો. નગરવાસીઓનું ટોળું અહીં એજંટ પાસે આવશે અને આપનો પ્રાણ માગશે–પોતાના રાજા અને રાજકુમારના પ્રાણને બદલામાં!" જુવાનસિંહે કહ્યું: "અથવા કદાચ આપના જ રાજેન્દ્ર પોતાને હાથે આપનો શિરચ્છેદ કરશે."

આપું છું કે, જો માધુસેન અને અવન્તિસેનનો વધ થઈ ગયો હશે, તો તે બદલ મારા પિતાનો વધ ન્યાયી ઠરશે તો જરૂર હું મારા હાથે કરીશ–"

"છોકરા, તારી મતિ ફરી ગઇ છે કે શું?" જાલિમસિંહે અધ્યશ્ચર્ય પ્રશ્ન કર્યો: "હું તારા માટે કોટાનું રાજપ્રતિનિધિત્વ મેળવવા અહીં આવ્યો છું અને તું મારા દેખતાં જ મારા વધની વાત કરે છે?"

"અન્યાયી રીતે મેળવાયલું રાજપ્રતિનિધિત્વ મારે નથી જોઇતું," મધુસિંહે કહ્યું: "મારા રાજા અને તેમના રાજવી બંધુઓની વફાદારી અને મિત્રતાનો બદલો મારે રાજખટપટમાં વાળવો નથી."

"અક્કલનો અધૂરો!" જાલિમસિંહ મનોગત ગણગણ્યો.

મધુસિંહે પૃથ્વીસિંહને સૂચવ્યું: "મારો ઈરાદો એવો છે કે, આપણે એજંટને મળીએ અને વસ્તુ સ્થિતિ સમજાવીએ."

"માફ કર, મધુસિંહ. હું એજંટની સહાય મારા કોઇ પણ કામમાં લેવા માગતો નથી," પૃથ્વીસિંહે કહ્યું: "મારા વિચારો તું જાણે છે. સિંહ તૃણ નહીં ખાય. આપણી મુશ્કેલીઓના નિર્ણયો શું આપણે કરી શકીએ તેમ નથી કે, બીજાઓ પાસે કરાવવા? ભલે આપણી બુદ્ધિ ટૂંકી હોય, અને ભલે બીજાઓ મહાન્ બુદ્ધિશાળી હોય; પણ આપણી મતિ જે સુઝાડે તે કરવું એજ મારી તો પ્રતિજ્ઞા છે."

"મારા રાજવી મિત્ર!" મધુસિંહ બોલ્યો: "તમારા આ ઉદાત્ત વિચારો સાંભળીને હું તમને ધન્યવાદ આપું છું. બેશક, એ સુન્દર છે; ભાવના ભર્યા છે, પરંતુ વહેવારૂ નથી, એટલીજ એમાં ખામી છે. આપ થોડીવાર અહીં બિરાજો. હું હમણાં જ આવું છું."

"તું એજંટ પાસે જાય છે?" પૃથ્વીસિંહે પૂછ્યું.

"હું આપણા મહેન્દ્રના હુકમની આડે આવતો નથી એ તમે જુઓ છો. હું તમને પણ મારી સાથે લઈ જતો નથી એ તમે જુઓ છો." મધુસિંહે કહ્યું: "આ એવી કટોકટ પળ છે કે, મારે તેના ઉપાયનો તાત્કાલિક વહેવારૂ માર્ગ લેવો જોઇએ. એજંટ સિવાય જલ્દીથી આ મુશ્કેલીઓનું નિવારણ નહીં થાય."

"એજંટ શું કરી શકશે?" પૃથ્વીસિંહે પૂછ્યું: "આપણે પોતે શું નમાલા છીએ?"

"એજંટ શાં પગલાં લે છે; તે તો તમે જુઓ. તેની પણ આમાં કસોટી થાય છે. જો તેનાં પગલાં તમને રૂચે નહીં તો જેવી તમારી ઇચ્છા હશે તે મુજબ હું જરૂર વર્તીશ." મધુસિંહે કહ્યું.

"મૂર્ખો!" જાલિમસિંહ બરાડયો.

"પિતાજી, હું મૂર્ખ હોઉં એમાં તમને યે લાંછન છે ને?" એમ કહી મધુસિંહ ત્યાંથી એજંટ પાસે ગયો.

તેણે વસ્તુસ્થિતિ સમજાવી દીધી અને રાહતો માગી: (૧) જાલિમસિંહ હોલ્કર ઉપર બે રાજવીઓના છૂટકારાનો પત્ર લખી આપે એવી તેને ફરજ પાડવી; (૨) ગોરધનને ઘટતી શિક્ષા કરવી; અને (૩) રાજેન્દ્રનું માન જાળવવું.

એજંટે તે સાંભળીને જણાવ્યું કે: "માધુસેન અને તેના પુત્રની ગિરફતારી કેવળ ગેરવાજબી હતી એવો અમારો નિર્ણય છે; તેથી જાલિમસિંહ ઉપર તમે કહો છો તેવી ફરજ પાડી શકાશે. ગોરધનને દેશનિકાલ કરવો એવો હુકમ અમે તૈયાર કરી દીધો છે; અને કોટાના નરેન્દ્રનું માન જાળવવાની અમારી ફરજ છે પરંતુ તે સાથે જાલિમસિંહનું માન પણ અમે જાળવીશું." મધુસિંહને તેથી આનંદ થયો.

એજંટે પોતાના કારકુનને બોલાવીને ગોરધન વિષેનો હુકમ માગ્યો. તે તૈયાર થઈ ચૂક્યો હતો. એજંટ તે પર સહી કરી અને પોતાની સાથે રાખીને તે જાલિમસિંહને ઉતારે મધુસિંહ સાથે જવા નીકળ્યો. માર્ગમાં મધુસિંહે એજંટને પૃથ્વીસિંહની સ્વાતંત્ર્યપ્રિય ભાવનાઓથી વાકેફ કર્યો અને સૂચવ્યું કે, તેનું માનભંગ થાય નહીં, એ રીતે આપે જાલિમસિંહનો તાત્કાલિક છૂટકારો કરાવવો જોઇશે.

સર જોન માલ્કમ હસ્યો અને બોલ્યો: “એ વિષે તમે નિશ્ચિંત રહેજો.”

જાલિમસિંહને ઉતારે જતાં વેંત એજંટે સૌથી પહેલાં પૃથ્વીસિંહ તરફ હાથ લંબાવી હસીને કહ્યું: ‘બહાદૂર રાજકુમાર, તમને અહીં આવેલા જોઇને મને આનંદ થયો છે. હું તમારૂં મિત્રભાવે સ્વાગત કરૂં છું અને તમારા દિવાન પોતાના એક ગેરવાજબી કૃત્યને લીધે અહીં ફસાઇ પડયા છે, તે બદલ ખેદ દાખવું છું.”

મધુસિંહે પૃથ્વીસિંહના કાનમાં કહ્યું: “મેં એજંટને બધી વસ્તુસ્થિતિ સમજાવી દીધી છે. કૃપા કરીને તે કહે તે સાંભળો અને તેની સાથે શિષ્ટાચારની ખાતર હાથ મેળવો. આપણું ધાર્યું જ થવાનું છે.”

પૃથ્વીસિંહે જોયું કે, એજંટ હાથ લંબાવીને હસતો હસતો જ ઉભો રહ્યો છે. એનું અપમાન કરવું એ શિષ્ટાચાર વિરૂદ્ધનું હોવાથી એણે હાથ મેળવ્યો.

“તમારી સાથે હાથ મેળવતાં મને ગૌરવ પજે છે,” એજંટ બોલ્યો: “કારણ કે, તમે સ્વ-વંશ-વત્સલ અને સ્વાધીનતાપ્રિય રાજકુમાર છો. અમારા વતનમાં એ ગુણો પૂજાય છે. અમારાં બાળકોને નાનપણથી એ જ ગુણોની ગળથુથી પીવડાવાય છે.” બાદ જાલિમસિંહ તરફ વળીને એજંટે કહ્યું: “દિવાન, તમને મેં કહ્યું હતું તે ગળે ન ઉતર્યું કેમ? તમારા પુત્ર ગોરધનને દેશનિકાલ કરવો એવો હુકમ મારે લાચારીથી તમારા હાથમાં મૂકવો પડે છે. લ્યો, એ વાંચી જુઓ.”

એજંટે તેના હાથમાં એ હુકમ મૂક્યો. જાલિમસિંહ તે વાંચતો હતો તે દરમ્યાન એજંટે કહ્યું: “દિલ્હી અને કોટામાં ગોરધનથી પગ મૂકી શકાશે નહીં, તેમજ અમારાં મિત્રરાજ્યો અને છૂટે છવાયે સ્થળે પડેલી અમારી લશ્કરી છાવણીઓને પણ ખબર આપવામાં આવશે કે, તેને કોઇએ સંઘરવો નહીં. એ બેડો ખરાબ યુવક છે. કોટાના દુશ્મન તરીકે મારે તેને જાહેર કરવો પડે છે અને કોટાનો દુશ્મન તે અમો અંગ્રેજોનો પણ દુશ્મન છે.”

જાલિમસિંહે કાંઈ પ્રત્યુત્તર આપ્યો નહીં.

એજંટે પૂછ્યું: “હવે હું જાણવા માગું છું કે ઝાલરાપટ્ટણના રાજાનું તમે શું કર્યું છે?”

“તે પિંઢારાઓ ભેગો ભળી ગયો છે.” જાલિમસિંહે જવાબ દીધો.

“તદ્દન જુઠું!” પૃથ્વીસિંહે બૂમ મારીને કહ્યું.

“બેશક”, એજંટે પૃથ્વીસિંહ તરફ જોઇને કહ્યું: “રાજકુમાર, એ સંબંધમાં હું તમારૂં ધાર્યું કરાવું છું.” તેણે જાલિમસિંહને જણાવ્યું, “મને કહેતાં ખેદ ઉપજે છે કે, તમે ગેરવાજબી ભ્રમમાં અથડાઈને માધુસેન તથા અવન્તિસેનને પિંઢારાઓના મિત્ર માની લીધા છે. મારી પાસે પુરાવો છે કે તમે તેઓને પિંઢારાઓને સોંપી દીધા છે. આવી કઠોરતા તમને ન જ છાજે. પિંઢારાઓ તેમને મારી નાંખે તો પછી ઝાલરાપટ્ટણનું રાજ્ય કોને આપવું? તેઓ પિંઢારાઓને ધિક્કારતા હોય છતાં તેમને આપણે તેમના મિત્રો મદદ ન કરીએ, એ આપણને કલંક રૂપ છે. માટે તમારે તેમને કોઇ પણ રીતે છોડાવવા જોઇએ.”

“મારા હાથમાં એ બાબત નથી.” જાલિમસિંહે કહ્યું.

“પિતાજી, ઉંધી વાત ન કરો.” મધુસિંહ બોલ્યો: “તમે હોલ્કરને તે બે જણને સોંપ્યા છે, એ મેં તેમજ પૃથ્વીસિંહે અમારી નજરે જોયું છે.”

“અને તમે ચંબલ નદીમાં હોલ્કરની સાથે એક હોડીમાં બેસીને મસલત કરતા હતા; તે જોનાર તમારા મહારાવશ્રી પોતે જ હતા.” એજંટે કહ્યું: “હવે તમે જે કાંઇ કહેશો તે અસત્ય જ ઠરશે. માટે હોલ્કર ઉપર પત્ર લખી આપો કે, તરત જ તે બન્ને કેદીઓને મુક્ત કરે. તમારા દુરાગ્રહને લીધે મારે જાતે આવીને તમને આમ કહેવું પડે છે તેથી મને ખેદ થાય છે.”

જાલિમસિંહ છેલ્લા વાક્યનો મર્મ સમજ્યો. એજંટના નિર્ણયને માન આપ્યા વિના ચાલે તેમ નથી એવું સમજી લઇને તેણે કહ્યું: “મારા અભિપ્રાયો હું ફેરવતો નથી; છતાં તમારો આગ્રહ છે, તો પત્ર લખી આપું છું.”

“રાજકુમાર, એમને બાંધેલાં દોરડાં છૂટાં કરાવો કે જેથી તેઓ પત્ર લખી શકે.” એજન્ટે કહ્યું.



જુવાનસિંહે જાલિમસિંહને દોરડાંનાં બંધનમાંથી મુક્ત કર્યો.

પૃથ્વીસિંહની ઇશારતથી જુવાનસિંહે દોરડાં છોડયાં. પત્ર લખતાં લખતાં જાલિમસિંહ બોલ્યોઃ “પણ ગોરધનનો વધ હવે બિનજરૂરી છે; જેથી તે બંધ રહે એવો હુકમ થવો જોઇએ.”

એજન્ટે મધુસિંહ અને પૃથ્વીસિંહ સાથે મસલત કરી અને એવું ઠરાવ્યું કે, “જો હોલ્કર પાસેથી માધુસેન અને અવન્તિસેન છૂટે તો ગોરધનનો વધ બંધ રાખાવવો.” આ નિર્ણય જાલિમસિંહને જણાવવામાં આવતાં તેણે હોલ્કર ઉપરના પત્રમાં કેદીઓને છોડવાનું ભારે દબાણ કરનારૂં લખાણ લખ્યું.

એ પત્ર લખાઇ રહ્યા પછી એજન્ટે કહ્યુંઃ “જાલિમસિંહજી, તમારી સ્થિતિ સમજી લ્યો, તમને તમારા મહારાવ અત્રે કેદ કરી ગયા છે. એ સંબંધમાં એમની પોતાની સાથે મારે કેટલીક વાતચીત કરવી જોઇશે. તેઓ જાતે તમને મુક્ત જાહેર કરે એમ હું ઇચ્છું છું. આ કાર્ય માટે હું પોતે હમણાં ને હમણાં તમારી સાથે આવું છું. આપણે કોટા જઇશું. મધુસિંહ અને પૃથ્વીસિંહ પણ આપણી સાથે આવશે અને અમારા એક ખાસ બાહોશ અમલદારને હું પિંઢારાઓ પાસે તમારો પત્ર લઇને મોકલું છું.”

“એ નિર્ણય બરાબર છે,” જુવાનસિંહ, જે અત્યાર સુધી કાંઈ બોલ્યો ન હતો તેણે કહ્યુંઃ “મહારાવ તેમના એક મિત્ર સહિત પિંઢારાઓની છાવણીમાં જ મારા મહારાજાને મુક્ત કરાવવા ગયા છે. તેઓ ત્યાંથી ઝાલરાપટ્ટણ જનાર છે. હું ઝાલરાપટ્ટણ જઇને કોટામાં આપના આગમનના ખબર તેમને આપું છું.”

આ નિર્ણયનો અમલ તત્કાલ થયો. જુવાનસિંહ ઝાલરાપટ્ટણ ગયો અને એજન્ટ, જાલિમસિંહ તેમજ મધુસિંહ અને પૃથ્વીસિંહ કોટા તરફ જવા નીકળ્યા.

તેઓ કોટામાં આવ્યા ત્યારે તો ત્યાં તેમણે લડાઇ થતી જોઈ. એજન્ટે તરત જ તે બંધ રખાવી.

સર જોન માલ્કમે વસ્તુસ્થિતિ જાણીને કર્નલ મેન્સનને ઠપકો આપ્યો. કોઇ પણ સંજોગમાં એજન્ટની પરવાનગી વિના લડાઈ કરવા પ્રવૃત્ત નહીં થવું જોઇએ, એવો તેણે અભિપ્રાય આપ્યો.

“મને આપના તરફથી સદર પરવાનગી છે કે પિંઢારાઓને દૂર કરવા અને મેં શોધી કાઢયું છે કે, કોટાના મહારાવ પિંઢારાઓના મિત્ર છે.” કર્નલ મેન્સને કહ્યું.

" બરાબર છે," જાલિમસિંહ બોલ્યો: "મોહનસિંહ નામના એક—"

" પિંઢારા સહિત અને અમીરખાન સહિત તેમને મિત્રતા છે." કર્નલે કહ્યું.

" નહીં, નહીં." સર જોન માલ્કમે કહ્યું: "કોનું કહેવું કેટલા ટકા બાદ કરવું તે હું સારી પેઠે સમજું છું. જાલિમસિંહજી કેવળ પોતાના ઓહ્દાને ખાતર તેમના રાજાને બદનામ કરે છે; અને કર્નલ મેન્સન, તમે તદ્દન અજ્ઞાનપણામાં તેમને બદનામ કરો છો. બાકી, વસ્તુતઃ મોહનસિંહ સંબંધમાં બિલકુલ શંકા લાવવા કારણ નથી, એ હું જાતિ-અનુભવથી કહું છું."

જાલિમસિંહ આ અભિપ્રાય સાંભળીને અવાક્ બની ગયો. તેનો ઉદ્દેશ જાણે પડી ભાંગ્યો હોય એમ તેને લાગ્યું.

સર જોન માલ્કમે અંગ્રેજ લશ્કરને કોટામાં વિશ્રાંતિ અપાવ્યા બાદ પ્રશ્ન કર્યો: "જાલિમસિંહજી, તમારો પુત્ર ગોરધન ક્યાં છે? સૌથી પહેલાં તેને દેશપાર કરવો જોઇએ. તે પછીજ આપણે બીજી બાબતો પર વિચાર કરીશું."

જાલિમસિંહે તે ઝાલરાપટ્ટણ હોવાનું જણાવ્યું.

"એને બોલાવવા મોકલો." એજંટે કહ્યું.

" અમારા રાજા પણ ત્યાં છે." અમાત્યે કહ્યું: "તેઓ પિંઢારાઓ પાસેથી ઝાલરાપટ્ટણના રાજા અને તેના પુત્રને કેદમાંથી મુક્ત કરાવીને લઇ ગયા છે."

" એમ? તેઓ તેમાં સફળ થયા? એ સાંભળીને મને આનંદ થાય છે. તેઓ બુદ્ધિશાળી છે, એમ હું કહી શકું છું." એજંટે કહ્યું.

"તેઓ પોતે છોડાવી શક્યા હતા એમ મારા કહેવાની મતલબ નથી. ખરી રીતે તો મોહનસિંહ તે કામ કરી શકયો છે." અમાત્યે કહ્યું.

" એ વળી વધારે સારી ખબર છે." એજંટે કહ્યું: "તેઓને કોઇપણ જોખમે મુક્ત કરવાની જરૂર હતી કારણ કે તેઓને ગિરફતાર કરાવવામાં મૂળ પ્રપંચ ગોરધનનો હતો. તેના પિતાએ તે પ્રપંચને આડકતરૂં ઉત્તેજન દીધું હતું અને તેને પરિણામે જ તમારા રાજા અને તમારા દિવાન વચ્ચે સત્તાના સંબંધમાં તકરાર જામી છે. અત્યારે ખરો માર્ગ એ છે કે, તેઓ બેમાં સલાહ સંપ કરાવવા માટે (૧) ગોરધન દેશપાર થાય; (૨) મધુસેન અને અવન્તિસેનને અભયવચન મળે અને સૌથી અગત્યની ત્રીજી બાબત એ છે કે, પિંઢારાઓના વિનાશમાં કોટાના રાજા અને કોટાના દિવાન તનમનથી મદદ કરે. અહીં આવવાનો મારો આશય જ તે છે. તમો વચ્ચે સલાહ કરાવ્યા વિના હું અહીંથી જનાર નથી, માટે,રાજાજીને પણ માનભેર કોટામાં બોલાવો."

જાલિમસિંહ હવે એજંટનો મુદ્દો સમજ્યો કે, તે કિશોરસિંહ અને પોતાની વચ્ચે સલાહ સંપ કરાવીને રાજપ્રતિનિધિત્વ પોતાને અપાવા માગે છે.

એજંટે એ બાદ કહ્યું: " જાલિમસિંહજી, તમે મોહનસિંહને પણ તમારો મિત્ર ગણો એ ઇચ્છવા જોગ છે, કેમકે તે અમારો મિત્ર છે. એના જેવા મઠના સંખ્યાબંધ બહાદુર માણસોની મદદ જ્યારે અમે ઇચ્છીએ ત્યારે અમને મળે છે,અમે તે ગુમાવી શકીએ તેમ નથી."

એજંટના ઉદ્દગારો સાંભળીને જાલિમસિંહ તો સ્તબ્ધ થઈ ગયો. તેણે કહ્યું: " પણ તે પિંઢારો છે!"

" ના. તમારા કરતાં મને તેનો વિશેષ પરિચય છે, એવું હું કહું છું તે ઉપર વિશ્વાસ રાખો." એજંટે કહ્યું: " એની પૂર્વ-હકીકતથી હું બરાબર માહિતગાર છું."

એજંટને મોહનસિંહનો પરિચય હોય એમ તેના છેલ્લા વાક્ય ઉપરથી સમજી જઇને જાલિમસિંહે ચૂપકીદી અખ્ત્યાર કરવામાં માલ જોયો. તેણે ગોવર્ધનને અને રાજાને બોલાવવા કબુલાત આપી.

પ્રાતઃકાળ થતાં ગોરધન અને ઝાલરાપટ્ટણનો સેનાપતિ કોટામાં આવ્યા. જાલિમસિંહે એજંટને કહ્યા મુજબ ગોરધનને બોલાવવા કોઈને મોકલ્યો

ન હતો. તે કેવળ પોતાની મેળે આવ્યો હતો.

ગોરધન જાલિમસિંહ પાસે ગયો એટલે અજબ થતાં જાલિમસિંહે પૂછ્યું: "મૂર્ખ, તું કોના બોલાવવાથી આવ્યો? અને હજી તું જીવે છે?"

"બાપુ, મને છૂટો કર્યો એટલે હું આવ્યો." ગોરધને કહ્યું: "અહીં સિવાય મારું આશ્રયસ્થાન બીજે ક્યાં હોય?"

"કોઈ કૂવોહવાડો તને ના મળ્યો કે, મારી આગળ તારું કલંકિત મુખ લઈને આવ્યો? અને હજી પણ તું મને વધુ કલંકિત કરવા માગતો લાગે છે." જાલિમસિંહે ક્રોધથી કહ્યું.

"મેં એવું કશું કર્યું નથી." ગોરધને જવાબ દીધો.

"તદ્દન જૂઠું" જાલિમસિંહે કહ્યું: "તું ઓલરાપટ્ટણમાં સુબાગિરી લેવા જવા માટે જે બધું બનાવટી કારસ્થાન દિલ્હીમાં કરી આવ્યો હતો, તે એજંટે પકડી પાડ્યું છે—"

"હેં?!" ગોરધન ગભરાઈને બોલ્યો.

"સુબાગિરી તને મળી તે પછી જુવાનસિંહ નામના જેસલમીરના સિપાઈને હાથે તું મૂર્ખ બન્યો એ વાત પણ મારા જાણવામાં આવી છે. માત્ર હું જ નહી પણ તારો ભાઈ મધુસિંહ અને રાજાનો નાનો ભાઈ પૃથ્વીસિંહ પણ તે જાણી ગયા છે."

"બાપુ, બધાંને મોઢે આપ શા માટે એની વાતો કહેતા ફરો છો?"

"નાદાનીઅતનાં કામ તો આપોઆપ જગજાહેર થઈ જાય!" જાલિમસિંહે કહ્યું: "તને ઉતાવળીઆ ફેસલાની ચેતવણી અપાઈ તે વિગત કહેવા જુવાનસિંહજ દિલ્હી આવ્યો હતો અને તેણે મને બધી હકીકત કહી. તારાં પાપે હું તેને હાથે કેદ થયો હતો પરંતુ મધુસિંહ અને પૃથ્વીસિંહ અચાનક ત્યાં આવી પહોંચ્યા અને મારો છુટકારો કરાવ્યો. ગોરધન, એ પછી તને દેશપાર કરવો, એવો હુકમ એજન્ટે કર્યો છે."

"મને દેશપાર કરવામાં આવશે? શા માટે?" ગોરધને ગભરાઈને પૂછ્યું.

"એજંટના નામનો ખોટો હુકમ લખવા માટે." જાલિમસિંહે કહ્યું: "મૂળ હુકમમાં મનફાવતાં વાક્યો ઉમેરવા માટે!–જા, જા, અહીંથી જલદી જતો રહે, નહીંતર કોઈની નજરે પડીશ તો એજંટ અહીં આવેલા છે, તે તને મારા દેખતાં હુકમ વાંચી સંભળાવી મારા જીવને વધુ ઉદ્વેગ કરાવશે."

ગોરધન આ સાંભળીને રડવા લાગ્યા: "બાપુ, તમે પણ મને તજશો?"

જાલિમસિંહે તેને રડતો જોયો એટલે તેનું હૃદય ભરાઈ આવ્યું, ગદ્‌ગદ્ કંઠે તે બોલ્યો: "મેં મારાથી બનતું કર્યું છે. તને મારી આંખથી દૂર કરવામાં આવશે; પણ તારા માટે મારા હૃદયમાં સ્થાન રહેશે જ—"

"બસ," ગોરધન આંસુ લુછતો બોલ્યો: "હું મૂર્ખ હોઉં કે નાલાયક હોઉં તોપણ તમારું બાળક છું અને હંમેશને માટે તમારા હૃદયમાં બાળક તરીકે મારું સ્થાન રહેશે એ સાંભળીને મને મારી દેશપારી માટે શોક થતો નથી. હું જાઉં છું. તમને હવે તકલીફમાં નહી ઉતારું."

તે આમ કહીને બહાર નીકળવા ગયો; પણ ઉંબરામાં તેણે પૃથ્વીસિંહને ઉભેલો જોયો અને તેની પાછળ સર જોન માલ્કમને પણ ઉભેલો જોયો.

એક ચીસ પાડીને તે ખંડમાં તે પાછો ફર્યો અને અંદરના ઓરડામાં પેઠો.

"નાસે છે ક્યાં? ચોરની માફક આવી શક્યો તેમ હવે કાંઈ ચોરની માફક તું જઈ શકીશ નહી, એ ચોક્કસ છે," એમ બોલતો પૃથ્વીસિંહ તેની પાછળ પડ્યો.

થોડીવારે બહાર ધાંધાધાંટ સંભળાઈ. એજંટે અને જાલિમસિંહે જોયું કે, ગોરધન નાસતો હતો અને તેની પાછળ પૃથ્વીસિંહ ખુલ્લી તલવારે પડ્યો હતો!

"તે બહાર કેવી રીતે ગયો ?" એજંટે જાલિમસિંહને પૂછ્યું.

"પાછળ એક દાદર છે. તેની મારફત નાઠો હશે." જાલિમસિંહે જવાબ દીધો.

"તમને તેની સામેનો દેશપારનો હુકમ ગમતો નથી; ખરું ને ?" એજંટે કહ્યું: "પણ રાજપ્રતિનિધિત્વ જોઈતું હોય તો તે હુકમ તમારે અમલમાં મૂકી બતાવવો જોઈશે."

જાલિમસિંહ વિચારમાં બેસી રહ્યો.

થોડીવારે એક દૂતે આવીને ખબર આપી કે, "મહારાવ પધાર્યા છે અને અત્યારે ને અત્યારે આપને પોતાની પાસે બોલાવે છે."

"જાઓ અને અત્યંત મિત્રતાભરેલી મિષ્ટ વાતો કરો." એજંટે કહ્યું. "મને બોલાવશે, તો હું આવીશ."






જાલિમસિંહ ખૂબ લળી લળીને વંદન કરતો કિશોરસિંહ સમક્ષ હાજર થયો અને બોલ્યો: “મારા રાજા, મારા પ્રભુ, આપ સ્વસ્થાનમાં પધાર્યા ? ધન્ય ઘડી, ધન્ય—”

“કોઈ જાતની લાંબી પરડ ન કરો.” કિશોરસિંહે કહ્યું: “પ્રથમ મને કહો કે, મારી બહેનનું જયપુર ખાતે કોણ હરણ કરી ગયું છે? અને એ કૃત્યની શિક્ષા માટે ગુન્હેગારનું તમે શું કરવું ધાર્યું છે?”

જાલિમસિંહ ચમક્યો. તે બોલ્યો: “બહેનનું હરણ થયું છે! મૂર્ખ વિપણ! આવું બદકામ!—”

“શું વિપણસિંહે પોતાની બહેનનું હરણ કર્યું? એ દિવાનો છે કે શું! તમે તેની સામે એકદમ લશ્કર મોકલો.” કિશોરસિંહે કહ્યું.

“નામદાર, હું બધી તજવીજ કરીને ઘટતાં પગલાં લઉં છું.”

“તજવીજ શેની કરવાની હતી?” કિશોરસિંહે બૂમ મારીને પૂછ્યું: “વિપણે આ કામ કર્યું હોય તો તેના સૂત્રધાર તમે જ હશો.”

“મહેન્દ્ર, હું આવું નીચ કામ કરું ખરો? રાજકુમારી તો મારી પુત્રી સમાન છે. જાલિમસિંહે પોતાનો બચાવ કર્યો.

“તમે આમાં શો ભાગ ભજવ્યો છે કે શો નહીં, તેનું પોગળ હું ખુલ્લું પાડીશ,” કિશોરસિંહ બોલ્યો: “યાદ રાખજો, આવાં આવાં કૃત્ય કરીને તમે આ રાજ્યમાં લગીરે સહીસલામત રહી શકશો નહીં. આ કાંઈ પોપાંબાઈનું રાજ્ય નથી.”

“મારા રાજા,” જાલિમસિંહ વિનયપૂર્વક બોલ્યો: “મેં તમને ઘોડીઆમાંથી શિક્ષણ અપાવ્યું છે, તે પોપાંબાઈનું રાજ કહેવરાવવા માટે તો નહીં જ.”

“એમ કહીને તમારા ઘડપણની બુદ્ધિનું પ્રદર્શન ન કરો.” કિશોરસિંહે કહ્યું, “તમે એમ સમજતા હશો કે, હજી હું બાળક છું પણ ના. તેમ નથી. હું બરાબર સમજણો થયો છું. તમે બહેનનું લગ્ન મારા મિત્ર મોહનસિંહ સાથે કરાવવા ઇચ્છતા નથી. તેથી તમે જયપુરવાળાનું આ નાલાયક ચોકઠું બેસાડવા કોશિષ કરી લાગે છે. તમારી એ કોશિષ ધૂળમાં મેળવવા મોહનસિંહ ત્યાં પહોંચી ગયો છે અને જે વખત જાય છે તેમાં તમે જોશો કે તે મારી બહેનને અહીં સુરક્ષિત લાવશે અને તમારા સાગ્રીત વિપણને પણ તે કેદી બનાવીને જ લાવશે”

“મહારાજ,” જાલિમસિંહે કહ્યું, “વિપણસિંહનું જ આ કામ છે કે કેમ, એ વિષે હું કાંઈ જાણતો નથી; પણ તે પહેલાં મને પૂછપરછ કરી લેવા દો. જરૂર હશે તો, એજંટ સાહેબ અહીં આવેલા છે. તેમની મારફત આ સંબંધમાં જયપુર પર દબાણનાં પગલાં લેવાશે.”

"એજંટને તમે અહીં બોલાવ્યા છે? શા માટે વારૂ? મારા રાજ્યની ધાંધલોથી તેને વાકેફગાર કરવા કે? તેની આગળ મને ફજેત કરવા કે?"

"નહીં, નામદાર; તેઓ પોતાની મેળે આવ્યા છે," જાલિમસિંહે કહ્યું.

"હાં. એના લશ્કરી અમલદારો મારા રાજ્ય ઉપર ઘેરો ઘાલે અને પછી તે મારો વાંક કાઢવા માટે અહીં આવે! એમજ ને?" કિશોરસિંહ બોલ્યો:

"જાલિમસિંહ, તાકીદે એજંટને જણાવી દો કે, મારા રાજ્યમાંથી ચાલ્યા જાય."

"કૃપાળુ, કર્નલ મેન્સને કેવળ ગેરસમજથી હલ્લો કર્યો હતો અને તે માટે એજંટે અત્યાર અગાઉ જ તેને ઠપકો આપી દીધો છે."

રાધાકિશન કિશોરસિંહ પાસે આવ્યો. તેણે જમીન પર સૂઈ જઇને કિશોરસિંહને સાષ્ટાંગ દંડવત પ્રણામ કર્યાં.

"તમને મારે ધન્યવાદ આપવાનો છે, અમાત્યજી,"



તેણે જમીન ઉપર સૂઈ જઈ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યાં.

"બસ? ઠપકો આપી દીધો એટલે કામ પાર પતી ગયું? એ કર્નલ મારી સાથે હતો ત્યારે મેં એને મિત્ર તરીકે માની લીધો પણ તે જ મારો વેરી થયો! એ લોકોની મિત્રતા મારે નહીં જોઇએ. એ લોકોની મદદ મારે નહીં જોઇએ."

"આપણને એમની મદદની આ તકે ઘણી જરૂર છે."

"નથી. હું કહું છું કે, બિલકુલ જરૂર નથી. જાઓ, મારા કહેલા શબ્દો એને કહી દો."

"કહું છું શ્રીમાન," એમ કહીને જાલિમસિંહ ત્યાંથી ચાલ્યો ગયો.

થોડીવાર બાદ પાકો પેચીલો બ્રાહ્મણ અમાત્ય

કિશોરસિંહે કહ્યું.

"એ આપના હૃદયની ઉદારતા છે, કૃપાળુ! બાકી, મારી ગફલતો અનેક થાય છે," અમાત્યે કહ્યું.

"દિલ્હીમાં તમને મોહનસિંહે આપેલી સૂચના મુજબ તમે હોલ્કરને મળવામાં ઢીલ કરી તેથી અમે જાલિમની ઇચ્છા અફળ કરી શક્યા અને કેદીઓને છોડાવી લઈ ગયા!"

"આપના હૃદયને તેથી સંતોષ થયો એ જાણીને મને પણ સંતોષ ઉપજે છે, નામદાર."

"પણ, અમાત્ય, તમારી આટલી બધી ગફલત?" કિશોરસિંહે કહ્યું: "વિષ્ણુસિંહ બહેનને જયપુર તરફ જાલિમસિંહની ભંભેરણી અને ઉશ્કેરણીથી જ

ઉપાડી ગયો; છતાં તમને ખબર ન પડી ?"

"નામદાર, હું તો તે વખતે દિલ્હીમાં હતો, એ આપ જાણો છો." અમાત્યે પોતાનો બચાવ કર્યો.

"પણ આ પ્રપંચ તેણે દિલ્હી જતા પહેલાં આદરી મૂક્યો હોવો જોઇએ." કિશોરસિંહે કહ્યું.

"એની તો મને ખબર નથી," અમાત્યે કહ્યું: "પણ કૃપાળુ, મને કેટલોક વહેમ ઉપજ્યો છે તે આપને વિદિત કરૂં ?"

"બેશક, અમાત્ય, એ તમારી ફરજ છે. તમે જાણો છો કે, દિલ્હીમાં તમને મોહનસિંહે મારા હિતૈષી થવા શિખામણ આપી હતી."

"એ ધ્યાનમાં રાખીને જ હું આપને મારો વહેમ કહેવા માગું છું; પણ, મહારાજાધિરાજ, મારૂં નામ દિવાનજીને કાને એ વાતમાં ન જાય એ ધ્યાનમાં રાખશો—નહીંતર મારો ગરીબનો રોટલો તરત જ ટળી જશે."

"એની કશી ફીકર ન રાખશો. તમારૂં નામ નહીં આવે અને તમારો રોટલો જવા વખત નહીં આવે."

"ત્યારે સાંભળો, શ્રીમાન," અમાત્યે આમ તેમ આડું અવળું જોઇ ધીમે સ્વરે કહ્યું: "મોહનસિંહને રાજકુમારીના માર્ગમાંથી દૂર કરવા માટે કુમાર વિષ્ણુસિંહને રાજગાદીની લાલચ અપાઇ હોય એમ મને લાગે છે—"

"હં..." કિશોરસિંહે પગ પછાડીને કહ્યું: "ભાઇ ભાઇ વચ્ચે વૈમનસ્ય બંધાવવું છે ?"

"ધીમેથી; નામદાર, ધીમેથી;" અમાત્યે કહ્યું: "દિવાલોને પણ રાજમહેલમાં કાન હોય છે !"

"પણ આવી લાલચમાં ફસાનાર વિષ્ણુસિંહ કેવો ?" કિશોરસિંહે પૂછ્યું.

"એ તો આપ જેમ ધારો તેમ." અમાત્યે કહ્યું: "પણ ખટપટી માણસોને ખટપટ માટે હમેશાં એક લોહી જુદાં પાડવામાં વધારે ફાવટ આવે છે તે મુજબ, આ દાખલામાં બન્યું લાગે છે. મને એમ પણ ખબર મળી છે કે, કુમારને નામે રૂ. ૫૦૦ હમણાંજ એમના મુસારા ઉપરાંત લખાયા છે."

"ત્યારે નાણાંની પણ સગવડ કરી અપાઈ છે ! બસ, એના પિતાનાં નાણાં હોય તેમ તે ઉડાવે છે ! મને પકે પાયે ખબર મળેલી છે—અને તમે તો જાણતાજ હશો—કે, હોલ્કરને લાંચ અપાઈ હતી. ઉપરાંત કેટલાયે રાજવીઓને અને પિંઢારાઓને પણ નાણાં આપવામાં આવે છે ! અમાત્ય, તેનું આ તુફાન બંધ પાડવું જોઇએ."

અમાત્ય કાંઈ બોલ્યો નહીં. કિશોરસિંહે પૂછ્યું: "કેમ ચૂપ રહ્યા ?"

નિસાસો નાંખીને અમાત્ય બોલ્યો: "નામદાર, રાજકાજનાં કામ એટલાં બધાં અટપટાં છે કે, આપ જેવા કોમળ દિલના અને મુલાયમ તબીયતવાળા રાજવી જો તેમાં ધ્યાન આપે તો માથું ફરી જાય ! આવું તો કાંઈ કાંઈ ખટપટને ખાતર થતું રહે છે."

"પણ ગેરવાજબી રીતે ?" કિશોરસિંહે પૂછ્યું: "એ નાણાં કોનાં છે ? મારા—એટલાં મારાં પોતાનાં."

"એ ખરૂં છે, કૃપાળુ," અમાત્યે કહ્યું: "રાજા પ્રજા પાસેથી કર ઉઘરાવે અને પ્રજાના હિત માટે જાળવે એટલે તે નાણાં રાજાનાં કહીએ તોયે ચાલે અને પ્રજાનાં કહીએ તોયે ચાલે—શરત માત્ર એટલી કે, રાજા અને પ્રજા એકમય હોવાં જોઇએ."

કિશોરસિંહ ઘડીભર ચૂપ રહ્યો. તેણે અમાત્યનાં સંદિગ્ધ વાક્યો ઉપર મનન કર્યું અને પછી કહ્યું: "તમારો મુદ્દો હું સમજ્યો. રાજ્યનાં નાણાં પ્રજાનાં છે એમ તમે કહેવા માગો છો. વારુ; તોયે શું ? પૂર્વકાળના આપણા નૃપેન્દ્રો અને મંત્રીઓ કેટલી બધી ખૂબીથી એ નાણાં વાપરતા ? જાલિમ એ રીતે વાપરે છે, એમ હું તો કદીજ નહીં માની શકું."

"કૃપાળુ, આ બધી બાબતો એવી છે કે, જેમાં આપે ઓતપ્રોત થવું જોઇએ અને ખૂબ અનુભવ લેવો જોઇએ."

"રાધાકિશન, મારે એ અનુભવ લેવો છે." કિશોરસિંહે કહ્યું: "હું પ્રજાનો પાલક છું. પ્રજા

મને 'દેવા' તુલ્ય માનવામાં આવે અને તે છતાં
કાર્ય કરી શકું નહીં ત્યાં સુધી હું નિર્માલ્ય
એમ જ કહેવું જોઈએ."
"ઇચ્છા, અર્ધી જીત અપાવે છે, નામદાર."
"ધન્ય છે, રાધાકિશન, તમે મારા હિતમાં રાજી
છો, એમ હવે મને સમજાય છે." કિશોરસિંહે
પોતાના કંઠમાંથી મણિમાળા કાઢીને તેને આપતાં
કહ્યું: "લ્યો, આ મારો પ્રેમોપહાર."
"અન્નદાતા, હું એને લાયક નીવડયો નથી."
"ઇચ્છા અર્ધી જીત અપાવે છે, એ તમારું
ક્રય સંભારો." કિશોરસિંહે કહ્યું: "આજથી તમે
મારું હૃદય બનો છો. મારી મહત્વાકાંક્ષા જાલિમની
સત્તા તોડવાની છે. સાંભળો, રાધાકિશન, હું એને
એટલો બધો ધિઃક્કારું છું કે, મને એનું મ્હોં જોવું
ગમતું નથી. તમારે જતે દહાડે એનું પદ લેવાનું છે.
આથી હંમેશાં મને રાજકાજના અનુભવમાં પરોવો
અને એ ખટપટી માણસનો પગ અહીંથી ટાળવામાં
મને મદદગાર થતા રહો."
"નરેન્દ્ર, ટિટોડીને સાગરની સામે બાથ ભીડવાનું
કામ સોંપાય છે!"
"બસ ? હિમ્મત હારી ગયા ?"
"એમ નથી; પણ આપને ખબર નથી કે, એ
વડલાની વડવાઇનાં મૂળ જમીનમાં એટલાં બધાં ઉંડાં
પ્રવેશલાં છે કે, તે ખોદી કાઢતાં અત્યંત શ્રમ પડશે
અને અતિશય સમય વીતશે."
"ફીકર નહીં. પણ એ કાર્ય કરવાનું જ છે. એ
વડલાનો નાશ નિર્માણ થઈ ચૂકયો છે." કિશોરસિંહે
કહ્યું: "કોઈવાર તમારો મેળાપ હું મોહનસિંહ સાથે
કરાવીશ. એની બુદ્ધિ અદ્ભુત છે. એ અને તમે,
બંન્નેની સહાય—"
"પરમાત્માની સહાય કહો, નામદાર," એમ કહેતો
અમાત્ય ઉભો થયો.
"કેમ, ચાલ્યા ?" કિશોરસિંહે પૂછ્યું.
"શ્રીમાન્, આટલી કર્ણગોષ્ટિ આજે બસ છે.
રખેને વધુ લોભ કરતાં ગુપ્તચર સાંભળી જાય."
"તમે સાવધ છો, એ જોઇને મને આનંદ થાય
છે." કિશોરે કહ્યું.
અમાત્ય વિદાય થયો. કિશોરસિંહ
પોતાના હૃદયમાં જાલિમની સત્તા તોડવાનાં અનેક
સ્વપ્નતરંગ ઉછાળી રહ્યો.
એવામાં પૃથ્વીસિંહ ત્યાં આવ્યો અને બોલ્યો:
"દગાખોર છટકી ગયો ! મોટા ભાઇ, જાલિમે એને
દાદરેથી નસાડી મૂકયો !"
કિશોરસિંહનું ચિત્ત કેવળ પોતાના તરંગોમાં
જ હતું એટલે પૃથ્વીસિંહે ગોરધન સંબંધમાં કહેલાં
વાકયો પર ધ્યાન ન આપતાં તેણે તેના સામે ટગર
ટગર જોઇને પૂછ્યું: "પૃથુ, મને કહે, તું મારી ગાદી
લેવાની ખટપટ આદરી રહ્યો છે ?"
પોતે કહેલું કાંઇક અને ભાઈ કહે છે કાંઈક
એ સાંભળીને, તેમજ ભાઇનો ચહેરો ઉદ્વેગપૂર્ણ
અને વિચારગ્રસ્ત જોઇને પૃથ્વીસિંહે માની લીધું કે
અત્યારે તેને જરૂર કોઇકે કાંઇ ભંભેરણી કરી છે.
પૂજ્યભાવથી તેણે ભાઇની શંકા ઝટ દૂર કરવા
ઠરાવ્યું અને તેના સવાલનો જવાબ દેતાં કહ્યું:
"આપની હયાતીમાં અને વળી સદ્ભાગ્યે આપને
વંશવેલો છે તે સ્થિતિમાં મારાથી આપની ગાદી
લેવાનો વિચાર સુદ્ધાંત પણ કઇ રીતે કરી શકાય ?"
"બરાબર," કિશોરસિંહ બોલ્યો: "તેં ઠીક સંભારી
આપ્યું ! મારી સંતતિનો જ આ ગાદી પર મારી પછી
હક્ક છે. હં: હં: અને છતાં જો ને," કિશોરસિંહે તિર-
સ્કારથી હસીને કહ્યું: "વિપણ મારી ગાદી લેવા ખટપટ
આદરી રહ્યો છે ! જાલિમે તેને વચન આપ્યું છે !"
"કોણે કહ્યું, મોટાભાઇ ?"
"એક ગુપ્તચરે."
"હાં. એ ગુપ્તચર રાધાકિશન હોવો જોઇએ."
પૃથ્વીસિંહ બોલ્યો: "હમણાં જ મને તે સામો મળ્યો !
ભાઈ, ભાઈ, એવાઓના બોલવા પર વજન આપશો
તો નિરંતર ઉદ્વેગ જ થયા કરશે. અહીં તો ચોગરદમ
ચુગલીખોર, ખટપટી અને પરસ્પર ઇર્ષાળુ
માણસો જ વસે છે! રખેને તેઓ પર આપ
વિશ્વાસ મૂકતા !"

કિશોરસિંહની આંખો મોટી બની ગઈ. પૃથ્વીસિંહ તરફ ટગર ટગર જોતો તે બોલ્યોઃ "ત્યારે કોના પર વિશ્વાસ મૂકું?"

"ક્ષત્રિયને કેવળ આત્મવિશ્વાસ જ હોય. બીજો વિશ્વાસ પોતાની તલવાર પર હોય અને પરમ વિશ્વાસ શ્રી હરિ પર હોય. અન્ય કોઈ જીવતા માણસ પર ક્ષત્રિય કદી વિશ્વાસ ન રાખે." પૃથ્વીસિંહે પોતાના હૃદયના સિદ્ધાન્ત રજુ કરી દીધા અને ગર્વથી પોતાના ભાઈ તરફ જોયા કર્યું.

કિશોરસિંહે પોતાના હાથ પહોળા કરીને કહ્યુંઃ "આવ, મારા બંધુ, મને ભેટ. તેં મારી આંખ ઉઘાડી છે."

બન્ને ભાઇઓ ભેટયા અને છૂટા પડયા. પૃથ્વીસિંહ જતો હતો ત્યારે કિશોરસિંહ મનોગત ગણગણવા લાગ્યોઃ "રાજકાજ અટપટાં છે! રાજકાજ માથું ફેરવી નાંખે છે!"



બન્ને ભાઈઓ ભેટયા...."રાજકાજ અટપટાં છે."



## પરિચ્છેદ ૩૪ :

## વૃદ્ધની લાકડી.

રાધાકિશન કિશોરસિંહ પાસેથી રત્નહાર મેળવીને અને તેને જાલિમસિંહ વિરુદ્ધ ભંભેરીને તરત જ જાલિમસિંહ પાસે ગયો.

પૃથ્વીસિંહ તેને ત્યાં જતો જોઇ ગયો. તે કિશોર-સિંહ પાસે પાછો ફર્યો અને બોલ્યો: "જુઓ, મોટા ભાઇ, અમાત્ય વિશ્વાસઘાતી છે તેનો પુરાવો? તે અહીંથી નીકળીને જાલમસિંહના આવાસમાં પેઠો."

"રાજકાજ અટપટાં છે," એ વાક્યનું ગૂંજન તેમજ જાલમસિંહનાં મૂળ ઉંડાં છે એવી અમાત્યે કહેલી હકીકતનું સ્મરણ કિશોરસિંહને તાજું હતું. પૃથ્વીસિંહનું કહેવું સાંભળીને તે બોલ્યો: "જાલમસિંહ અમાત્યનો ઉપરી અધિકારી હોવાથી તેની પાસે જાય એ કુદરતી છે. શું એનાથી વિમુખ રહેવું એને પાલવે? એ ગમે તે કારણે ગયો હોય પણ એનો સ્વાર્થ એ ધ્યાનમાં રાખશે જ."

"પણ આવા માણસો તો બે બાજુથી ઢોલક બજાવી કોઈનું યે કાર્ય ન કરે." પૃથ્વીસિંહ બોલ્યો.

"તોયે શું બગડી જવાનું હતું?" કિશોરસિંહે કહ્યું: "તેને ફાવે તેમ તે ભલે વર્તે. બાકી, તેણે અહીંની વસ્તુસ્થિતિની કરેલી સમીક્ષા અને મોહન-સિંહની સમીક્ષા મળતી આવે છે. જાલિમસિંહનાં જ માણસો અહીં ચોગરદમ રહેલાં છે. એના ગુપ્તચરો પણ—"

એ વાક્ય તેણે પૂરું કર્યું નહીં, એટલામાં એક દાસી દૂધના પ્યાલા લઇને ત્યાં આવી પહોંચી, અને બોલી: "નામદારોને માટે આ દૂધ."

કિશોરસિંહ પ્યાલો હોઠે અડકાડવા જતો હતો હતો એટલે તરતજ પૃથ્વીસિંહે તેને અટકાવીને દાસીને કહ્યું: "મહેન્દ્રના અને મારા પ્યાલામાંથી અમારા દેખતાં જ થોડું દૂધ પી."

દાસીએ એક ફાલતુ પ્યાલામાં આ બન્ને પ્યાલામાંથી થોડું થોડું દૂધ રેડીને તે પ્યાલો મ્હોંયે માંડયો અને તે પછી બોલી: "રાજેન્દ્રનું રાજ અમર તપો; અને દુશ્મનોનો નાશ થાઓ." તેણે એ બાદ તે બન્નેનાં ઓવારણાં લીધાં.

કિશોરસિંહ હસ્યો અને બોલ્યો: "પૃથુ, તું નક્કામો વહેમી બની જાય છે. એવા પ્રપંચ અહીં થાય, એવો વખત આવ્યો નથી."

તેઓ દૂધ પી રહ્યા અને દાસી ગઈ. પૃથ્વીસિંહે પૂછ્યું: 'કેમ એવો વખત આવ્યો નથી એમ કહો છો? તમે જ કહેતા હતા કે વિષ્ણુભાઈ ગાદી લેવા ખટપટ કરે છે!"

"પણ અત્યારે તે અહીં ક્યાં છે? અને પોતાની ગેરહાજરીમાં તેમજ તેને પીઠબળ આપનાર જાલિમ-સિંહની ગેરહાજરીમાં આપણને ઝેર દઇને મારી નંખાવવા જેવું કાવત્રું રચીને તે ગયો હોય એટલી ઉંડી પહોંચ એનામાં નથી."

પૃથ્વીસિંહ વિચારમાં પડી ગયો. કિશોરસિંહે કહ્યું: "પણ હાં, તેં મને ઠીક યાદ દેવડાવ્યું. જાલમસિંહે બહેનના અપહરણ સંબંધમાં કોણ જોખમદાર છે તેની તજવીજ કરીને કહેવા મને જણાવ્યું હતું. એણે શી તજવીજ કરી તે આપણે જાણું

જોઇએ." તેણે એક ઘંટડી વગાડી એટલે એક દાસી આવી. કિશોરસિંહે તેને જાલિમસિંહને બોલાવી લાવવા જણાવ્યું. દાસી ગઈ.

"મોટાભાઈ, મને પણ એક વાતનું સ્મરણ થયું." પૃથ્વીસિંહ બોલ્યો: "જાલિમસિંહને એજંટ અહીં લાવ્યો ત્યારે ચોખ્ખી શરતે લાવ્યો છે કે તે તમારો કેદી છે. એમ તેણે ગણવું અને રાજેન્દ્રના મુખથી તે મુક્ત જાહેર થાય નહીં ત્યાં સુધી એ જ હાલતમાં તે ગણાશે."

"એ બધી મોઢાની વાતો !" કિશોરસિંહે હસીને કહ્યું: "એમ કાંઇ એ કેદી ગણાતો હશે? અમારી મતલબ તેને કેદ કરવા માટે એટલી જ હતી કે ઉડતાળીશ કલાક વીતે અને ગોરધનનો વધ થઈ જાય તે પછી તેને છૂટો કરવો. એને ખરો કેદી તો હવે પછી જ બનાવીશું. એના પગમાં જંજીરો પડે એવો વખત લાવી મૂકવા હું જરૂર કોશિષ કરીશ."

"ત્યારે શું એજંટે નક્કામો એને તમારો કેદી ઠરાવ્યો હતો ?"

"એ વિષે એજંટનો ખુલાસો હું માગીશ. પણ આજ નહીં. થોડાક દિવસ પછી. હાલ તુર્ત હું ચૂપ રહીને ચિકિત્સા જોવા માગું છું" કિશોરસિંહે કહ્યું: "અહીં મારૂં કાઈ છે કે કેમ તે હું બરાબર તપાસી જોઇશ."

"બંધુ, હરકોઈ પળે અને હરકોઈ મુશ્કેલીમાં તમે મને તમારો જ ગણજો." પૃથ્વીસિંહ બોલ્યો: "તમે એક શબ્દ બોલશો તો તમારા દેખતાં હરકોઇનું મસ્તક ઉડાવી દેવા હું તૈયાર રહીશ."

"તારા વિષે તેમજ આપણી બહેન વિષે મને સંપૂર્ણ ખાત્રી છે." કિશોરસિંહે કહ્યું.

પૃથ્વીસિંહ રાજમહેલમાંથી ગયો. એ પછી દાસીએ આવીને કિશોરસિંહને ખબર આપી કે જાલિમસિંહજી ઘણાજ અગત્યના કામમાં રોકાઇ ગયા છે એટલે હમણાં આવવા ના પાડે છે. પછી આવશે," કિશોરસિંહે તેને બોલાવવાનો આગ્રહ ન કર્યો.

પૃથ્વીસિંહ ત્યાંથી નીકળીને જાલિમસિંહના મહેલ તરફ ગયો. જેવો તે દરવાજામાં પેસવા ગયો કે, પહેરેગીરોએ તેને રોક્યો અને જણાવ્યું કે: "હમણાં જાલિમસિંહ મહારાજ અગત્યના કામમાં રોકાયા છે, તેથી કોઇને પણ અંદર જવા દેવા હુકમ નથી."

પૃથ્વીસિંહને મનમાં એવી ચીઢ ચઢી કે, 'એ બોલનારના ટુકડા કરી નાંખું' પણ તે અમાત્ય અને જાલિમસિંહની વાત સાંભળવા આવ્યો હતો એટલે ગમ ખાઈ ગયો અને ફક્ત એટલુંજ બોલ્યો: "તેઓ ક્યારે મળી શકશે?"

"એનો કાંઈ નિયમ નથી. કલાક કે બે કલાક પણ લાગે."

"વારૂ. હું પછીથી આવીશ."

પૃથ્વીસિંહ મહેલના પાછળના ભાગમાં ગયો. ત્યાં ચોગરદમ ચોકી પહેરો હતો. "એણે પાકો બંદોબસ્ત કર્યો જણાય છે. પણ હું એના માથાનો થઇશ." એમ મનોગત બોલીને તેણે આસપાસની સ્થિતિનું એકવાર ફરીથી અવલોકન કર્યું. પહેરેગીરો મહેલની આસપાસ આશરે પચાસ-પચાસ કદમને અંતરે ઉભા રહેલા હતા; એટલે તેઓની નજર ચૂકવીને મહેલની અંદર જવું બની શકે તેમ નહોતું. તેણે દૂર દૂર ચાર-પાંચ આખલાને ચરતા જોયા. આ આખલાઓ મારફત આ પહેરેગીરોમાં ભંગાણ પડાવવાનો તેણે મનસુબો કર્યો. પરંતુ તે આબાદ પાર પાડવા માટે કંઈ તુફાન-મસ્તીની જરૂર હતી. તે ત્યાંથી જતો રહ્યો અને એક કંદોઇની દુકાને જઇ મિઠાઇની પચીશ-ત્રીશ ટોપલીઓ બાંધવાની વરદી આપીને તેને પૂછવા લાગ્યો: "રમત ગમત ખેલી જાણતા હોય એવા પચીશ-ત્રીશ જુવાન છોકરાઓ મને એકઠા કરી આપીશ?" કંદોઇએ તરતજ હા પાડી. "તો જલ્દીથી તેઓને બોલાવી લાવ." કંદોઇ પોતાની દુકાનેથી ઉઠયો અને આસપાસ તપાસ કરીને દશથી વીશ વર્ષની વયના ત્રીશ છોકરાઓને બોલાવી લાવ્યો. પૃથ્વીસિંહે તેઓને કહ્યું: "જુઓ, તમને દરેકને આપવા માટે આ સુંદર મિઠાઇની

આપલીઓ બંધાવી રાખી છે. તમે એક કામ કરશો તો એ તમને મળશે." છોકરાઓએ તેનું કામ કરવા હા પાડી. તેઓને પૃથ્વીસિંહે જણાવ્યું કે, "પતરાંના ડબ્બા, ઈંટાળા, લાકડીઓ વગેરે લઈને મંત્રીના મહેલ પાસે જાઓ. ત્યાં જે આખલાઓ ચરે છે, તેઓને ભડકાવી મૂકીને તેના મહેલમાં પેસાડવા તજવીજ કરો. જો, જો, ત્યાં પહેરેગીરો હશે. કોઈએ તેમના હાથ આવવું નહીં અને તેઓ અકળાય ને ગભરાઈને દોડાદોડ કરી મૂકે એ ધ્યાનમાં રાખવું." બાળકો એટલે હૂપાહૂપ કરતી હનુમાનજીની સેના! તુફાનના પ્રસંગો તેમને લાધે એટલે તેઓ તેમાં ખુશીથી ઝંપલાવે છે. તદનુસાર આ બાળકોએ મસ્તી શરૂ કરી દીધી. ડબ્બાઓ ખખડાવતા ખખડાવતા તેઓ આખલાઓ નજદીક પહોંચ્યા. તેઓ જે ઘાસ ખાતા હતા તે દૂર ફેંકી દીધું. તેઓની આસપાસ અર્ધ ચન્દ્રાકારે ઉભા રહ્યા અને તેમની છેડછાડ શરૂ કરીને તેમને ખીજવવા માંડ્યા. આખલાઓ તેઓની સામે થયા એટલે લાકડીઓના પ્રહાર કરી તેમણે તેઓને અકળાવ્યા અને દોડાદોડ કરાવીને મહેલ તરફ વાળ્યા. પરિણામે, કોઈ આખલા મહેલની વાડમાં ઘુસવા ગયા અને પહેરેગીરો તેમને દૂર કરવા યત્ન કરતાં તેઓની સામે થયા; છોકરાંઓએ કીકીઆરીઓ કરી મૂકી, ડબલાં વગાડવા માંડ્યાં; મોઢેથી સિસોટીઓ બજાવવા માંડી અને ધાંધલ વધ્યું. પહેરેગીરોને બે બાજુની પંચાત વધી. છોકરાંની ધિંગામસ્તી અને આંખલાઓનું તુફાન. આ બે બાજુનું તુફાન શમાવવા તેઓમાંના કેટલાક છોકરાઓની પાછળ પડ્યા અને કેટલાક આખલાઓની પાછળ પડ્યા.

પહેરેગીરો પોતપોતાની જગ્યા છોડે એટલું જ પૃથ્વીસિંહને જોઈતું હતું. એ મુજબ, તેણે બાલસેના અને આખલાઓ સંબંધી પ્રયોજેલી યુક્તિ પાર પડી. પહેરેગીરોમાં ભંગાણ પડ્યું; એટલે તે એકદમ મહેલની વાડ કુદીને અંદર પેઠો.


છોકરાઓએ આખલાઓની છેડછાડ કરી ખીજવવા માંડ્યા.

પણ તેનું સઘળું ધાંધલ નકામું નીવડ્યું; કારણ કે, મહેલના ઝરૂખામાં પણ બે ત્રણ પહેરેગીરો પહેરો ભરતા હતા. તેઓ તેને જોઈ ગયા; અને તરતજ તેઓએ ઝરૂખામાંથી સાવચેતીનો એક ઘંટ વગાડ્યો; જેને પરિણામે અનેક પહેરેગીરો મહેલના ચોગાનમાં આવવા લાગ્યા અને અમાત્ય રાધાકિશન ઝરૂખામાં દેખાયો.

અમાત્યે પૃથ્વીસિંહને જોતાંજ પહેરેગીરોને બૂમ મારીને કહ્યું: "પકડી લ્યો, જે ધાંધલ કરતું હોય તેને."

પૃથ્વીસિંહે એ સાંભળતાંજ પોતાની તલવાર ખેંચી અને મોટે સ્વરે જવાબ દીધો: "ખટપટી અમાત્ય, યાદ રાખજે, હું પકડાઈશ તો પણ આ તલવારથી અનેકના પ્રાણ લઈશ તે પછીજ પકડાઈશ." પંદરવીશ પહેરેગીરોના ધસી આવતા જૂથ તરફ પૃથ્વીસિંહ ખુલી તલવારે દોડ્યો; અને પોતાની તલવારનું પાણી બતાવવા મંડ્યો. પહેરેગીરો તેને પકડવાનું લક્ષમાં રાખીને આસપાસ ફરી વળ્યા,

અને તેની વિંઝાતી તલવારના વાર પોતાની તલવારો ઉપર ઝીલતા રહ્યા. સિંહસમી હિમ્મતવાળો એ રાજકુમાર, તલવારબાજીમાં અત્યંત પ્રવીણ હતો. ઉપરાંત અત્યારે તેના અંતઃકરણમાં હાડોહાડ ક્રોધ વ્યાપી ગયો હતો. પરિણામે તેની તલવારબાજીની કલામાં હિમ્મત ઉપરાંત શૌર્ય અને ક્રોધ ઉમેરાયાં. વનરાજ ફાળ ભરે તેમ અહીં તહીં ફાળ ભરતો તે સેનાનીઓને ઘાયલ કરવા લાગ્યો; અને ચોગરદમ ગોળ કુંડાળામાં તલવારના અટપટા ખેલતો ઘૂમવા લાગ્યો.

ઝરૂખામાંથી અમાત્ય જોઈ રહ્યો હતો. મહેલના ખંડની અને ઝરૂખાની વચ્ચેના બારણાના ઉંબરામાં તેની પાછળ અર્ધ-અદૃશ્ય હાલતમાં રહીને જાલિમસિંહ આ છમકલું નિહાળી રહ્યો હતો,

જોતજોતામાં પૃથ્વીસિંહે પોતાનું વેણ પાળ્યું અને આઠ-દશ પહેરેગીરોને જમીન પર પટકાવી પાડીને તે મહેલની વાડ તરફ ધસ્યો. પહેરેગીરો તેની પાછળ પડયા. પૃથ્વીસિંહ વાડ કુદાવી બહાર પડયો અને તેઓને હાથ આવ્યો નહીં.

એ વખતે છોકરાંઓનું ધાંધલ શમી ગયું હતું અને આખલાઓને હાંકી કાઢવામાં આવ્યા હતા.

પૃથ્વીસિંહ વાડ કુદાવી ગયો એટલે જાલિમસિંહે પહેરેગીરોને તેની પાછળ પડવાની મનાઈ કરાવી અને પુનઃ તે આવે તો તેને રોકવો એટલી જ સૂચના આપીને તે અમાત્યની સાથે મસલત કરવામાં રોકાયો.

તે શી મસલત કરવામાં પ્રવૃત્ત હતો? પોતાના માનભંગ પછી અને પોતે છોડેલાં તીરમાંનાં કેટલાંક અફળ ગયા પછી બાજી ફેરવી પલટાવવાની મસલત તે કરી રહ્યો હતો. અમાત્યે તેની પાસે આવીને સૌથી પહેલાંજ ચેતવણી આપી દીધી કે, "મહારાવને ઘણોજ ક્રોધ ચઢયો છે,—તમારી ઉપર તેમજ અંગ્રેજો ઉપર."

"તમે કેવી રીતે જાણ્યું?" જાલિમસિંહે પૂછ્યું.

"મહારાજ, હું મહેલ આગળથી તમારી પાસે આવતો હતો ત્યારે મને જોઇને તેમણે પોતાની પાસે બોલાવ્યો," તે મુત્સદ્દી બ્રાહ્મણે અસત્ય કહ્યું: "અને કર્નલ મેન્સનના હુમલા વિષે અને બહેનના અપહરણ વિષે પ્રશ્નો કર્યા."

"તમે શું કહ્યું?"

"મને તે વિષે માહિતી જ કયાં હતી? નામદાર," અમાત્યે કહ્યું: "એટલે હું છૂટી પડયો! મહારાવે તમારા વિષે બખાળા કાઢયા, તેમણે મને જણાવ્યું કે—દિવાનને એક વાત ખુલ્લી કહી દેજે કે, હું તમારા કોઇ અધિકારો માન્ય રાખતો નથી. મને રાજ્યના માલીક તરીકે જ ગણવો હોય અને મારા કહેવા મુજબ ચાલવું હોય તો જ મારા અંતરનો ક્રોધ શમશે—તે સિવાય નહીં."

"અંગ્રેજો વિષે તે શું કહે છે?"

"આબાદ પૃથ્વીસિંહના જેવું જ તેઓથી બોલે છે. મને તો ભય લાગે છે કે, પોતે પિંઢારા-દળમાં જઇને કાંઇક ઓથ મેળવી આવ્યા હશે."

"અમાત્ય," જાલિમસિંહે કહ્યું: "મહારાવને ભંભેરનાર કોણ છે તે હું બરાબર જાણું છું. તે પેલો મોહનસિંહ છે. એ જ મૂળ ધાંધલીઓ છે. જ્યારથી એનો આપણને પ્રસંગ પડયો ત્યારથી તેણે જબરો ત્રાસ આપ્યો છે. પ્રથમ તે વધસ્થાન પરથી છટકયો; પછી માધુસેન અને અવન્તિસેનનો છુટકારો કરાવવા આવ્યો; મહારાવ તે વખતે તે એને લઈ ગયા પછી તેણે મહારાવની સાથે લાંબી મસલત કરી અને તેમને પોતાના મઠમાં લઈ ગયો. ત્યાંથી તે ચંબલ નદી પર તેમને મધરાતે લાવ્યો. હોલ્કરની બાબત મહારાવને તેણે દેખાડી. કેદીઓની સોંપણી તે જોઈ ગયો. ત્યાંથી પિંઢારાઓ પાસે ગયો અને અમીર-ખાનને જરૂર તેણે લાંચ આપી હોવી જોઇએ. એ લાંચ આપીને તેણે કેદીઓને છોડાવ્યા. ઉપરાંત તેણે ગોરધનની સુબાગિરી દરમ્યાન ગોરધનની ફજેતી કરાવવા માટે ગજસિંહ અને તેના સિપાઇને પ્રેરણા કરી અને અત્યારે મને ખબર મળી છે કે, તે મઠમાંના ૫૦૦૦ માણસો સાથે ઝાલરાપટ્ટણ ગયો છે."

"ને ત્યાંથી જયપુર ગયો છે." અમાત્યે કહ્યું.

"હં...રાજકુમારીનો પ્રસંગ તો હું ગણાવવો ભૂલી ગયો." જાલિમસિંહે કહ્યું: "એણે રાજકુમારીને ભરમાવી અને વિષણુસિંહ કહે છે તે મુજબ તેની સાથે ગાંધર્વ-લગ્ન પણ કર્યાં. આવા અનેક ઉત્પાતકારી માણસને આપણા માર્ગમાંથી જરૂર દૂર કરવો જોઇએ—નહીંતર એ જે જ્વાળાઓ પ્રકટાવે છે તે વધુ ભભૂકી ઉઠતાં તે શમાવવી મુશ્કેલ થઈ પડશે."

તેઓની વાતચીત આટલે સુધી ચાલી તેવામાં બહાર પૃથ્વીસિંહનું ધાંધલ થયું હતું તેથી તેઓ તપાસ કરવા ઉઠયા અને તે શમ્યું ત્યારે પાછા ફરીને તેમણે વાતચીતનું અનુસંધાન કર્યું.

"હું શું કહેતો હતો ?" જાલિમસિંહે કહ્યું: "હાં. એ દુષ્ટ મોહનસિંહ વિષે કહેતો હતો. અમાત્ય, જયપુરમાં તે ગયો હોય તો તેની સામે ત્યાં દિવાલો ખડી કરવાની જરૂર છે."

"મહારાજ, જયપુરમાં એને કોણ દાદ દેવાનું હતું ?" અમાત્યે કહ્યું: "ત્યાં તેનું કશું જ નહીં વળે."

"તમારી ધારણા અજ્ઞાનતાને લીધે ઉંધી વહે છે." જાલમસિંહ બોલ્યો: "જયપુરના જગતસિંહનો તે પિત્રાઈ થાય છે—"

"એમ ?" અમાત્યે અજ્ઞાનતા ચાલુ રાખીને પૂછયું.

"ચોક્કસ તેનું એ આમંત્રણ છે. તેના મિત્રો પણ જયપુરમાં છે. જગતસિંહ આગળ તે પ્રભાવ પાડી શકે એવો માણસ પણ છે એ તો એની હિમ્મત ઉપરથી આપણે સહજે ખ્યાલ કરી શકીએ. મારા મહેલમાં જેમ તે કૂદકો મારીને આવ્યો હતો તેમ તે ગમે ત્યારે જગતસિંહ પાસે જઇને ઉભો રહે અને તેને દબાવી શકે. વળી છાપરાં પર કૂદકારા મારતો તે નાસી પણ જાય. આપણે ત્યાં આવો કોઈ હિમ્મતવાન પાકયો નહીં એ ખેદની વાત છે ! ભલભલા પ્રચંડ કાયાના સિપાઇઓ બબુચકની માફક જોઇ રહે અને આ જુવાન આવી રીતે તેઓને શેહ આપે એ આપણને શરમાવનારૂં છે !"

"મહારાજ," અમાત્યે કહ્યું: "દાસની રીત એવી છે કે, પારકાના અનુકરણનો વિચાર કરવો નહીં, પણ પોતાનામાં જે છત હોય તેનો ખૂબ ઉપયોગ કરવો. તે મુજબ, જો આપ નામદાર સંમત થાઓ તો હવે આપણી રીતિથી રાજાને શેહ આપવા યત્ન કરીએ."

"રાજાની વાત કયાં છે ? મોહનની વાત છે ને ?"

"નામદાર, નીસરણી પર ચઢતાં પ્રથમ પગથીઆમાં જે વસ્તુ પડી હોય તેનો ઉપાય કર્યા પછી બીજા પગથીઆની વાત કરીએ તો ઠીક." અમાત્યે કહ્યું: "તે મુજબ, રાજેન્દ્ર અત્યારે જ્યારે મોહનની સલાહથી વંચિત છે ત્યારે તેમને આપ નામદારનો પ્રભાવ બતાવ્યો હોય તો તે અસરકારક થઇ પડશે."

"અર્થાત્ ?"

"મહારાવના ત્રણ ત્રણ વડવાઓના વખતથી આપ અહીં છો. આપ કાંઈ ચોમાસાના અળશીયા જેવા નથી—"

"અમાત્ય, ઠીક પ્રકાશ પાડયો !"

"નામદાર, અહીં આપનું કોણ નથી ? ઝાડુ વાળનારથી આરંભીને ઠેઠ મારા જેવા ઓધ્ધેદાર સુધીનો માણસ આપની ખીદમતમાં હાજર છે. રાજેન્દ્રની આંખ પરનાં પડળ ખુલ્લાં કરી દો. આપની રંગભૂમિના પ્રકાશથી એમની આંખને આંજી દો. ખરી તક અત્યારે છે. મહારાવનું દિલ શંકા-આશંકાઓથી અને વિપત્તિવાદળથી ઘ્હાવરૂં બનેલું છે. આનાકાનીના સામ્રાજ્યથી છવાયલું છે. આ વખતજ અણીનો વખત છે."

"ઠીક," જાલિમસિંહ આંખો મીંચીને વિચાર કરવા લાગ્યો. થોડીવારે તે બોલ્યો: "સૈયદઅલી સોનાની થાળીમાં મેખ જેવો નથી લાગતો ? તે માથું ઉચકતો નથી જણાતો ?"

"એના દોષ જાણવામાં નથી, મહારાજ ! તે તો જૂનો નોકર છે." અમાત્યે કહ્યું.

"આપણી ગેરહાજરીમાં એણે બાજી પલટાવી દીધી છે," જાલિમસિંહે કહ્યું: "રાજકુમારીની બાબ

તદ્દન ખુલ્લી પડી તે જો સૈયદ્અલીએ ફાંસ ન મારી હોત તો ખુલ્લી ન પડી હોત. દાસીઓ અને ગુપ્તચરોની બાતમીથી હું જાણી શકયો છું કે—વિપણુસિંહનું માનભંગ કરાવવામાં તે અગ્રેસર થયો હતો. વિપણુસિંહની પણ કેટલીક ભૂલ હતી. મારી ગેરહાજરીમાં તેણે રાજકુમારીને લઈ જવાનું દોઢડહાપણ કરવું જોઇતું ન હતું. ઠીક છે; એ વિષે તો હું ઘટતો બંદોબસ્ત કરી લઇશ. પણ સૈયદ્અલી વિષે એ કહેવું જોઇએ કે, તે ગુપચુપ તેની સાથે ગયો હોત તો કશી પંચાત પડત નહીં; અને જયપુર વિષેનો મારો ઇરાદો પાર પડત."

"સૈયદ્અલીએ કોઈ પ્રપંચના હેતુથી એમ કર્યું હોય એવું આપ માનો છો? નહીં, નામદાર, એ સાફ દિલનો નેક મુસલમાન છે."

"હું કબૂલ કરૂં છું કે, તેની નિયત ખરાબ નથી," જાલિમસિંહ બોલ્યો: "પણ આપણી રમતમાં સીધા સ્વભાવના, નેક, સરળ અને પ્રમાણિક માણસો કામ ન આવે. તેઓથી આપણાં કામ અફળ નીવડે."

"નામદાર, એવાઓને કોઈવાર આપણે સહેલાઈથી જીતી શકીએ. આપણને એમ લાગે કે તેઓ પોતાની ભાવનાઓથી આપણાં કામ બગાડી નાંખે છે, તો તેઓની તે જ ભાવનાઓનો ઉપયોગ આપણે બીજે રસ્તે કરીને તેમને આપણા કાર્યના અનુકૂળ બનાવી શકીએ."

"ઠીક છે. એ સંબંધમાં પાછળથી જોયું જશે. તે પ્રપંચી નથી એટલું આશ્વાસન હાલ તુર્ત આપણે લઇશું." જાલિમસિંહે જણાવ્યું: "હારે જુઓ, હવે આપણે આપણા પાસા કેવી રીતે નાંખવા તેની મંત્રણા કરીએ."

તેઓ બન્ને જણે કિશોરસિંહ વિષે કેવી રીતે કામ લેવું તેની મંત્રણા કરવા માંડી. લગભગ એક કલાક સુધી તેમણે ધીમા સ્વરે કેટલીક સંતલસ કર્યા બાદ, આંખમાં હર્ષના તેજ સહિત જાલિમસિંહે અમાત્યને કહ્યું: "અમાત્ય, ગોરધનની હદપારીનો ઘા જો કે અત્યારે મારા ઉપર તાજો છે; પૃથ્વીસિંહ, અધુસિંહ અને સૈયદ્અલીના તાંતણાઓ સહેજ મારા માર્ગમાં અંતરાય રૂપ છે અને મોહનસિંહ રૂપ ઝેરી સર્પ મારા રસ્તાને ખૂબ વિષમય બનાવી રહ્યો છે તોપણ તમે અત્યારે મારી માર્ગદર્શક, સંરક્ષક અને ટેકો દેવા જોગ લાકડી રૂપ છો, એ જોઇને મને મારી વૃદ્ધાવસ્થામાં ઘણુંજ આશ્વાસન મળે છે; અને મારી જુવાનીના જેવી સ્ફુર્તિ ટકી રહે છે. તમારી સેવાઓ હું કદાપિ વિસરીશ નહી."

અમાત્ય ઉઠયો અને ઉઠતાં ઉઠતાં બોલ્યો: "હું તો આપનો શિષ્ય છું. મારામાં જો આપ કાંઈ ગુણ જોતા હો, તો, તે આપની તાલીમને આભારી છે."

તે લળી લળી વંદન કરતો વદાય થયો.

તેના જવા બાદ જાલિમસિંહ મનોગત બોલ્યો: "સ્વાર્થી બ્રાહ્મણ! તું પણ એક સર્પ છે, એ હું વિસરીશ નહીં."

બીજી બાજુ મહેલ બહાર નીકળતાં અમાત્ય મનોગત ગણગણ્યો: "પાકો અને લુચ્ચો! મને પોતાના આધાર રૂપ લાકડી જેવો કહ્યો છતાં નગદ આપવાની જરાકે ઉદારતા બતાવી નહીં! ઠીક છે! જોઈ લેવાશે."





## પરિચ્છેદ ૩૫ :
## ફાટફૂટની વ્યર્થ કોશિષ !

જાલિમસિંહ અને અમાત્ય વચ્ચે થયેલી મસલત મુજબ અમાત્યે બીજે દિવસે મધુસિંહ અને પૃથ્વીસિંહ વચ્ચે ફાટફુટ પડાવવાનો યત્ન આરંભ્યો. પૃથ્વીસિંહને અને મધુસિંહને ગાઢ મિત્રતા હતી. ઉપરાંત મધુસિંહ કિશોરસિંહ પ્રત્યે એકનિષ્ઠ હતો. જાલિમસિંહે મધુસિંહની મિત્રતા અને એકનિષ્ઠા ડગાવવા માટે મધુસિંહના હૃદયમાં રાજપ્રતિનિધિત્વનો લોભ ઉત્પન્ન કરાવવાનું કાર્ય અમાત્યને સોંપ્યું હતું.

અમાત્ય લાકડાં લડાવવામાં પ્રવીણ હતો. તેણે મધુસિંહ પાસે જઇ ગંભીર વદને નમસ્કાર કરીને કહ્યું: "કુમાર, પૃથ્વીસિંહજીને તમે સમજાવી ન શકો ? તેમણે ઉત્પાત કરવા માંડયો છે."

"શો ઉત્પાત કરવા માંડયો છે ?" મધુસિંહે પૂછ્યું.

અમાત્યે ભારેખમ મ્હોં રાખીને કહ્યું: "તમારા પિતાજીના પ્રાણ લેવા માટે ગઈ કાલે તેઓ મહેલમાં ધસી આવ્યા હતા."

"પણ હવે શું છે ? કુમારશ્રીના મનને શાન્તિ વળે, એવી વ્યવસ્થા ક્યારનીયે કરી દીધી છે!"

"એ તો તમારા દૃષ્ટિબિન્દુથી તમે કહેતા હશોને ? બાકી, એમણે તો એજંટ માટે, તમારા પિતાજીને માટે અને ખુદ તમારા માટે ગમે તેવું કહીને મહેલમાં ધસવા માંડયું હતું."

મધુસિંહ આ સાંભળીને ઘડીભર વિચારમાં પડયો અને પછી બોલ્યો: "ખરી વાત એમ છે કે, એ સ્વમાની રાજકુમાર છે. દિલ્હીમાં ભલે તેમણે એજંટની સાથે મિલનસાર વર્તણુંક બતાવી પરંતુ એમનું હૃદય તો ડંખતું જ હતું."

"એટલે તેઓ ગુસ્સે થયેલા છે તમારી ઉપર અને પ્રાણ લેવા માગે છે તમારા પિતાજીનો ! વાહ! કેવી અવિચારી વર્તણુંક !"

"મારા ઉપર એમને ગુસ્સે થવાનું કારણ છે જ નહીં અને તમે એવી ગેરસમજમાં અથડાશો નહીં કે, કુમાર પિતાજીનો પ્રાણ લેવા ઇચ્છે છે—"

"તમને હું શું સમજાવું ? કુમાર તલવાર સહિત બાગમાં કૂદી આવેલા અને અમારે સિપાઇઓ મારફત તેમને રોકવા પડેલા. તેમાંયે દશ-બારને તો ઘાયલ કરવા તેઓ ચૂક્યા નહતા ! આવા અનર્થ તો કોઇવાર ગંભીર રમખાણ જગાડશે."

વળી મધુસિંહ વિચારમાં પડી ગયો. એટલે અમાત્યે નવો ફણગો મૂકયો: "દિલ્હીની શરતો હું જાણતો નથી, પરંતુ કુમારનાં ક્રોધ ભર્યાં વેણ ઉપરથી હું એવો સાર દોરૂં છું કે—જાલિમસિંહજીના કોઇપણ વંશવારસાનો અહીં કોટામાં પગ રહેવો જોઈએ નહીં એજ તેમની ચાહના છે."

"કોઈ પણ વંશવારસનો નહીં ? તમારી ગેરસમજુત થતી હશે."

# સેંટ્રલ બેંકની વીમાની યોજના

## ગ્રાહકો માટે ખુલ્લી મુકાઈ છે.



જે માબાપો પોતાનાં બચ્ચાંઓને નાનપણથી પૈસા સંગ્રહ કરવાનું શીખવે છે, તેઓનાં ફરજન્દો જીંદગીમાં ફતેહમંદ થાય છે.

હમારી ૩ વરસની કેશ સરટીફીકેટો
તથા
હમારી ૧૨ મહીનાની ડીપોઝીટો સાથે

# વીમાની પોલીસી

કશું પણ પ્રિમીયમ લીધા વગર આપવામાં આવશે.

વધુ માટે બેંકમાં આવી પુછોઃ—**સો૦ ન૦ પોચખાનાવાલા;**
મેનેજીંગ ડીરેક્ટર.

---

# તમારાં સૌંદર્યની માવજત રાખો

અને પાયોરીઆના ભયંકર હુમલામાંથી બચો

સુંદર ને સફેદ દાંતોને પણ બેદરકારીથી પાયોરીઆ થાય છે દાંતો અને પાછા તેના હુમલાથી બગડવા માંડે છે. પરિણામે દાંત અને સૌંદર્યનો નાશ થાય છે. સાધારણ તંદુરસ્તી પણ બગડે છે. તમારા દાંતના રક્ષણ માટે રોજ સવારે અને રાત્રે ખાસ બનાવવામાં આવેલા—




## લાયન ડેન્ટલ ક્રીમ

લાયન ટુથ પાવડર વાપરો

સોલ એજન્ટસ-**હેબતભાઈ અબદેઅલી**

૧૫, મીરઝાં સ્ટ્રીટ, મુંબઈ —૩

જત આ કુપન સાથે રૂા. ૦ાાની પોસ્ટ સ્ટામ્પ બીડી છે. મારા નીચે લખેલા સરનામે એક ટયુબ મોટી ડેન્ટલ ક્રીમ તથા એક સુંદર નાની આરસી ભેટ મોકલશો.

નામ ______________________

એડ્રેસ ______________________

• મુર્છા તથા હીસ્ટીરીયા માટે

# વાયુમુકતા

હીસ્ટીરીયા, ફેફર આવવી, ગાંડપણ, મુર્છા આવવી, શરદી, જીવ ગભરાવવો, ચક્કર આવવાં, આંકડી આવવી, નિદ્રા નહિ આવવી, બડબડ કરવું, ભૂત આવવું. વિગેરે પર ઉત્તમ દેશી દવા છે. નાના બાળકને તેમજ ગર્ભવંતી સ્ત્રીને ખુશીથી આપી શકાય છે વૈદકીય પ્રદર્શનોમાંથી ચાંદ અને સર્ટીફીકેટો મળ્યાં છે. ૨૪ કલાકમાં જ અસર થાય છે. આફ્રીકાના રહેવાસીઓ માટે આશીર્વાદ સમાન છે. આ દવા સ્વદેશી પાવડર છે. ૩૦ દિવસની દવાના રૂ. ૫ પોષ્ટ ખર્ચ જુદું.

**સી. એલ. નામાવાલા. વાયુમુક્તા,**

ઠે૦ પેલેસ રોડ નાકા, વડોદરા.

C. L. Namawalla, Baroda.

કીંમત રૂા. ૧।



કેટલોક મફત.

લખોઃ—અમૃતબિંદુ ઓફીસ,

મુ. પો. નડીઆદ (ગુજરાત)

# જમાઈનનો સાર્સાપરિલા

કોઇ પણ પરદેશી બનાવટ કરતાં ગુણમાં ચઢીઆતો છે. એક જ શીશી વાપરી ખાત્રી કરો. લોહી સુધારવા માટે સર્વોત્તમ.

કીંમત રૂા. ૧।. ટ. ખ. જુદું.

લખોઃ—અમૃતબિંદુ ઓફિસ,

મુ. પો. નડીઆદ (ગુજરાત)

## જીવનધારા! અનેક રોગની એકજ દવા!

ઝાડા, ઉલ્ટી, ચુંક, સરદી, સુળ, અજીર્ણ, હાથ, પગ, માથું તથા બદનનો દુઃખાવો, દાંત, દાઢની પીડા, સંધીવા, દરેક જાતના તાવ, પાણીવિકાર, ઝેરી ડંખ, પ્રમેહ, પ્રદર, અશક્તિ, ખાંસી, દમ, શ્વાસ, ગડગુમડ, ઘા, લોહી નીકળવું, હરસ, મોંઢાની તથા બાળ–મોરીની દુર્ગંધી, ચાંચડ, માંકડની પીડા ઈત્યાદિ અનેક રોગની ખાત્રીપુર્વક એકજ દવા.

**કિં. મોટી બા. રૂ. ૧।।, અડધી બા. રૂ. ૧, નાની બા. રૂ. ૦।।.**

## જેનસ મહીલા જીવન!!

સ્ત્રીઓના સર્વ રોગોને દુર કરનાર અનુભવસિદ્ધ ઉપાય છે. રજસ્વલાની તકલીફ, સુવારોગનો ત્રાસ, શ્વેત યા રકતપ્રદર, કસુવાવડ, પેટ તથા પેડુ, કમરનો તથા આખા શરીરનો દુઃખાવો, જીર્ણજ્વર, બદન ફીકું, બેચેની ઇ. અનેક વીકારો દુર કરી બદન તાકાતથી ભરપુર અને ગર્ભ ધારણ કરવા લાયક બનાવે છે. કિં. રૂ. ૨

## અમૃત ગુટીકા!!! શક્તિ માટે સૌથી સરસ!!

વીર્યવિકારનાં તમામ દરદો જડમૂળથી દુર કરી બદન તાકાદથી ભરપૂર અને પ્રફુલીત થાય છે. નિસ્તેજ ચહેરાને કાન્તીવાન અને આનંદી બનાવે છે. મગજની કમજોરી, બદનનો દુઃખાવો, માંદગી પછીની નબળાઇ, અરૂચી, અપચો, ઇ. અનેક પ્રકારની નબળાઇઓ દુર કરી નસોની શીથીલતા મટાડે છે. દરેક ઋતુમાં એક સરખો ગુણ આપે છે. કિં. ૩૨ ટીકડીઓની ટયુબના રૂ. ૨।

દરેક દવાનું ટપાલ ખર્ચ જુદું. રજીસ્ટર્ડ ટ્રેડમાર્ક "જેનસ" નં. ૩૦૨ તપાસી ખરીદ કરજો. દરેક ઠેકાણે વેચાય છે. કેટલોગ મુફત.

| પૃષ્ઠ | કૉલમ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૧ | ૧૮૨૧ | ૧૮૦૪ |
| ૧૮ | ૨ | ૪ | ૧૪ | ૨ |
| ૨૨ | ચિત્ર નીચેની લીટી | | ગોવર્ધનસિંહે | જાલિમસિંહે |
| ૨૫ | ૧ | ૭ | શરીર | શસ્ત્ર |
| ૨૬ | ૨ | ૨૭ | વેગાસન | વેત્રાસન |
| ૩૮ | ૨ | ૧૬ | સાથે | સામે |
| ૫૦ | ૨ | ૧૪ | ૧૮૦૪ | ૧૭૭૧ |
| ૫૧ | ૨ | ૧ | ચૌદ–ચૌદ | બે–બે |
| ૧૬૯ | ૧ | ૭ | ફોકટ | ફોકટ જશે |
| ૧૭૧ | ૧ | ૪ | અભિલાષા છતાં | અભિલાષા નહીં છતાં |
| ” | ૧ | ૧૬ | નજર | નજર કેદ |
| ૧૯૪ | ૧ | ૨૩ | ભત્રીજો દૂર કર્યો | ભય ત્રીજો દૂર કર્યો |

જ્યાં જ્યાં ‘જશવંતસિંહ’ છપાયું છે ત્યાં “જશવંતરાવ” વાંચવું.



" સમજો કે મારી ગેરસમજુત થઇ હોય પણ તમારા પિતાજી આજ રાત્રે જ અહીંથી ચાલ્યા જવા માગે છે અને તમને પણ તે જ રાહ લેવડાવવા માગે છે, એમ કેમ વારૂ ? "

" શું કહો છો, અમાત્ય ? મારા પિતાજી અહીંથી જવા માગે છે ? "

" હા. ત્રણ ત્રણ પેઢીથી રાજ્યની એકનિષ્ઠ નોકરી કર્યાનો બદલો, જો આમ અપમાનપરંપરામાં અને ઉદ્ધત કુમારો દ્વારા પ્રાણદંડમાં અપાય તો અહીં રહેવામાં ભૂષણ શું ? હું પણ વિચાર સેવી રહ્યો છું કે, મારે પણ ચાલ્યા જવું. "

" મને તો એમ લાગે છે કે, આમાં કાંઇક નક્કામી ગેરસમજ થાય છે. એજંટ અહીં આવેલા છે તેમની સલાહ લીધી ? "

" એજંટને શી નિસ્બત છે આ બાબતમાં ? અને એને કાને આપણે એ વાત નાંખીએ તો, રાજ્યને નુકશાન થાય તેમજ અત્યારે પિંઢારાઓના મળતીઆઓ વિષે જે ગેર સમજુતી ઉઠી છે તેમાં એક આ રાજ્ય વધે ! તમારા પિતાજીના મત મુજબ, આવું આપણા લીધે થાય એ ઇચ્છવાજોગ નથી. "

" મહારાવ પણ પૃથ્વીસિંહના મતના જ છે, એવું ચોક્કસ જાણો છો ? "

" મેં તેમના શ્રીમુખથી સાંભળ્યું કે, મારે તો મારા રાજ્યમાં મારી પોતાની જ અખંડ સત્તા રહે, એ જોવું છે. "

" એમની સત્તા સામે ક્યાં આપણને વિરોધ છે ? પોતે રાજ્યના માલેક છે. ચાહે તે કરે. "

" અર્થાત્ રાજ્યના વફાદાર માણસોને એકદમ અપમાનિત કરીને ખસેડી દે ? તેઓ સૌથી પહેલાં જાલિમસિંહજીને તેમના માનવંત ઓદ્દા ઉપરથી દૂર કરવા માગે છે, પછી તમને; અને પછી જાલિમસિંહજીના મિત્રોને અને બીજા અનુચરોને પણ ! "

" તો પછી રાજ્યમાં નોકરો કોણ રહેશે ? "

" કદાચ આકાશમાંના દેવો ઉતરી આવે, એ સંભવિત છે ! " અમાત્યે સ્મિત કરતાં કહ્યું.

મધુસિંહના ગંભીર મુખ ઉપર પણ સ્મિત ફરક્યું; પરંતુ તે એકદમ અદૃશ્ય થયું અને તે પુનઃ ગંભીરતાથી બોલ્યો: " હું એ બન્નેને મળીને ગેરસમજુતી દૂર કરીશ "

" એ ઉત્તમ રસ્તો છે પણ ધ્યાનમાં રાખજો કે, એજંટ માટે, જાલિમસિંહજી માટે કે ખુદ તમારા માટે તમે કાંઇ પ્રશંસાજનક શબ્દ કહેવા જશો તો તમારૂં અપમાન થશે. મેં એ સહ્યું છે. અરે, ફક્ત તમને રાજપ્રતિનિધિપદ આપવાની મેં સૂચના કરી એટલામાં તો મને પોતાની સમક્ષ નહીં આવવા કહી તેઓશ્રીએ બહાર કાઢી મૂક્યો ! "

" એમને સમજાવતાં તમને નહીં આવડયું હોય ! "

અમાત્ય છોભીલો પડયો. મધુસિંહ સંબંધી તેને શંકા ઉપજી. તેણે કહ્યું: " સંભવિત છે કે, આવી સાદી બાબતમાં યે હું એ નામદારને સમજાવી શક્યો ન હોઉં; પણ આપના પિતાજીએ પણ હાથ ધોઈ નાંખ્યા છે અને હવે ઇન્જિતબેર રવાના થવા માગે છે ! "

" પણ એમનો દોષ શો ? "

" એટલો જ કે, એક પુત્રને દેશવટો મળ્યાથી હવે બીજાને રાજપ્રતિનિધિત્વ આપવા તેઓ કોશિષ કરે છે અને તેમાં એજંટની પરવાનગી તેમણે મેળવી છે ? "

" એજંટની પરવાનગી મારા માટે મળી ચૂકી છે ? " મધુસિંહે આશ્ચર્ય બતાવતાં પૂછ્યું: " બેશક, રાજાજી કદાપિ તમારા પિતાજીની સેવાઓ વિસરી જવા માગે: પણ એજંટથી તે કેમ વિસરી શકાય ? " અમાત્યે કહ્યું.

" રાજેન્દ્રની હઠ શા મુદ્દા ઉપર છે તે મારે જાણવું જોઈએ. હું તેમની રૂબરૂ જઇ તેમના શ્રીમુખથી એ મુદ્દો જાણીશ. "

" ભલે, પ્રયત્ન કરી જુઓ, પણ ધ્યાનમાં રાખજો કે, મેં અત્યારે તમને જે વાતો કહી છે તે તમે જાણતા જ નથી એવો દેખાવ કરજો અને ભૂલે ચૂકે એમ કહી દેતા નહી કે-અમાત્યે આમ કહ્યું કે તેમ કહ્યું. "

" ના, ના. મારા તરફથી એવી ગફલત નહીં થાય. "

"ઉપરાંત, તમારા પિતાજી આજે રાતે જવાનો વિચાર કરે છે એવું પણ કહી દેતા નહી."

"અહીંનો એક શબ્દ પણ ત્યાં નહી કહેવાય એ વિષે ખાત્રી રાખજો."

મધુસિંહ આમ કહીને મહારાવ પાસે જવા નીકળ્યો. અમાત્ય તેની પાસેથી રજા લઈને પૃથ્વીસિંહ પાસે ગયો.

પૃથ્વીસિંહે તેને જોતાંજ કહ્યું: "કેમ. એકલાજ આવ્યા છો કે સિપાઇઓને પણ સાથે લાવ્યા છો ? મને કેદ કરવો છે કે ?"

"નહી, અન્નદાતા," અમાત્યે હાથ જોડીને કહ્યું: "હું તો મારી પોતાની ઇચ્છાથી આપને એક વિનતિ કરવા આવ્યો છું."

"શી વિનતિ કરવાની છે ?"

"વિનતિ તો, કૃપાળુ, એટલીજ કે મહારાવ પાસે હમણાં મધુસિંહ ગયો છે તેને આપ સમજાવીને પાછો વાળો તો ઠીક."

"એ શા માટે ગયો છે ?"

"આપના આ તાબેદારનો રોટલો ખૂંચવી લેવા ! એજંટ સાથે તેને થયેલી મસલત મુજબ તે ઘણું ખરૂં મારા ઓદ્ધા પર પોતાની નિમણુંક કરાવવા ગયો છે."

"હં. ઠીક થયું."

"હું ઘેર બેસું એ શું ઠીક થયું ?"

"બેશક. તમે અહીંથી તહીં અને તહીંથી અહીં એમ દરેક મહેલમાં ભટકીને ચાડી ચુગલી કરો છો, ગમે તેને ગમે તેવું ભંભેરવામાં બાકી મૂકતા નથી. મારૂં ચાલતું હોય તો, તમને જ પહેલા ઘેર બેસાડું."

"જેવું મારૂં નસિબ!" એમ કહીને અમાત્ય જવા લાગ્યો. પણ જતાં જતાં તેણે પૃથ્વીસિંહ સાંભળે એવી રીતે મનોગત કહેવા માંડ્યું: "પિતા દિવાન અને રાજપ્રતિનિધિ અને પુત્ર અમાત્ય! પછી કોની મગદુર છે કે, તેમના વંશવારસોને આ રાજ્યમાંથી દૂર કરી શકે? ચાલ રામ, આપણા જેવા ચુગલીખોરોનું નસિબ અહીંથી ઉઠ્યું !"

પૃથ્વીસિંહ આ સાંભળીને ઉભો થયો અને અમાત્યને કહેવા લાગ્યો: "અમાત્ય, તમે શું બોલ્યા ?"

"કંઈ નહીં, કુમારશ્રી," અમાત્યે હાથ જોડીને કહ્યું: "હું તો મારા નસિબને દોષ દેતો હતો."

"પણ પિતા અને પુત્ર વિષે કાંઈ કહ્યું ને?"

"એ તો અમસ્તું જ !"

"પણ હું તે સાંભળી ગયો છું. તમે જો તમારી જિંદગીમાં સાચું બોલ્યા હો, તો, ચોક્કસ એજ હતું. હું જાઉં છું મોટાભાઇ પાસે. પિતા દિવાન હોય અને પુત્ર અમાત્ય થાય, એ બનેજ નહીં."

"પણ બાપજી, આપ વાંધો લેશો અને તેમાં મારૂં નામ દેશો એટલે મારે તો ફાંસીને માંચડે જ ચઢવાનું બાકી રહેશે!"

"શી રીતે ?"

"હું ચુગલીખોર ગણાયો એટલે મેં ખોટી ચાડી ખાધી તે માટે !"

પૃથ્વીસિંહ ક્રોધમાં પણ હસી પડ્યો અને બોલ્યો: "તમે ચાડી ખાધી પણ રાજ્યના હિત માટે ખાધી છે. તેથી તમારો ઓધ્ધો યે નહીં જાય અને તમને ફાંસી યે નહીં મળે તેની હું જરૂર કાળજી રાખીશ."

"પણ તેમ છતાંયે મારૂં નામ તો આપ દેવાના જ કે—હું આપની આગળ ચાડી ખાઇ ગયો. તેથી આપ મહારાવને મહેલે ગયા!"

"વારૂ. વારૂ. હું તમારૂં નામ નહીં દેવાની કાળજી પણ રાખીશ."

એમ કહીને પૃથ્વીસિંહ મહારાવને મહેલે ગયો. એણે જોયું કે, મહારાવ કેવળ શાન્તિથી મધુસિંહનું નિવેદન સાંભળતા હતા. તે પણ મહારાવની જોડે બેઠો. મધુસિંહ, પૃથ્વીસિંહને જોઇને બોલતો અટકી ગયો. એટલે તેને મહારાવે કહ્યું: "તું લગીરે ખચકાયા વિના તારી દલીલો કર. પૃથુ પણ તે સાંભળે એમ હું ઇચ્છું છું." પૃથ્વીસિંહ તરફ વળી તેમણે કહ્યું: "મધુસિંહ એવી દલિલો કરે છે કે રાજપ્રતિનિધિત્વ તેને આપવું અને જાલિમસિંહ દિવાન તરીકે રહે—"

"અને ગોરધન અમાત્યનો ઓદ્ધો લે કે?" પૃથ્વીસિંહે અધવચ્ચ પૂછ્યું.

"ના. એને તો દેશવટો મળી ચૂકયો છે, એ ચોક્કસ છે. એનાથી આ રાજ્યની હદમાં પગ નહીં જ મૂકી શકાય." મધુસિંહે અધવચ્ચ ટાપશી પૂરી.

"ઠી...ક ત્યારે હું હવે રજા લઇશ." પૃથ્વીસિંહે આમ કહીને ઉઠવા માંડયું.

"અરે, પણ એટલામાં આવ્યો શું અને જાય છે શું? મધુસિંહની દલિલો વિચારવા જોગ છે." કિશોરસિંહે પૃથ્વીસિંહને કહ્યું.

"એ દલિલોમાં ચાહે તેટલું વજન હોય તો પણ મારો એકજ નિરધાર છે કે, હવે કોટામાં રાજ પ્રતિનિધિત્વ જાલિમસિંહનું કે તેના કોઇ પણ વારસનું નહીં જોઇએ."

"કુમારશ્રી, યોગ્યતા લક્ષમાં લેવાની ના પાડો છો?" મધુસિંહે પૂછ્યું.

"મધુસિંહ," પૃથ્વીસિંહે ક્રોધભર્યા સ્વરથી કહ્યું: "રાજપ્રતિનિધિત્વ એટલે શું? હું તો એનો એજ અર્થ કરૂં છું કે—કોટાના મહારાવની સ્વાધીનતા ઉપર એ બહાને તરાપ મૂકવાનો હેતુ રખાયો છે. બહારની કોઈ સત્તાની મૈત્રિ આપણે રાખીએ; પણ આપણી શરતોએ—તેઓની શરતોએ નહીં."

"એ માટે પણ કોઈ યોગ્ય પુરુષની નિમણુક કરવી જોઇએ જ; કે જે બહારની સત્તાને રાજેન્દ્રના હૃદયની અભિલાષાઓથી માહિત કરે અને તે સત્તાનું કહેવું પણ સમજી લે." મધુસિંહે કહ્યું.

"મહારાવ પોતે એ બધું સમજવા સમર્થ છે. મહારાવની ઈચ્છામાં આવે તો રસ્તે-જતા કોઇ માણસને પોતાની પાસે બોલાવીને તેની સલાહ લે અને મરજીમાં આવે તો કોઇને ન પૂછે. પણ અમુકજ માણસની સલાહ લેવી એવું બંધન મહારાવ હવે સાંખી શકનાર નથી."

મધુસિંહ વિચાર કરવા લાગ્યો. બન્ને રાજવંશી ભાઇઓ એક બીજા સામે જોઇ રહ્યા. કિશોરસિંહના વદન ઉપર સહેજ સંતોષની છાયા હતી. પૃથ્વીસિંહનું વદન હજી લાલચોળ હતું. મધુસિંહ વિચાર કરતાં કરતાં એ બન્નેની લાગણીઓ પારખી ગયો.

તેણે શાન્ત સ્વરે કહ્યું: "કૃપાળુ મહારાવ અને કુમાર શ્રી પૃથ્વીસિંહજી! એક દલિલ કરૂં તો અવિનય ગણી લેશો નહીં. એક મહેન્દ્ર રસ્તે જતા કોઇ ફાલતુ માણસની સલાહ લે અને પોતાના વિશ્વાસુ મંત્રીની સલાહ લે નહીં એ શું ઉચિત છે?"

"તું 'મંત્રી' શબ્દ વાપરે છે એ હું પસંદ કરૂં છું," મહારાવે કહ્યું: "ચાહે તો 'પ્રધાન' 'સચીવ' 'કારભારી' 'મહાઅમાત્ય' એવો કોઈ પણ શબ્દ પ્રયોજ, પરંતુ 'રાજપ્રતિનિધિ' એ શબ્દપર તો મને ઉબકો આવે છે!"

"અને 'વિશ્વાસુ' એ વિશેષણ અહીં કોના સંબંધમાં વાપરી શકાય તેમ છે?" પૃથ્વીસિંહે અધવચ્ચ સવાલ કર્યો: "ચોગરદમ જાસુસો અને ચાડીચુગલીખોરોની જમાત અહીં એકઠી થયેલી છે! એ સ્થિતિમાં રસ્તે જતો તટસ્થ માણસ જ સલાહ માટે યોગ્ય છે. પણ તેયે કયારે? જ્યારે અમારી પોતાની બુદ્ધિ બુઠ્ઠી થઇ જશે ત્યારે જ!"

બન્ને ભાઇઓનાં અંતઃકરણનો ઉકળાટ હવે મધુસિંહના ખ્યાલમાં આવી ગયો.

"મહારાવશ્રી," તેણે કહ્યું: "આપ કોઇને રાજપ્રતિનિધિપદે મૂકવા માગતા નથી અને ભાઈશ્રીને ચોગરદમ કોઈ વિશ્વાસુ ભાસતો નથી. પણ આ મધુસિંહ મુઓ પડયો નથી. જ્યાં સુધી મારા દેહનાં છેલ્લું રકતબિન્દુ હશે ત્યાં સુધી આપ પ્રત્યેની એકનિષ્ઠામાં હું ડગનાર નથી."

મહારાવ આશ્ચર્યચકિત મુખમુદ્રાથી મધુસિંહ તરફ જોઈ રહ્યા. પૃથ્વીસિંહ સાશંક દૃષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો. મધુસિંહે તેઓની બન્નેની વલણ ઉપરથી પૂછ્યું: "શું મારા શબ્દોમાં આપને વિશ્વાસ નથી ઉપજતો?"

"કુદરતી રીતે ન ઉપજે," પૃથ્વીસિંહે કહ્યું: "કારણ કે, તું જાલિમસિંહનો પુત્ર છે."

બહારના ખંડમાંથી એ વખતે ધબાકો સંભળાયો. મધુસિંહ અને પૃથ્વીસિંહ બન્ને જણ પોતાની તલવારો કાઢીને ઉંબરા આગળ ગયા. એક દાસીના હાથમાંથી માટીનું એક વાસણ પડી ગયું હતું અને તેના ભાંગેલા કટકા તે વીણતી હતી.

"જાસુસ!" પૃથ્વીસિંહે ઘણાજ ધીમા સ્વરે મધુસિંહને કહ્યું અને પોતાની તલવાર મ્યાન કરી,

"સંભવિત છે," મધુસિંહે એવાજ સ્વરે જવાબ દીધો: "મહારાવ પાસે આવો. હું એનો નિવેડો લાવું."





## પરિચ્છેદ ૩૬ :
## મરુભૂમિમાં બે જલબિન્દુઓ !

મધુસિંહ અને પૃથ્વીસિંહ ખંડમાં પાછા ફર્યાં. મધુસિંહે પોતાની તલવાર પોતાના બન્ને હાથમાં આડી પકડીને મોટે સ્વરે કહ્યું: " કોટાના મહા પ્રતાપી મહારાવશ્રી, હું જાલિમસિંહનો પુત્ર મધુસિંહ આપની અને કુમાર શ્રી પૃથ્વીસિંહજીની રૂબરૂ મારી તલવારના સોગંદ લઇને કહું છું કે, જન્મભર હું આપને જ એકનિષ્ઠ રહીશ. જે પદની તકરાર છે તે પદ આપની ઇચ્છા નહીં હોય તો હું ગ્રહણ કરીશ નહીં અને જો ફરમાવશો તો, કેવળ એક સિપાહી તરીકે હું આપના સૈન્યમાં નોકર રહીશ. "

મધુસિંહે આમ કહીને તલવાર મહારાવના ચરણમાં મૂકી અને તે પુનઃ ઉઠાવીને પોતાને હોઠે અરકાડી અને મસ્તકે ચઢાવી.

બન્ને ભાઇઓ આશ્ચર્યચકિત થઇ ગયા. બન્નેનાં વદનસરોજ ખીલેલા કમળની જેમ સ્મિતભર્યાં બની રહ્યાં. મધુસિંહ આટલું કહી-કરીને થંભ્યો નહીં, પણ આગળ બોલ્યો: " જાલિમસિંહજી મારા પિતા છે. બેશક હું પિતૃઋણી છું. પણ સાથે સાથે જન્મભૂમિનો અને મારા પ્રભુનો પણ ઋણી છું. સૌરાષ્ટ્રનું વઢવાણ અમારી મૂળ જન્મભૂમિ. સૌરાષ્ટ્રનું સંતાન પોતાની જન્મભૂમિને કલંકિત ન કરે-પોતાના રાજવી પ્રભુનો સ્વપ્નમાંયે વિશ્વાસઘાત ન કરે અને એથીજ આપની પ્રસન્નતાની હું પ્રથમ દરકાર કરું છું. "

" ધન્ય, " મહારાવે કહ્યું: " મધુસિંહ, મરુભૂમિમાં એક જલબિન્દુ તું છે. તારી એકનિષ્ઠા માટે મને પરમ સંતોષ થયો છે. "

" તારી અને મારી મૈત્રિ તેં સાર્થક કરી છે." પૃથ્વીસિંહે ઉમેર્યું: " આવ, મારી સાથે બેસવા તું તદ્દન લાયક છે. "

મધુસિંહે પોતાની તલવાર મ્યાન કરી અને પૃથ્વીસિંહ જોડેના આસન ઉપર બેસવાને બદલે તે ઉંબરા આગળ ગયો અને પુનઃ પાછો ફરીને ધીમા સ્વરે કહેવા લાગ્યો: " મારી અત્યારની પ્રતિજ્ઞા મારા પિતાજી થોડીક જ ક્ષણોમાં જાણશે. "

" કેવી રીતે ? ? " કિશોરસિંહે પૂછ્યું.

" બહારના ખંડમાં જે દાસી આવી હતી તે ગઇ છે. તે દાસી મારા પિતાજીની ગુપ્તચર હતી. હું તેને બરાબર ઓળખું છું. " મધુસિંહે કહ્યું.

" રાજાને ત્યાં પણ મંત્રીના જાસુસ ! " કિશોરસિંહે કહ્યું: " મોહનસિંહે બતાવેલો ઉપાય બરાબર હતો—"

" શો ઉપાય ? " મધુસિંહે પૂછ્યું.

" પણ હાં... " મહારાવે કહ્યું: " મને એક મહત્વની વાત સાંભરી. મોહનસિંહ બહેનના છુટકારાને અર્થે જયપુર ગયો છે. તેને મેં અહીંથી સૈનિકોની મદદ મોકલવા વચન આપેલું છે. મધુસિંહ, એકદમ જા અને જો સેનાપતિ પાછો ફર્યો હોય તો, તેને અહીં બોલાવી લાવ: જયપુર મદદ મોકલવી એ અતિ આવશ્યક કાર્ય છે. "

"જેવી આજ્ઞા," એમ કહી મધુસિંહ સેનાપતિને બોલાવવા ગયો.

તેના જવા પછી મહારાવે કહ્યું: "પૃથુ, એના પર વિશ્વાસ મૂકી શકાય ?"

"બેશક," પૃથ્વીસિંહે કહ્યું: "ગોરધન અને મધુમાં આસમાન જમીનનો તફાવત છે. બન્ને એક જ વૃક્ષનાં ફળ છતાં મધુ સાચો રજપૂત છે; તેથી તલવારની પ્રતિજ્ઞા લીધા પછી પ્રાણ જતાં પણ તે નહીં ડગે."

"જો એમ જ છે તો, હવે તું અને તે બન્ને જણ, જેટલા વિશ્વાસુ સૈનિકોની મદદ તમને મળે તેટલાને લઇને જલ્દી જયપુર જાઓ." મહારાવે કહ્યું: "એ કાર્ય જાલિમસિંહથી છાનું થાય, એમ હું ઇચ્છું છું."

"પણ આપે સેનાપતિને બોલાવ્યો છે ને ?"

"એને એની વીતક વિષે પૂછપરછ કરીને વિદાય કરીશ."

"એવું શા માટે ? શું આપનું સૈન્ય આપની બહેનના છૂટકારાને અર્થે આપ ન મોકલી શકો ? મહારાવ, જાલિમની સત્તાની સામે થવાનો આ સુંદર મોકો છે." પૃથ્વીસિંહે કહ્યું.

"નહીં. નહીં." કિશોરસિંહે મસ્તક ધુણાવતાં કહ્યું: "હું કહું તેમ હાલ તુર્ત કર. મોહનસિંહના ઉપાય મુજબ, સંપૂર્ણ તૈયારી પછી જ હું જાલિમની સામે થઇશ, અને ત્યારે 'આ પાર કે પેલે પાર' એજ મારો નિશ્ચય હશે."

"ભલે, પણ આપે અચાનક વિચાર ફેરવ્યો, એ મને તો ઠીક નથી લાગતું." પૃથ્વીસિંહે કહ્યું:



"… હું આપને જ એકનિષ્ઠ રહીશ," મધુસિંહે સોગંદ ખાધા.

"ક્ષત્રિય વળી તકની રાહ જોવા શેનો બેસે ? એને તો જ્યારે ઈચ્છા થાય ત્યારે જ ખરી તક ?"

"રાજકાજ અટપટાં છે, એ મુદ્દો ભૂલવા જેવો નથી," મહારાવે કહ્યું.

આ વખતે મધુસિંહ, સેનાપતિ સૈયદઅલી સહિત આવી લાગ્યો. સેનાપતિ કુર્નિશ બજાવી ઉભો રહ્યો એટલે મહારાવે પૃથ્વીસિંહને કહ્યું: "બંધુ, મેં કહ્યું તે લક્ષમાં રાખીને તું અને મધુસિંહ જાઓ."

"મહારાવ—" મધુસિંહ બોલવા જતો હતો તેનો હાથ ઝાલી તેને પોતાની સાથે લઈ જતાં પૃથ્વીસિંહે તેને કહ્યું: "ચાલ, ભાઇ, ચાલ, મહારાવની આજ્ઞા મુજબ આપણે વર્તવું જોઇશે."

તેઓ ચાલ્યા ગયા.

મહારાવે સેનાપતિને પોતાની બહેનના અપહરણના બનાવની વિગત કહેવા ફરમાવ્યું.

"નામદાર, મારા જીવનમાં જીત થવા છતાં પણ લડાઈ ફોકટ નીવડયાનો બનાવ બન્યો હોય તો આ પહેલવહેલો જ હતો," સેનાપતિએ કહ્યું: "મને આપણી અને બુંદીની સરહદ આગળ લઇ ગયા પછી તે ખેડુતો માંહોમાંહે કાંઇક મસલત કરવા લાગ્યા એટલે મને વહેમ પડયો. મેં તેઓને પૂછ્યું કે: 'અહીં કયાંયે સિંહ કે વાઘની ત્રાડ પડતી નથી તેમજ રૈયતની પણ કાંઇક બૂમો સંભળાતી નથી, એમ કેમ ?' તેઓએ જવાબ દીધો કે, 'હજી જરાક આગળ જવાનું છે.' મેં કહ્યું: 'આગળ તો બુંદીની હદ આવે છે!' તેઓએ જવાબ દીધો: 'તો તે હદમાં ચાલો.' મને એ જવાબ ચકિત કરે એમાં નવાઈ ન હતી. 'પારકી હદમાં આવવાની મારે કાંઇ જરૂર નથી' મે કહ્યું. તેઓએ દલિલ કરી કે: 'અમે તો કોટા રાજ્યના તાબાના છીએ અને તમે અમારૂં રક્ષણ કરવા ના પાડો છો, એ ઠીક નહીં,' તેઓ પુનઃ એ પછી મસલત કરવા લાગ્યા. રાજકુમારી મારી સાથે હતાં. તેમણે મને પૂછ્યું: 'કોટાની રૈયત શું બુંદી રાજ્યમાં વસે છે ?' ખરી રીતે એમ હતુંજ નહીં: એટલે મેં ના પાડી. રાજકુમારીએ કહ્યું કે-'નક્કી ત્યારે આ ખેડુતોમાં કાંઇક દગો છે.' અને વહેમ તો પડયો જ હતો; એટલે મેં તેઓમાંના એકનો હાથ ઝાલીને તેને ધમકાવવા માંડયો કે: 'મને તફામો શા માટે અહીં બોલાવ્યો અને સિંહ કે વાઘનો રંજાડ અમારી હદમાં કયાં છે? કોઇ તરકટ રચ્યું છે કે શું ?' મેં તે માણસને આમ પૂછવા માંડયું ત્યાં તો બધા જ ખેડુતો બુમાબુમ પાડવા લાગ્યા કે: 'કોઇ આવો, બચાવો, આ સેનાપતિ અમને મારે છે! મદદ, મદદ!' તેઓએ આવો શોરબકોર કરી મૂકયો તે દરમ્યાન આસપાસની ઝાડીઓમાંથી કોઈ છુપાઇ રહેલા સિપાઇઓ તલવારો સહિત દોડી આવ્યા. મારાં માણસોને મેં તેમનો સામનો કરવાનો હુકમ આપી દીધો અને રાજકુમારીને મારી બાજુમાં જ પોતાનો ઘોડો રાખવા જણાવીને હું પણ લડવામાં પ્રવૃત્ત થયો. આપણા સૈનિકો કરતાં હલ્લો કરનારા સૈનિકોની સંખ્યા લગભગ બમણી હતી, એમ મને લાગ્યું; પણ હું મરણીઓ થઇને લડવા લાગ્યો અને મારા સૈનિકોને પણ શૂરવીરતા બતાવવા ઉશ્કેરતો રહ્યો. પરિણામે અમોએ તેઓને હાર આપી. તેઓમાંના ઘણાઓ માર્યા ગયા અને ઘણાઓ નાસી ગયા. મારા સૈનિકોમાંથી આશરે ત્રીશ—પાંત્રીશ જણ બચ્યા હતા. તેઓને મેં એકઠા કર્યા અને તેજ વખતે મને માલુમ પડયું કે—રાજકુમારી અમારી સાથે નથી!! સૈનિકોને પૂછપરછ કરી પણ તેઓને કાંઇ ખબર નહીં હોવાનું જણાવ્યું. હું ગભરાઇ ગયો. હલ્લો કરનારાઓને શિકસ્ત આપી પરંતુ રાજકુમારીની રક્ષા તો હું કરી શકયો નહીં! મારા દિલને ખૂબ રંજ થયો. આસપાસ ઘવાયલાઓ અને મરેલાઓ વચ્ચે મેં શોધખોળ કરી. દરમ્યાન મને અહીંથી લઇ જનાર ખેડુતોમાંનો એક જણ ઘવાયલો પરંતુ જીવતો ત્યાં પડયો હતો તેણે ખબર આપી કે: 'રાજકુમારીનું હરણ કરવા માટે જ આ બધો તાગડો રચાયો હતો! જયપુર રાજ્યના એ સૈનિકો હતા અને તેઓ રાજકુમારીને લઇ ગયા છે. સાથે...'"

સેનાપતિ અહિં અટકી ગયો. મહારાવે કહ્યું: “ બોલો, કેમ અટકી ગયા ?”

“ નામદાર, એ માણસે જેનું નામ મારી આગળ દીધું તેનું નામ આપની આગળ મારાથી ઉચ્ચારી શકાય તેવું નથી.” સેનાપતિએ કહ્યું.

“વિષણુસિંહનું નામ તેણે દીધું હતું ને ?” મહારાવે સામો પ્રશ્ન કર્યો.

“ મારાથી એનું કહેવું ખરૂં માની શકાતું નથી.” સેનાપતિએ જવાબ દીધો.

“ વાર, ” મહારાવે કહ્યું: “ એ તો જે સત્ય હશે તે આખરે તરવાનું જ છે. પણ તમે અહીં આવીને શું કર્યું ?”

“ મેં તરતજ દિવાન સાહેબને આ ખબર કહી અને જયપુર પર ચઢાઇ કરવા પરવાનગી માગી.”

“ ત્યારે હવે અહીં કેમ રોકાયા છો ? જયપુર શા માટે ગયા નથી ?”

સેનાપતિએ મૌન સેવ્યું. મહારાવે સહેજ તીવ્ર સ્વરે વારંવાર એ પ્રશ્નો કર્યા; એટલે સેનાપતિએ નીચું મોઢું રાખીને જવાબ દીધો: “ એ વિષેની ચિંતા મારે કરવાની જરૂર નથી એમ મને કહેવામાં આવ્યું એટલે હું શું કરી શકું ?”

“ ઠી...ક, ” કિશોરસિંહ એમ કહીને વિચારમાં પડયો કે, આ સેનાપતિ મારો વફાદાર છે કે જાલિમસિંહનો, તેની પરીક્ષા કરી જોઉં કે નહીં ? કંઇ વાર સુધી વિચાર કર્યા બાદ પોતાના પગમાંથી સોનાનો તોડો કાઢીને તેણે સેનાપતિ તરફ ધરીને કહ્યું: “ તમે બતાવેલી બહાદૂરી માટે લ્યો, આ ઈનામ.”

“ નામદાર, મારી બહાદૂરી તો ત્યારે જ ગણાત કે, જ્યારે મારાં માતુશ્રી સમાન રાજકુમારીનું હરણ થતું હું અટકાવી શકયો હોત. એ કામ મારાથી થઇ શકયું નહીં, તેમ તેમનો છૂટકારો કરવાનું કામ પણ મને સોંપાયું નહીં, એ મારા જીવનનું એક મોટામાં મોટું લાંછન છે. શું એ બદલ હું આ બક્ષિસ લઉં ?”

“ તમને બહેનના છૂટકારાનું કામ સોંપવામાં આવે તો કરો ખરા ?”

“ બેશક, પણ...”

“ પણ શું ?”

“ નામદાર, મને ન પૂછશો. મારી નોકરી જશે. મને આ કામ કદાપિ કરવા દેવામાં નહીં આવે.”

“ એટલે ? શું તમને હું એ કામ સોંપું તો તમે નહીં કરો ?”

“ નામદાર, હું ઇમાનદાર મુસલમાન છું. એ કામ હું કરીશ એમ મેં કહ્યું એટલે જરૂર કરૂં; પણ તે મારે એકલાએ જ કરવું જોઇશે. મારી નોકરીનું રાજીનામું આપીને કરવું જોઇશે. કોટાના સેનાપતિ તરીકે કોટાના લશ્કર સહિત મારાથી તેમ કરી શકાશે નહીં. આપ જો ફરમાવો તો, જરૂર હું એકલો જઇને મારાં માતુશ્રીને છોડાવી લાવીશ.”

“ તમને સૈન્ય સહિત જવાનો પ્રતિબંધ કરવામાં આવેલો છે કે ?” કિશોરસિંહે પૂછયું.

“ મહારાજ, એ કશું જ ન પૂછશો. આપને મારૂં હૃદય હું કઇ રીતે ખોલી બતાવું ? કોઇ રીતે નહીં. ફક્ત આપનું ફરમાન થાય અને મારી જગ્યાનું રાજીનામું આપું; તે પછી આપને હું બધું જ કહી શકું તેમ છું.”

કિશોરસિંહે વિચાર કરી જોયો. તેણે અનુમાન કર્યું કે, નક્કી સેનાપતિને જાલિમસિંહે પ્રતિબંધ કર્યો હોવો જોઇએ. અત્યારે જો સેનાપતિને વધુ આગ્રહ કરવામાં આવે તો તે રાજીનામું આપીને બધું કહી દે તેમ છે. પણ તેમ કરવાથી ભવિષ્યમાં સેનાપતિ દ્વારા કાંઇ કામ સાધી શકાય નહીં અને જે ઉત્પાત અત્યારે શરૂ કરવો નથી તે તુરતજ શરૂ થઈ જાય. તેણે ખામોશી રાખવા નિર્ણય કર્યો અને સેનાપતિને કહ્યું: “ અત્યારે તમને હું કાંઇજ હુકમ કરવાની જરૂર જોતો નથી. પરંતુ જરૂર ઉભી થાય તો મારી અંગત સેવા કરશોને ?”

“ નામદાર, ” સેનાપતિએ જવાબ દીધો: “ સાચો ઇમાનદાર કવખતે શબ્દો વેડફી દેતો નથી;

પણ ખરા મોકા પર પોતાની ફરજ બજાવે છે. બસ. મને વધારે ન પૂછશો. મને હવે અહીંથી જવાની પરવાનગી છે ?"

"હા. તમે તમારી નોકરી પર તમને હુકમ હોય તે રીતે ચઢી જાઓ." મહારાવે કહ્યું.

કુર્નિશ બજાવી સૈયફઅલી વિદાય થયો.

કિશોરસિંહે તેના જવા બાદ મનોગત કહ્યું: આજે મરૂભૂમિમાં મેં બે જલબિન્દુ જોયાં ! એક મધુસિંહ અને બીજો સૈયફઅલી, ઉપરાંત, અહા ! વિરૂદ્ધ પ્રકૃતિનાં દ્વન્દ્વોનો મને કેવો અનુભવ થયો ? જયપુર રાજ્યનો વિલાસી રાજા જગતસિંહ અને તેની સામે તે જ રાજ્યનો પિત્રાઈ અને કદાચ ભાવી ગાદીપતિ મોહનસિંહ ! એ બેની પ્રકૃતિમાં કેટલો બધો તફાવત ! મારા જ બે ભાઇઓ: એક વિષ્ણુ અને બીજો પૃથુ. એ બન્નેમાં પણ કેટલો બધો પ્રકૃતિભેદ ! જાલિમના બે પુત્રો: એક મધુ અને બીજો ગોરધન. એ બે પણ કેવા ઉત્તર-દક્ષિણ સ્વભાવના માલુમ પડયા ! અમાત્ય રાધાકિશન અને સેનાપતિ સૈયફઅલીમાં કેટલો બધો ફેર ? અમાત્યે મારી બક્ષિસ લીધી. સેનાપતિએ ન લીધી. અમાત્યનાં વેણ સેનાપતિ જેવાં રાજભક્તિસૂચક ન હતાં. દૂર દૂરનો અનુભવ તપાસું. કયાં સ્વામી મહારાજના મઠના માણસો અને કયાં પિંઢારાઓ ! એક ટોળું બહાદૂર અને સંપૂર્ણ સાત્ત્વિક વૃત્તિનું ! બીજું લડાયક ખરૂં પણ અધમ વૃત્તિનું ! પણ તેમાંયે અમીરખાન અને હોલ્કરની પ્રકૃતિઓનાં પરસ્પર વિરૂદ્ધ પ્રકૃતિ-દ્વન્દ્વ અજબ જ ! અમીરખાનમાં મને કંઈક ઈમાનદારી જણાઈ અને હોલ્કર કેવળ સ્વાર્થી અને વિશ્વાસઘાતી જણાયો ! મોહનસિંહે બતાવેલા ઉપાયો સિવાય હવે સિદ્ધિ નથી. રાજાઓનું સંગઠન આવશ્યક છે. તેઓમાં સ્વદેશવાત્સલ્યની અને પ્રજાપ્રેમની ભાવનાઓની જ્યોત જગાવવાની જરૂર છે. પિંઢારાઓમાંથી રાક્ષસી વૃત્તિ નાબૂદ કરવાની જરૂર છે. સ્વામી પ્રગલાનંદ મહારાજે આરંભેલા શુદ્ધિયજ્ઞના અગ્નિથી ચોગરદમ શુદ્ધ વાતાવરણ બનાવવાની જરૂર છે. વિલાસિતાને બદલે શૌર્ય; ખટપટને બદલે નિઃસ્વાર્થી બંધુત્વની ભાવના અને પરવશતાને બદલે સ્વાધીનતાનો યુગ પ્રસારવો જોઇશે. માણસો માણસો વચ્ચે કસોટી કરીને શાન્ત ચિકિત્સાવૃત્તિ ધારણ કરીને આ મહાન કાર્ય કરવું જોઇશે. હે ભગવાન એકલિંગજી ! આ કાર્યો પાર ઉતારવા મને અમોઘ શક્તિ દેજો."

કોટાનરેશ વિચારતંદ્રામાં જ ત્યાં બેસી રહ્યો.

બીજી બાજુ એ વખતે પૃથ્વીસિંહ અને મધુસિંહ જુદું જ કાર્ય કરી રહ્યા હતા.

એ કાર્ય શું હતું ?

કિશોરસિંહે પૃથ્વીસિંહને જાલિમસિંહથી છુપી રીતે જયપુર જવા કહ્યું હતું પણ એણે મધુસિંહ સહિત મસલત ચલાવીને એમ ઠરાવ્યું કે, ખુલ્લી રીતે જવું. ક્ષત્રિય કોઇ પણ કાર્ય ચોરીછૂપીથી ન જ કરે. આ એકજ સિદ્ધાંતને તે વળગી રહ્યો. તેની પાસે પચીશ વિશ્વાસુ ઘોડેસ્વારો હતા. તે સર્વને તેણે પોતાની સાથે લીધા. મધુસિંહ પણ તેની સાથે રહ્યો અને તેઓ સૌ જાલિમસિંહના મહેલ આગળ આવી પહોંચ્યા.

મહેલની અંદર નહીં જતાં બહારથી તેણે એક ચિઠ્ઠી બાંધેલું તીર તેની બારીમાં ફેંક્યું. તે પોતાના સ્વારો સહિત એ તીરની અસર જોવા ત્યાં ઉભો રહ્યો. જાલિમસિંહના મહેલના પહેરેગીરોમાં સળવળાટ થયો. રખેને પૃથ્વીસિંહ હલ્લો કરશે એમ ધારી લઇને તેઓ બચાવ માટે તત્પર થઇ રહ્યા. પરંતુ પૃથ્વીસિંહ નિશ્ચિંત ચિત્તે પોતાના ઘોડા ઉપર બેસી રહ્યો. થોડીવારે જાલિમસિંહ ઝરૂખામાં દેખાયો. મધુસિંહને પૃથ્વીસિંહની સાથે જોતાં જ તે ચોંક્યો. પોતાના એક પહેરેગીરને ઈશારતથી બોલાવીને તેણે એક ચિઠ્ઠી પૃથ્વીસિંહને આપવા તેના ઉપર ફેંકી. પહેરેગીરે તે ચિઠ્ઠી તેને આપી અને તે વાંચીને પૃથ્વીસિંહે જાલિમસિંહતરફ મુક્કો ઉગામી, કોટાનગર બહાર પોતાનો ઘોડો દોડાવી મૂક્યો. મધુસિંહ અને તેના સ્વારો તેની

પાછળ ગયા. એ પત્ર વહેવાર શો હતો ? પૃથ્વીસિંહે તીર સાથેની ચિઠ્ઠીમાં જાલિમસિંહને લખ્યું હતું કે: "કોટાનું રાજ્ય મહારાવ કિશોરસિંહજીનું છે. એના વહિવટમાં એમને કોઇની દખલગિરી નહીં જોઇએ. તમારી વણમાગી સલાહોમાં પરતંત્રતાની ધુંસરી એમની ડોકમાં નાંખવાની પેરવી હોય છે. યાદ રાખજો. કોટાની વીરભૂમિમાં તમારી એ પેરવીઓ ફોકટ અને તમારે તમારા પુત્ર ગોરધનની માફક દેશનિકાલ થવું પડશે. એજંટને આ ખબર આપજો.

લી. પૃથ્વીસિંહ."

જાલિમસિંહે એના જવાબમાં ફક્ત ત્રણ શબ્દો લખ્યા હતા: "સૂચના માટે આભાર."

બેપરવાઇ બતાવનાર શબ્દો તો તેણે ચિઠ્ઠીમાં લખ્યા તો ખરા; પણ પોતાના મહેલના ખંડની અંદર જઇને તે મોઢામાં આંગળાં નાંખીને ક્ષણભર બેસી રહ્યો. બાદ તેણે અમાત્યને બોલાવ્યો અને પૂછ્યું: "મધુ અને પૃથ્વીસિંહ તો હજી એકઠાં ને એકઠાં છે ! તમે શું કર્યું ?"

"હોય નહીં." અમાત્યે કહ્યું: "મેં તેઓમાં જબરી ફાટફૂટ પડાવી છે."

"શું મને મૂરખ બનાવો છો ? હમણાં જ મારા મહેલ આગળથી તેઓ બન્ને જણા ઘોડેસ્વારો સહિત પસાર થયા અને મને ચેતવણી આપતા ગયા !"

અમાત્યના હાથમાં જાલિમસિંહે પૃથ્વીસિંહની ચિઠ્ઠી મૂકી. અમાત્યે તે વાંચીને જવાબ દીધો: "મહારાજ, મને લાગે છે કે, મારો ઘા અફળ નીવડયો છે ! મધુસિંહ અને પૃથ્વીસિંહની મૈત્રિ દુર્ભેદ્ય જણાય છે !"

"છટ ! કશુંજ આપણા માર્ગમાં દુર્ભેદ્ય ન હોવું જોઇએ—"

તે આગળ બોલવા જતો હતો તેવામાં જે દાસી મધુસિંહ, પૃથ્વીસિંહ અને કિશોરસિંહની વાતો સાંભળી ગઇ હતી તે જાલિમસિંહની પાસે આવી. તેને જોતાંજ જાલિમસિંહ બોલ્યો: "હં. લખી કાંઈક અગત્યની બાતમી-લાવી હશે."

"હા, બાપુ" તે દાસી જેનું નામ લખી હતું તેણે કહ્યું: "બહુ જરૂરી વાત સાંભળી આવી છું." મહારાવશ્રીના મહેલમાં તેણે જે કાંઇ સાંભળ્યું હતું તે બધું સવિસ્તર કરી સંભળાવ્યું. સેનાપતિને મહારાવે બોલાવ્યો હતો તે પણ કહ્યું.

મધુસિંહે રાજપ્રતિનિધિત્વની ના પાડી અને ઉલટું રાજાની એકનિષ્ટાની પ્રતિજ્ઞા લીધી, એ સાંભળીને જાલિમસિંહ દિગ્મૂઢ બની ગયો ! દાસીને નાણાંની કોથળી ભેટ આપીને વિદાય કર્યા બાદ તેણે અમાત્યને કહ્યું: "તે બન્ને કદાચ જયપુર ગયા હોય. એકદમ તેમની પાછળ એક બાતમીદાર દોડાવો. જાઓ. પ્રથમ એ કાર્ય કરીને પછી અહીં આવો."

અમાત્ય ગયો અને થોડીવારે પાછો આવીને તેણે ખબર આપી કે એક જાસુસ રવાના કર્યો છે. જાલિમસિંહે કહ્યું: "તે બે ગયા છે એ ઠીક થયું. આ ચિઠ્ઠી મળી અને રાજાની વલણ જણાઇ એ પણ ઠીક થયું. એજન્ટ ઉપર એમને રોષ છે, તો હવે એજંટ તેમને નહીં મળે. સેનાપતિને હુકમ મોકલો કે એજંટ સાહેબ અને કર્નલ મેન્સન આજે રાતે તેમની લશ્કરી ટુકડી સાથે દિલ્હી જનાર છે તેઓની રક્ષા માટે આપણી એક ટુકડી સહિત સેનાપતિએ જાતે દિલ્હી જવું અને ત્રણ દિવસ ત્યાં રોકાઇને પછી પાછા ફરવું. બસ, આ રીતે માર્ગમાંના તમામ કાંટા દૂર થતાં બે-ત્રણ દિવસમાં રાજાજી નજર કેદથી બરાબર અકળાઈ ઉઠીને મારી ઇચ્છાને તાબે થશે. મારૂં ધારવું બરાબર છે ?"

"બેશક, નામદાર" અમાત્યે જવાબ દીધો.





## પરિચ્છેદ ૩૭ :
## રાજાને પરવશતાનો કડવો અનુભવ !

એ સાંજે કિશોરસિંહ કોટા બહાર ફરવા ગયો હતો. તેવામાં સામેથી એજંટ પણ ફરીને આવતો જણાયો. શિષ્ટાચાર પ્રમાણે સલામો થયા પછી એજંટે પૂછ્યું: "મહારાવ, હું તમને મળવા માગું છું. મને ફુરસદનો અમુક સમય આપો."

"મારો કેદી જ્યાં સુધી તમે મને સોંપો નહીં ત્યાં સુધી હું તમને મળીશ નહી." કિશોરસિંહે કહ્યું.

"કેદી કોણ છે ?" એજંટે પૂછ્યું.

"જાલિમસિંહ. તમે તેને દિલ્હીથી તે રીતે લાવ્યા છો." કિશોરસિંહે જવાબ દીધો.

એજંટે હસીને કહ્યું: 'હં, હં. એ તો પૃથ્વીસિંહજીને આત્મસંતોષ થાય તે માટે કહેવામાં આવ્યું હતું. બાકી, જાલિમસિંહનું કોઈ વર્તન એવું નથી જે માટે તેઓને કેદ કરવા પડે. ગોરધનનું વર્તન આપને નુકશાનકારક હતું. તેને અમે દેશપાર કર્યો છે."

"ત્યારે જાલિમસિંહ ઘણો સારો માણસ છે, એમ ને ? ઠી...ક ! એજંટ સાહેબ, એની સાથે મારો મેળ એક ક્ષણ પણ મળે તેમ નથી. એ મને 'મૂર્ખ' બતાવવા મથે છે. મારી આજ્ઞા માનતો નથી."

"એ હકીકત જો સાચી હોય તો એ માટે જાલિમસિંહે જવાબ દેવો જોઇશે," એજંટે કહ્યું: "પણ તમે ઇચ્છો છો કે, તમારા રાજ્યની અંતર્વ્યવસ્થામાં હું વચ્ચે પડું ?"

"અહીં એણે એટલી બધી ખટપટ આદરી છે કે–કંઈ નહીં તો છ–સાત વાર મેં તેને ફરમાવ્યું કે, હું તને પદભ્રષ્ટ કરૂં છું પણ તે અધિકાર છોડતો જ નથી અને ઉલ્ટો મને વઢીલ તરીકે દમ ભરાવે છે." કિશોરસિંહે કહ્યું.

"રાજાસાહેબ," એજંટે પૂછ્યું: "એ બાબતમાં એ તમારો હુકમ માને એવી વ્યવસ્થા હું અવશ્ય કરી આપું. પણ મને કહો કે, તમો મારી મદદ સ્વીકારશો ? અમે કોઈ રાજ્યની અંદરના કારભારમાં માથું નહીં મારવાની રીતિનીતિ કડક રીતે ગ્રહણ કરેલી છે, પરંતુ જો સંજોગો એવા ઉઠે કે અંદરની વ્યવસ્થામાં અમારી મદદની જરૂર હોય તો અમે જરૂર તે આપીએ. બોલો, તમારો શો અભિપ્રાય છે ?"

"તમે મને બાંધી લેવા માગો છો એ ઠીક નથી." કિશોરસિંહે કહ્યું: "હું એટલું જ કહેવા માગું છું કે–હું રાજા છું એ તેણે ધ્યાનમાં રાખવું જ જોઇશે."

"રાજેન્દ્ર, એ તેના લક્ષ બહાર કદાપિ ન હોય કારણકે, તે તમારો મંત્રી છે. પણ મંત્રી એટ લોકમાન્ય રાજપુરુષ ગણાય છે. તેનો એ અણલખ્યો હક્ક છે કે, રાજા આડે રસ્તે જતો હોય તો તેને સન્માર્ગે વાળે—"

"એ મંત્રપદથી વધારે આગળ વધીને કામ ક છે. પણ તમને એ વિષે શા માટે મારે કાંઇ કહેવું

તમે તેના પક્ષના છો. મારે તમારી સાથે વાત કરવી નથી." કિશોરસિંહે કહ્યું.

"તો તમારી મરજી. મને એટલી બધી ફુરસદ નથી કે, તમારી અભિલાષા છતાં હું તમારી સાથે વાત કરું. તમે તમારી મુશ્કેલીઓ આપબળે દાબી શકો છો."

"તમે આમાં જાલિમસિંહને કાંઈ જ નહી કહો ?"

"મારી મદદ તમને જોઇએ છે એમ ખુલ્લું કહો તો જ આ તકરારનો નિકાલ હું લાવી આપું."

'તમારી મદદ મને નહીં જોઇએ." કિશોરસિંહે કહ્યું અને એ બાદ તેણે પોતાનો ઘોડો શહેર તરફ દોડાવી મૂક્યો.

એ રાત્રે એજંટ કર્નલ મેન્સનની ટુકડી સહિત કોટાથી દિલ્હી ગયો અને જાલિમસિંહે ઠરાવ્યા મુજબ સેનાપતિ તેની સાથે ગયો.

બીજે દિવસે પ્રભાતના પહોરથી રાજાની નજર શરૂ થઇ. પ્રાતઃકર્મ કર્યા બાદ રાજાએ એક અનુચરને ફરમાવ્યું કે, "હું બહાર ફરવા જવા માગું છું માટે ઘોડેસ્વારોને તૈયાર થવાની વરદી આપ."

"નામદાર, આપને બહાર જવું હશે તો મારે અમાત્યને ખબર આપવી જોઇશે."

"અમાત્યને એમાં ખબર આપવાની શી જરૂર ?"

"મને એવો હુકમ છે," એમ કહી અનુચર ત્યાંથી જતો રહ્યો. થોડી વારે અમાત્ય ત્યાં આવ્યો. હાથ જોડીને તે બોલ્યોઃ "મહારાવશ્રી, આપને ક્યાં બહાર જવું છે ?"

"મારી મુનસફીમાં આવે ત્યાં."

"હં. હં. નામદાર, આપ રાજા છો. આપ મુનસફી મુજબ ગમે ત્યાં જાઓ એથી આપના જીવને જોખમ થઈ બેસે. ચોગરદમ અત્યારે આપના દુશ્મનો અહીં તહીં છે. પિંઢારાઓ પણ ત્રાસ વર્ત્તાવી રહ્યા છે—"

"એ કશું મારે સાંભળવું નથી. મારે ઘોડેસ્વારો જોઇએ. હું બહાર જઇશ."

"બેઅદબી માફ કરશો, નામદાર; પણ હાલમાં આપનાથી બહાર નહીં જવાય."

"નહીં શું જવાય ? હું આ ચાલ્યો."

"રાજેન્દ્ર, વિચાર કરી જુઓ. આપ નાના બાલક નથી, જેમાં આપનું અહિત હોય તે કાર્ય કરવા આપે તત્પર થવું જોઇએ નહીં. આપની સલામતીને ખાતર અમે જેમ કહીએ તેમ વર્તો એ વધારે ઠીક. જો મારૂં કહેવું બરાબર લાગતું નહોય તો રાજપ્રતિનિધિની સલાહ લ્યો."

"રાજપ્રતિનિધિ ! એ કિયું પ્રાણી છે ?"

"શ્રીમાન જાલમસિંહજી."

"એના પિતાએ એ હોદ્દો એને આપ્યો હશે !"

"નહીંજી. આપના સ્વર્ગસ્થ પિતાશ્રીએ, અમારા મર્હુમ માનવંત નરેન્દ્ર ઉમેદસિંહજીએ અને બ્રિટિશ સત્તાએ."

"અમાત્ય, તમે કોના માણસ છો ?"

"હું રાજ્યનો તાબેદાર નોકર છું."

"તમે મારા નોકર છો કે નહીં ?"

અમાત્યે જવાબ દીધો નહીં અને "હું રાજપ્રતિનિધિને આપની પાસે મોકલું છું" એમ કહી તે ચાલ્યો ગયો.

અર્ધ પ્રહર વીતી ગયો પણ તે પાછો ફર્યો નહીં એટલે ફરીથી રાજાએ અનુચરને ફરમાવ્યું કે–"ઘોડેસ્વારો તૈયાર કરાવ." અનુચર અમાત્યને બોલાવી લાવ્યો.

"કેમ, તમે તમારા 'રાજપ્રતિનિધિ' ને બોલાવવા ગયા હતા ને ?" કિશોરસિંહે પૂછ્યું.

"ના, નામદાર. તેઓ કામમાં રોકાયલા હતા.'

"હવે ફુરસદ મળી ?"

"ના. હજી યે કામમાં છે."

"એને કહો કે, કામ પડતું મૂકીને આવે."

"તેઓ એ રીતે આવવા તૈયાર છે, પરંતુ આપ દરેક કાર્ય એમની મારફત કરવા સંમત છો કે કેમ એ તેઓ જાણવા માગે છે."

"કેવો વિચિત્ર પ્રશ્ન ? પણ હું એનો જવાબ ખુલ્લો જ આપીશ. હું એની મારફત એક પણ કાર્ય કરવા માગતો નથી."

"એમાં આપની ધારણા પાર નહીં પડે એ મારે ખેદ સહિત જણાવવું પડે છે."

"એટલે ?"

"આપ રાજપ્રતિનિધિની ઇચ્છાનુસાર રાજ્ય-હિતને ખાતર વર્ત્તશો નહી તો, મને ભય છે કે, આપને કોઇ અસ્વસ્થ સ્થાનનાં દર્શન કરવાં પડશે."

"અર્થાત્ શું તમે તમારા રાજાને કેદ કરશો ?"

"નામદાર, મને એવો હુકમ નથી. રાજ-પ્રતિનિધિ કદાચ તેમ કરે એજ મારા કથનનો આશય છે."

"હું"...કિશોરસિંહ બોલ્યો: "તમે એના માણસ છો, એ ચોક્કસ છે. અમાત્ય, તમારા વિષે મારો અભિપ્રાય કહું ? તમે મૂર્ખ છો–પાજી છો–ધૂર્ત્ત છો."

"મહેન્દ્ર, આપને એ કહેવાની છૂટ છે." એમ કહી અમાત્ય રવાના થયો.

કિશોરસિંહે અનુચરને બોલાવ્યો અને કહ્યું: "જા, સેનાપતિને બોલાવી લાવ."

અનુચર ગયો અને થોડીવારે મદદનિશ સેનાપતિ સાથે પાછો ફર્યો. તેને કિશોરસિંહે કહ્યું: "તમને કોણે બોલાવ્યા છે ? સૈયદઅલીને મોકલો. તમારી જરૂર નથી."

"આપે સેનાપતિને બોલાવવા નોકરને કહ્યું હતું ને ? અત્યારે સેનાપતિ હું છું, સૈયદઅલી સેનાપતિની ફરજ ઉપર નથી."

"એટલે ? શું તેને હોદ્દા ઉપરથી દૂર કર્યો છે ?"

"એ હું જાણતો નથી પણ તે અગત્યને કામે અહીંથી ગયા છે એ ચોક્કસ છે."

"તે ક્યારે પાછા ફરનાર છે ?"

"મને તેની ખબર નથી."

"હું તમને ફરમાવું છું કે–પાંચ હજાર સૈનિકો સહિત તમે અત્યારે ને અત્યારે મારી સાથે ચાલો."

તે અમલદારે કાંઇ જવાબ દીધો નહીં. રાજાએ તેજ હુકમ તેને ફરીથી સંભળાવ્યો. તેણે નમ્ર સ્વરે જવાબ દીધો: "આપ અમારા અન્નદાતા છો પરંતુ આપના હુકમ ઉપર રાજપ્રતિનિધિનો શેરો જોઇએ."

"એ સિવાય તમે સૈનિકો નહીં મોકલો ?"

"હું મારે મોઢેથી આપને ના કહી શકું જ નહીં. હું રાજપ્રતિનિધિને આપનો હુકમ સંભળાવીશ અને તેઓ જેમ કહેશે તેમ કરીશ."

રાજાએ થોડોક વખત મૌન સેવી તે કામચલાઉ સેનાપતિને કહ્યું: "તમારા વિષે મારો અભિપ્રાય કહું ? તમે જડ છો–હેવાન છો–હૃદયહીન છો."

"આપ તેમ કહેવાને મુખ્યત્યાર છો, મારા નામદાર," એમ કહીને સેનાપતિ વંદન કરીને ચાલ્યો ગયો.

"હજી હું એક–બે જણને નાણી જોઉં," કિશોરસિંહે મનોગત કહ્યું. તેણે અનુચરને બોલાવી ખજાનચીને પોતાની સમક્ષ હાજર કરવા ફરમાવ્યું. તે જઇને ખજાનચીને બોલાવી લાવ્યો.

"મને નાણાં આપો." કિશોરસિંહે કહ્યું.

"કેટલાં જોઇએ છે, નામદાર ?" ખજાનચીએ પૂછ્યું.

"ત્રીશ હજાર સુવર્ણ મુદ્રા."

ખજાનચી મૂઢની માફક ઉભો રહ્યો. રાજાએ તેને ફરીથી કહ્યું: "તમે એકદમ બહેરા થઇ ગયા કે શું ? મારે ત્રીશ હજાર સુવર્ણ મુદ્રા હમણાં જ જોઇએ."

"હું ફકત આપને ત્રણસો સુવર્ણ મુદ્રા આપી શકું."

"કેમ ? એથી વધુ નહીં ?"

"એથી વધુ મેળવવા માટે રાજપ્રતિનિધિનો હુકમ જોઇએ."

"ખજાનચી, રાજાના હુકમ ઉપર રાજપ્રતિ-નિધિના શેરાની કાંઈ જરૂર ન હોય."

"નામદાર," ખજાનચીએ સમજાવવા માંડ્યું: "સામાન્ય સ્થિતિમાં બેશક તે જરૂર ન હોય, પરંતુ હમણાં અત્યારે અસાધારણ ખરાબ મામલો છે. તે વખતે પ્રજાના હૃદયમાં ગભરાટ ફેલાયલો છે. તે વખતે રાજ્યની તિજોરીમાંથી પ્રજાના હિતમાં કેટલીક રકમ ખર્ચવાની યોજનાઓ શરૂ કરવાની છે. વળી પિંઢા-રાઓ સામે ક્યારે લડાઈ શરૂ કરવી પડશે તે નક્કી ન હોવાથી લશ્કરી સરંજામ અને લશ્કરમાં માણ-

સોની ભરતી કરવા પાછળ કેટલીક રકમ ખર્ચવાની જરૂર છે. કદાચ અન્ય રાજ્યોની અંદર નાણાં ન હોવાથી ત્યાં જેવી ભૂખ દુકાળ અને કંગાલિયતની સ્થિતિ થઈ પડી છે તેવી સ્થિતિ અહીં થાય તો પ્રજાને રાહત આપવા માટે પણ નાણાં હાજર રાખવાની જરૂર છે. આ કારણો કેટલાં બધાં અગત્યનાં છે એનો આપ વિચાર કરી જુઓ તો વધારે ઠીક."

"મારે પણ એવાજ અગત્યના કારણસર નાણાં જોઈએ છે."

"આપ એ નાણાંનું શું કરશો?"

"એનો જવાબ આપવા હું ના પાડું છું."

"ત્યારે હું લાચાર છું, કૃપાળુ. રાજપ્રતિનિધિનો હુકમ હોય તો હું તરતજ આપને આપની માગેલી રકમ આપી દઉં."

"દરેક જણ રાજપ્રતિનિધિને જ જોઈ રહ્યા છે!" કિશોરસિંહે મનોગત કહ્યું અને પછી ખજાનચીને કહ્યું: "ખજાનચી, તમારા વિષે મારો અભિપ્રાય કહું? તમે નિરર્થક દોઢ ડાહ્યા અને અક્કલ વિનાના ગમાર છો."

"આપ કૃપાળુ એમ કહો તે મારે સાંભળી રહેવું જ જોઈએ; કારણકે આપ તેમ કહેવાના અધિકારી છો," એટલું કહીને ખજાનચી સલામ કરીને વિદાય થયો.

એ પ્રાતઃકાળ આ રીતે ત્રણ જાતના જુદાજુદા અનુભવમાં વીત્યો. જાલિમસિંહ તરફથી અમાત્ય દ્વારા કેદની ગર્ભિત ધમકી, સૈનિકોની મદદનો ઈન્કાર અને ચાહે તેટલી મોટી રકમનું નાણું રાજ્યની તિજોરીમાંથી લેવાની મનાઇ—આ ત્રણ અનુભવો કોઇ પણ રાજ્યના રાજાને ગુસ્સે કરી દે એવા હતા. કિશોરસિંહને બેશક ગુસ્સો ચઢ્યો. પરંતુ તેણે સંયમથી તે દબાવી દીધો. એમાં અનેક કારણો હતાં. અત્યારે કિશોરસિંહનું કોઇ આપ્તજન કોટામાં ન હતું. ચોગરદમ જાલિમસિંહનાં જ માણસો હતાં. જાલિમસિંહના હાથમાં સત્તા હતી અને એ સત્તાનો પ્રભાવ તે બતાવે એવાં તેને કારણો આપનાર કિશોરસિંહ પોતે જ હતો. એ કારણો કિયાં હતાં? સૌથી પહેલાં તેણે માધુસેન અને મોહનસિંહનો છૂટકારો જાલિમસિંહ પાસેથી કરાવીને તેનું માન ભંગ કર્યું હતું. તે પછી મોહનસિંહ સહિત તે પોતે રાજ્ય બહાર નીકળી પડ્યો હતો; મઠમાં ગયો હતો; અને ત્યાંથી હોલ્કર અને જાલિમસિંહની મસલત નિરખી ગયો હતો. દિલ્હી પહોંચીને તેણે તે બાદ જાલિમસિંહની ખટપટનો ખ્યાલ એજંટને આપ્યો હતો અને તદુપરાંત પરરાજ્યના એક સામાન્ય સૈનિક જુવાનસિંહ મારફત જાલિમસિંહને કેદ કર્યો હતો. ત્યાંથી પૃથ્વીસિંહ અને મધુસિંહ તેને હીણપદ ભરેલી હાલતમાં કોટામાં લાવ્યા હતા. આ દરમ્યાન કિશોરસિંહે જ રાજપ્રતિનિધિત્વ જાલિમસિંહને નહીં આપવા જણાવ્યાથી બન્ને વચ્ચે સખ્ત ચડભડાટ થયો હતો. ઉપરાંત બીજાં કારણોને યોગે ગોરધનને દેશવટો મળ્યો હતો અને એ પછી પૃથ્વીસિંહે જાલિમના મહેલમાં જવા આદરેલા યત્ન અને મધુસિંહની તેના પિતાની ઇચ્છા વિરૂદ્ધ પોતાના પ્રત્યે જાહેર થયેલી એકનિષ્ઠા; તદુપરાંત રાજકુમારીને લગતા બનાવમાં વિપણસિંહની ખુલી પડી ગયેલી મૂર્ખાઈ—આ તમામ કારણો એવાં હતાં કે જેને પરિણામે જાલિમસિંહના મન ઉપર આઘાત થાય જ અને તે કિશોરસિંહને દબાવવા માગે જ. સૌથી વધુ આઘાત તેને મોહનસિંહે પોતાની ચાલાકીભરેલી બહાદુરીથી પહોંચાડ્યો હતો અને એજ મોહનસિંહની આંખે કિશોરસિંહ જોતો હતો. એની ગેરહાજરી તેમજ ભાઈઓની ગેરહાજરીને લીધે જાલિમસિંહને પોતાનો પ્રભાવ બતાવવાની બરાબર તક મળી હતી.

"ભલે; આ તકનો ઉપયોગ કરી લે પણ યાદ રાખજે. 'છેલ્લો ઘા રાણાનો' એ કહેવત હું સાર્થક કરીશ." કિશોરસિંહ સ્વગત બોલ્યો: "અને જાલિમસિંહ! તને તો હવે કદાપિ કાળે રાજ પ્રતિનિધિત્વ નહીં જ આપું."

"રાજેન્દ્રનો જય થાઓ," એક દાસીએ એ

વખતે આવીને કહ્યું.

સ્ફુર્તિથી અને સમયસૂચકતાથી અચાનક કિશોરસિંહથી બોલી જવાયું. "તારા મોંમાં સાકર !"

"ભોજનનો સમય થયો છે એવી વિનતિ કરવા હું આવી છું." દાસી એ અરજ કરી.

"એ માટે રાજ પ્રતિનિધિને પૂછવું નહીં પડે ?" મહારાવે વ્યંગ્યમાં પ્રશ્ન કર્યો. દાસીએ કાંઇ જવાબ દીધો નહીં."

કિશોરસિંહ જોયું કે-મહેલની અંદર એની દરેક જાતની સગવડ જાળવવામાં આવે છે; તેમજ તેનો પોતાનો માનમરતબો ચાલુ જ રાખવામાં આવે છે.



ઉંમરનો હતો; કપાળમાં ત્રિપુંડ તાણ્યું હતું.

ફક્ત બહાર જવાના સંબંધમાં તેની સામે અંતરાય નાંખવામાં આવે છે અને રાજવ્યવસ્થાની કોઇ બાબતમાં તેની પોતાની ઇચ્છા ચાલી શકતી નથી. મનમાંને મનમાં આ વસ્તુસ્થિતિ નોંધી રાખીને તેણે મૌન પકડયું.

એક રાત્રિ વીતી ગઇ. એ પછીનું પ્રભાત થતાં રાજેન્દ્રને એક નવો અનુભવ થયો. પ્રાતઃકર્મમાંથી તે પરવાર્યો એટલે અનુચરે ખબર આપી કે-"પંડિત લાલજી આપને મળવા આવવા માગે છે."

"એને કહો કે, રાજપ્રતિનિધિની રજા લઇને આવે, નહીંતો ધક્કો મારી હાલહવાલ હાલતમાં તેને કાઢી મૂકવામાં આવશે !" કિશોરસિંહે રમુજમાં ઠઠ્ઠો કર્યો.

"રાજપ્રતિનિધિની પરવાનગી મેં મેળવી છે, કૃપાળુ," એમ કહેતો પંડિત લાલજી અનુચર પાછળથી જરાક આગળ આવીને બોલ્યો.

"એમ ? તો આવો," કિશોરસિંહે કહ્યું.

તે વિદ્વાન વૃદ્ધ ઉમ્મરનો હતો. તેણે કપાળમાં ત્રિપુંડ તાણ્યું હતું. પગમાં લાકડાની ચાખડીઓ પહેરી હતી. માથા ઉપર લાલ કાનટોપી પહેરેલી હતી; અને શરીરે એક કીમતી શાલ વીંટાળેલી હતી. તેના હાથમાં કેટલાંક પુસ્તકોની એક પોથી હતી. બન્ને હાથ જોડીને પોતાની ડોક ખૂબ નમાવીને કિશોરસિંહને નમસ્કાર કરતો તે જમીન પર બેસી ગયો અને પુસ્તકોની પોથી છોડવા લાગ્યો.

કિશોરસિંહે તેને પૂછ્યું: "બહુ વર્ષે તમારાં મને દર્શન થયાં. મારા સ્વર્ગસ્થ પિતાશ્રીના વખતમાં તો તમે મહાત્મા પરશુરામનું અનુકરણ કરતા હતા. હવે કથા કરવાની વેદવ્યાસજીની પ્રવૃત્તિને અનુસરવાનું શરુ કર્યું લાગે છે !"

"રાજપ્રતિનિધિ—"

"એક વાત સાંભળી લ્યો. તમારે રામાયણ, મહાભારત, ઉપનિષદો, પુરાણો ચાહે તેનું પિંજણ કરવું હોય તે કરજો પણ હમણાં જે શબ્દ તમે બોલ્યા તે ન બોલશો."

"કારણ, કૃપાળુ!"

"મને એ શબ્દ સાંભળતાં જ ઉલ્ટી થઈ જાય છે; હું માનું છું કે. કોઈ વ્યક્તિને ઉલ્ટીઓ કરાવવાનો ધંધો તો તમે ઝાલી બેઠા નહીં જ હો!"

"મહેન્દ્ર, અત્યારે આપની પ્રકૃતિ પ્રફુલ્લ અને વિનોદી જણાય છે, એ મારૂં સદ્‌ભાગ્ય છે. આપને સદાયે પ્રસન્ન જોવા હું અંતઃકરણથી ઇચ્છું છું. જો પરમાત્માની કૃપા હશે તો અહીંથી વિદાય થતી વખતે આપને એવીજ સ્થિતિમાં અને સૌ પર આપની કૃપાદૃષ્ટિ સમાનતાથી પડે એવા ચિત્તવાળા જોવા ચાહું છું. હવે મારી વાત. જાલિમસિંહજીના જેટલીજ લગભગ મારી વય થઈ ગઇ છે. આપના પ્રતાપી વડવાઓના સમયમાં મેં, આપે રમુજમાં કહ્યું તેમ, ભગવાન પરશુરામનું અનુકરણ કરીને શસ્ત્રોજ ધારણ કરેલાં હતાં. જાલિમસિંહની તહેનાતમાંજ મારે ઘણું ખરૂં રહેવું પડતું, પણ મારે હવે શસ્ત્ર ધારણ કરવા પડતાં નથી. રાજકુલનો હું એકનિષ્ઠ આશ્રિત બ્રાહ્મણ છું. ઈષ્ટ દેવની કૃપાથી બે પાંચ ધર્મ પુસ્તકોનું મેં દોહન કરેલું છે. રાજ્ય તરફથી વર્ષાસન ખાતો હું પુસ્તકોમાં જ દટાયલો રહું છું. આજ મને પુસ્તકોના ઢગલામાંથી બહાર નીકળવા અને મારા અભ્યાસની પરીક્ષા આપવા ફરમાન થયું. વસ્તુસ્થિતિથી હું વાકેફ થયો અને પછી દોડયો દોડયો આપની સેવામાં હાજર થયો. મહાન્ નરેન્દ્રોના મહાન્ વારસ રૂપ આપ નૃપતિને હું કેવળ નિષ્પક્ષપાત વૃત્તિથી કાંઈક અરજ કરવા માગું છું. જો કે તે સહેજ લાંબી છે તો પણ મારા સ્વાર્થની નથી. આપના અને આ રાજ્યના સ્વાર્થની છે. હિતની છે અને તેથી આપ સ્વસ્થ અને પ્રસન્ન ચિત્તથી તે સાંભળવા કૃપા કરશો."

એનો આ લાંબો ઉપોદ્‌ઘાતજ એની લાંબી કથાની આગાહી આપતો હતો; પણ કિશોરસિંહે તે સાંભળવાનો નિર્ણય કર્યો અને તેથી સ્વસ્થતાથી તે લાંબાં પગ કરીને એક વિરામાસન પર સૂતો અને બોલ્યો: "હં ચલાવો તમારી કથા."

"મારા કૃપાળુ રાજન્," પંડિત લાલજીએ કહ્યું: "હું દેવોને સ્તુતિ કરૂંછું કે, તેઓ આપને સદાયે પ્રસન્ન રાખે. આપને દેવાંશી નૃપેન્દ્ર બનાવે. પ્રજાવત્સલ, ગુણાનુરાગી, સહિષ્ણુ, ધીર ગંભીર, મંત્રીવત્સલ અને રાજ્યના અમલદારો પ્રત્યે પરમ કૃપાવાળા બનાવે. અત્યારે આપના ચિત્તમાં અત્યંત વિષાદનું વાતાવરણ છવાઈ ગયું છે. રાજ્યનિષ્ઠ જાલિમસિંહજી પ્રત્યે અંતરના ઉંડાણમાંથી આપને તિરસ્કાર આવી ગયો છે. શા માટે? અધિકાર પરત્વેની તકરારને માટે. જે શબ્દ ઉચ્ચારવાની આપે મને મનાઇ કરી છે તે હું નહીં ઉચ્ચારૂં. પરંતુ ચોગરદમથી જ્યારે રાજ્ય ઉપરનાં વિપત્તિવાદળ દૂર કરવામાં જાલિમસિંહજી નિશ્ચલતાથી મેરૂ પર્વત સમાન આ રાજ્યની ઓથે ઉભા રહ્યા છે; અન્ય રાજ્યોમાં પડતા આર્ત્ત નાદો આ રાજ્યમાં સ્વપ્નમાં પણ ન સંભળાય એવી સુન્દર વસ્તુસ્થિતિ લાવવા સમર્થ થયા છે; રાક્ષસો જેવાં કૃત્ય કરનારા પિંઢારાઓને સ્વભુજબળ વડે આ રાજ્યથી દૂરના દૂર રાખવામાં સફલ નીવડયા છે ત્યારે આપના જેવીજ એમને પદવી અપાય-બેશક આપની હાજરીમાં આપનાથી ઉતરતી પરંતુ જ્યાં આપ જઈ શકો નહીં ત્યાં આપની સમાન અને આપના સર્વાધિકારોવાળી પદવી-એમને અપાય એ લગીરે અનુચિત નથી. રાજેન્દ્ર, અત્યારે રાજસ્થાનમાં જ નહીં બલ્કે સમસ્ત ભારતવર્ષમાં એક નવી સત્તાનો ઉદયકાળ થતો જાય છે. બેશક, એ માટે સમસ્ત ભારતવાસીઓની વલણ જોખમદાર છે; પરંતુ જ્યાં પોતાનું સંભાળવાની શક્તિ રહી નહોય ત્યાં ત્રાહિત સત્તા પ્રવેશ કરીને પોતાનો ઉદયકાળ સ્થિતિ સંયોગાનુસાર રચે એમાં શી નવાઈ? હું અંગ્રેજીસત્તા વિષે કહું છું એ આપના લક્ષમાં આવ્યું હશે. આપ કે અમે ઇચ્છીએ વા ન ઇચ્છીએ તો પણ જાણે વિધાતા, એ સત્તાની તરફેણમાં હોય તેવાં સ્પષ્ટ ચિહ્ન માલુમ પડે છે. એ સત્તા ચતુર છે અને ચતુરની સામે ચતુરાઇથી કામ લેવાની જરૂર છે. આથી ચતુર પુરુષ તરીકે કોટા રાજ્યના હિતૈષી જાલિમસિંહજી કોટા રાજ્ય તરફથી કોટાનું હિત

જાળવવા આપને બદલે વ્યવસ્થા કરે એમાં શું ખોટું કે, એ મારા જેવા સફેદ વાળવાળા સમર્થ પુરુષ ત્યેનો આપનો તિરસ્કાર દૂર કરવા કૃપાવંત થાઓ અને એમનાં કાર્યોમાં અવિચળ શ્રદ્ધા અને અતુલ વિશ્વાસ રાખવા મનોદાર્ય દર્શાવો."

"તમારૂં કહેવાનું કહી રહ્યા ?" કિશોરસિંહે પ્રશ્ન કર્યો.

"ધન્ય, નરેન્દ્ર, કેવી શાન્તિથી આપે પ્રશ્ન કર્યો ? પણ મારે હવે પુસ્તકોના આધારથી મારા કથનને પીઠબળ આપવાનું બાકી રહ્યું છે."

"તે પણ બેલાશક કહી લ્યો," કિશોરસિંહે કહ્યું.

"રાજન્," પંડિત લાલજીએ કહ્યું: "તારા મંડળની વચ્ચે જેમ ચન્દ્ર શોભે છે તેમ મંત્રીઓની વચ્ચે રાજા શોભે છે. રાજા મંત્રીઓ શા માટે રાખે છે ? હાજીહા કરવા નહીં, પણ સાચી સલાહ લેવા. એ મંત્રીઓ કેવા હોવા જોઇએ ? સોમેશ્વર દેવ એના માનસોલ્લાસ( અભિલષિતાર્થ ચિન્તામણિ )માં કહે છે કે:—

**जनानां संमताः दक्षा सचिवा नृपसंपदे ॥**
**अमार्गे वर्त्तमानस्य नृपस्य प्रतिकूलगाः ।**
**बोधयन्तः प्रियैर्वाक्यैः सचिवाः स्युर्नृपर्द्धये ॥**

અર્થાત્: મંત્રીઓ લોકમાન્ય તથા ડાહ્યા હોવા જોઇએ. રાજા ઉંધે માર્ગે ચડે તો આડા પડે અને અનુદ્વેગ કરી ભાષાથી એને સમજાવે એવા હોવા જોઇએ. એવા મંત્રીઓથી રાજાઓનું કલ્યાણ થાય છે. મહેન્દ્ર, જે મંત્રીઓ આવા ન હોય તેઓને શાસ્ત્રો શી ઉપમા આપે છે? હાજીહા કહેનાર મંત્રીને રાજાનો વિનાશ કરનાર શત્રુ કહેવામાં આવ્યો છે.

સોમદેવસૂરિ "નીતિવાક્યામૃત"માં કહે છે,

**समन्त्री शत्रुर्यो नृपेच्छयाऽकार्यमपि कार्यरूप तयाऽनुशास्ति । वरं स्वामिनो दुःखं न पुनरकार्योपदेशेन तद्विनाशः ॥**

અર્થાત્ રાજાની ઇચ્છાનુસાર અકાર્યને કાર્ય કહેનાર મંત્રી, મંત્રી નહિ પણ શત્રુ છે. ધણીને ખોટું લાગે તો ભલે, પરંતુ અકાર્યના ઉપદેશથી એનો નાશ થાય તે ઉચિત નહીં.

કાત્યાયન ઋષિએ આ સંબંધમાં બે સુન્દર શ્લોક રચેલા છે. તે આ પ્રમાણે છે:—

**मन्त्रिणो यत्र सभ्याश्च वैद्याश्च प्रियवादिनः ।**
**राज्याद्धर्मात्सुखात्तत्र क्षिप्रं हीयते पार्थिवः ॥**
**न तस्य वचने कोपमेतेषां तु प्रवर्तयेत् ।**
**यस्माद्देतैः सदा वाच्यं न्याय्यं सुपरिनिष्ठितम् ॥**

અર્થાત્: જે રાજાને મીઠું મનાવનારા મંત્રીઓ, સભાસદો અને વૈદ્યો મળે છે તે રાજા તરત રાજ્ય, ધર્મ અને સુખ ખોઇ બેસે છે. એ લોકો પોતાને બે શબ્દ સમજાવે તો રાજાએ તેમના ઉપર કોપ ન કરવો; કારણ તેમને તો સદાયે ન્યાયપૂર્વક ને વિચારપૂર્વક બોલવાનું હોય છે.

રાજન્ ! આપના ખ્યાલમાં હવે આવ્યું હશે કે મંત્રીના ધર્મ આપણા ઋષિમુનિઓએ કેવી સારી રીતે પ્રયોજ્યા છે. હવે રાજાઓના સંબંધમાં તેઓ શું ફરમાવે છે તે કહું. ધર્મશાસ્ત્રો કહે છે કે, જે રાજા લોકમાન્ય અને દક્ષ મંત્રીઓનો અનાદર કરીને આપખુદપણે વર્તે છે, તે રાજા પોતાના નાશને નિમંત્રે છે. શુક્રાચાર્ય 'શુક્રનીતિ'માં લખે છે કે:—

**प्रभुः स्वातन्त्र्यमापन्नो ह्यनर्थायैव कल्पते ।**
**भिन्नराष्ट्रो भवेत्सद्यो भिन्नप्रकृतिरेव च ।**
**हिताहितं न शृणोति राजा मन्त्रिमुखाच्चयः ।**
**स दस्यू राजरूपेण प्रजानां धनहारकः ॥**
**नीतिं त्यक्त्वा वर्तते यः स्वतंत्रः स हि दुखभाक् ॥**

અર્થાત: રાજા આપખુદ થાય તેથી અનર્થ જ થાય અને પ્રજા તથા મંત્રીઓ સાથે એને તરત ફૂટ થાય.

જે રાજા મંત્રીના મુખથી હિત અહિતની વાત સાંભળતો નથી તે રાજવેશધારી પ્રજાધનહારી ચોર જ હોય છે.

સુનીતિ તજીને જે રાજા સ્વતંત્ર કે આપખુદપણે વર્તે તે દુઃખી થાય છે.

ભારદ્વાજ ઋષિ કહે છે:—

**यो राजा मन्त्रिणां वाक्यं न करोति हितैषिणाम् ।**
**न स तिष्ठेच्चिरं राज्ये पितृपैतामहेऽपि च ॥**

અર્થાત: જે રાજા હિતેચ્છુ મંત્રીઓનું કહ્યું ન કરે તે વંશપરંપરાએ ઉતરી આવેલું રાજ્ય પણ ચિરકાળ ન ભોગવે.

આ સંબંધમાં હવે એક જ સૂત્ર રજુ કરવાનું રહે છે; અને તે સોમદેવ સૂરિના 'નીતિવાક્ય'માંનું છે. એ વિદ્વાન્ કહે છે.

**यो राजा मन्त्रिभिरुक्तानि वचनानि न करोति तान्यतिक्रमति स खलु निश्चयेन राजा न भवति नश्यतीत्यर्थः ॥** અર્થાત્ જે રાજા મન્ત્રીઓનું વચન માન્ય કરતો નથી, તેને ઉથાપે છે, તે ખરેખર રાજા રહેતો નથી, નાશ પામે છે.

આ બન્ને વર્ગના જે જે ધર્મો મેં બતાવ્યા તે રાજ્યવ્યવસ્થા માટે કેટલા બધા આવશ્યક છે તે આપ સમજી શકશો. જ્યાં મન્ત્રી અને રાજામાં પરસ્પર મેળ ન રહે અને આપખુદપણું પ્રવર્ત્તી રહે ત્યાં રાજા અને રાજ્યનું હિત કદાપિ થતું નથી તેથી તેઓ બન્ને વચ્ચે નિર્મળ પ્રીતિ હોવી જોઇએ. રાજેન્દ્ર ! અનુભવી સ્મૃતિકારોએ મન્ત્રીઓની મહત્તા ઘણીજ બતાવી છે. એક વૃદ્ધને જેમ લાકડી રક્ષણ કર્ત્તા છે તેમ રાજાને માટે મન્ત્રી છે. મન્ત્રી રાજાની આંખ છે; રાજાના કાન છે; રાજાની એક અજેય ઢાલ છે. માટે યમઋષિ લખે છે:—

**नैकः कार्याणि यः कुर्यात्सोऽत्यन्तं पाति मेदिनीम्**

અર્થાત્ જે રાજા એકલો નહીં પણ લોકમાન્ય મન્ત્રીઓને સાથે રાખીને રાજ્ય ચલાવે છે તે ચિરકાળ પૃથ્વીનું રાજ્ય કરે છે.

'વિષ્ણુધર્મોત્તર પુરાણ'માં કહ્યું છે કે: **मन्त्रिणां वचने रतः । राजा विभूतिमाप्नोति चिरं यशसि तिष्ठति** ભાવાર્થ: મન્ત્રીનું વચન જે પ્રમાણભૂત ગણે છે તે રાજા યશવૈભવ પામે છે.

શુક્રાચાર્યજી કહે છે:—

**सर्व विद्यासु कुशलो नृपो ह्यपि सुमन्त्रवित्**
**मन्त्रिभिस्तु विनामन्त्र नैकोऽर्थं चिन्तयेत् क्वचित् ॥**

ભાવાર્થ: રાજા વિદ્વાન્ હોય, મન્ત્રવેત્તા હોય, તોપણ મન્ત્રી વિના તેણે એકલાએ કદાપિ કોઇ કામનો વિચાર કરવો નહીં.

મહેન્દ્ર ! મન્ત્રીનું આ સ્થાન કેટલું બધુ માનનીય અને મહત્વનું છે એ ધ્યાનમાં લેવું ઘટે છે એ જ વિદ્વાન્ આચાર્ય એક બીજા શ્લોકમાં કહે છે:

**सभ्याधिकार प्रकृति सभासत्सुमते स्थितः ।**
**सर्वदा स्यान्नृपः प्राज्ञः स्वमते न कदाचन ॥**

અર્થાત:

ડાહ્યા રાજાએ હમેશાં મન્ત્રીમંડળના સભાસદો તથા પ્રજાના મત પ્રમાણે ચાલવું, આપમતિએ કદાપિ નહીં.

આમ શા માટે ? એવો પ્રશ્ન આપ સહસા કરો. તો તેનો ઉત્તર **मुनीनामप्यहं व्यासः** એવા મહાવિદ્વાન્ મહાભારતકાર–અમો પંડિતોના ગુરુઓના ગુરુવર્ય ભગવાન્ વેદવ્યાસજી કહે છે:—

**सर्वः सर्वं न जानाति सर्वज्ञोनास्ति कश्चन ।**

જગતમાં કોઇ પણ માણસ બધું જ કાંઇ જાણતો હોતો નથી. તે સર્વજ્ઞ હોતો નથી. મનુસ્મૃતિમાં કહ્યું છે:—

**अपि यत्सुकरं कर्म तदप्येकेन दुष्करं ।**
**विशेषतो सहायेन किमुराज्यं महोदयम ॥**

અર્થાત્ જે કાર્ય સહેલું હોય છે તે એકલા અસહાય માણસને પણ કઠણ થઈ પડે છે. તો પછી રાજ્યનું તો કહેવું જ શું ?

કૃપાળુ, હવે માત્ર બે મહા ઉત્તમ અને રત્ન રૂપ શ્લોકાર્ધ આપને હું કહી સંભળાવું છું તે આપ અવશ્ય ધ્યાનમાં લેશો. એ શ્લોકાર્ધ કોઈ સામાન્ય પંડિતના રચેલા નથી; પણ મહામુનિવર્ય વેદવ્યાસ ભગવાનના છે અને તેઓશ્રી તેમાં કહે છે કે, "રાજા સ્વતંત્ર નથી. સદાયે પરતંત્ર છે."

કિશોરસિંહ પોતાના આસનમાં જાણે સડાકો ચોંટયો હોય તેમ બેઠો થયો. પંડિત લાલજીએ મહાભારતનું શાન્તિપર્વ હાથમાં લઇ તેમાં જોઇ કહેવા માંડયું. "મહાભારતકાર શાન્તિપર્વમાં કહે છે:—

**परतन्त्रः सदा राजा कुतो राज्ञः स्वतन्त्रता ।**
**मन्त्रे चामात्यसहिते कुतः तस्य स्वतन्त्रता ॥**

અર્થાત્ : રાજા સદાય પરવશ છે એટલે કે પ્રજા વશ અને પ્રજામાન્ય મંત્રીવશ હોય છે. રાજાને સ્વતન્ત્રતા ક્યાંથી ? રાજકાજ માત્રની મંત્રણા રાજાએ લોકમાન્ય મંત્રીઓને સાથે રાખીને કરવાની છે એટલે રાજાને સ્વતન્ત્રતા હોય જ ક્યાંથી ?"

કિશોરસિંહ ઉંડા વિચારમાં પડી ગયો. તેના કપાળમાં કરચળીઓ વળી; તેનાં ભવાં ઉંચાં થયાં; તેની આંખો તીણી બની. તેનું આખુંયે વદનસરોજ પૂર્ણ ગમગીન બની ગયું.

પંડિત લાલજી આ સ્થિતિ જોઇને બોલ્યો: "રાજન્ ! આપનો હું મોટામાં મોટા આભાર તો એ માનું છું કે, આપે શાન્તિથી મારૂં કહેવું સાંભળ્યું. હવે આપ તદનુસાર વર્તો, એજ મારી અંતિમ પ્રાર્થના છે."

પંડિત લાલજી પોતાનાં પુસ્તકોની પોથી બાંધી રહ્યો અને ઉઠીને ઉભો થયો ત્યાં સુધી રાજા વિચાર દશામાં રહ્યો અને પછી એકદમ સ્મિતભર્યું વદન રાખીને બોલ્યો: "પંડિતજી ! તમારી પરીક્ષામાં તમે ઉત્તીર્ણ થયા છો. હે વેદવ્યાસના કલિયુગી અવતાર ! તમારી ઉત્તીર્ણતાને યોગે હું તમને 'વેદીઆ ઢોર,' 'પુસ્તકીયા કીડા' અને 'ભણેલા પણ ગણેલા નહીં' એવી મહાપદવીઓથી વિભૂષિત કરૂં છું."



રાજાએ ઉઠીને આહીંતહીં ફરવા માંડ્યું. પંડિત ઘડીભર પૂતળાની માફક ઉભો રહ્યો અને પછી બોલ્યો: "આખરે મારી હાંસી કરવા માટે જ આ બધું આપે શાન્તિથી સાંભળ્યું ? ભલે, આપે મને રમુજમાં વ્યંગ્ય ઉપાધિઓ આપી તો તેયે આપની ગૌરવતાસૂચક ગણીને હું વધાવી લઉં છું; અને આપ તેજ ઉપાધિઓ આપી શકો છો, અન્ય નહીં, એમ માની લઇને..."

તેનું વાક્ય રાજાએ પૂરૂં થવા દીધું નહીં અને એકદમ અધવચ્ચ કહ્યું: "હવે સ્વસ્થાને પધારો. આપને મારા નવગજના નમસ્કાર છે."

પંડિત લાલજી અસ્પષ્ટ સ્વરે કાંઇક બડબડતો બડબડતો ચાલ્યો ગયો.

"જ્ઞાની અને બાહોશ રાજા પણ મન્ત્રીઓનો પરવશ છે," કિશોરસિંહ પોતાના મહેલમાં અહીં તહીં ફરતો ફરતો બોલ્યો: "વેદકાળના ઋષિમુનીઓએ શબ્દોની કેવી રમત કરી છે? વાહ; તેઓએ તો રાજાઓને પુસ્તકોમાં પરતંત્ર કહ્યા પણ જાલિમે મને આચરણથી પરતંત્ર સિદ્ધ કર્યો !! ઠીક. હું એ પરતંત્રતા ફેડ્યા વિના રહીશ નહીં."

સિંહે ગુસ્સે થઇને તેને પૂછ્યું. "કેમ, હવે મને સુખે નિદ્રા લેવા દેવી નથી કે શું? તારા જાલિમસિંહે મારા માટે ધાર્યું છે શું?"

પહેરેગીર હસવા લાગ્યો અને બોલ્યોઃ "બસ? ઓળખાણ ભૂલી ગયા?"

એનો સ્વર સાંભળતાંજ કિશોરસિંહ ચમક્યોઃ "કોણ, મોહનસિંહ?" તેણે પૂછ્યું.

પહેરેગીરે નાકે આંગળી અરકાડીને કહ્યું: "હવે બરાબર બોલ્યા, પણ લગીરે ઉંચા સ્વરે વાત કરશો નહીં. જુઓ, તમારા ખંડનાં દ્વાર મેં વાસી દીધાં છે; પણ બનવા જોગ છે કે, બહારથી કોઈ જાસુસી કર

"પણ તું આ વેષમાં કેમ? મારી બહેનનું શું થયું? જગતસિંહને ખોખરો કર્યો કે? પૃથ્વીસિંહ અને મધુસિંહ તને મળ્યા? વિપણકુમારનું શું થયું?—"

"સબુર! સબુર! આટલા બધા પ્રશ્નો એક સામટા પૂછો છો તે મને યાદ શી રીતે રહેશે? હું બધું આપને ટૂંકમાં સમજાવું છું અને અહીંની આપની કફોડી સ્થિતિના નિવારણના માર્ગ પણ બતાવી દઉં છું."

"ચાલ; ઝટ કહે," કિશોરસિંહે કહ્યું.






મોહનસિંહે કિશોરસિંહના પલંગપર બેસીને કહેવા માંડયું: "મારા સીધા ઉપાયો કદી સફલ નીવડતા નથી અને હમેશાં ટૂંકા માર્ગના આડા ઉપાયો સફલ જ નીવડે છે. અહીં મને સીધા માર્ગે શહેરના દરવાજામાં જ દાખલ કરવામાં આવ્યો નહીં. એટલે મેં એક દરવાનને સ્વધામ પહોંચાડી તેનો વેષ પહેરી લીધો અને આપના મહેલમાં આવવા માટે કંઈ કંઈ જાતનાં બહાનાં બહારના પહેરેગીરો કને મેં કાઢયાં. આ અહીંના મારા આગમનની ટૂંકી હકીકત. હવે જયપુરની વાત સાંભળો. ત્યાંથી તમારાં બ્હેને જ ખૂબીબંધ પોતાનો છૂટકારો કરી લીધો છે—"

"પણ તે કયાં છે?" કિશોરસિંહે અધવચ્ચ પૂછયું.

"બધું કહું છું," મોહનસિંહ બોલ્યો: "શાન્તિ રાખો. હું જયપુર જઇ ત્યાંના બે મુખ્ય સરદારો વૈરીસાલ અને જોધારામને મળ્યો. તેઓ જગતની વિલાસિતાથી ત્રાસી ગયેલા હતા. જગતસિંહ રસકપુરનાં નાચગાન સાંભળવામાં જ તલ્લીન રહેતો હતો. મેં એ બન્નેને કાયમને માટે છૂટાં કરવાનો નિર્ણય કર્યો. રાત્રિના દશ વાગ્યા પછી જ્યારે રસકપુરનાં ગાનતાન જગતસિંહ આગળ ચાલતાં હતાં ત્યારે હું એક મોટી બંદુક સાથે તેના મહેલની બારીમાંથી દાખલ થયો. મારા મ્હોં ઉપર મેં બહારવટીઆના જેવી બુકાની બાંધી હતી. ગાનતાનના જલસામાં મેં

મેં જગતસિંહ પાસે તેને જીવતદાન આપવા કહેવરાવ્યું. દાસીના ખુલાસાથી મેં જાણ્યું કે, રાજકુમારીએ ભારે ચાલાકીથી પોતાનું શિયળ બચાવીને ત્યાંથી રસ્તો માપ્યો છે. વાત એમ હતી કે, કોટાની બે દાસીઓ જયપુરના અંતઃપુરમાં કેટલાંક વર્ષથી નોકરી કરતી હતી. એ દાસીઓની મદદ લઇને રાજકુમારીએ એવી યુક્તિ કરી કે, એક દાસીનો વેષ તેમણે પોતે પહેરી લીધો અને તેને પોતાનાં કપડાં પહેરાવી ત્યાં બેસાડી. પછી બીજી દાસી સાથે તેઓ દાસી–વેષમાં મહેલ બહાર નીકળી ગયાં અને રાજ્યની ઘોડારમાંથી બે સુંદર ઘોડા મેળવીને અચલાનંદ સ્વામીના મઠમાં જઇ રહ્યાં. મારી એક ચિન્તા આ રીતે ઓછી થઈ; પણ હું જયપુરનું હિત કરીનેજ જયપુરમાંથી પાછો ફરવા માગતો હતો. તેથી એક દિવસ ત્યાં રોકાયો; અને રસકપુર તથા જગતસિંહ વચ્ચે ફાટફુટ કરાવવા યુક્તિ પ્રયોજી. રસકપુરને ત્યાં અગાઉ એક સરદાર પડયોપાથરો રહેતો હતો, પણ જગતસિંહને ત્યાં રસકપુરનું ચલણ વધી જવાથી તે આવતોજતો બંધ થઇ ગયો હતો. એ સરદારને મેં રસકપુરની તેના પ્રત્યેની બેવફાઇનું વેર લેવા ઉશ્કેર્યો. પરિણામે તે તેને ત્યાં રાત્રિને વખતે ગયો. એજ વખતે મેં જગતસિંહને વેપપલ્ટો કરાવ્યો અને રસકપુરના આવાસમાં મોકલ્યો. સરદારને રસકપુરે યુક્તિથી સમજાવી લીધો હતો અને તે બન્ને મીઠી મીઠી વાતો કરતાં હતાં તે વખતે જગતસિંહ તેમને જોઇ ગયો. એને ગુસ્સો ચઢયો. પરિણામે તે સરદારને તેણે ત્યાંજ હતોનહતો કરી નાંખ્યો. હું બીજા સરદારો સહિત એ વખતે ત્યાં જઇ પહોંચ્યો. રસકપુર પર જગતસિંહને ખૂબ રોષ ચઢયો હતો અને તેની બેવફાઇ માટે તેને તે સખ્ત વેણ કહેતો હતો. અમે લાગ જોઇને રસકપુરને કેદ કરી લીધી. જગતસિંહને એ ગમ્યું. રસકપુર કેદ થઇ, પણ તેનો ટેંગરો ગયો નહી. તે આખરે તો હલકી જાતની હતી એટલે જગતસિંહ વિરૂદ્ધ સરદારોના દેખતાં તેણે ચાહે તેમ બોલવા માંડયું. એનું પરિણામ એને ભારે પડી ગયું. તેને જગતસિંહે એકદમ સખ્ત પહેરા નીચે નાહુરગઢના કિલ્લામાં મોકલી દીધી. હવે કાયમને માટે તે કિલ્લામાં તે સબડશે. મેં અને સરદારોએ તે બાદ જગતસિંહને દબાણ કરીને રસકપુરના નામનું જયપુરમાં ચાલતું નાણું બંધ કરાવ્યું; અને એ વારાંગનાનું રાજવ્યવસ્થામાંથી નામોનિશાન કાઢી નંખાવ્યું. હું ત્યાંથી મારા મઠમાં જવા તૈયાર થયો તે વેળા પૃથ્વીસિંહ અને મધુસિંહ તેમના ઘોડેસ્વારો સહિત આવી લાગ્યા. ધાંધલ તો શમી ગયું હતું એટલે તેમને કાંઇ કામગિરી બજાવવાની રહી નહીં. અમે જતા હતા તે દરમ્યાન પૃથ્વીસિંહે વિષણુસિંહ વિષે પૂછપરછ કરી. હું તો એને ભૂલી જ ગયો હતો. જગતસિંહને અમે તેના વિષે પૂછ્યું. તે અમને તેના મહેલના એક ખંડમાં લઈ ગયો. અમને માલુમ પડયું કે, તે મદ્યમાં ચકચૂર થઇને ત્યાં પડી રહેલો હતો! જગતસિંહે મને કહ્યું કે, આ લતે મેં તેને ચઢાવ્યો છે.' મેં જગતસિંહને સખ્ત ઠપકો આપ્યો અને વિષણુસિંહને એવી હાલતમાંજ અમારી સાથે અમે મઠમાં લઇ ગયા—"

મોહનસિંહને અચાનક તેની હકીકત કહેતાં અંહે થોભી જવું પડયું, કારણ કે તે ખંડનાં બારણાં ખખડયાં. "કોણ છે? શું કામ છે?" કિશોરસિંહે મોટે અવાજે પ્રશ્ન કર્યો. બહારથી જવાબ મળ્યો: "જાલિમસિંહજી મહારાજ આપને મળવા માગે છે; માટે બારણાં ઉઘાડો."

કિશોરસિંહનું મુખ મ્લાન બની ગયું; પણ મોહનસિંહ ગભરાયો નહીં. તેણે ધીમા સ્વરે કિશોરસિંહને કહ્યું: "મારા આગમનની જાણ જાલિમને પડી ગઈ લાગે છે. તે મને પકડવા જ આવ્યો છે. પણ આપ લગીરે ગુંચવાશો નહીં. મારૂં કહેવું સાંભળી લ્યો—"

બારણાં જોરથી ખખડાવવામાં આવતાં રહ્યાં અને જાલિમસિંહનો સ્વર સંભળાયો: "રાજેન્દ્ર, આપનું હિત ઇચ્છતા હો તો બારણાં ખોલો."

"હું નહીં ખોલું. મારી શાન્તિમાં નિરર્થક ભંગ પાડવાની કશી જરૂર નથી."

"તમે કોઈકની સાથે વાતો કરો છો. મારે

જાણવું જોઇએ કે, તે કોણ છે? બારણાં ઉઘાડો, નહીં તો મારે તે તોડી પાડીને દાખલ થવું પડશે."

મોહનસિંહે કિશોરસિંહને ઈશારત કરી કે, તેને તેમ કરવું હોય તો કરવા દો. એટલે કિશોરસિંહે જવાબ દીધો: "મારી બાબતમાં તમારે વચ્ચે આવવાની જરૂર નથી. છતાં તમારે જે કરવું હોય તે કરી લ્યો. મને તમારી પરવા નથી."

"બહુ સુન્દર જવાબ." મોહનસિંહે ધીમા સ્વરે કિશોરસિંહને કહ્યું: "હવે સાંભળો. સ્વામી મહારાજ અચલાનંદજી કૈવલ્યપદને પામ્યા છે."

"હેં? ક્યારે?" કિશોરસિંહે પૂછ્યું.

"ગઇ કાલે રાત્રે." મોહનસિંહે જવાબ દીધો: "અમે ગયા ત્યારે તેઓ માંદા માલુમ પડયા હતા. તેમણે મરતી વખતે બહુ સારો ઉપદેશ દીધો હતો. પણ તે અત્યારે કહેવા જેટલો સમય નથી. જુવાનસિંહ દિલ્હીથી ઝાલરાપટ્ટણ અને ત્યાંથી અહીં આવ્યો હતો. તેણે આપને મળવા માટે ઇચ્છા બતાવી હતી, પરંતુ પહેરેગીરોએ તેને ના પાડી હતી." આ વખતે રાજાના ખંડનાં બારણાંને તોડવાનું કાર્ય જાલિમસિંહનાં માણસોએ બહારથી શરૂ કરી દીધું. કુહાડાઓના ઘા દરવાજા ઉપર પડતા સંભળાયા. મોહનસિંહ ઉભો થઇ ગયો અને કહેવા લાગ્યો: "પહેરેગીરોમાંના એકને લાંચ આપીને જુવાનસિંહ આપની નજરકેદની વાત જાણી ગયો હતો. મઠમાં આવીને તેણે મને તે કહી. તે ઉપરથી હું અહીં આવ્યો. હવે સો વાતની એક વાત. હાલ તુર્ત તમે કામચલાઉ સ્વાતંત્ર્ય મેળવવા માટે મધુસિંહને રાજપ્રતિનિધિપદ આપવા કબૂલ થઇ જાઓ. જાલિમનો તે પુત્ર છે તેથી જાલિમ એ મુદ્દામાં જરૂર હા પાડશે. સદ્દભાગ્યે મધુસિંહ આપનો પૂરેપૂરો વફાદાર છે એટલે ચિંતા નથી, અને તત્કાળમાં આ કામચલાઉ ગોઠવણથી જાલિમનું ધ્યાન ધાંધલ શાન્ત પડી જશે. પછીના રંગઢંગ પછીથી જોઇ લેવાશે. બસ, હવે હું જાઉંશ. જય સદ્દગુરુ."

આમ કહી મોહનસિંહ તે ખંડના દ્વાર તરફ ગયો. કુહાડીઓના ઘાથી પહેરેગીરો તે બારણું ચોક્કસ તોડી શક્યા હતા. તેઓ પૂરેપૂરૂં તોડીને અંદર ક્યારે દાખલ થાય તેની રાહ જોતો મોહનસિંહ ભીંતને અઢેલીને ઉભો રહ્યો. કિશોરસિંહને સમજ પડી નહીં કે, તે શી યુક્તિ કરનાર છે? પણ મોહનસિંહ નિશ્ચિંત દેખાતો હતો, એટલે તેણે પણ નિશ્ચિંત દેખાવ ધારણ કર્યો.

જ્યારે બારણું તુટયું ત્યારે સૌથી પહેલાં જાલિમસિંહ તે ખંડમાં દાખલ થયો અને તેની પાછળ કેટલાક પહેરેગીરો દાખલ થયા. એ જ વખતે યુક્તિથી મોહનસિંહ તેઓની અંદર ભળી ગયો. તેણે તે પહેરેગીરોના જેવોજ પોશાક પહેરેલો હતો, એટલે પહેરેગીરોનું ધ્યાન ખાસ કરીને તેના તરફ ખેંચાયું નહીં.

"તમે કોની સાથે વાત કરતા હતા? અને એ વ્યક્તિ ક્યાં ગઈ?" જાલિમસિંહે કિશોરસિંહને પૂછ્યું, પણ કિશોરસિંહ નિરુત્તર જ રહ્યો.

જાલિમસિંહે પહેરેગીરોને ઉદ્દેશીને કહ્યું: "અહીં ખૂણેખૂણા તપાસી વળો. તે ક્યાંક પણ અહીં છુપાયો હોવો જોઇએ."

પહેરેગીરો તપાસ કરવા લાગ્યા. જેને માટે આ તપાસ થતી હતી તે પણ ઉંધુ માથું ઘાલીને પહેરેગીર તરીકે શોધાશોધ કરવામાં પ્રવૃત્ત થઇ ગયો. કિશોરસિંહને આ જોઇને હસવું આવ્યું; અને એવું હાસ્ય ઉત્તરોત્તર તો ત્યારે વધ્યું કે, જ્યારે ધીમે ધીમે શોધાશોધ કરતાં કરતાં મોહનસિંહ તે ખંડના દ્વાર આગળ ગયો અને ત્યાંથી બહાર ચાલ્યો ગયો. પહેરેગીરોની શોધાશોધ ચાલુ જ રહી. ચાલાક વ્યક્તિ એકદમ વ્યક્તિઓને કેમ મૂર્ખ બનાવી શકે છે, એ કિશોરસિંહે નજરોનજર જોયું અને તેને સંતોષ થયો કે, એ ચાલાક વ્યક્તિની સલાહ મુજબ ચાલવામાં પોતે યોગ્ય માર્ગે જ વહી રહ્યો છે.

કંઈક વાર સુધી ખાલી ફાંફાં મારીને પહેરેગીરો થાક્યા. જાલિમસિંહ નિરાશ થઈ ગયો. કિશોરસિંહે તેને પૂછ્યું: "અહીં તમે મૂર્ખાઇભરેલી રીતે શું શોધાવ્યું અને શું ન જડ્યું, એ તો કહો!

"હું તમારા દુષ્ટ પિંઢારા સલાહકાર મોહન-સિંહને શોધતો હતો."

"ઓહો હો!" કિશોરસિંહે ખડખડાટ હસતાં કહ્યું: "પહેલેથી એમ કહેવું હતું ને. તે જે રીતે આવ્યો હતો તે રીતે પસાર થઈ તમને મૂર્ખ બનાવી ગયો. જાઓ, અચલાનંદ સ્વામીના મઠમાં તેની મુલાકાત તમને થશે."

જાલિમસિંહે ક્રોધથી કહ્યું: "શું તે પહેરેગીરના વેષમાં નાશી છૂટયો? તે એક પહેરેગીરનું ખૂન કરી અહીં દાખલ થઈ ગયો હતો અને તમને કાંઇક કહીને પહેરેગીર તરીકે જ જતો રહ્યો. જાઓ, જાઓ, એ મૂર્ખાઓ!" તેણે પહેરેગીરોને એ સંબોધન કરતાં કહ્યું: "તમારા જેવા જ પોષાકમાં તે નાઠો છે. મઠને રસ્તે એની પાછળ પડીને એને જીવતો કે મુએલો લઈ આવો."

જાલિમસિંહ ચાલ્યો ગયો અને પહેરેગીરો તેની પાછળ ગયા.

એક કલાક પછી જ્યારે જાલિમસિંહ આગળ, મોહનસિંહની શોધ માટે મઠ તરફ જઈ પાછા ફરેલા સ્વારો પોતાની નિરાશાની હકીકત કહેતા હતા ત્યારે રાજમહેલનો એક પહેરેગીર કિશોરસિંહ તરફથી એક ચિઠ્ઠી લઈને જાલિમસિંહ પાસે આવ્યો. તેમાં નીચે મુજબ લખાણ હતું: "પંડિત લાલજીએ અમો સમક્ષ વેદપુરાણોમાંનાં જે શ્લોકોના પુરાવાઓ રજુ કરીને રાજા અને મંત્રીના પરસ્પર ધર્મ સમજાવ્યા છે, તે ઉપર લાંબા મનનને અંતે અમે એવું નિર્ણિત કર્યું છે કે, રાજપ્રતિનિધિત્વ-પદ સંબંધમાં અમો અને તમો વચ્ચે જે મતભેદ ઉપસ્થિત થયો છે તેનો સમાધાની ભરેલો નિર્ણય કરવો; અને એ માટે એક લવાદ મંડળ નીમવા અમો ખુશી છીએ. તે દરમ્યાન તમારો માનમરતબો અમારા સ્વર્ગસ્થ પિતાજીના સમયમાં હતો તે ચાલુ રહેશે."

જાલિમસિંહના મુખ ઉપર હવે સંતોષનું સ્મિત ફરક્યું. તેણે તરત જ અમાત્ય અને પંડિત લાલજીને પોતાની સમક્ષ બોલાવ્યા અને મંત્રણા કરી જોઈ. આખરે એજંટને બોલાવવા માટે દિલ્હી તરફ ઘોડેસ્વાર રવાના કરવામાં આવ્યો અને રાજાની નજરકેદ દૂર કરવામાં આવી.

એક સપ્તાહ દરમ્યાન આ તકરારનો અંત આવ્યો. બ્રિટિશ એજંટ દિલ્હીથી કોટા આવતાં તેની અને કિશોરસિંહ વચ્ચેની મસલતને પરિણામે મધુસિંહને રાજપ્રતિનિધિપદે નીમવામાં આવ્યો. જાલિમસિંહનું દિવાનપદ કાયમ રહ્યું. પૃથ્વીસિંહ, મધુસિંહ રાજકુમારી વગેરેને સ્વામી મહારાજના મઠમાંથી તેડાવવામાં આવ્યાં અને એક ભવ્ય દરબાર ભરીને નવા રાજપ્રતિનિધિની નિમણુક માનપૂર્વક કરવામાં આવી. એજંટે એ સમયે એક સુભાષિત ભાષણ કરીને રાજાનો જય ઇચ્છયો.

પૃથ્વીસિંહને અને રાજકુમારીને મધુસિંહ માટે જોકે માન હતું તોપણ તેનો નવો અધિકાર તેમને રૂચ્યો નહી. તેઓ એકજ સિદ્ધાંતને વળગી રહ્યાં કે, જાલિમસિંહનો વારસ આ પદે હોવો જ ન જોઇએ. પણ તેમણે કાંઇ ઉચ્છૃંખલ પગલાં લીધાં નહીં.

વિપણસિંહ નિરાશ થઈ ગયો. અમાત્ય પણ નિરાશ થઈ ગયો. તેમનું બન્નેનું કશું ધાર્યું થયું નહીં, એ તેમનું દુઃખ હતું. એ સિવાય સૌ કોઇ આ નિમણુકથી પ્રસન્ન થયાં અને કોટામાં થોડા વખતને માટે શાન્તિ પ્રસરી.







## પરિચ્છેદ ૭૯ :

## વ્યવસ્થાને નામે જુદી તૈયારીઓ

"કુમાર, તમે તમારું પોતાનું નાક કાપ્યું છે એટલું જ નહીં પણ મારૂંયે નાક કાપ્યું છે. એ પછી તમે કોઈ રીતે કોઈ પદ મેળવવા માટે લાયક ઠરી શકતા નથી."

"પણ મેં કાંઈ મારી મરજીથી આ બધું કર્યું છે? મને પોતાનેયે કેટલો બધો ખેદ થાય છે કે, આ ઠીક થયું નહીં."

"એજ તમારી નાલાયકી. ડાહ્યો અને લાંબા વિચારવાળો માણસ પોતાનાં પગલાંનાં પરિણામ સમજીજ શકે. તમે મારી ગેરહાજરીમાં તમારાં બહેનને પેલી નર્તિકા સાથે પ્રપંચ કરીને લઈ ગયા, અને પછી ત્યાં યે તમે તમારો હેતુ સાધી શક્યા નહીં—"

"મારો હેતુ?"

"બેશક. તમે તમારી બહેનને જયપુર વરાવવા માગતા હતા—"

"અને તમે નહીં?"

"ના. હું તો માનતો જ નહોતો કે, એ લગ્ન થઇ શકે; કારણકે, એનો સંરક્ષક એની પૂંઠે મોજુદ હતો. તમે જોયું કે, તે ત્યાં આવી પહોંચ્યો અને તમને કેવી હાલતમાં ત્યાંથી આવવું પડયું."

આ સંવાદ જાલિમસિંહ અને વિષણકુમાર વચ્ચે થતો હતો. સમાધાન થયા પછી વિષણસિંહ નિરાશાને લીધે જાલિમસિંહને ઠપકો આપવા આવ્યો હતો; પરંતુ જાલિમસિંહે તેને માથે જયપુરની બાબત ઢોળી પાડીને તેને બોલતો બંધ કરવા કોશિષ કરી.

"તમે ફરી જાઓ છો," વિષણસિંહે કહ્યું: "તમે જ મને જયપુર મોકલ્યો હતો. તમે જ લગ્ન કરવાની સૂચના કરી હતી."

"તમારી ચોખ્ખી ગેરસમજ થાય છે. મારી ગેરહાજરીમાં એવું કામ હું તમને સોંપું નહીં. હું તમારાથી ઘણો નારાજ થયો છું. કૃપા કરીને હવે મને તમે તમારી કોઇ બાબતમાં વચ્ચે પાડશો નહીં."

"વાહ!" વિષણસિંહ બોલ્યો: "મારે તો ત્યારે ચારે પાસથી બદનામ જ થવું રહ્યું, ખરુંને? આ બાજુ તમે મને તમારી સલાહની ના પાડો છો. પેલી બાજુ વડીલ બંધુ, બહેન, પૃથ્વીસિંહ, એ બધાં મારા ઉપર ગુસ્સે થયાં છે. હવે મારે શું કરવું?"

"કરણી તેવી પાર ઉતરણી." જાલિમસિંહ બોલ્યો: "મારાથી તમને કોઇ વિશ્વાસુ કામ સોંપાય કેવી રીતે? તમે નાજુક બાબતોમાં મને 'ગધેડે બેસાડવા' નીકળો, એ ગેરવાજબી છે."

"ત્યારે મારે તો કોઇ જ નહીંને?"

"શા માટે એમ માનો છો? ભાઇઓ, બહેન, સૌની સાથે મેળ રાખો અને એ સૌમાં માનવંત થઇ પડો."

એક દાસી એ વખતે ત્યાં આવી પહોંચી. જાલિમસિંહે તેને બીજા ખંડમાં જવાની ઇશારત કરી અને વિષણસિંહને ત્યાં બેસાડીને તે તેની પાછળ ગયો. દાસીએ તેને ખબર આપી: "મહારાજ, મોહનસિંહ નામના કોઇ માણસે આ સમાધાન કરવાની સલાહ મહારાવને આપી હતી."

"તેં કેવી રીતે જાણ્યું ?"

"બન્ને ભાઇઓ અને બહેન વચ્ચે સખ્ત
તકરાર થઇ તે ઉપરથી." દાસીએ કહ્યું: 'પૃથ્વીસિંહજીએ
અને રાજકુમારીએ મહારાવ કને જઇ તેમને સખ્ત
વચનબાણ મારવા માંડયાં કે, આવી રીતે રાજપ્રતિ-
નિધિની ધુંસરી તમે ગળે બાંધી જ શું કરવા ?'
મહારાવે કહ્યું: 'શું કરૂં. મને તો સખ્ત નજરકેદમાં
રાખવામાં આવ્યો હતો !' બહેને તે ઉપરથી તેમને
જણાવ્યું કે: 'તમને બચાવનાર અમો સૌ મોજુદ
હતાં ને ? તમારો મિત્ર પણ મોજુદ હતો ને ? તેના
મઠનાં અસંખ્ય માણસોએ તમને મદદ કરી હોત '
મહારાવે જવાબ દીધો: 'અરે, એણે જ મને આવા
સમાધાનની સલાહ આપી છે ને ?' રાજકુમારી એ
સાંભળીને પ્રથમ તો સ્તંભિત થઇ ગયાં, પણ પછી
બોલ્યાં: 'તમે જુઠું બોલો છો. આવી અધમ
પરતંત્રતાની સલાહ એ વીર ન આપે.' મહારાવે
હસતે હસતે કહ્યું: 'તો બહેન, કૃપા કરીને તેને
પૂછી આવ કે, પહેરેગીરના વેશમાં આવીને તે શું
કહી ગયો હતો ?' રાજકુમારી આ સાંભળીને એક-
દમ નિરાશાથી બેસી પડયાં, પૃથ્વીસિંહજી ગુસ્સે થઇ
ગયા અને બોલ્યા, 'મોહનસિંહ આવો દગો કરશે
એમ હું માનતો ન હતો.' પછી તેઓ તેને માટ
ગમે તેવા શબ્દો કહેવા લાગ્યા. મહારાવે તેને ચૂપ
રહેવા કહેતાં બહેને ગુસ્સો બતાવીને કહ્યું: "શા
માટે એ ન બોલે ? હું પણ બોલીશ. જેઓ આપને
ઉંધે રસ્તે દોરવે છે તેઓ અમારા મિત્ર નથી, શત્રુ
છે. એમને માટે સખ્ત શબ્દો કહેવા જ જોઇએ.'
મહારાવ ચોંકી ઉઠયા. તેમણે બહેનને કહ્યું: 'હં, હં,
તું આવું કોને માટે બોલે છે, એનો તને ખ્યાલ છે ?
મોહનસિંહનું અને તારૂં સગપણ વિચારીને બોલે તો
વધારે ઠીક.' રાજકુમારીએ ગર્વથી ઉત્તર દીધો:
'જેણે પોતાની પ્રતિજ્ઞા પાળી નથી તેને માટે હું
આમ બોલું છું એનો મને બરાબર ખ્યાલ છે. હું
એને મોઢામોઢ એમ કહેવા ઇચ્છું છું કે, તેણે પોતાની
પ્રતિજ્ઞા નહી પાળીને પોતાની જાતને લજવવા સાથે
અન્યને પણ લજવ્યાં, એના કરતાં તેણે પોતાનો પ્રાણ
પાડવો બહેતર હતો.' એ મુજબ તેઓ વચ્ચે ખૂબ
તકરાર થઇ છે."

"ઓહો ! આટલે સુધી આ તકરાર વધી ગઈ
છે ?" જાલિમસિંહે આશ્ચર્યથી પ્રશ્ન કર્યો.

"હા, મહારાજ. રાજકુમારી અને પૃથ્વીસિંહ
આ સમાધાનથી ઘણાં નારાજ થઈ ગયાં છે, અને
ખાસ કરીને મોહનસિંહે મહારાવને સલાહ આપી
એમ તેમણે જાણ્યું છે ત્યાર પછી તો તેમણે રાજ્ય
માંથી બહાર મુસાફરી કરવા જવા ઠરાવ્યું છે. તેઓ
કહે છે કે, આવા પરતંત્ર રાજ્યમાં રહેવું તેના કરતાં
તીર્થક્ષેત્રોમાં ભ્રમણ કરવું કે જંગલોમાં વસવું વધારે
સારૂં છે."

"ત્યારે તેઓ હવે અહીંથી જશે, ખરૂંને ?"

"તેઓ જવાની તૈયારીઓ કરે છે, એટલે જશે
એમ લાગે છે"

"અને મહારાવે તેમને રોકયાં નથી ?"

"ના. તેમણે તેમને એટલું જ કહ્યું છે કે,
"આમાં મોહનસિંહે બહુ દીર્ઘદૃષ્ટિ વાપરી છે અને
ખરી રીતે તો તેણે મારો વટ રાખીને જાલિમસિંહનું
નાક કાપ્યું છે. કારણ કે, તેને એ પદ ન આપું અને
મારી મરજી મુજબ ગમે તેને આપું, એવી મારી
પ્રતિજ્ઞા હતી તે કાયમ રહી છે."

"ઠીક. દાસી, જા અને વધ.રે બાહોશીથી વધુ
ખબર એકઠી કર," એમ કહી જાલિમસિંહે તેને
બક્ષિસ આપી વિદાય કરી.

જાલિમસિંહે બહાર આવી વિષ્ણુસિંહને કહ્યું:
"હું તમને એક બીજું અગત્યનું કામ સોંપું છું તે
કરશો ?"

"અહીંથી કયાંયે જવાનું હશે તો નહીં કરૂં.
ઉપરાંત, બહેનને લગતું હશે તોયે નહીં કરૂં. વળી
પેલા નાલાયક માણસને લગતું હશે તોયે નહીં કરૂં—"

જાલિમસિંહે તેને અધવચ્ચ બોલતો અટકાવીને
કહ્યું: "તમે કોઇ કામ માટે લાયક નથી. ખુશીથી
અહીંથી પધારો અને ચાહે તેમ વર્તો."

પણ વિષ્ણુસિંહને જાલિમસિંહની ગરજ હતી

એટલે તેણે કહ્યું: "વારુ; વારુ; શું કામ છે, તે કહો."

"એ કામ કરીશ એવી કબુલાત આપો તો જ કહું," જાલમસિંહે શરત કરવા માગી.

વિષ્ણુસિંહે કબુલાત આપી. જાલિમસિંહે તેને કહ્યું: "તમને હું બેત્રણ અગત્યના પ્રશ્નો પૂછવા માગું છું. તમારે અને પૃથ્વીસિંહને કે રાજકુમારીને અહીં આવ્યા પછી કાંઈ ચડભડાટ થયો છે ?"

વિષ્ણુસિંહે ના પાડી. જાલિમસિંહે પૂછ્યું: "મહારાવ સાથે ?" તેનો પણ તેણે ઈન્કાર કર્યો.

"એ ઘણું ઠીક થયુ છે." જાલિમસિંહે કહ્યું: "હવે સાંભળો. પૃથ્વીસિંહ અને રાજકુમારી બહારગામ જનાર છે. તમારે તેમની સાથે નીકળી પડવું. જાણે તમે ખૂબ પસ્તાયા હો, જાણે મારા ઉપર તમને હવે ઘણો જ ગુસ્સો ચઢયો હોય, એવો તમારે ઢોંગ કરવો અને તેમની 'હામાં હા' મેળવીને સાથે સાથે મોહનસિંહ ઉપર રાજકુમારીનો ગુસ્સો ખૂબ જ વધે એવી રીતે ઉશ્કેરણી કરવી." તે ઘડીભર થંભી ગયો અને આમતેમ આડુંઅવળું જોઇને બોલ્યો: 'પૃથ્વીસિંહ ક્રોધથી જંભેરાઈને મોહનસિંહનું કાંઇ કરી બેસે, એ મારા તેમજ તમારા લાભનું છે."

"કેવી રીતે ?"

"હું તમને એ વિષે લંબાણથી સમજાવવા બેસું એટલો અવકાશ નથી; પણ તમે વિચાર કરી જોશો અને આ કાર્ય પાર પડતાં જે બનાવો બનશે તે ઉપરથી આપોઆપ તમને બધું સમજાશે."

"ઠીક," વિષ્ણુસિંહ બોલ્યો: "મને એના ઉપર ઓછો ક્રોધ નથી. કાંઈ નહીં તો, એટલા ખાતર પણ હું તમારી યુક્તિ પાર પાડીશ."

"એક બીજી બાબત. મારો પુત્ર ગોરધન અથવા મારો નોકર દારૂણસિંહ તમારા જોવામાં ક્યાંયે પણ આવે તો મને તેઓ કોઈ પણ રીતે મળે એમ તેઓને ખબર આપજો; અને તમારું આ કાર્ય કેટલે સુધી પહોંચ્યું તે પણ વારંવાર મને જણાવતા રહેજો." જાલિમસિંહે એમ કહીને નાંણાની એક કોથળી વિષ્ણુસિંહના હાથમાં મૂકી.

સ્મિત કરીને તેણે તે લીધી અને તે વદાય થયો. તેના જવા પછી જાલિમસિંહે મનોગત કહ્યું: "એના પર હું કાંઇ જ આધાર રાખતો નથી. અહીંથી એને વેગળો કાઢવો, એજ કેવળ આનો હેતુ છે."

ત્રણ દિવસ બાદ જાલિમસિંહના જાણવામાં આવ્યું કે, રાજકુમારી અને પૃથ્વીસિંહ જાલિમસિંહનો પગ ખસે નહીં ત્યાં સુધી કોટામાં પગ મૂકવો નહીં, એવી પ્રતિજ્ઞા કિશોરસિંહ સમક્ષ કરીને રવાના થયાં છે.

"મોહનસિંહ અને રાજકુમારીનો સંબંધ હવે જોખમમાં છે," જાલિમસિંહ આ સાંભળીને મનમાંજ બોલ્યો.

જાલિમસિંહે એ દિવસથી કોટા રાજ્ય અને તેની આસપાસ મજબુત વ્યવસ્થા જાળવવા પ્રયત્ન કરવા માંડ્યાં. કર્નલ મેન્સન એક રાતે અચાનક હલ્લો લાવ્યો હતો ત્યારે કોટામાં જે ગેરબંદોબસ્ત માલુમ પડ્યો હતો તે હવે ફરીથી માલુમ ન જ પડે એ માટે તેણે લશ્કરમાં વધારે માણસોની ભરતી કરી. પિંઢારાઓ પોતાના રાજ્યમાં આવે કે તરતજ પોતાને ખબર પડે તે માટે તેણે જાસુસ મંડળમાં વધારો કર્યો. માત્ર પોતાની તહેનાતમાં જાસુસો વધારે રહે એટલાથી તેણે સંતોષ માન્યો નહીં, પણ જુદાંજુદાં રાજ્યોમાંના મોટામોટા અમલદારોને પોતાના જાસુસ બનાવવાની તેણે પેરવી કરી.

તેણે બ્રિટિશ એજંટને એકાદ પખવાડીઉં કોટામાં રોકાવા વિનંતિ કરી અને તેની મારફત કિશોરસિંહને સૂચના કરી કે, જુદાં જુદાં રાજ્યોના રાજાઓ સહિત પરસ્પર મિત્રતા વધારવાની જરૂર છે તેથી તેઓને આપણા રાજ્યમાં બોલાવવા. એ સૂચના કિશોરસિંહે મંજુર કર્યાથી રાજમહેમાનમંદિર ખુલ્લું મૂકાયું; અને જાલિમસિંહે દૂતો મોકલીને વિવિધ રાજાઓને તથા તેમના મુખ્ય મુખ્ય અમલદારોને કોટામાં બોલાવ્યા.

એમના આગમન દરમ્યાન જાલિમસિંહે કોટાનો ધનભંડાર ખુલ્લો મૂક્યો; અને દરેકની ચિકિત્સા કરીને જેઓને પોતાના વિશ્વાસુ બનાવી શકાય તેમ હતું તેઓને સામ, દામ, દામ અને ભેદ એ ચારમાંથી કોઈ પણ યુક્તિ દ્વારા પોતાના પાશમાં જકડ્યા. એણે એક પખવાડીઆની અંદર શું શું સાધ્યું ?

મેવાડ અને મારવાડના સરદારોને પોતાના આશ્રિત બનાવ્યા. જયપુરના સરદારોમાંથી વૈરીસાલ સિવાય બધાઓને તેણે પોતાના મિત્રો બનાવ્યા. જોધારામ નામનો સરદાર તેનો જયપુરનો જાસુસ બન્યો. રસકપુરને નાહરગઢના કિલ્લામાં જગતસિંહે કેદ કરી હોવાની ખિના જાલિમસિંહને ખૂંચતી હતી પરંતુ જોધારામે એ મુદ્દામાં તો ઠીક જ થયું છે એવો અભિપ્રાય આપ્યો; કારણકે, એ હલકટ વેશ્યાએ ખાનદાન કુટુંબોને લજ્જાસ્પદ સ્થિતિમાં મૂકી દીધાં હતાં. જાલિમસિંહે એ મુદ્દો જતો કર્યો, પરંતુ મોહનસિંહને હવે પછી જયપુરની ગાદી મળે નહીં એવી વસ્તુસ્થિતિ કરી મૂકવા જોધારામને સૂચવ્યું. એ કાર્ય જોકે મુશ્કેલ હતું તોપણ સમય આવ્યે એ હેતુ સાધવામાં પોતે પછાત નહીં પડે, એવી જોધારામે ખાત્રી આપી.

સિંધિયાના વિશ્વાસુ મંત્રીને જાલિમસિંહે પોતાનો જાસુસ બનાવ્યો. તેના રાજ્યમાંથી તેણે બે ત્રણ મરાઠા પંડિતોને પોતાને ત્યાં રાખવા સૂચવ્યું. તેમા તેનો હેતુ એ હતો કે મરાઠાઓની તમામ કૂટનીતિથી માહિતગાર થવું. સિંધિયા એ હેતુ સમજ્યો નહીં; અને પોતાની સાથે જે મરાઠા પંડિતોને લાવ્યો હતો તેઓને તે કોટામાં મૂકતો ગયો.

આ પંડિતો દ્વારા તેણે હોલ્કરના વિશ્વાસુ મંત્રીઓ સાથે મેળ સાંધ્યો; અને તેમાં તે એટલો બધો સફળ થયો કે, હોલ્કરના ગુપ્ત વિચારો કેવા કેવા છે તેની બાતમી તેને તત્કાળ મળી. એનો પ્રથમ પડઘો, ઝાલરાપટ્ટણના માધુસેનનો અને તેના પુત્રનો છૂટકારો પિંઢારાદળમાંથી અને હોલ્કરના તાબામાંથી કેવી રીતે થયો તેની હકીકત ગણપતરાવ દ્વારા તેને અથેતિ મળી, એ દાખલામાં મળ્યો.

કરીમખાન હોલ્કરનો શત્રુ છે, એ વાત આ ઉપરથી તે જાણી શક્યો. ઉપરાંત પિંઢારા-દળમાં હોલ્કરનું માન જોઇએ તેટલું નથી, એ પણ તે જાણી શક્યા.

મહારાવ કિશોરસિંહજી પ્રત્યે જાલિમસિંહે અસાધારણ વિનમ્રતા બતાવવા માંડી. એણે ઊંડી દીર્ઘદૃષ્ટિ વાપરીને મહારાવનો ક્રોધ ઉતારવા માટે કોશિષ કરવા માંડી. તે હંમેશાં દરેક બાબતમાં જાણે મહારાવની સલાહ લઇને વર્તતો ન હોય, એવો દેખાવ કરવા લાગ્યો. વાણીમાં તો કાયમ તે "મારા રાજા," "મારા પ્રભુ" એવા જ શબ્દપ્રયોગ કરીને મહારાવને પ્રસન્ન રાખતો. સિવાય, મોહનસિંહ સંબંધી તેણે કિશોરસિંહને માખણ લગાડવાની યુક્તિ આદરી. એનું ચાપલ્ય, એનું શૌર્ય, એની બુદ્ધિ ઇત્યાદિની પ્રશંસા જ તે કરતો રહ્યો અને કોઈ વાર એવું ફણગું પણ મૂકી દેતો રહ્યો કે: "રાજકુમારીને અને તેને ગુપ્ત પ્રેમ હશે, એથી હું કેવળ અજ્ઞાત હતો. હવે મને તે વિષે ખબર પડી છે અને જો આપ પ્રસન્ન હો, તો તેમનાં લગ્ન કરવામાં લગીરે ખોટું નથી."

કિશોરસિંહ એ સંબંધમાં શો ઉત્તર વાળી શકે? વસ્તુતઃ તો સમાધાનને લીધે મોહનસિંહ ઉપર રાજકુમારી ગુસ્સે થઇ હતી અને તેથી જ પૃથ્વીસિંહ સહિત તે કોટા છોડી ગઈ હતી. શાન્ત અને સંયમી પ્રકૃતિથી કિશોરસિંહ એ વાતનો મુદ્દો ઉડાવી દેતો અને 'ભવિષ્યમાં જોયું જશે" એવો ઉત્તર દેતો.

કિશોરસિંહને પ્રસન્ન રાખવાના ઢોંગમાં એક વાર તો જાલિમસિંહે એક બનાવથી પરાકાષ્ટા કરી દીધી. મહારાવ એક વાર કિલ્લાની અંદર કુળદેવતાની પૂજા કરવા ગયા. જાલિમસિંહ તે વેળા ત્યાં દેવપૂજા કરતો હતો. મંદિરનો ચોક તે વખતે ભીનો હતો. જાલિમસિંહે એ તક પોતાની એકનિષ્ઠ બતાવવા માટે સાધી. તેણે પોતે રૂ ભરેલી એક રજાઇ ઓઢેલી હતી. એ રજાઈ એકદમ પોતાના શરીરથી કાઢી નાંખીને તેણે ચોકમાં પાથરી દીધી; અને મહારાવને તેના ઉપર ઉભા રહીને પૂજા કરવા વિનતિ કરી. મહારાવને એ ગમ્યું અને રજાઈ પર ઉભા રહીને તેમણે દેવને અર્ચના-પ્રણામાદિ કર્યા.

મહારાવ તે પછી બહાર નીકળ્યા. એ બાદ મહારાવ સાથેનો ખીદમતગાર પેલી રજાઇને ઓઢવા લાયક નહીં રહેલી સમજીને પોતાના પગ વડે બાજુએ ખસેડી દેવા તૈયાર થયો એટલે જાલિમસિંહે તે પોતાના હાથમાં લઈ લીધી અને ખીદમતગારના આશ્ચર્ય વચ્ચે આનંદભેર પોતાના અંગે ઓઢી લીધી. બાદ તે બહાર આવ્યો અને "મારા પ્રભુ," "મારા રાજા" એમ કહેતો મહારાવની સાથે પ્રકીર્ણ વાતો કરતો તેમના મહેલ સુધી એ જ રજાઈ ઓઢીને ગયો.



## પરિચ્છેદ ૪૦ :
## હોલ્કર અને તુલસીબાઈ વચ્ચે વિચ્છેદ

આવધ મિષ્ટ બોલનારની દેખીતી અતિવિનયી રીતભાતથી ઘણીવાર ભોળા અંતઃકરણ ઉપર વિશ્વાસની છાપ બેસી જાય છે. કોટાના મહારાવ કિશોરસિંહજી સંબંધે આમ બન્યું. જાલિમસિંહે સમાધાન પછી ભારે સાવધાની રાખીને મહારાવની પાસે પોતાની અવરજવર વધારી મૂકી અને અતિ કૌશલ્યથી તેણે તેમને પ્રસન્ન કરવા ચાલુ રાખ્યા. તે વારંવાર તેમને પ્રશ્નો પૂછતો કે, 'મહારાવ, રૈયતનું હિત કિયાં કાર્યોથી થશે, રાજ્યની ઉન્નતિ કિયાં પગલાંથી થશે, ચોગરદમ લુંટફાટ મચાવતા પિંઢારાઓ કેવી રીતે વશ થશે, એ સંબંધમાં આપના જે કાંઇ મનસુબા હોય તે મને જણાવી દેવા કૃપા કરશો કે જેથી તે અમલમાં મૂકાય.' કિશોરસિંહના હૃદયમાં કપટ ન હોવાથી તે કોઈ કોઈ સૂચનાઓ કરતો અને જાલિમસિંહ તરતજ તે અમલમાં મૂકતો. પછી એ સૂચનાઓ અનુસાર અમલ થયો છે; એમ બતાવવા તે મહારાવને પોતાની સાથે લઈ જતો અને રાજનિષ્ઠ પ્રજા અને અમલદારોનાં વંદન ચોગરદમથી" મહારાવ પાસે ઝીલાવી કહેતો: "મારા પ્રભુ! પ્રજા આપના રૂડા વહિવટથી અને આપનાં પરોપકારક કાર્યોથી કેવી સુખી છે? કેવી પ્રસન્ન છે? કેવી આપ પ્રત્યે રાજભક્ત છે?"

એક માસનો સમય વહી ગયો. એ દરમ્યાન એકકે વાર મોહનસિંહ કિશોરસિંહ પાસે આવ્યો ન હતો. જાલિમસિંહ તેથી અજબ થયો. પોતાના ગુપ્ત ચરો દ્વારા તેણે મોહનસિંહની તપાસ કરાવી. પરિણામે માલુમ પડ્યું કે અચલાનંદજી મહારાજની કૈવલ્યપદ–પ્રાપ્તિ પછી મઠમાં અંધાધુધી ફેલાઈ ગઇ છે, તેની વ્યવસ્થા કરવામાં મોહનસિંહ રોકાયો છે. અંધાધુધીના પ્રકારો આ રીતના માલુમ પડ્યા છેઃ–તપસ્વી મહારાજના સમયમાં વિના કારણે લૂંટફાટ નહીં કરવાની મોઝા રાખવામાં આવી હતી; હવે તેમના અવસાન પછી કેટલાકે તે મોઝા મૂકી દેવા કોશિષ આદરી છે; કોઇક મઠવાસીઓ મઠમાંનું ધન ચોરીને નાસી જવા લાગ્યા છે. વ્રતનિયમાદિનું જે પરિપાલન અગાઉ થતું તેમાં હવે કેટલાકો શિથિલ થઇ ગયા છે. પૂર્વે મઠના કિલ્લાના સંરક્ષણ માટે ચોકસી રીતે પહેરો ભરવામાં આવતો. હવે તેમાં ગેરકાળજી આવી છે. જાલિમસિંહના ગુપ્તચરો એવી ગેરકાળજીનો લાભ લઇને જ મઠમાં પ્રવેશી શક્યા હતા.

જાલિમસિંહ આ સાંભળીને હૃદયમાં રાજી થયો. તેણે પૂછ્યું: "મોહનસિંહ આ બધા સામે કાંઈ પગલાં લેતો નથી?"

એક ગુપ્તચરે ખબર આપી કેઃ "તેણે તમામ મઠવાસીઓને ત્રણ માસની મુદત આપી છે. તેણે જાહેર કર્યું છે કેઃ સ્વામી મહારાજના અવસાન પછી તરતજ સખ્ત પગલાં લેવાથી તેમનો આત્મા દૂભાય; આથી હાલ તુર્ત તો સંયમ અને ક્ષમા-

શીલતા રાખી દુષ્ટ મતિવાળાઓને સુધરવાની તક આપવામાં આવે છે; પરંતુ એ સમય દરમ્યાન જેઓ સુધરશે નહીં તેઓ સામે ત્રણ માસની મુદત વીત્યે કડક પગલાં લેવાશે, એ નક્કી જાણવું."

"હં. ઘણીજ અગત્યની ખબર." જાલિમસિંહે કહ્યું: "જાઓ. ત્યાં ને ત્યાંથી વધુ ખબર એકઠી કરતા રહો. પણ સબુર, કુમાર પૃથ્વીસિંહ અને રાજકુમારી કોઇવાર ત્યાં આવ્યાં હતાં ?"

'ના, હજી સુધી મઠ તરફ તેઓ આવ્યાં નથી' ગુપ્તચરે ખબર આપી.

જાલિમસિંહે મઠના હાલહવાલ કરાવવા સંબંધી વિચાર કરી જોયો. "લડાયક જાતિઓમાં સાત્ત્વિક તપસ્વી વૃત્તિ લાંબો કાળ ટકે જ નહી," તે મનોગત બોલ્યો: "જ્યાં સુધી તપનો સિદ્ધાંત પ્રચારનારની હયાતી હતી ત્યાં સુધી તેના પ્રત્યેના આકર્ષણથી તે સિદ્ધાંત પાળવામાં આવ્યો; પણ હવે એ સ્નેહાકર્ષણ ઉઠી ગયું એટલે નાટકનો અંત આવ્યો."

તેણે પોતાના ગુપ્તચરો મારફત હોલ્કરના હૃદયમાં મઠ પ્રત્યે વેરવૃત્તિ જાગૃત કરાવવા પ્રયાસ આદર્યો. તેણે પિંઢારાઓના એક નાયક અને હોલ્કરના અંગત શત્રુ કરીમખાનને પોતાના પક્ષમાં જીતી લેવા માટે ગુપ્તચરોને છોડી મૂક્યા. તેણે ગોરધન અને દારણની શોધ કરાવી, અને પૃથ્વીસિંહ તથા રાજકુમારી સંબંધી સમાચાર મેળવવા માટે પણ ગુપ્તચરોને મોકલ્યા. પરિણામની રાહ જોતો તે કિશોરસિંહ પ્રત્યેની પોતાની બહારની વફાદારી દાખવતો થોભ્યો.

તેને જરાક વધુ સમય થોભવું પડ્યું. એકાદ વર્ષનો ગાળો વહી ગયો. દરમ્યાન પિંઢારાઓની પ્રવૃત્તિ એક જુદીજ દિશામાં વળેલી તેણે જાણી. અમુક મુલ્કોમાં લુંટફાટ કરીને તેઓમાંના જુદા જુદા સરદારો તે મુલ્કો પોતાને તાબે રાખવા માટે કોશિષો કરતા માલુમ પડ્યા. આમાં અમીરખાન અને હોલ્કર મુખ્ય હતા. મધ્ય હિંદનાં ઘણાક નાનાં નાનાં રાજ્યોના અધિષ્ઠાતા તરીકે હોલ્કર દીપવા લાગ્યો; અને અમીરખાન પણ છૂટક લડાઇઓ કરીને પોતાના તાબાનાં રાજ્યો જમાવતો રહ્યો. એના સાંભળવામાં આવ્યું કે, સિંધિયાને અને કરીમખાનને લડાઇ સળગી છે. કરીમખાને સિંધિયાના ગ્વાલિયર રાજ્યમાં એક ગામડું લુંટયું તે વખતે સિંધિયા ત્યાં જઇ પહોંચ્યો અને તે ઉપરથી તે બન્ને વચ્ચે આ યુદ્ધ જામ્યું છે, આમાંથી કોણ જીતે છે, એ જાણવા તે આતુર રહ્યો.

થોડાક દિન વીત્યાં એટલે ખબર આવી કે, સિંધિયાએ કરીમખાનને હરાવ્યો છે; એટલુંજ નહીં પણ તેને જીવતો પકડી લઇને ગ્વાલિયરના કિલ્લામાં કેદ રાખ્યો છે. રાજકાર્યકુશલ અને ભેદનીતિપટુ જાલિમસિંહે કરીમખાનને ઉપકારવશ બનાવવાની આ ખરેખરી તક જોઈ. તેણે સિંધિયા સાથે સંદેશા ચલાવ્યા અને કરીમખાનનો છૂટકારો માગ્યો. સિંધિયાએ બે શરતો રજુ કરી: [૧] મારા તાબાના મુલ્કમાં તે લુંટફાટ ન કરે, [૨] છૂટકારા માટે ભારે દંડની રકમ આપે. જાલિમસિંહે જણાવ્યું કે, 'પહેલી શરત જવા દો. વાઘને નાનાં પ્રાણીઓના શિકાર કરવાની મનાઈ કરવામાં આવે, એવી એ શરત છે. બળવાન નિર્બળને વશ કરે એ તો જગતનો નિયમ છે. તમારૂં જોર હોય તો તમે તેને પૂરો કરી દેજો. પણ તેના છૂટકારા માટે કોઇ રકમ માગતા હો તો તે હું આપવા તૈયાર છું.' આખરે આનાકાની પછી પહેલી શરતમાં એક વર્ષની મુદત ઠરાવવામાં આવી અને બીજી શરતમાં સાડા ત્રણ લાખ રૂપીઆનો ભારે દંડ નક્કી થયો. જાલિમસિંહે તે રકમ આપી. કરીમખાન આશ્ચર્યચકિત થયો. તેણે જાલિમસિંહને મળવા માંગ્યું. તે તો એ તક ઇચ્છતો જ હતો. કરીમખાન કોટાના રાજમહેમાનમંદિરનો મહેમાન બન્યો.

"તમે તો મને ભારે અહેસાન નીચે દાબ્યો," કરીમખાને જાલિમસિંહ સાથેના મેળાપ વખતે ઉદ્દગાર કાઢ્યા. "હું એ ભારે રકમ કેવી રીતે ભરપાઇ કરી આપીશ ?"

"તમારે તે રકમ આપવી જોઇએ, એ હેતુથી મેં એ આપી નથી. મારા તરફથી તેનો તગાદો તમારા ઉપર થશે નહીં, એની ખાત્રી રાખજો. મેં તો તમારી સાથે મિત્રતા વધારવા માટે તે રકમ આપી છે,"

"પણ મારે તે આપવી જોઇએ. નૈતિક રીતે હું તેનો જુમ્મેદાર છું."

"એવી નૈતિક જુમ્મેદારી સમજનારા છે ક્યાં ? આ જુઓને, હોલ્કર અને તમારી વચ્ચે કોઇક મોટી રકમની લેણદેણની પંચાત ઉભી રહેલી છે. તે મારા સાંભળવા મુજબ, તમારો દેવાદાર છે. કહો. એ નૈતિક જુમ્મેદારી સમજે છે ? સંખ્યાબંધ મુલક તે અત્યારે પચાવી બેઠો છે. તેની આવક ડગલે ને પગલે વધે છે, છતાં તે તમને કાંઇ આપે છે ?" જાલિમસિંહ આમ ફણગો મૂકીને કરીમખાનના વિચારો જાણવા આતુર રહ્યો.

"એણે આ વર્ષને અંતે તે રકમ આપી દેવા જણાવ્યું છે. બાકી, તમે કહો છો તેમ, નૈતિક જુમ્મેદારી તે સમજતો નથી એ સાચું છે. મારે ઘણાજ તગાદા કરવા પડેલા છે. કેટલીયે વાર તુલસીબાઇએ તેને મારી રકમ આપી દેવા મારા દેખતાં કહ્યું છે, પણ—"

"તુલસીબાઇ શા માટે એ રકમ આપી દેવા કહે છે ? એ તો બહુજ લોભીયણ છે ?"

"વાત એમ છે કે, તુલસીબાઈના સોગંદપર મેં હોલ્કરનો જાન જતો કર્યો હતો. બાકી, હું તો તે રકમ અમુક વખતે લીધા વિના રહેત જ નહીં. કાંતો તે રકમ અથવા તો હોલ્કરનો જાન, એજ મારો નિર્ધાર હતો."

આ પછી જાલિમસિંહે કરીમખાનને પૂછપરછ કરીને તેને જ મોઢેથી તે રકમ શા હેતુથી માગવામાં આવેલી અને હોલ્કર તે રકમ ક્યાંથી મેળવવા માગતો હતો, એ વાત જાણી લીધી.

"હું એને કાંઇ રકમ આપું ? છટ્ !" જાલિમસિંહે કહ્યું: "એના જેવા દગાખોરને અને આપમતલબીઆને હું એક પાઇ પણ ન આપું. જોકે મને તેણે કહેવરાવ્યું નથી, તોપણ હવે જ્યારે કહેવરાવશે ત્યારે હું ચોકખી ના પધરાવી દઇશ, એ ચોક્કસ છે."

"ત્યારે તો હું એ રકમ માટે એની પાસે અખી ને અખી તગાદો કરવાનો," કરીમખાને કહ્યું: "તમારી તરફથી તેને મળશે એવી આશાએ હું થોભ્યો હતો. તમારા ઈન્કાર પછી મારે નાણાંની સલામતી તેની પાસેથી માંગવી જ જોઇએ."

કરીમખાનને હોલ્કર સામે ભંભેરીને ભૂત બનાવીને જાલિમસિંહ તેનાથી વિખુટો પડ્યો, અને જ્યારે તે કોટામાંથી વદાય થયો ત્યારે તેની પાછળ જાસુસો મૂક્યા.

છએક માસની મુદત વીતી ગઈ. એ દરમ્યાન કરીમખાન અને હોલ્કરનો મેળાપ થઇ શક્યો નહીં; કારણ હોલ્કર ઠરીઠામ રહેતો નહોતો. પણ એ મુદત પછી તે ઇંદોર પહોંચ્યો ત્યાં કરીમખાન તેની રૂબરૂ જઈ લાગ્યો.

તુલસીબાઈ હોલ્કરની પાસે તે વખતે બેઠેલી હતી. તે સમજી ગઈ કે, કરીમખાન નાણાં માટે આવ્યો છે. હોલ્કરથી પણ એ મુદ્દો અજાણ્યો ન રહ્યો. તુલસીબાઇએ સહેજ સ્મિત કરી પૂછ્યું:

"અહો ! ઓચિંતા ક્યાંથી ટપક્યા ?"

"એમ જ તો." કરીમખાને પૂછ્યું: "તમને આ શ્રીમાન ક્યાં સુધી બંધનમાં રાખવા માગે છે ? હવે તો એમને કહો કે, તમને છૂટાં કરે."

"હું તો એમની જન્મોજન્મની બંધાયલી રહેવાની," તુલસીબાઈએ કહ્યું: "અમારો આર્ય ધર્મ આજ્ઞા કરે છે કે જેને પોતાનો પતિ માન્યો તેના બંધનમાં સતીએ ભવોભવ રહેવાનું છે અને તેને જ પ્રભુ ગણવાનો છે."

"વાત તો તમે જાણે સાવ સાચી કહી," કરીમખાને કહ્યું: "પણ હું એ મુદ્દામાં તમને કાંઇ કહેતો નથી. મારૂં કહેવું શ્રીમાન હોલ્કરે તમારી પ્રતિજ્ઞા લઇને મારા ૭ લાખ રૂપીઆ આપવા કહેલું છે તે સંબંધમાં છે.

"હં, હં." હોલ્કર બોલ્યો: "હવે સમજાયું. પણ જુઓને, હમણાં તો કાંઇ બની શકે તેમ નથી. હું એ રૂપીઆની જ ચિંતામાં છું અને મારાથી બનતું કરીને તે રકમ એકઠી કરવા મથું છું."

"માણસ છો કે ઢોર? વચન અને વાયદો જાળવતાં ઘરડા થઈ ગયા, એ તે કાંઈ માણસાઈ છે શું?"

"તમારે જેમ ધારવું હોય તેમ ધારો, પણ હું લાચાર છું. મારો વાયદો વર્ષની આખરનો છે અને એમાં છ માસ હજી ખૂટે છે."

"કટારની ધાર વિના તમે માનો એવા નથી, એ ચોક્કસ છે"

"કરીમખાંન, તમે આવું બોલો છો, એ તમને શોભતું નથી," તુલસીબાઈએ અધવચ્ચ કહ્યું: "તેઓ ધર્મપ્રતિજ્ઞાથી બંધાયલા છે એટલે વચન નહી તોડે એ ચોક્કસ છે; અને તેમાંયે મારા નામથી પ્રતિજ્ઞા લીધેલી છે તેથી હું જરૂર તે નાણાં તમને અપાવીશ."

"મારી જરૂરીઆત વખતે તે નાણાં કામ આવે નહી એવી રીતે હું મેળવવા માગતો નથી. અત્યારે મને કમમાં કમ ચાર લાખ રૂપીઆ જોઇએ. જાલિમસિંહનું મારે માથે એટલું દેવું છે," કરીમખાને કહ્યું.

"તમારે માથે જાલિમસિંહનું દેવું!! શું કહો છો? એ વળી શેનું? તમને અને જાલિમસિંહને મિત્રતા ક્યાંથી?" હોલ્કરે પૂછ્યું

"એની દોસ્તીનો ઇજારો તમે એકલાએજ રાખ્યો હશે, ખરૂંને? ધારો કે તેમ છે, તો જરા તેની પાસે જઇને એ રકમ મેળવી આવોને?"

હોલ્કરે નિસાસો નાંખ્યો અને કહ્યું: "ભાઇ, એ દિશામાં હવે મારૂં કાંઇ વળે તેમ નથી. જે બે કેદીઓ તેના તરફથી મને મળ્યા હતા, તેઓને સરદાર અમીરખાને છોડાવી દીધા—"

"બેઈમાન, જુઠું ના બોલ," કરીમખાને કહ્યું.

"તેઓ સાચુંજ કહે છે," તુલસીબાઈએ કહ્યું: "જ્યારે તે કેદીઓનો છુટકારો થયો ત્યારે હું મારી રાવઠીમાં બેઠી બેઠી બધું જોતી હતી—"

"એકલાંજ હતાં કે?"

"હા."

"ભૂલતાં હશો. હોલ્કર સાહેબને વાતોમાં નક્કામાં બનાવશો નહીં. તમારી સાથે એક જણ હતો—"

"ચૂપ કર, મૂર્ખ પિંઢારા," તુલસીબાઇએ આંખોના ડોળા કકડાવીને કહ્યું.

"હું ચૂપ રહું, પણ અમારા સરદારની જે આંખો એ તેને જોયો હતો તે કેમ ચૂપ રહી શકે?"

"કરીમખાન, તમે નશો કરીને આવ્યા છો કે શું?" હોલ્કરે પૂછ્યું.

"જો મેં નશો કર્યો હોય તો આપ જરા યાદ કરી જુઓને કે, આપની તહેનાતના માણસોમાંથી આપની સાથે નહી આવનાર કોણ હતો?"

"તુલસી," હોલ્કરે કહ્યું: "આ શું બકે છે એ મને સમજાતું નથી."

"તે કેવળ મૂર્ખ છે, ખૂબ દારૂ પીને અહીં આવ્યો લાગે છે," તુલસીબાઈએ જવાબ દીધો.

"પણ એટલું તો ખરૂ કે, મારી સાથે ગણપતરાવ નહતો," હોલ્કરે કહ્યું.

તુલસીબાઈની આંખોમાં જાણે અંગારા ઝગતા હોય તેમ તે લાલચોળ બની ગઈ. પોતે જે ખુરશી પર બેઠી હતી તેમાંથી ઉઠીને પોતાની કમ્મરમા ખોસેલી કટાર કાઢીને તે ફલંગ ભરીને કરીમખાન તરફ ધસી અને બોલી:

"કમજાત, મારા પર જુઠું આળ મૂકવા માટે આવ્યો છે?"

પણ કરીમખાને સાવચેતીથી જરાક દૂર હટી જઇને તુલસીબાઇની ફાળ ચૂકાવી અને પછી સ્ફૂર્તિથી તેનો કટારવાળો હાથ ઝાલી લઇને કહ્યું: "સતી સ્ત્રી, જે નામ દેવામાં આવ્યું છે તે સાચું છે."

"મારો હાથ મૂકી દે. બેશરમ! ઓરત જાત સાથે કેમ વર્તવું એનું તને ભાન છે કે નહીં?"

"મને એ બાબતનું પૂરૂં ભાન છે," કરીમખાન મોલ્યો: "જ્યારે એક ઝેરીલી નાગણ ધસી આવે ત્યારે તેના ડંશથી બચાવ કરવો. કટાર નાંખી દે. પછીથી હું જરૂર તારો હાથ છોડીશ."

"શું જોઈ રહ્યા છો?" તુલસીબાઇ હોલ્કર તરફ વળીને બોલી: "લગાવો તમારી તલ્વાર આ લવારીખોર પર."

કરીમખાને તુલસીબાઇનો હાથ મચકોડીને કટાર જમીનપર નાંખી દેવાની તેને ફરજ પાડતાં અને એજ કટાર ઉપર પોતાનો પગ મૂકતાં કહ્યું: "એની તલ્વાર કોઇ રીતે ઉપયોગમાં આવી શકશે નહીં, કારણ એના હાથપગ મારી વાતથી ઠંડા પડી ગયા છે."

ખરેજ, હોલ્કર તુલસીબાઇની ઉત્તેજનાથી લગીરે પોતાની જગ્યાએથી હાલ્યો કે ચાલ્યો ન હતો, અને જે વાત કરીમખાને કહી તેથી શંકાસાગરમાં પડી ગયો હતો.

તુલસીબાઈનું કાંડું કરીમખાને સહેજ હડસેલો મારીને છોડી દીધું અને પગ નીચેની કટાર લઇ તે દૂર ફેંકતાં ફેંકતાં કહ્યું: "બાઇ, નેક ઓરતોને હું મારી મા બરોબર ગણું છું, પણ તને? છટ! તારી હાલની રીતજ કહી આપે છે કે, તું કેવી ઝેરીલી ઓરત છે? બસ, મારે કહેવાનું હતું તે મેં કહી લીધું છે, અને હોલ્કર સા'બ, છેવટની ચેતવણી આપીને જાઉં છું કે ચાહે તેમ કરીને એક માસમાં મારાં નાણાં ચૂકવી દેજો; નહીંતર તમારી જાન સલામત નથી"

કરીમખાન ત્યાંથી ચાલ્યો ગયો. એ વખતે હોલ્કર અને તુલસીબાઇ તે ખંડમાંથી નીચે મુજબ બોલતાં સંભળાયાં.

"અરે, કોણ છે? પકડો એ પિંઢારાને."

તુલસીબાઇએ મોટા અવાજે બૂમ મારી.

"નહીં, એને સહીસલામત જવા દો. એને કોઇએ પકડવો નહીં," હોલ્કર તેટલા જ મોટા અવાજથી બોલ્યો.

કરીમખાનતો શાન્તિથી ચાલ્યો ગયો, પરંતુ સરિતાના શાન્ત પાણીમાં એક કાંકરી પડતાં જેમ કુંડાળાઓ પડીને શાન્તિ દૂર થઇ જાય છે તેમ હોલ્કરના ચિત્તની સ્થિતિ બનાવતો ગયો. તેણે ગણપતરાવ અને તુલસીબાઇ સંબંધી શંકા, બરાબર ખૂબીબંધ અને ઘટતે સમયે કરી હતી, તેથી હોલ્કરને તુલસીબાઈના ચારિત્ર માટે મજબૂત શક પેદા થયો. તુલસીબાઇએ તેને ઘણુંઘણું સમજાવ્યો કે, જે પ્રસંગની વાત કરીમખાને કરી તે કેવળ અસત્ય છે. અને મારી રાવઠીમાં કોઈ જ ન હતું. પણ હોલ્કરે તે માનવા ના પાડી. તેને અનેક રીતે સમજાવવા માટે તુલસીબાઇએ પ્રયત્નો કર્યાં, પરંતુ તે હઠીલો જ રહ્યો.

તેણે કહ્યું: "શા માટે કરીમખાનના રૂપીઆની ચિંતા કરો છો ? એને એક ફુટી બદામ પણ આપવાની જરૂર નથી. ભલે એ લડાઈ કરે."

હોલ્કરથી કરીમખાન સામે લડાઇ કરી શકાય એવી વસ્તુસ્થિતિ હતી નહીં. એ રકમ પિંઢારાઓના દળને માટે આપવી એમ ઠરેલું હતું. જો હોલ્કર તેની ના પાડે તો જરૂર તમામ પિંઢારાઓ તેના દુશ્મન બને, એથી તો પોતાના પક્ષની ઉતરાઇ પોતાના પગલાંથી વહોરવી પડે. આ ખ્યાલથી હોલ્કર ના પાડવા રાજી ન હતો. પરંતુ તુલસીબાઇએ લડાઇની વાત કરી એટલે તેણે ઉંધોજ તર્ક કરી લીધો અને પૂછ્યું: "એની સાથે મને લડાઇ થાય એટલે આખાયે પિંઢારા દળનો ક્રોધ મારા ઉપર ઢળતાં મારૂં મોત થાય, એમજ તું ઇચ્છે છે, ખરૂંને ?"

"ધર્મ કરતાં ધાડ આવવા" જેવી તુલસીબાઇની હાલત થઇ. તેને હોલ્કરના ઉંધા તર્કથી માઠું લાગ્યાથી તે ખભા હલાવતી જવા લાગી એટલે હોલ્કરે તેનો વળી ઉંધો અર્થ કર્યો અને કહ્યું: "જોયુંને? સાચી વાત કહી એટલે ખોટો ગુસ્સો ચઢાવીને ક્રેવી નાઠી ? પણ એમ હું મારૂં મોત નોતરૂં એવો માણસ નથી. કદાચ તારે અહીંની ગાદીપર સ્વતંત્રપણે મારા મોતથી લ્હેર મારવી હશે, ખરૂં ને ?"

તુલસીબાઇ પાછી ફરી અને તેની કને આવીને બોલી: "અરેરે ! આવાં વચનબાણથી મને વીંધો છો તેના કરતાં એક ઝાટકે મારૂં મોત લાવો તો વધારે સારૂં."

"નહીં, તને તો રીબાવી રીબાવીને મારવી જોઇએ."

"ત્યારે કોઇવાર તમે મને આપઘાત કરાવશો."

"તેમ થશે તો પેલો સૂર્ય રોઇ રહેશે. મારી આંખમાંથી તો એક આંસુ પણ ખરવાનું નથી, એ નક્કી જાણજે."

તુલસીબાઇ નિરાશામાં પોતાના એક હાથની મુઠ્ઠી બીજા ખુલ્લા હાથપર પછાડીને બોલી: "હા ! આ હઠીલાને હવે કઈ રીતે સમજાવું ?" તે નિરાશા અને ક્રોધમાં ત્યાંથી ચાલી ગઇ. આ તકરારની વાત ગણપતરાવને કાને જતાં તે હોલ્કર પાસે આવ્યો અને પોતાની તલ્વાર તેના ચરણમાં મૂકીને બોલ્યો: "મને વદાય આપો, મારાથી તમારી નોકરી થઈ શકશે નહીં."

"કારણ ?"

"બસ કંઇ જ નહીં. મારે નોકરી કરવી જ નથી."

"જેવી ઇચ્છા."

ગણપતરાવ ચાલ્યો ગયો. એકબે દિવસ સુધી હોલ્કરે તેની પરવા કરી નહીં, પણ ગણપતરાવ એટલે તેના રાજ્યમાં દરેકેદરેક બાબતથી વાકેફગાર અને સુનંદો રાજકાર્યપટુ મંત્રી હોવાથી હોલ્કરને તેની ગેરહાજરી ખૂંચવા લાગી. ગણપતરાવ કોટા ગયો અને ત્યાંથી તેણે એવી વાત પ્રસારી કે જાલિમસિંહના મહેસુલખાતાના અધિકારી તરીકે તેને ઓધ્ધો મળ્યો છે. હોલ્કરને લાગ્યું કે, આ ઠીક ન થયું. ઇંદોરની સલામતી કદાચ એ જાલિમસિંહ મારફત જોખમમાં નંખાવે. કદાચ કોટા તરફથી હલ્લો આવે અને કોટાનું લશ્કર પ્રબળ હોવાથી પરાજય થવાનો દરેક પ્રકારનો સંભવ. આ ભયને લીધે તેણે ગણપતરાવને પાછા આવવા કહેવરાવ્યું. એ ચાણક્ય પુરૂષે શરતો કરી કે: [૧] મારા સંબંધી તમારાથી કશું જ ગેરવાજબી બોલી શકાશે નહીં; (૨) અચલાનંદના મઠ ઉપર હલ્લો કરવો જોઇએ અને (૩) તુલસીબાઇને જે નિરર્થક સંતાપ કરાવવામાં આવે છે તે ફાવતો નહી.

બાઇએ તે વખતે તેના હૃદયમાં ફરીથી વાસ કરવા માટે પોતાની પાસેનું કેટલુંક છૂપું ધન આપી લશ્કરના પગાર ચૂકવ્યા. પરિણામે લશ્કરને ઉત્તેજન મળ્યું, અને લશ્કરની મદદથી હોલ્કર લડયો. પ્રથમ તો હોલ્કરની જીત થઈ, પણ કર્નલ મેન્સનને કર્નલ ફ્રેજરના લશ્કરની મદદ મળી. તેઓએ તેનો પરાભવ કર્યો અને તેની ૮૭ તોપો હસ્તગત કરી લીધી. લોર્ડ લેઇક એ વખતે ભરતપુરનો કિલ્લો જીત્યો હતો. ત્યાંથી સંધિ કરીને પાછા ફરતાં તેણે હોલ્કરને અંગ્રેજો સાથે મૈત્રી કરવા દબાણ કર્યું. હોલ્કરે ના પાડી. લોર્ડ લેઇકનું લશ્કર વિપુલ હતું. જસવંતરાવ તેની સાથે લડયો નહીં પણ ઉત્તર તરફ નાઠો. લોર્ડ લેઈક તેની પાછળ પડયો. જસવંતરાવે હવે જિંદગી સિવાયની સર્વ આશા મૂકી. તે લોર્ડ લેઈકને તાબે થયો અને તેણે કબૂલ કર્યું કેઃ "હું મિત્ર થઇને રહીશ, મને જીવતો જવા દો."

લૉર્ડ લેઈકે તેને એ શરતે માફી બક્ષી. આ પછી ઈંદોર પાછા ફરીને તેણે લશ્કરની સુધારણા કરવા માંડી. જેઓ અગાઉ તેની સામે થયા હતા તેઓને તેણે કાઢી મૂકયા, પરંતુ તેઓએ તેની સામે છૂપો પ્રપંચ કર્યો. તેના ૧૧ વર્ષના ભત્રીજા ખંડેરાવને તેમણે રાજા તરીકે જાહેર કર્યો. જસવંતરાવે દુષ્ટતાથી તે ભત્રીજાને મારી નંખાવી ભત્રીજો દૂર કર્યો. તેણે તોપો બનાવવા માંડી અને રાતદિન તેના કારખાનામાં કામ કરવા લાગ્યો. આ સખ્ત મહેનત કરવાથી તેણે શ્રમ નિવારવા માટે દારૂ પીવા માંડયો. પરિણામે તેની પ્રકૃતિ તામસી બની ગઇ અને તેનું ચિત્ત ઉન્માદી બની ગયું.

આ તકે ગણપતરાવે અચલાનંદના મઠ પર હુમલો કરવા હોલ્કરને ઉશ્કેર્યો. તુલસીબાઈએ તેમાં પુષ્ટિ આપી. બાલારામ શેઠ નામના એક વણિક નગરશેઠે હોલ્કરને વિનવ્યો કે, ધર્મસ્થળો પર આક્રમણો કરવાં એ શોભે નહી. એથી તમે તમારા વિનાશને નોતરો છો. હોલ્કરે કહ્યુંઃ "તે ધર્મસ્થળ હોવાનું હું માનતો નથી." તેણે તજવીજ કરાવી કે, ત્યાંની વસ્તુસ્થિતિ શી છે? માલુમ પડયું કે મોહનસિંહ અદ્યાપિ ત્યાં ઉપરીપદે છે અને મઠની અવ્યવસ્થા થોડાક વખતથી તેણે સુધારીને અસલ માફક વસ્તુસ્થિતિ કરી મૂકી છે. તેણે મોહનસિંહને દગાફટકાથી દૂર કરવા નિર્ણય કર્યો.

ગણપતરાવે એક દિવસે ખબર આપી કેઃ "આજ મધ્યરાત્રે સુન્દર તક છે."

"શેની ?" હોલ્કરે પૂછ્યું.

"તેનો વધ કરવાની."

"કેવી રીતે ?"

"ઘણે વર્ષે આજ મધ્યરાત્રિએ કોટાની રાજકુમારી યશસ્વતીનો અને તેનો મઠ બહાર મેળાપ થનાર છે. આપણે ચોપાસ છૂપાઇ રહીને તેના પર હલ્લો કરી શકીશું. તે અને યશસ્વતી એકલાં જ મળનાર છે."

"હો ! હો !" હોલ્કર બોલ્યોઃ "બેશક સુન્દર તક ! ૨૫ ચુનંદા મરણીઆઓને તૈયાર કરો. આપણે પ્રથમ તેઓની સાથે જઇ તેનો ખુરદો કરીશું, અને પછી આખાયે લશ્કર સહિત મઠ પર આક્રમણ કરીશું."






મધ્યરાત્રિનો સમય હતો. ચાંદની જગતને હવે ધોઇ રહી હતી. અચલાનંદ સ્વામીના મઠ પાસે એક યોગિની એ વખતે પુરુષ જાતપર ધિઃક્કાર વરસાવનાર એક ગાનના સૂર ખૂબ ઉત્તેજનાથી છેડી રહી હતી. તેના હાથમાં વીણા હતી. તેના કંઠના સ્વર સહિત તે વાદ્યના સૂર ભળી જતા હતા. એ ગાનની કડીઓ ગવાવા લાગી:

ધિઃક્કાર પુરુષની જાત તને !
ખેવચની પુરુષની જાત તને !
કંઇ આગ ભભૂકા ખૂબ ઉઠો,
નદી કેરાં પૂર બહુ ઉલટો,
ઓ મેઘ ધસારાથી વરસો
ભૂમિતલ બસ પુરુષો હીન બનો,
ધિઃક્કાર પુરુષની જાત તને !
ખેવચની પુરુષની જાત તને !

તે શા માટે આ ગાન ગાતી હતી ? તે કોણ હતી ? તે કોટાના નરેન્દ્રની બહેન યશસ્વતી હતી.

વર્ષોથી તે પોતાના ભાઇ પૃથ્વીસિંહ સહિત ભારતવર્ષનાં તીર્થક્ષેત્રોમાં ભ્રમણ કરતી કરતી આજ અહીં આવી હતી. ભ્રમણ દરમ્યાન વિપણસિંહ પણ તેની સાથે હતો. રાજકુમારીએ બહુવાર ચાહ્યું હતું કે, મોહનસિંહે પોતાની પ્રતિજ્ઞા પાળી ન હોવાથી તેની પાસે રુબરૂ જઇને તેને ફિટકાર આપી આવવો; પરંતુ પૃથ્વીસિંહે તેને એના માટે કેવળ બેપરવા રહેવા કહ્યા કર્યું હતું. તે કહેતો:

“એની પાસે તું જઇશ તો શબ્દ–વાદથી તે પોતાના બચાવ કરશે; દલીલો કરીને પોતાના પગલાનું તે સમર્થન કરશે. એનો વિચાર તજી દે, એની આશા મૂકી દે. કોઈ કાર્ય કરવું તો આપબળથી કરવું, આપણી જાતથી કરવું. પરાશ્રય, એ તો સ્વપ્નમાં પણ આપણને ન જોઇએ.”

પૃથ્વીસિંહે આ ને આ વિચારો ખૂબ દૃઢતાથી કહ્યા કરીને રાજકુમારીને પણ દૃઢ બનાવી હતી. પણ વિપણસિંહ તેમાં કોઇ કોઇ વાર ફણગા મૂકતો અને એક વાર તો મોહનને મળીને રુબરૂમાં ફિટકાર દઇ દેવો, એમ કહ્યા કરતો હતો.

તીર્થક્ષેત્રોમાં ભ્રમણ કરતાં કરતાં સ્વાતંત્ર્યના નિજાનંદમાં પૃથ્વીસિંહ મસ્ત રહ્યો. રાજકુમારીએ નિશ્ચય કરી લીધો કે, હવે તો આજન્મ બ્રહ્મચારિણી રહેવું. પુરુષજાત ખેવચની છે, એના બંધનમાં કદાપિ રહેવું નહી.

એના વિચારો ધીમેધીમે દૃઢ થતા રહ્યા અને એણે ભગવાં વસ્ત્રો ધારણ કરવા માંડયાં. વિપણસિંહને તેથી નિરાશા ઉત્પન્ન થઈ. તે મોહનસિંહ અને રાજકુમારી વચ્ચે ચકમક ઝરાવવા માગતો હતો, પણ રાજકુમારી પૃથ્વીસિંહના વિચારો મુજબ બેપરવા રહી.

આખરે એકવાર એ યોગ આવ્યો. જયપુર તરફ તેઓ ફરવા લાગ્યાં. ત્યારે વિપણસિંહે રાજકુમારીને સૂચવ્યું કેઃ"–મઠ અહીંથી બહુ દૂર નથી, ફક્ત

થોડીકજ ક્ષણ એને મળો અને મોઢામોઢ એને ધિ:-ક્કાર આપી દો. શા માટે તમારા વિચારો તમારે તેને જાહેર કરવા નહી ? તેને નિરર્થક ભ્રમમાં અથ-વા દેવા જોઈએ નહી. તમારે અને તેને હવે રજ માત્ર પણ સંબંધ રહ્યો નથી એવું તેને સ્પષ્ટ રીતે કહી દેવું જોઇએ."

પૃથ્વીસિંહ ન જાણે તેમ વિષણુસિંહે એક પૂર્ણિમાની રાત્રિ આ મિલન માટે નક્કી કરી. છૂપી રીતે તેણે જાલિમસિંહને એ તિથિ અને સમયની ખબર આપી, જેણે જાસુસો દ્વારા ગણપતરાવને ખબર આપતાં, હોલ્કરને ઉશ્કેરવામાં આવ્યો.

આ તેજ રાત્રિ હતી કે જે વખતે યોગિની વેષમાં રાજકુમારી મઠ પાસે આવી હતી. પૃથ્વીસિંહ જય-પુર પાસેના એક મંદિરમાં સુતો હતો. વિષણુસિંહ અને રાજકુમારી રળિઆમણી ચન્દ્રિકામાં કુદરતની મઝા ચાખવા જઈએ છીએ એમ કહીને નીકળી પડયાં હતાં.

યશસ્વતી ગાન લલકારતી હતી તે દરમ્યાન વિષણુસિંહે મઠ પાસે જઇને પહેરેગીરોને ખબર આપી કે, "મોહનસિંહને ખબર આપો કે, જો કોટાના મહારાજની બહેનને મળવું હોય તેઓ એક-લા જ આવે. મઠથી સહેજ દૂર તેમનો એકાંત મેળાપ થઇ શકશે."

મોહનસિંહને એ ખબર આપવામાં આવતાં તે ધાઇ ધાઇને બહાર આવ્યો, પણ રાજકુમારીને યો-ગિનીના વેષમાં જોઇને તે ધીમે ડગે તેની પાછળ જઇને ઉભો રહ્યો. રાજકુમારી પોતાનું ગાન પલટાવી ગલટા-વીને ગાવામાંજ મશગુલ હતી. ધીમે ધીમે એના સ્વરો એટલા બધા ઘોર અને ભયાનક બની ગયા કે, મોહનસિંહનો આત્મા કકળી ઉઠયો. તેનાથી હવે મૂઢની માફક ચૂપ રહી શકાયું નહી. તે બોલી ઉઠયો: "શા માટે ? રે, શા માટે પુરુષ જાતને આમ ધિ:કકારો છો, દેવી ?"

રાજકુમારીએ ગાન બંધ રાખ્યું અને જે એક પથ્થર પર તે બેઠી હતી તે ઉપરથી ઉઠીને ક્રોધભરી નજરે તે મોહનસિંહ તરફ ક્ષણભર ટગર ટગર જોઇ રહી, અને પછી બોલી: "એ પ્રશ્ન પૂછતાં તમને લગીરે લજ્જા આવતી નથી ? તમારૂં હૃદય સાત વર્ષથી હજીયે નઠોર જ રહ્યું છે ?"

"હું અજબ થાઉં છું કે, મારા પર આ ક્રોધ કેમ વરસાવવામાં આવે છે ? શું મારે લીધે તમને પુરુષ જાત પર ધિઃક્કાર આવી ગયો છે ?" મોહન-સિંહે પૂછયું.

હાથ મસળતી રાજકુમારી બોલી: "તમે અજબ થાઓ છો ? આટલી બધી ધૃષ્ટતા ! આટલી બધી બેપરવાઈ !" તે ધ્રુજી ઉઠી અને આમતેમ ક્ષણભર જોઈને તે મનોગત બોલી: "શું કરૂં ? એની સાન કઈ રીતે ખોલું ?"

"દેવી, તમે નક્કી કોઇ ભારે ભ્રમમાં અટવાઓ છો. શાન્તિ એ આર્ય સ્ત્રીનું મહાન કવચ છે. ધૈર્ય એ એનું પરમ ભૂષણ છે."

"કેવાં નમાલાં વેણ ? ઓ શીત હૃદયના કાપુરુષ ! શા માટે તેં એકવાર દંભી વીરતા દાખવ પ્રતિજ્ઞા લીધી અને હવે ભીરતાથી તું શાને ફર બેઠો છે ?"

"હું કોઈ પ્રતિજ્ઞાથી વિચલિત થયો નથી. હું મારા પ્રત્યેક વચન પર હમેશાં દૃઢ રહ્યો છું અને રહુંછું" મોહનસિંહે ગર્વથી જાહેર કર્યું.

"જુઠું બોલે છે," એમ કહી અંગે અંગમાં ઉઠી રહેલી ક્રોધ-જ્વાળાઓના વેગમાં રાજકુમારીએ પોતાના હાથથી બે ચાર લપડાકો મોહનસિંહને લગાવી દીધી.

"અસત્ય ઉદ્ગારનું આ ફળ," તે બોલી: "દેવમૂર્તિ સમક્ષ તારી પ્રતિજ્ઞા શી હતી ? 'કોટા-માંથી જાલિમસિંહનો પગ દૂર કરાવીશ. રાજસ્થાનનું ગૌરવ પુનઃ સ્થાપિત કરાવીશ. પરાધીનતાની પરાધી-નતા નષ્ટ કરીશ.' કયાં ગઇ એ પ્રતિજ્ઞા ? શું મહ ભરાઇ બેસીને એ પ્રતિજ્ઞા તું સફલ કરે છે ? કોટામ જાલિમસિંહનો પગ મજબૂત કરવા માટે મારા વડી બંધુને ઉંધી સલાહ આપીને જાલિમસિંહ સા

સમાધાન અને મૈત્રી કરાવી આપીને તું એ પ્રતિજ્ઞાનું પાલન કરી રહ્યો છે? હાય! યોગરદમ જરા નજર તો કર. જાલિમનો પાશ દૃઢ થઇ ગયો છે. પરાધીન રાજસ્થાન, પરાધીન માતૃભૂમિ, અને પરાધીન જગત્ દૃષ્ટિએ પડે છે. મોહનસિંહ, શા માટે તેં જાલિમ સામે જંગ ન ખેલ્યો? શા માટે તેં કિશોર સિંહને એવી સલાહ ન આપી કે, જાલિમ સાથે મૈત્રી કરવી અને ઝેર પીવું એ બે બરાબર છે? યુગ યુગની કોટાની પરવશતાની બેડી સાત વર્ષ ઉપરના સમાધાનમાં તેં અતિશય મજબુત કરી આપી. તારા પર ઇશ્વરનો કોપ ઉતરો! તારા પર જગતનાં માનવી માત્રનો ધિઃક્કાર વરસો!"

રાજકુમારી પથ્થર પર પુનઃ બેસી ગઈ. પોતાના બે હાથ વચ્ચે પોતાનું મસ્તક રાખીને તે "ધિઃક્કાર, ધિઃક્કાર" એ શબ્દો જ બોલતી રહી.

"હવે સમજાયું," એક દીર્ઘ નિઃશ્વાસ નાંખીને મોહનસિંહ સ્વગત બોલ્યોઃ "કેવલ યુદ્ધથી જ પરવશતા વિદારી શકાય એમ આ દેવી માને છે. ભગવાન્ ત્રિપુરારિ એકવાર ભગવતી યોગમાયાનાં પવિત્ર ચરણ નીચે ચંપાયા હતા. શા માટે? કેવલ ભગવતીનો ઉગ્ર ક્રોધ શાન્ત કરવા માટે. આજ હું આ દેવીના ક્રોધનું મુખ્ય પાત્ર બન્યો છું. વર્ષોનો એનો ધુંધવાયલો કોપાગ્નિ મને ચાર-પાંચ લપડાકો લગાવીને પણ જો શાન્ત ન થયો હોય તો ભલે મારા શરીરને લત્તાપ્રહારથી તે રગદોળી નાંખે. પછી એના શાન્ત બનેલા હૃદય પર મારા ખુલાસાઓ કદાચ અસર કરશે."

તે જમીનપર બેસી ગયો. પોતાના બન્ને હાથથી તેણે રાજકુમારીનાં ચરણ ઝાલીને કહ્યું: "દેવી, તમે ભ્રમમાં પડીને મારા ઉપર નિરર્થક ક્રોધ કરી રહ્યાં છો. હું ખાત્રીથી કહું છું કે, મેં મહારાવને આપેલી સલાહ વ્યાજબી હતી. તે તેમણે પોતે પસંદ કરી હતી. તેનાં મિષ્ટ ફળ તેઓશ્રી અત્યારે ચાખી રહ્યા છે."

મોહનસિંહે ધાર્યું હતું તેમ, રાજકુમારી વધુ ક્રોધિત થઈ. પોતાના પગ તેણે હાથમાંથી છોડાવી લઇને તેના વડે તેના શરીરને લાત મારી. મોહનસિંહ ડગ્યો નહીં, તેમજ કાંઈ બોલ્યો નહીં. રાજકુમારીએ વધારે ક્રોધ કરીને વધારે લાતો મારી.

મોહનસિંહે લાતો સહન કરતાં કરતાં શાન્તિથી કહ્યું: "ભલે, ચાહે તેટલી લાતો મારો. હું તમારી દૃષ્ટિમાં સજાવાર છું, એટલે તે સહન કરીશ. તમારો ક્રોધ એથીયે શાન્ત થશે તો મને સંતોષ થશે."

પણ રાજકુમારીએ હવે તેની ધારણા કરતાં જુદો માર્ગ લીધો. મોહનસિંહની કમ્મરે લટકતી તલ્વાર મ્યાનમાંથી ખેંચી કાઢીને તે બોલીઃ "હું તમારો વધ કરીશ ત્યારેજ મને શાન્તિ વળશે."

નિડરતાથી મોહનસિંહ બોલ્યો: "અહો! એજ ઇચ્છા છે ને? તો કરો વાર. તમે જોશો કે, વીર મૃત્યુથી ડરતો નથી, એક 'આહ્' શબ્દનો ઉચ્ચાર પણ કરતો નથી. સેંકડો લોહીતરસ્યાઓની સામે એકલે હાથે ઝુઝનારો હું, હે યોગમાયા! તમારા પુન્યપ્રકોપ સામે તમારી લપડાકો, તમારા લત્તાપ્રહાર અને તમારી ઇચ્છા હોય તો શિરચ્છેદની શિક્ષા પણ કેવલ મૂંગે મ્હોંયે સહન કરવામાં લગીરે આનાકાની કરનાર નથી. પણ એ પછી એક દિન જરૂર એવો આવશે કે, જ્યારે તમારો આત્મા તે માટે ડંખ્યા વિના રહેશે નહીં."

રાજકુમારીએ એના શબ્દો પર લગીરે વિચાર નહીં કરતાં તલ્વાર વાળો હાથ ઉંચો કર્યો. મોહનસિંહ ગર્દન ઝુકાવીને બેઠેલો રહ્યો, રાજકુમારી ક્રોધમાં તેની ગર્દન ઉપર તલ્વારનો વાર કરવા જતી હતી. એવામાં તરતજ કોઈકે પાછળથી તેનો હાથ ઝાલી લઇને કહ્યું: "સબૂર, બ્હેન, સાહસ ન કર."

રાજકુમારીએ પાછું વાળીને જોયું તો પૃથ્વીસિંહ ઉભેલો જણાયો. પૃથ્વીસિંહે તેના હાથમાંથી તલ્વાર લઈ લીધી અને મોહનસિંહને ઉદ્દેશીને કહ્યું: "ઉઠો, સંયમી વીર, તમારી તલ્વાર તમારા હાથમાં લઇ એને દીપાવો."

મોહનસિંહે ઉઠીને તલ્વાર નહીં લેતાં કહ્યું:

"તમારાં બ્હેનના હૃદયની શાન્તિને માટે હું પ્રતિજ્ઞા લઉં છું કે, હવે ફક્ત જાલિમસિંહની સામે થવા માટે યુદ્ધમાં જ હું એ શસ્ત્ર ધારણ કરીશ."

"આટલાં વર્ષ સુધી એવી પ્રતિજ્ઞા લેવાની શું તમને જરૂર ન ભાસી?" પૃથ્વીસિંહે પૂછ્યું:



"સબૂર, બ્હેન, સાહસ ન કર."

"મને ભય છે કે, હજીયે કેટલાંક વર્ષ સુધી આ પ્રતિજ્ઞા પાર પાડવાનો મોકો નહીં આવે," મોહનસિંહે કહ્યું.

"ત્યારે એ પ્રતિજ્ઞા શા કામની?" પૃથ્વીસિંહે પૂછ્યું:

"મોહનસિંહજી, તમારી સંદિગ્ધ પ્રકારની રીત મને ખૂબ વિસ્મય પમાડે છે. જુઓ, હમણાં તમે બ્હેનના હાથથી તમારો વધ કરાવવા તૈયાર હતા. શા માટે? તમારી એક પ્રતિજ્ઞા વિફલ થઇ તે માટે–"

"ના—"

"વળી આશ્ચર્યજનક ઉદ્‌ગાર! મેં તમારાં અંતિમ વાક્યો સાંભળ્યાં છે. તમો બન્નેનું મારા તરફ ધ્યાન નહોતું. હું અને બ્હેન જ્યાં ઉતર્યાં હતાં ત્યાંથી બ્હેનની ગેરહાજરીને વધુ વખત વીત્યો, એમ જોઇને હું આ તરફ આવ્યો. બ્હેન તમને લત્તાપ્રહાર કરતી હતી અને તમે તે સહન કરી રહ્યા હતા, એ મેં જોયું. પછી તે તમારો વધ કરવા ઉઠી. તે ક્ષણે તો હું તમો બન્નેની સમીપે જ આવી ઉભો રહ્યો. છતાં તમારું કોઇનું લક્ષ મારા તરફ ગયું નહીં. તમે શિરચ્છેદની ઇચ્છા બતાવીને જે કાંઈ કહ્યું તે મેં સાંભળ્યું. હું ચકિત થાઉં છું કે તમારા જેવા વીર પુરુષ જ્યારે, એક બાજુ પ્રતિજ્ઞાની વિફલતાથી મારી બ્હેન પાસે તમારો વધ કરાવવા તૈયાર થાય છે ત્યારે પાછા બીજી જ બાજુથી પ્રતિજ્ઞા વિફલ થઈ નથી, એમ કહે છે."

"કુમાર, એ સમજવા માટે ધૈર્ય જોઇએ, શાન્તિ જોઇએ. જો તે ન હોય તો, ભલે ક્રોધમાં ને ક્રોધમાં દેવી મારો વધ કરી નાંખે, અને પછી જ્યારે કોઈ દિવસ સત્ય સમજાય ત્યારે ભલે ખૂબ પસ્તાય."

"બ્હેન, મને લાગે છે કે, આપણે વહેમને વશ થઇને આ વીર પુરુષને નિરર્થક અન્યાય કરી રહ્યાં છીએ. મોહનસિંહજી! તમારો વિષે શંકા લાવીને હું શરમિંદો બન્યો છું, તમારી ક્ષમા માગું છું."

"તલ્વાર હાથમાં નહીં લેવાની પ્રતિજ્ઞા કેવલ

મારા પ્રત્યેના તમારા અન્યાયની ખાતર જ મેં લીધી છે." મોહનસિંહે ખુલાસો કર્યો: "જો એથીયે શાન્ત થઈને મારું કથન તમે સાંભળશો તો હું મને પરમ ભાગ્યશાળી માનીશ. મેં ન્હોતું ધાર્યું, રે, મને સ્વપ્નમાં પણ એ ખ્યાલ નહોતો કે મારે લીધે રાજકુમારીને ભેખ લેવા પડ્યો હશે. હું સત્ય કહું છું: મારા વડીલોના સોગંદ લઈને કહું છું, કે, હું કોઈ જુદા જ ખ્યાલમાં મસ્ત રહીને મારા મઠની વ્યવસ્થા જાળવી રહ્યો છું."

રાજકુમારી હવે શાન્ત બની ગઈ હતી. ક્રોધરૂપી ચાંડાલ તેના શરીરમાંથી નાસી ગયો હતો. મોહનસિંહ જેવા વીર પુરુષ પર લત્તાપ્રહાર કરવા માટે તે હવે પોતાની જાતને ઠપકો આપતી હતી. મોહનસિંહના ખુલાસાના ઉદ્ગારો અને તેમાંયે તેના વડીલોના સોગંદ લઈને તેણે, કોઈ જુદા જ ખ્યાલમાં મસ્ત રહ્યાનું કહ્યું તેથી અને પૃથ્વીસિંહે પણ મોહનસિંહને વહેમથી અન્યાય કરવામાં આવ્યો છે એમ કહ્યું તેથી, રાજકુમારી પોતાના અવિચારી વર્તન માટે ખૂબ જ પસ્તાવા લાગી.

"તમે કિયા ખ્યાલથી અહીં રહ્યા છો ?" પૃથ્વીસિંહે પૂછ્યું.

"એક દિન જાલિમસિંહ સહિત મહારાવને જ્યારે યુદ્ધ કરવું પડશે ત્યારે તેમાં મહારાવ તરફથી લડવાના ખ્યાલથી જ." મોહનસિંહે જવાબ દીધો.

"જાલિમસિંહ અને મહારાવ હવે તે કદાપિ લડે ખરા ?" રાજકુમારીએ પૂછ્યું.

"તમે ન સમજી શકો એવી સંદિગ્ધ બાબત જો કોઈ પણ હોય તો તે એ છે," મોહનસિંહે કહ્યું: "આજથી સાત વર્ષ પર થયેલું સમાધાન કેવળ કામચલાઉ સમાધાન હતું. સમય મેળવવા માટે, વસ્તુસ્થિતિ વિલોકવા માટે, પોતાની શક્તિઓ જમાવવા માટે, અને એક મહાવિગ્રહ માટે સંપૂર્ણ પ્રકારની તૈયારીઓ કરવા માટે, એ સમાધાન કરવામાં આવ્યું હતું. એ સનાતન કાલ માટેનું સમાધાન નથી જ. જાલિમનો એમાં આશરો નથી જ—"

"હેં ? ! શું એ હેતુ ચોક્કસ રાખવામાં આવેલો છે ?" રાજકુમારી બોલી.

"હા, એની સાબિતીઓ હું આપને આપીશ," એણે એમ કહીને પોતાના ખિસ્સામાંથી કેટલાક પત્રો કાઢ્યા; એક પત્ર હાથમાં લઈ તે બોલ્યો: "સાંભળો, મહારાવનો ત્રણ જ દિવસ ઉપર આવેલો આ પત્ર છે. પોતે લખે છે: "જાલિમસિંહ મારી બહુ જ ખુશામદ કરે છે, એ સ્પષ્ટ નિહાળી શકું છું. સદ્ભાગ્યે એવી ખુશામદમાંથી હું કોટાની પ્રજાના હિતનાં કામો કરાવતો રહું છું એ ખાસ લાભ છે, પરંતુ એથી હું એને રાજ્યપ્રતિનિધિપદ આપતો નથી, એ તે પોતે નિહાળી શકે છે. મધુસિંહ કેવળ નામનો રાજ્યપ્રતિનિધિ છે. એક ખાનગી વાત તમારે જાણવા જેવી છે. સેનાપતિ સૈયદઅલી મારો પૂર્ણ કૃપાપાત્ર બન્યો છે. એના ધર્મના સોગંદ ખાઈને એણે જાલિમ સામે મને સાથ આપવા કહ્યું છે—"

"એમ ? ઓહો, એ મર્દ માણસનો તો મને પૂરો પરિચય છે," રાજકુમારીએ અધવચ્ચે ઉદ્ગાર કાઢ્યા.

"મહારાવ આગળ શું લખે છે તે સાંભળો," મોહનસિંહે કહ્યું: "તેઓ લખે છે કે સેનાપતિ છુપી રીતે મારા માટે એક ફોજ તૈયાર કરે છે. આપણે સમયની રાહ જોવાની છે, તમે પણ ધીરજથી તમારી ફોજ તૈયાર રાખજો. કોટામાં તમારે આવવાની કશી જરૂર નથી. બહારનું વાતાવરણ અહીં તો એવું મોહક ભર્યું છે કે જાણે સ્વર્ગ ! પણ અંદરની વાત તો ભગવાન એકલિંગજી જાણે છે."

બીજો પત્ર ખોલી મોહનસિંહ બોલ્યો: "આ પત્ર માધુસેનજીનો છે. ઝાલરાપટ્ટણમાં તેઓ પૂર્ણ તૈયારીઓ કરી રહ્યા છે અને મહારાવ હવે ખુલ્લી રીતે ક્યારે યા કરશે તેની રાહ જોઈ રહ્યા છે. ત્રીજો પત્ર ગજસિંહનો છે. જેસલમેરમાં તે પણ લશ્કરી તૈયારીઓ કરી રહ્યો છે." ત્રણે પત્રો પુનઃ ખિસ્સામાં મૂકી દઈને મોહનસિંહ બોલ્યો: "કહો, પૃથ્વીકુમાર, કોઈ પણ મહાકાર્ય શું એક દિવસમાં

થયેલું તમે સાંભળ્યું છે? એક રાજમહેલ એક જ દિવસમાં બંધાય છે કે? બેશક તલ્વારના ઝાટકાથી કોઇની ગર્દન એક પલકમાં ઉડાવી દઇ શકાય છે. પણ જાલિમ જેવા વૃદ્ધ પર હું કે મહારાવ, અથવા તમે કે રાજકુમારી પ્રયોગ કરો તો અમારી અને તમારી ક્ષાત્રવટ લાજે કે નહીં? સમાધાન કામચલાઉ રીતે કરવામાં અમે ભવિષ્યકાળની મોટી તૈયારીઓનો હેતુ રાખ્યો હતો અને અમારી ક્ષાત્રવટ દીપાવી હતી. હવે અહિં તો તમે મને ધિઃક્કારો અથવા તો—"

"વંદન કરો," પૃથ્વીસિંહે તેનું વાક્ય પૂરું કર્યું અને રાજકુમારીને ઉદ્દેશીને કહ્યું: "બ્હેન, આ વીર પુરુષને વંદન કરો. એમણે જે તૈયારીઓનું બ્યાન આપણી સમક્ષ કર્યું છે તે પછી એમને ધિઃક્કારવામાં આપણે મૂર્ખ જ ઠરીએ છીએ."

રાજકુમારીએ એક પણ શબ્દ ઉચ્ચાર્યા વિના મોહનસિંહનાં ચરણમાં વંદન કર્યું, પણ એમ કરતાં કરતાં તે નીચું જ જોઇ રહી. એની આંખમાંથી આંસુ નીકળતાં હતાં અને તેનાં બિન્દુ મોહનસિંહના પગ પર ટપક્યાં.

મોહનસિંહ તે જોઇને બોલ્યો: "દેવી, વંદનીય તો તમે છો કે, તમે તમારા પોતાના સિદ્ધાન્તને અનુસરીને જીવન ગાળો છો અને એજ સિદ્ધાન્તને ખાતર તમે હમણાં મારી સામે થયાં હતાં સિદ્ધાન્ત વીરો અને સિદ્ધાન્ત વીરાંગનાઓને મારું હમેશાં વંદન છે. ચાલો, કુમાર," મોહનસિંહે પૃથ્વીસિંહને કહ્યું: "મારા મઠમાં હવે તમે બન્ને વિરામ લ્યો."

"પૃથ્વીભાઈ, મારા જ્ઞાનતંતુઓ અત્યારે ઘણા જ નબળા પડી ગયા છે," રાજકુમારીએ કહ્યું: "ઉશ્કેરણી પછીના પશ્ચાતાપને લીધે કે સત્યવસ્તુસ્થિતિ સમજાવાને લીધે કે પછી ગમે તે કારણને લીધે મઠમાં જવા મારું મન ના પાડે છે. જ્યાં આપણે ઉતર્યા છીએ ત્યાં જ જોઇએ, અથવા તો અહીં ક્યાંક વનમાંજ કુદરતને ખોળે સુઈ રહીએ."

"તમે ક્યાં ઉતર્યા છો?" મોહનસિંહે પૂછ્યું.

"અહીંથી અર્ધા કોશ દૂર જયપુરની સીમમાં એક મંદિરમાં," પૃથ્વીસિંહે કહ્યું. "અમે જ્યારથી પરિભ્રમણ કરતાં નીકળ્યાં છીએ ત્યારથી કોઈ રાજવીનાં મહેમાન થતાં નથી. જગતના અન્ય જીવો અને, ખાસ કરીને સ્વતંત્ર જીવો જેવું વિવશતા વિનાનું જીવન ગાળે છે તેવુંજ ગાળીએ છીએ પણ..." તે અચકાઇને રાજકુમારીને પૂછવા લાગ્યો: "બ્હેન લખણસિંહ ક્યાં છે?"

"તે મારી સાથે આવ્યો હતો, પણ કોણ જાણે ક્યાં ગયો."

"કદાચ તે આપણા સ્થાનકે પાછો ફર્યો હશે, ચાલો, આપણે ત્યાં જઇએ."

તેઓ જવા લાગ્યાં. મોહનસિંહ તેમને તેમના સ્થાન સુધી મૂકવા માટે તેમની સાથે ગયો.





## પરિચ્છેદ ૪૨ :
## મઠપર આક્રમણ.

માર્ગમાં અનેક પ્રકારની અત્યાર સુધીની પોતાના મઠને લગતી વાતો મોહનસિંહે કહી તે સાંભળતાં તેઓ જવા લાગ્યાં. આશરે અર્ધો રસ્તો તેમણે વટાવ્યો હશે તેવામાં અચાનક એક ઝાડીમાંથી સનનન કરતું એક તીર છૂટયું અને મોહનસિંહના ખભા આગળ થઇને પસાર થયું. તે તીર જમણી દિશામાંથી આવ્યું હતું. મોહનસિંહ સફાળો તે તરફ વળ્યો, ત્યાં તો એક બીજું તીર આવતું જણાયું. સ્ફુર્તિથી કૂદકો મારીને તેણે તે તીર પોતાના હાથમાં પકડી લીધું અને ત્રાડ મારી: "કોણ છે એ હીચકારો! તાકાદ હોય તો બહાર નીકળી બળ અજમાવ."

પૃથ્વીસિંહ અને રાજકુમારી બન્ને જણ ચોંકીને એ દિશામાં જોવા લાગ્યાં. એજ ઝાડીમાંથી બીજાં બે તીર છૂટયાં. પૃથ્વીસિંહે પોતાની તલવાર મ્યાનમાંથી બહાર કાઢી અને તે ઝાડી તરફ જવા માંડયું મોહનસિંહે તીરોની સીધી લીટીમાંથી દૂર હટી જઇને પૃથ્વીસિંહને કહ્યું: "વાંકા જઇને એકદમ એ ઝાડીમાં ધસી જાઓ, અને દેવી, તમે મારી બાજુએ આવી જાઇ, હું જેમ દોડું તેમ દોડો."

એણે એવી તો વાંકાચુકી રીતે ઝાડી તરફ દોડવા માંડયું કે—જો ઝાડીમાંના તીરંદાજો ચપળ હોય તોજ તેમનાં તીર તેને વાગી શકે—નહીંતર તે અફળ જ પસાર થઇ જાય. એની સાવધાની કારગત નીવડી. ઝાડી સુધી પહોંચતાંમાં તો માત્ર બેજ વધુ તીર તેના તરફ આવ્યાં, પણ એકકે તેને અથવા તેની પાછળ દોડતી રાજકુમારીને વાગ્યું નહીં.

"એ છુપાયલાઓની સંખ્યા વધુ નથી. તેમજ તેઓ બાહોશ તીરંદાજો નથી" એમ કહીને તે ઝાડીમાં ધુસ્યો. નજદીકમાં તો કોઈ દેખાયું નહીં પણ સહેજ આગળ જતાં એક દિશામાંથી બૂમ પડી: "મોહનસિંહ, આ તરફ આવો. બે જણને પકડયા છે!" એ અવાજ પૃથ્વીસિંહનો હતો. મોહનસિંહ અને રાજકુમારી તે અવાજની દિશામાં ગયાં.

બુકાની બાંધેલા બે માણસોને પૃથ્વીસિંહ પકડી રહેલો તેમણે જોયો. એમાંથી એકને મોહનસિંહે પકડીને ઝાડી બહાર ઘસડવા માંડયો અને પૃથ્વીસિંહને કહ્યું: "લાવો, બીજા માણસને બહાર."

ખુલ્લા મેદાનમાં તેઓને લાવવામાં આવતાં તેઓની બુકાનીઓ છોડી નાંખવામાં આવી. ત્રણે જણ તે બેના ચહેરા જોઇને આશ્ચર્યચકિત થઇ ગયાં! એ બે કોણ હતા ?

ગોરધન અને તેનો દાદો દારૂણ!

રાજકુમારીએ તે બેને ઓળખીને પૂછ્યું: "બાયલાઓ! તમારા સિવાય બીજું કોણ આવી રીતે છુપાઇને અમારા પ્રાણ લેવા ઇચ્છે? નીચ જાતના હલકટ કૂતરાઓ! કોણે તમને મોકલ્યા હતા?"

તે બેમાંથી કોઇએ જવાબ દીધો નહીં. મોહનસિંહે કહ્યું: "એમને મોકલનાર બીજું કોઇ હોઇ શકે? લાયકોનો લાયક જાલિમસિંહ જ!"

"આ બન્નેનાં માથાં એને આપણે ભેટ મોકલીશું." પૃથ્વીસિંહ બોલ્યો.

"બાપજી, માફ કરો, માફ કરો," દારૂણસિંહ બોલ્યોઃ "અમારી ભૂલ થઇ. અમે ખોટી શિખવણીથી આ કામ કરવા તૈયાર થયા હતા."

"સબૂર ! દારૂણસિંહ, મને એક બાબત યાદ આવી." રાજકુમારી બોલીઃ "આ સ્થાન અગાઉનું મારૂં એક પરિચિત સ્થાન છે; અને દારૂણ, તારો અવાજ પણ આ સ્થાને મને અગાઉનો પરિચિત છે. પૃથ્વીભાઈ, વર્ષો પૂર્વે, આ વીરપુરુષને જાહેર વધસ્થાન પર લઇ જવામાં આવ્યા હતા તે પ્રસંગ યાદ આવે છે ? હું અને રાજમાતા, એ વેળા યાત્રાર્થે જવા નીકળ્યાં હતાં. બરાબર આ સ્થાને જ કોઇ લુંટારાઓએ અમોપર હલ્લો કર્યો હતો. એમનો આગેવાન આ દારૂણ હતો. એણે તે વખતે પોતાનો ચહેરો છુપાવ્યો હતો. પણ એનો અવાજ મને બરાબર યાદ આવે છે." તેને એક લાત મારીને રાજકુમારીએ પૂછ્યુંઃ "કહે, એ વાત સાચી છે ?"



"તમારી ભૂલ થતી હશે, બહેન, મારામાં એવી હિમ્મત ન હોય," દારૂણસિંહ બોલ્યો.

"અમને માફી આપો તો, સાચી હકીકત કહી દઉં." ગોરધન પહેલીજ વાર બોલ્યો. એ સાંભળતાં જ મોહનસિંહે ખડખડાટ હસીને કહ્યુંઃ "બસ, સમજાઇ ગયું ! મૂર્ખ ગોરધનના પ્રપંચથી કોટાના જ સિપાઇઓ સાથે લુંટારાના વેષમાં દારૂણ તે વખતે આવ્યો હશે. એમ ન હોય તો, માફીની શરતે સાચી હકીકત કહેવા ગોરધન તૈયાર થાય નહીં. વારૂ; તમો બન્ને માટે મેં એક યોજના ઘડી છે. સાંભળો. તમને અહીંથી સો કદમ દૂર ઉભા રાખીશું; અને પછી રાજકુમારી અને પૃથ્વીસિંહ તીરો છોડશે. જો તમારે ભાગ્ય હશે તો તમે બચી જશો અને દુર્ભાગ્ય હશે તો, તીરથી વિંધાઈ જશો."

"યોગ્ય યોજના છે." પૃથ્વીસિંહે કહ્યું.

"ક્ષત્રિયોચિત પણ છે." રાજકુમારી બોલી.

"જાઓ, સો કદમ ગણીને ઉભા રહો." મોહનસિંહે કહ્યું.

તે બન્ને જણના પગ ઉપડયા નહીં. દારૂણ બોલ્યોઃ "બાપજી, આમાંયે અમારૂં મોત તો થવાનું જ; કેમકે એ બન્ને કુશળ તીરંદાજ છે."

"તમારા પ્રારબ્ધનું ફળ ભોગવ્યા વિના તમારે કાંઈ છૂટકો છે ?" મોહનસિંહે કહ્યું: "દારૂણ, મારા નરવાર રાજ્યમાં પિતાજીના હજુરીઆ તરીકે તેં



કરેલો ભયંકર પ્રપંચ હું કાંઇ ભૂલ્યો નથી. પુનઃ આજ મારા પર તેં છૂપી રીતે તીર છોડ્યાં! હું જતે તો તને કાંઇ કરતો નથી એમાં ઈશ્વરનો પાડ માન. બાકી, તું દૃષ્ટિમર્યાદામાં દેખાય ત્યાં સુધીમાં તું દોડતો હોય તોપણ હું તને વીંધી શકું."

"હવે એવા અખ્તરો અમારે કરવા છે!" પૃથ્વીસિંહે કહ્યું.

"બેશક." રાજકુમારી બોલી: "તમો બન્નેને આ સજા જ યોગ્ય છે. જાઓ, નહીતર લાતો મારીને દોડાવવા પડશે."

તેમનાં જ તીરકામઠાં લઇને પૃથ્વીસિંહ અને રાજકુમારી તૈયાર થઇને ઉભાં અને દારૂણ તથા ગોરધનને જવું પડ્યું. તેમની પાછળ સો કદમ ગણતો મોહનસિંહ ગયો. એટલાં કદમ પૂરાં થતાં જ ગોરધન અને દારૂણે મૂઠીઓ વાળીને દોડવા માંડ્યું પણ એમની પાછળ તીરોનો વરસાદ ચાલુ થયો. પૃથ્વીસિંહના ત્રીજા તીરે ગોરધન વિંધાઈ ગયો રાજકુમારીના પાંચમા તીરે દારૂણ જમીન પર પટકાઇ પડ્યો!

"હર હર મહાદેવ!" દૂરથી બૂમો સંભળાઈ. વળી તે સાથે: "મારો, કાપો" એવી પણ બૂમો પડવા લાગી.

મઠની દિશામાંથી એ અવાજો સંભળાતા હતા. મોહનસિંહને ચિંતા ઉપજી કે, શું મઠપર કોઇએ આક્રમણ કર્યું? તે મઠ તરફ દોડ્યો. દોડતાં દોડતાં તેને યાદ આવ્યું કે, પોતે શસ્ત્ર નહીં ઝાલવાની પ્રતિજ્ઞા કરી બેઠા છે! એને સહેજ નિરાશા ઉપજી; કિંચિત્ પશ્ચાતાપની લાગણી થઇ. પણ એણે નિવારણનો માર્ગ કાઢ્યો. એકાદ ઝાડનું મજબુત થડીઉં અથવા તો મઠના કિલ્લાની લાકડાની ભોગળનો ઉપયોગ કરવામાં બાધ નથી; અને એ નિર્ણય કરીને ઉત્સાહથી તે મઠ તરફ દોડ્યો.

એની પાછળ પૃથ્વીસિંહ અને રાજકુમારી પણ દોડ્યાં.

એ અવાજો હોલ્કર અને તેના છુપાઈ રહેલા માણસોએ મઠપર કરેલા આક્રમણને લીધે થઇ રહ્યા હતા. મોહનસિંહ અને રાજકુમારી જ્યાં સુધી વાત કરતાં હતાં ત્યાં સુધી તેઓ છુપાઈ રહ્યા હતા. પૃથ્વીસિંહ આવ્યો અને તેની સાથે તેઓ ગયાં તે પછી મોહનસિંહની ક્ષણિક ગેરહાજરીનો લાભ લઇને હોલ્કરે પોતાના માણસોને મઠપર હલ્લો કરવા હુકમ કરી દીધો હતો.

હોલ્કરનું લશ્કર મઠની ઉત્તરે છૂપાઇ રહ્યું હતું અને મોહનસિંહ વગેરેએ મઠની દક્ષિણે પ્રયાણ કર્યું હતું; તેથી તેઓની નજરે હોલ્કરનો કોઇ માણસ પડ્યો નહતો.

દારૂણ અને ગોરધનનો છુપો હલ્લો હોલ્કરના હલ્લા સાથે સંબંધ ધરાવતો નહતો. ગોરધનને દેશનિકાલ કરવામાં આવ્યા પછી તે છુપાયલો છુપાયલો ભટકતો હતો. દારૂણ મઠ આગળ જ મોહનસિંહને મારી નાંખવા માટે રખડતો રહેતો હતો. અચાનક તે બેનો મેળાપ આ કાવત્રાની અગાઉ એકાદ સપ્તાહ પર થયો હતો. મોહનસિંહને તેઓ એકલો પડેલો જોવા ઈચ્છતા હતા. બે દિવસ અગાઉ જયપુરના મંદિર આગળ વિપાણસિંહે તેમને જોયા. તેમના બેતથી તે વાકેફ થયા અને આજ રાત્રિના મિલન

પ્રસંગથી તેણે તેમને માહિત કર્યાં; જેથી આ બે જણ ઝાડીઓમાં છૂપાઇ રહ્યા હતા અને આખરે તેઓને તીરથી વિંધાઇને પોતાની કરણીનાં ફળ ચાખવાનો વારો આવ્યો!

હોલ્કરના લશ્કરે મઠ ઉપર હલ્લો કર્યો કે તેની અંદરના માણસો જાગૃત થઇને તે લશ્કર સામે ઝૂઝવા લાગ્યા. આ લડાઇ દરમ્યાન **મોહનસિંહ** મઠ આગળ આવી પહોંચ્યો. તેણે માર્ગમાંથી એક ઝાડનું મજબુત થડીઉં પોતાના હાથમાં લીધું હતું. એને વીંઝતો વીંઝતો અને લાગ ફાવે તો દુશ્મનોને તે જોશબંધ ફટકારતો તેમજ એ થડીઆ વડે પોતાની સામેના દુશ્મનોની તલવારોના હુમલા અટકાવતો તે આગળ ને આગળ વધ્યો.

મઠવાસીઓ ભારે જોશમાં આવીને લઢતા હતા. **મોહનસિંહે** તેઓની વચમાં પોતાનું સ્થાન લઇને "જય રામજી" "જય શ્રીજી" "અચલાનંદ સ્વામીકી જય" એવા એવા પોકારો પાડીને તેઓને ઉત્સાહી બનાવ્યા. પૃથ્વીસિંહ અને રાજકુમારી પણ આ યુદ્ધમાં જોડાયાં.

બન્ને પક્ષો રંગમાં આવીને ઝૂઝતા હતા. એ લડાઇ મળસકા સુધી ચાલી અને એવામાં દૂરથી બંદૂકો ફુટવાના અવાજો સંભળાયા. થોડીવારે પિંઢારાઓનો સરદાર અમીરખાન મોટા લશ્કર સાથે ત્યાં આવી પહોંચ્યો. તેણે હોલ્કર સામે યુદ્ધ આદર્યું. હોલ્કરની દશા 'બોડીઆ સાપનો બે પાસથી મરો' એવી થઇ પડી. એનાથી ન પીછેહઠ થઇ શકી, કે ન શત્રુદળમાંથી કોઇ પર જીત મેળવી શકાઇ. એની સાથેનો એકકે એક માણસ મરણ પામ્યો અને એ પોતે અમીરખાનને હસ્તક કેદ થઈ ગયો.

એની કેદી દશામાં **અમીરખાને** પૂછ્યું: "કેમ, કરીમખાનવાળા છ લાખ રૂપીઆ ક્યારે આપવા છે? હવે તો જીવતા સુધી મારે ત્યાં ગુલામી કરો અને એ રીતે તમારા રૂપીઆ વસુલ થયેલા ગણવામાં આવશે."

હોલ્કરે પ્રથમ તો એ મશ્કરી માની; પણ **અમીરખાને** તો બરાબર પોતાનો બોલ પાળ્યો. તે તેને પોતાની સાથે લઈ ગયો અને સામાન્ય કેદીની માફક તેની પાસે મજુરી કરાવવા માંડી. હોલ્કરનો જીવ આથી ફટકી ગયો. તેની ડાગળી ચસકી ગઇ. તે દીવાનો બની ગયો. તેને એ હાલતમાં ઇંદોર મોકલવામાં આવ્યો. એની પાગલદશા જોતાં તુલસીબાઇએ એને સખ્ત પહેરા નીચે રાખ્યો. કંઇક મુદ્દત સુધી તે પહેરામાં રહ્યો પણ અચાનક નાસી છૂટયો.

આખરે એક દિન જગતને ખબર મળી કે, હોલ્કર ભાનપુરા શહેરમાં પાગલ દશામાં ગુજરી ગયો છે!






ઈ. સ. ૧૮૧૬ના ડીસેમ્બર માસમાં અંગ્રેજી ફોજ પિંઢારાઓનો નાશ કરવા માટે માળવા તરફ ચાલી. એ વખતે અમીરખાન જયપુર રાજ્યના માધુરાજપુર કિલ્લાને ઘેરો ઘાલવામાં રોકાયલો હતો; અને અન્ય પિંઢારા સરદારો કરીમખાન, ચીતુ, દોસ્તમહમદ વગેરે જુદી જુદી પિંઢારી ટુકડીઓ સહિત જ્યાં ફાવે ત્યાં લૂંટફાટ કરવામાં પ્રવૃત્ત હતા.

અંગ્રેજ સેનાપતિ લૉર્ડ હેઇક હતો. એની પાસે રાજસ્થાનોની સહાયથી કુલ એક લાખ સોળ હજાર લડવૈયાઓની ફોજ થઇ હતી. ત્રણસો તોપો હતી. "સામાન્ય શત્રુ સામે થવા માટે અંદર અંદરના મતભેદ વિસરીને મિત્રો થવું એ જ શ્રેયસ્કર છે" એ સિદ્ધાંત અનુસાર રાજસ્થાનોએ આ મહાયુદ્ધમાં પોતપોતાનાં આંતરિક વેરઝેર દબાવી દીધાં હતાં. જાલિમસિંહે અને કિશોરસિંહે આ યુદ્ધ માટે અંગ્રેજોની સાથે રહેવા કબૂલ કર્યું હતું; અને કોટા રાજ્યના લશ્કરની ઘણી સારી સંખ્યા અંગ્રેજોની મદદે મોકલી આપી હતી.

અમે આ યુદ્ધની વિગતમાં ઉતરીને વાંચકોને કંટાળો નહીં આપીએ. ટૂંકમાં એટલુંજ કહેવું બસ થશે કે, અંગ્રેજોએ આદરેલું આ યુદ્ધ સવા વર્ષ સુધી ચાલ્યું. કોટા ઉપરાંત બીજાં કેટલાંક રાજ્યોએ પણ સૈન્યો મોકલી આપીને અંગ્રેજોને મદદ કરી. અંગ્રેજોએ આ યુદ્ધમાં અગ્રભાગ લીધો; અને પિંઢારાઓને સદંતર નાબૂદ કરવા માટે રાજસ્થાન અને મધ્યહિંદની બધી દિશાઓમાં તેઓને ઘેરી લેવા ઠરાવ્યું.

મોહનસિંહે અને કર્નલ મેન્સને બ્રિટિશ એજંટ સર જોન માલ્કમને અમીરખાન માટે સારો અભિપ્રાય આપ્યો હતો. પરિણામે એક ખાસ સવારને માધુરાજપુર ખાતે મોકલીને લૉર્ડ હેઇકે અમીરખાનને નીચેની શરતો જણાવીઃ [૧] તમારે અંગ્રેજ સત્તાની મૈત્રિ સ્વીકારવી અને તેની સામે લડતા બંધ પડવું; [૨] અંગ્રેજો નક્કી કરે એટલીજ સંખ્યાનું લશ્કર તમારે તમારી પાસે રાખવું; [૩] તમારી તોપો અંગ્રેજોને વેચી દેવી, જેની વ્યાજબી કિંમત આપવામાં આવશે; [૪] એના બદલામાં અમુક પરગણાંઓ તમને આપવામાં આવશે.

અમીરખાને આ શરતો વાંચી સમય પારખી લીધો. અંગ્રેજ સૈન્ય સામે પોતે ટકી શકે એવી તેને આશા નહતી. ઉપરાંત વગર લડાઇએ તેને અમુક પરગણાંઓ મળતાં હતાં. તેણે જવાબ લખ્યો: "હું તમારી સામે લડી શકું એટલી મારામાં તાકાદ છે પરંતુ તમારું યુદ્ધ ધર્મયુદ્ધ હોવાથી હું મારી શરતોએ ત્રણ માસ બાદ તમારી મૈત્રિ સ્વીકારીશ અને ત્યાં સુધી તટસ્થ રહીશ. તમારી ચાર શરતોમાંની પ્રથમ

ત્રણ શરતો મને મંજુર છે. ચોથી શરત માટે હું અમુક પરગણાંઓનાં નામ લખી મોકલું છું તે મને મળશે તો જ હું રાજી થઈશ."

અંગ્રેજ સેનાપતિએ તત્કાળમાં એ પત્રની નોંધ લીધી.

જસવંતરાવ પાગલ હાલતમાં ભાનપુરા ખાતે મરણ પામ્યા પછી તુલસીબાઇએ ઇંદોર રાજ્યનું રાજપ્રતિનિધિપદ લીધું હતું. એની મદદે ગણપતરાવ અને બાલારામ શેઠ નામનો એક વણિક સલાહકાર તરીકે હતા. જસવંતરાવની એક બીજી ઉપસ્ત્રીના મલ્હારરાવ નામના એક પુત્રને તુલસીબાઇએ હોલ્કરના નામથી દત્તક લીધો હતો અને તેનું તે પ્રેમથી જતન કરતી રાજ્યકારોબાર ચલાવતી હતી.

સર જોન માલ્કમે પિંઢારાઓ સામે ચઢાઈ શરૂ કરતાં પહેલાં તેને ખબર આપી કે, હોલ્કરના રાજ્યને અંગ્રેજોનું દોસ્ત બનાવો. તુલસીબાઇએ ના પાડી.

બાલારામ શેઠને એ ના ગમ્યું. ગણપતરાવે તુલસીબાઇને ટેકો આપ્યો. તુલસીબાઇએ લશ્કરની તૈયારી કરાવી. બાલારામ શેઠે રાજ્યના પ્રતિષ્ઠિત માણસોની સાથે મંત્રણા કરીને તેમજ લશ્કરના કેટલાક સરદારોને સાથે રાખીને તુલસીબાઈ પાસે જઈ, સમય સમજી જવા છેલ્લી ચેતવણી આપી. તુલસીબાઈ મક્કમ રહી અને બાલારામને તેણે ધુત્કારી કાઢ્યો.

"તમારી હઠ માટે તમારે પસ્તાવું પડશે," એમ કહી બાલારામ જતો રહ્યો.

"એ હવે આપણો ખુલો શત્રુ થયો," ગણપતરાવે તુલસીબાઇને કહ્યું.

"તો ઉગતા શત્રુને શરૂઆતથીજ ડામવો જોઇશે." તુલસીબાઇએ કહ્યું.

તુલસીબાઇએ તે રાત્રે બાલારામ શેઠને છુપી રીતે ગરદન મરાવ્યો. બીજે દિવસે જ્યારે એ વાતની જાણ ઇન્દોર શહેરમાં થઈ ત્યારે ખળભળાટ મચી રહ્યો. લશ્કરમાં બે વિભાગ પડી ગયા. એક વિભાગે બાલારામ શેઠના ખૂન માટે તુલસીબાઈ અને ગણપતરાવને જોખમદાર ઠરાવ્યાં. બીજા વિભાગે તે બાબતનો ઇન્કાર કરી તેઓને નિર્દોષ જણાવ્યાં.

તુલસીબાઈ ઇન્દોરથી અલોટ નામના નજદીકના એક ગામમાં વસવા ગઇ અને ત્યાંથી તેણે હોલ્કર રાજ્ય ઉપરનો કાબૂ સખ્ત કરવા માંડ્યો.

તુલસીબાઇ અને ગણપતરાવે આણીને વખતે કામ આવે તે માટે પોતાની પાસે લૂંટમાં મળેલું ઘણું ધન જાળવી રાખ્યું હતું. અંગ્રેજો સામે થવા માટે તેઓએ એ ધનમાંથી પોતાના સૈન્યને પગાર આપીને શાન્ત કર્યું. જો કે સૈન્યને પૂરતો સંતોષ થાય તેટલું તે ધન નહોતું અપાયું તો પણ તત્કાળને માટે તેથી મામલો શાન્ત પડ્યો અને અંગ્રેજો સામે લડવા સૈન્યે ખુશી બતાવી. બાલારામની બાબત વિસારે પાડી દેવામાં આવી.

અંગ્રેજ લશ્કરે ઉજ્જન પર ઘેરો ઘાલ્યો. તુલસીબાઇ તે વખતે ગંગરાવના કિલ્લામાં ગઇ હતી. ઉજ્જનમાંનું લશ્કર અંગ્રેજો સામે લડ્યું તો ખરૂં; પણ વધારે સૈનિકો જોઇએ એવી ખબર તુળસીબાઇને કહેવરાવવામાં આવી. વળી, બીજી બાજુથી ઇંદોર પર અંગ્રેજોએ હલ્લો કર્યો. ત્યાંથી પણ લશ્કર મદદ માટે કહેણ આવ્યું. તુલસીબાઇ અને ગણપતરાવની મુંઝવણ વધી. તેમણે અંગ્રેજ લશ્કર સાં[illegible] રીતે સમજુતીના સંદેશા ચલાવવા માંડ્ય

એવો વહેમ તે સરદારને પડ્યો. બીજાઓને એ વહેમ તેણે જાહેર કર્યો. સૌએ ઠરાવ કર્યો કે–હવે એ એના મોત સિવાય બીજો કોઈ માર્ગ રહ્યો નથી.

તેઓ બન્ને અંગ્રેજી છાવણીમાંથી પાછાં ફર્યાં ત્યારે તેઓને પઠાણ સરદારોએ કેદ કરી લીધાં. તુલસીબાઈએ વીફરેલી વાઘણની માફક અગાધ રડારોળ મચાવી પણ તેનું કાંઈ ચાલ્યું નહીં. તે સરદારોએ તેની ઉપર બે આરોપો મૂક્યાઃ

(૧) જશવંતરાવના મર્હૂમ આત્માને દગો દઈને તુલસીબાઈ ગણપતરાવ સાથે ગેરવાજબી વર્તન રાખે છે; અને (૨) અંગ્રેજો સાથે મળી, જઈને સરદારોને કેદ કરાવવા માટે તેણે કાવત્રું રચ્યું છે. આ બન્ને આરોપસર તુલસીબાઈ અને ગણપતરાવને લશ્કરી પદ્ધતિથી ગરદન મારવાં.

તુલસીબાઈએ ઘણી કાકલુદી કરી; પોતાને નિર્દોષ જાહેર કરી; પરંતુ તેની હકીકત માનવામાં આવી નહીં અને તેને તથા ગણપતરાવને ગોળીબારથી મારી નાંખવામાં આવ્યાં.

તે સરદારો તે બાદ બાળરાજા મલ્હારરાવ પાસે ગયા અને તેને તેઓએ પોતાની ઇચ્છાનુસાર અંગ્રેજો સામે લડવા ફરજ પાડી.

બીજે દિવસે મહીદપુર આગળ પઠાણ સરદારોની સહાયથી હોલ્કરે અંગ્રેજો સામે જંગ માંડ્યો.

મલ્હારરાવ એક હાથી પર બેસીને આ લડાઈમાં અંગ્રેજોની સામે જુસ્સાથી લડવા લાગ્યો. પણ આખરે એ લડાઈમાં હોલ્કરની હાર થઈ. જ્યારે તેના સૈનિકો ગુજરાતમાં નાસવા લાગ્યા ત્યારે સોળ વર્ષના આ વીર બાળકે તેઓને ધિક્કાર આપ્યો. પણ એનું કોણ સાંભળે? દોડધામ દરમ્યાન મલ્હારરાવનો હાથી ઘવાયો. તે નીચે ઉતરી પડ્યો. આસપાસ જોતાં તેનું પોતાનું સૈન્ય નાસી ગયેલું જણાયું. તે એક પથ્થર પર બેસી ગયો અને રડવા લાગ્યો.

કેટલીવાર સુધી તે ત્યાં બેઠો. તે પોતાના બન્ને ઘૂંટણની વચ્ચે માથું નાંખીને રડતો રહ્યો. અંગ્રેજ લશ્કર ચોગરદમ ત્યાં ફરી વળ્યું હતું. અંગ્રેજ સેનાપતિએ કીંમતી પોષાકમાં બેઠેલા આ યુવકને જોયો અને તેની પાસે જઈને પૂછપરછ કરી. માલુમ પડ્યું કે, તે હોલ્કરનો દત્તક પુત્ર હતો. અંગ્રેજ સેનાપતિએ તેને રડતો જોઈને આશ્વાસન આપ્યું; એટલે તે બોલ્યોઃ "મને કાંઈ ગભરાટથી રોવું આવતું નથી."

અંગ્રેજ સેનાપતિ એ સાંભળીને ચકિત થયો. તેણે પૂછ્યુંઃ "તો શા માટે રડે છે?"

"હાય! મારા માણસોને બાયલાઓની માફક નાસતા જોઈને મને રડવું આવે છે!"

"એ બિચારાઓ નાસે નહીં તો શું કરે?"

"શું કરે? બહાદુરને શું કરવાનું હોય? સૈનિકની શી ફરજ હોય? શ્રીમદ્‌ભગવદ્‌ગીતા કહે છે કેઃ—

हतो वा प्राप्स्यसि स्वर्गं जीत्वा वा मोक्ष्यसे महीम्।

એ આજ્ઞાનુસાર બહાદુરે તો લડાઈમાં પ્રાણ પાડવો અથવા જીત મેળવવી. પણ કદાપિ નાસવું જોઈએ નહીં."

"શાબાશ, વીર બાળક," અંગ્રેજ સેનાપતિએ તેના ઉમદા વિચારોથી પ્રસન્ન થઈને કહ્યુંઃ "મને ખાત્રી છે કે, તું ભવિષ્યમાં એક વીર રાજવી થશે."

આ બનાવ પછી એક પખવાડીઉં વીતતાં મંદેસર ખાતે તહનામું થયું અને તેમાં તાત્યા જોગ નાસના દિવાનની સહીથી અંગ્રેજો સાથે સંધિ કરવામાં આવી.

ચોગરદમ અંગ્રેજોએ આ પિંડારા વિગ્રહમાં ઉપરાઉપરી ફત્તેહો જ મેળવવા માંડી. મેવાડના મહારાણાએ સર ચાર્લ્સ થીઓફિલસ મેટકાફ સાથે સંધિ કરીને અંગ્રેજોની દોસ્તી સ્વીકારી. જયપુર ખાતે સર ડેવિડ ઓક્ટર લોનીના મધ્યસ્થપણાથી મેવાડની માફક કરારો કરવામાં આવ્યા. જોધપુર, મારવાડમાં કર્નલ સધરલેંડની સાથે માનસિંહે સંધિ કરીને અંગ્રેજોની મૈત્રિ સ્વીકારી. બુંદીએ અંગ્રેજોને સાથ આપ્યો હતો. એ મદદની કદર કરીને અંગ્રેજોએ તે રાજ્યને સિંધિયા અને હોલ્કર તરફથી પચાવી પાડવામાં આવેલાં તેનાં કેટલાંક પરગણાં પાછાં અપાવ્યાં.

મધ્ય હિંદનાં સંસ્થાનો જ્યાં પિંઢારાઓનો દોર હતો ત્યાંથી પણ પિંઢારાઓનો નાશ કરવામાં આવ્યો.

ગ્વાલિયરનો દોલતરાવ સિંધિયા પિંઢારા વિગ્રહમાં અંગ્રેજો સાથે હતો.

તે ૧૮૧૭ ના માર્ચની ૨૧ મી તારીખે ગુજરી ગયો. વિગ્રહ તે વખતે ચાલુ હતો. બ્રિટિશોએ તેની રાણી બાઇજા બાઇને દત્તક લેવા પરવાનગી આપી. મુગટરાવ નામના એક દૂરના કુટુંબીને તેણે ખોળે લીધો અને તેનું નામ જીંકોજીરાવ પાડી તેને ગાદીએ બેસાડયો અને રાણીએ પોતાના ભાઈ ઈંદુરાવની મદદથી રાજકારભાર ચલાવ્યો.

ગ્વાલિયરની પાસે આવેલા ધાર રાજ્યમાં આનંદરાવ પવારની વિધવા સ્ત્રી મીનાબાઈ રાજ્ય કરતી હતી. તેણે પોતાની બહેનના પુત્ર રામચંદ્રરાવ પવારને દત્તક લઇ ગાદીએ બેસાડેલો હતો, પણ તે રાજ્યમાં વડી સત્તા હોલ્કરની હતી. અંગ્રેજોએ આ રાજ્ય પર ઘેરો ઘાલ્યો. રાણીની બહાદૂરી અને દઢતાથી તેનું લશ્કર અંગ્રેજો સામે ઘણો વખત ટકી રહ્યું. આખરે ૧૮૧૮ ના જાન્યુઆરીની ૧૦ મી તારીખે કોલકરાર થયા.

સિંધિયાના રાજ્યની દક્ષિણે આવેલા દેવાસના રાજ્યમાં, ભોપાળમાં, રતલામમાં વગેરેમાં પણ ઘટતં શરતો કરવામાં આવી.

તા. ૩૦ મી ડીસેમ્બર ૧૮૧૭ ના રોજ અમીરખાન સાથે અંગ્રેજોને સંધિ થઇ. તે મુજબ સીરંજ, પીરાવા, ગોગળ અને નીમાહીરા પરગણાં ઉપર અમીરખાનનો કબજો અંગ્રેજોએ મંજુર કર્યો. ઉપરાંત ટોંક રામપુરાનો કિલ્લો તથા પરગણું સ્વતંત્ર ઇનામ તરીકે તેને આપવા ઉપરાંત રૂપિયા ત્રણ લાખની રકમ ધીરવામાં આવી.

અમીરખાને ટોંકને પોતાના રાજ્યની રાજધાની ઠરાવી. એ નગર બુંદીની ઉત્તરે અને જયપુરની દક્ષિણે આવેલું હતું.

આ મુજબ પિંઢારાઓનો નાશ કરીને રજપુતાનામાં તથા મધ્ય હિંદમાં અંગ્રેજોએ શાન્તિનો અમલ સ્થાપ્યો.

પૃથક્ પૃથક્ સ્થળોએ અંગ્રેજો સાથે લઢતાં પિંઢારાઓના જાણીતા સરદારો ચીતુ, કરીમખાન, દોસ્ત મહમદ, ગફુર વગેરે માર્યા ગયાં અને અમીરખાને તેઓની કરણીનાં ફળ તેમને એ રીતે મળે એમ ઇચ્છયું હોવાથી તેમનું શું થયું તે જાણવા દરકાર રાખી નહીં.



જોતો રહીશ; અને રાજ્યની આબાદી વધે એવાં કામ કરીશ. એમાં મદદગાર થવું એ પ્રત્યેક જયપુરવાસીનો ધર્મ છે, પછી ચાહે તો તે સામાન્ય પ્રજાજન હોય કિંવા રાજ્યમાં મોટો અમલદાર હોય."

સમજદાર માણસોને મોહનસિંહનું એ જાહેરનામું પસંદ પડયું. તેણે પોતાની ઉપલી જાહેરાત પ્રમાણે બની શકતું વર્ત્તન ચલાવવા ઘટતો બંદોબસ્ત કરી દીધો.

જોધારામને કાંઈ આ પસંદ પડયું નહીં. તે કોટામાં જાલિમસિંહની સલાહ લેવા આવ્યો. પાક્કા જાલિમસિંહે વિચાર કરી જોયો. ટંટો વધે અને તેને પરિણામે જયપુરમાં અસ્તવ્યસ્તપણું થઇ જાય એમાં જ પરરાજ્યોને લાભ થાય અને વખત છે ને જયપુર પર આક્રમણ કરીને તે રાજ્ય હસ્તગત કરી શકાય. આ હેતુ ધ્યાનમાં રાખીને જાલિમસિંહે વચ્ચે પડવા ના પાડી. જોધારામ તો તેના બળ ઉપર ઝઝુમતો હતો, તે નિરાશ થયો પરંતુ તેના હૈયામાં એક હામ તો હતી જ કે, ભટ્ટીરાણી ગર્ભવતી છે એટલે જયપુરની ગાદી બીજા કોઈને હસ્તક કાયમને માટે તો રહેવાની નથી જ. તે દિલ્હી જઇને બ્રિટિશ એજન્ટને મળ્યો. બ્રિટિશ એજંટે સર ઓકટર લોની નામના એક વિશ્વાસુ અમલદારને જયપુરના સલાહકાર તરીકે નીમ્યો.

એ અમલદારે જયપુર આવીને મોહનસિંહ સાથે વાતચીત કરી જોઈ તેના ઉમદા ખ્યાલો વિષે અને તેના કપટભાવરહિત હેતુ વિષે તેને સારો અભિપ્રાય બેઠો. તેણે મોહનસિંહને રાજસિંહાસને વિરાજીત રાખ્યો અને પોતે ત્યાં રહ્યો.

ઈ. સ. ૧૮૧૯ ના એપ્રિલ માસની ૨૫ મી તારીખે ભટ્ટી રાણીએ એક કુંવરને જન્મ આપ્યો. એનું નામ સવાઈ રામસિંહ રાખવામાં આવ્યું. એ કુંવરનો જન્મ થતાં જ "બે દિનની બાદશાહી" એ કહેવત મુજબ થોડાક માસ સુધી જયપુરનું રાજ સિંહાસન શોભાવનાર મોહનસિંહ જયપુરમાંથી વદાય થયો. પણ વૈરીસાલ સરદારના મન ઉપર, બ્રિટિશ રેસિડેન્ટના મન ઉપર અને જયપુરની પ્રજા ઉપર પોતાને માટે તે ઉમદા પ્રકારની છાપ પાડતો ગયો.

તે પોતાના મઠમાં આવીને પુનઃ વસવા લાગ્યો. છએક માસ વીતતાં તેને ખબર મળી કે, તેની સામે ખટપટ આદરનાર અને જાલિમસિંહની સલાહ લેવા જનાર જોધારામને અણવિશ્વાસથી રેસિડેન્ટે જયપુરમાંથી દૂર કર્યો છે અને વૈરીસાલ સહિત મળીને રેસિડેન્ટે રાજવહિવટ ચલાવવા માંડયો છે.







## પરિચ્છેદ ૪૫ :

## ધૂંધવાયલી આગના ભડકા

પિંઢારા—વિગ્રહને ત્રણ વર્ષ વહી ગયા પછી કોટા રાજ્યમાં બહારથી દેખાતી શાન્તિ એક દિવસ અશાન્તિમાં પલટાઇ ગઈ.

જાલિમસિંહ તે દિવસે કોટાના કિલ્લામાંની પલટણની તપાસ કરવા ગયો. સેનાપતિ સૈયફઅલી તેની સાથે રહીને કિલ્લામાંની ગોઠવણો બતાવવા લાગ્યો. જુદી જુદી જગ્યાઓએ પલટણની ટુકડીઓને યુદ્ધ સમયે કેવી રીતે ગોઠવાઇ જઇને લડવું તેની તાલીમ સૈયફઅલીએ આપેલી હતી. તે સમજાવવામા તે રોકાયો હતો તેવામાં એક સૈનિક બે ત્રણ વખત તેઓની પાસે થઇને પસાર થયો. તે એકનો એક સૈનિક વારંવાર નજરે પડ્યો, તેથી અચાનક જાલિમસિંહના દિલમાં શંકા ઉત્પન્ન થઈ. હવે જો ફરી વાર તે જ સૈનિક દેખાય તો પોતાની શંકાનું સમાધાન યુક્તિપૂર્વક કરી લેવું એવો તેણે નિશ્ચય કર્યો.

સેનાપતિ તેને જ્યારે લશ્કરી સરંજામ રાખવાના સ્થાને લઈ ગયો ત્યારે તે જ સૈનિક ફરીથી જાલિમસિંહ અને સેનાપતિ આગળથી પસાર થયો. ચતુર જાલિમસિંહે એ વખતે સેનાપતિથી જરાક દૂર જઇને ત્યાંના એક પહેરેગીર સૈનિક સાથે વાતચીત કરવા માંડી, પણ બાડી નજરે તે સેનાપતિ તરફ વચ્ચે વચ્ચે જોતો રહ્યો.

અચાનક તેના જોવામાં આવ્યું કે, પેલા સૈનિકે સેનાપતિ પાસે જઈ છુપી રીતે તેના હાથમાં એક ચીઠ્ઠી મૂકી અને સેનાપતિ તે વાંચવા લાગ્યો. જાલિમસિંહ તરત જ તેની પાસે ગયો અને બોલ્યો:

"બતાવો જોઉ, એ ચિટ્ઠી કોની છે, સેનાપતિજી ?"

"શેની ચિટ્ઠી, નામદાર ?" સેનાપતિએ પૂછ્યું.

"તમારા હાથમાં છે તે."

"નામદાર, એ તો દવાની ગોળી છે," એમ કહીને સેનાપતિએ તે ચિટ્ઠીની નાની ગોળી બનાવીને પોતાના મોઢામાં મૂકી દીધી.

"હં. હં." જાલિમસિંહે કહ્યું: "તમે બહુ માંદા થઇ ગયા લાગો છો! હું તમારા માટે રજાનો બંદોબસ્ત કરીશ."

જાલિમસિંહ આટલું કહી કિલ્લામાંથી બહાર નીકળ્યો અને પોતાને મહેલે આવીને તેણે સેનાપતિને પદભ્રષ્ટ કરવાનો હુકમ લખી અમાત્યને તેનો તાબડતોબ અમલ કરવા ફરમાવી દીધું.

અર્ધો કલાક વીત્યો ત્યાં તો મહારાવ તરફથી જાલિમસિંહ ઉપર એક હુકમ આવ્યો: "દિવાન, તમારૂં ધાર્યું નહીં થાય. સેનાપતિને તમે વિનાકારણે પદભ્રષ્ટ કર્યા છે. અમે તેમને એ જ પદે ફરીથી સ્થાપીએ છીએ.

આજ્ઞાપત્રિકાનો કાંઇ જવાબ નહીં વાળતાં તેણે મદદનિશ સેનાપતિને પોતાની પાસે બોલાવ્યો અને સેનાપતિપર જાસુસીનું કામ તેને સોંપ્યું.

સાયંકાળે મદદનિશ સેનાપતિ જાલિમસિંહ પાસે આવ્યો અને તેના હાથમાં તેણે એક ચિઠ્ઠી મૂકી. તેમાં નીચે મુજબ લખેલું હતું:

" રીદો બપ્તથીણી પટુઆઠીર નેકગુક
જેબમાત્રિરા એરગેં વાનાપ્ય આરામ"

આ ચિઠ્ઠી વાંચીને જાલિમસિંહ બોલ્યો: "ઓહો આ તો કોઇ સેળભેળીઆ ભાષા મારફત કામકાજ ચાલે છે!"

મદદનિશ સેનાપતિએ તેને ખબર આપી કે, સેનાપતિના મેજ ઉપરથી આ ચિઠ્ઠી મળી આવી છે. જાલિમસિંહે તરતજ મગજ કસ્યું અને શબ્દો આમ તેમ આડાઅવળા ગોઠવીને અર્ધા કલાકના અરસામાં તેણે નીચે મુજબનું સ્પષ્ટ વાકય ગોઠવી દીધું: "ગુપ્ત માર્ગેથી આપણી ટુકડીને બરાબર મધ્યરાત્રિએ આજે રવાના કરી દો."

"પેલી ચિઠ્ઠી ગમે તે બાબતની હો, પણ આ ચિઠ્ઠીનું કાવત્રું ઠીક ખુલ્લું થઇ ગયું!" આમ બરબડીને જાલિમસિંહે મદદનિશ સેનાપતિને વદાય કર્યો. એ બાદ પોતાના ગુપ્તચર ખાતાના વડાને તેણે બોલાવ્યો અને તેની સાથે કેટલોક વખત મસલત કરી.

× × ×

એ રાત્રિએ નવ વાગે હમેશના નિયમ મુજબ કોટાના દરવાજા બંધ થયા. તે બાદ થોડીક જ વારે કિલ્લાથી આશરે પા માઇલ દૂર બે ઘોડેસવાર એક ઝાડ આગળ ઉભા હતા. તેમની પાસે એક ઘોડેસવાર આવ્યો અને તેણે ખબર આપી કે, "દરવાજા બંધ થયા છે. કોઇને કાંઈ શક ગયો હોય, એમ જણાતું નથી."

"ઠીક, ત્યારે હવે આપણે નહીં રોકાઇએ. બરાબર મધ્યરાત્રિએ પાછા આવીશું," બે ઘોડેસવારે જવાબ દીધો અને તેઓ ત્રણે ત્યાંથી ચાલ્યા ગયા.

તેજ જગ્યાએ તે ઝાડને ઓથે તે વેળા એક માણસ છુપાયલો હતો તે બહાર નીકળ્યો અને એકલો તે એકલો આગળ ચાલ્યો. તે સહેજ પા માઇલ ચાલ્યો હશે તે બાદ એક સ્થળે બેઠેલા ચાર માણસો આગળ આવીને બોલ્યો: "મહારાવ એક ઘોડેસવાર સહિત અહીંથી પા માઇલ દૂર શહેરના દરવાજા બંધ થવાની રાહ જોતા ઉભા હતા. આપને તેમની ગેરહાજરીની શંકા પડી નથી એવી ખબર એક બીજો ઘોડેસવાર આપી ગયો. તે બાદ મધ્યરાત્રિએ પાછા આવીશું એમ કહી પોતે તે બે સવારો સાથે કયાંક ગયા."

"ઠીક. તેઓ જ્યાં ગયા હશે ત્યાંથી ખબર આવશે. તું તારી જગ્યાએ પાછો જા," ચારમાંથી એક જણે તેને હુકમ કર્યો.

અર્ધો કલાક બાદ ત્યાં એક બીજા માણસે આવીને ખબર આપી કે, મહારાવ ચોગરદમ ફર્યા કરે છે. બધા ગુપ્તચરો સાવધાનીથી છુપાયા છે."

× × ×

કોટાના કિલ્લામાંથી જ્યાં બાર વાગવા માંડયા કે તરતજ કિલ્લાથી અર્ધા માઇલના ઘેરાવામાં છુપાઇ રહેલા જાલિમસિંહના ગુપ્તચરોમાં હલનચલન થઇ રહ્યું. જે જગ્યાએ મહારાવ અને બે ઘોડેસવારો નવ વાગે માલુમ પડયા હતા તેજ જગ્યાએ તેઓ પુનઃ આવી લાગ્યા. થોડીવારે તે ઝાડનું થડ ખુલ્લું થયું અને તેમાંથી અનેક સૈનિકો બહાર આવવા લાગ્યા. આશરે બે હજારની સંખ્યામાં તે સૈનિકો આવી ચૂકયા પછી છેલ્લા આવનારે 'હવે કોઈ આવનાર નથી' એવી ખબર આપી.

એ સાંભળીને મહારાવે પોતાનો ઘોડો આગળ ચલાવ્યો અને તમામ સૈનિકો તેમની પાછળ ચાલ્યા. તેઓ તમામ ગુપચુપ પસાર થતા હતા. ફક્ત મહારાવ અને તેમની સાથેના બે ઘોડેસવારોના ઘોડાનાં પગલાં સ્પષ્ટ સંભળાતાં હતાં. તેઓ પસાર થતા હતા ત્યારે માર્ગમાં છુપાયેલા ગુપ્તચરો તેઓને છુપી રીતે જોઇ રહેતા હતા.

તેઓ એકાદ માઇલ દૂર ગયા એટલે મહારાવે

પોતાનો ઘોડો થોભાવી સૌને ઉદ્દેશીને કહ્યું: "મારા બહાદુર સેનાપતિ અને સૈનિકો, અધર્મના પંજામાંથી ધર્મનું રક્ષણ કરવા માટે લાંબા વખતની તૈયારી પછી હું આજે મારું આ રાજ્ય છોડી જાઉં છું. મારી સ્વાધીનતા મારે મેળવવાની છે, એ તમે જાણો છો. તમે તેમાં મને સાથ આપવા તૈયાર થયા છો. કદાચ મારે અગણિત દુઃખ સહેવાં પડે: કદાચ મારે જાલિમસિંહની સાથે રણજંગ ખેલવો પડે; કદાચ મારું ધાર્યું થાય નહીં અને તેથી નાઉમેદીમાં વધુ કાળ કોટા બહાર ભટકવું પડે, એ સ્થિતિમાં તમે મને તમારો 'રાજા' ગણવા, મારા હુકમો પાળવા અને મારી ખાતર દુઃખો સહી તમારા પ્રાણ આપવા પડે તોયે આપવા તત્પર થશો? જો તમારી એવી પ્રતિજ્ઞા હોય તોજ મારી સાથે આવજો—નહીંતર સુખેથી પાછા જજો."

"નેક નામદાર મહારાવ," સૈયદઅલીએ કહ્યું: "સૌની વતી હું જવાબ આપી દઉં છું કે, અમે કેવળ અમારા મહારાવનો ટેક જાળવવા ખાતર બહાર નીકળી પડયા છીએ. આપ નામદાર ખાત્રી રાખજો કે, કાં તો આપનો ટેક અથવા તો અમારા પ્રાણ એજ અમારી સૌની પ્રતિજ્ઞા છે." સૈનિકો તરફ જોઈને તે બોલ્યો: "જો હું સાચો હોઉં તો એકવાર સૌ એક સાથે ગગનભેદી સ્વરે 'મહારાવનો જય' બોલાવો."

સૈનિકોએ ઉત્સાહપૂર્વક એ સ્વરોથી આસપાસની દિશાઓ ગજાવી મૂકી.

મહારાવ અને તેમના સૈનિકોની વિદાય જાલિમસિંહ એજ જંગલમાંથી મૂક વદને જોઇ રહ્યો. જ્યારે તેઓ ચાલ્યા ગયા ત્યારે તે કોટાનગરમાં પાછો ફર્યો. દરવાજામાં પેસતાં તે મનોગત બોલ્યો: "રાજ પ્રતિનિધિપદનો નિર્ણય આખરે રણજંગમાં જ થશે એવો મને ભય હતો અને તે હવે ખરો પડયો છે!"

* * *

મહારાવ અને તેમના સૈનિકો અચલાનંદ સ્વામીના મઠ આગળ આવી પહોંચ્યા. મોહનસિંહ, પૃથ્વીસિંહ અને રાજકુમારી, મઠના માણસો સહિત તેમનો સત્કાર કરવાને અગાઉથી જ તૈયાર થઈ ઉભાં હતાં.

તેઓને મઠમાં દાખલ કરવામાં આવ્યા બાદ કિશોરસિંહે કહ્યું: "મેં એજંટને આજરોજ ખરીતો મોકલી દીધો છે કે, જાલિમસિંહ અમારા રાજ્યમાં નહીં જોઇએ. અમારે તેને કોઇ પણ પદે રાખવો નથી. તેને કોટામાંથી કાઢી મૂકવામાં આવે, એ એકજ અમારી ઇચ્છા છે. તમે અમને સાથ આપવા ઇચ્છો છો કે નહીં તે જણાવશો. મેં એજંટને આ સ્થાને ઉત્તર દેવા લખેલું છે."

"વડીલ બંધુ," પૃથ્વીસિંહે કહ્યું: "અમે વિવિધ રાજ્યોના રાજાઓને એ એક જ મુદ્દો જણાવ્યો છે કે—જાલિમસિંહને મહારાવ કિશોરસિંહ પોતાના રાજ્યમાંથી કાઢી મૂકવા માગે છે પણ તેણે પ્રબળ પક્ષ જમાવ્યો હોવાથી યુદ્ધ કરીને પણ તેને કાઢવો એવો મહારાવનો નિશ્ચય છે, જેથી અમોને સાથ આપવા વિશે તમારો શો નિર્ણય છે તે અચલાનંદ સ્વામીના મઠે વિદિત કરવો."

"મહારાવશ્રી," મોહનસિંહ બોલ્યો: "મઠના આશરે સાત થી આઠ હજાર માણસો આપની કુમકે રહેશે. ઉપરાંત ઝાલરાપટ્ટણના મહારાજા સાધુસેનજીના લશ્કરની મદદની અને જેસલમીરના લશ્કરની મદદની આપે ખાત્રી રાખવી. જયપુર, મારવાડ, મેવાડ વગેરેની મદદ વિષે પણ આપે નિઃસંદેહ રહેવું."

"અંગ્રેજ એજંટનો શો પ્રત્યુત્તર આવે છે તે જાણ્યા બાદ મારો ઇરાદો અહીંથી જુદાં જુદાં રાજ્યોની જાતિમુલાકાત લેવાનો છે, હું તેઓની મુલાકાત મારે જાતે લઉં તેથી તેઓ ઉપર સારો પ્રભાવ પડે સંભવિત છે." મહારાવે કહ્યું.

"તેઓ ચોક્કસ નિર્ણય કરે વા ન કરે પણ મેં તો એ નિર્ણય કરેલો છે કે, હવે જલ્દીથી 'એક મગની બે ફાડ, કરી દેવી.' હું રાજ્યોની મુલાકાતે નીકળી પડું છું." મહારાવે કહ્યું.

પ્રથમ તેમણે બુંદીની મુલાકાત લીધી. બુંદીના નવયુવાન રાજા વિષ્ણુસિંહે તેનો સત્કાર કર્યો પણ ખબર આપી કે અંગ્રેજ એજંટ તરફથી મને એવી મતલબની ચેતવણી અપાયલી છે કે: "કોટાના મહારાવ પોતાનું રાજ્ય છોડીને નાઠેલા છે. તેમનો આપ અતિથિસત્કાર કરો તેની સામે આડે આવવાની અમારી ઇચ્છા નથી પરંતુ જો એથી તેમના રાજ્યની શાંતિમાં ભંગ પડવા જેવું થશે અને જો રાજપ્રતિનિધિની વિરુદ્ધ શત્રુતાઆચરણ કરવાને નાઠેલા કોટાપતિ જો આપના રાજ્યમાં લશ્કર એકઠું કરશે તો આપ વિદ્રોહના જોખમદાર થશો."

કિશોરસિંહ આ વર્ત્તમાન સાંભળીને આશ્ચર્યચકિત થયો. તેણે હવે નક્કી માની લીધું કે, અંગ્રેજો રાજપ્રતિનિધિના પક્ષકાર છે. તેણે બુંદીપતિ પર કાંઈ ફરજ પાડી નહીં અને ઇચ્છા હોય તો મારી સાથે રહેશો એટલું જ કહી દીધું.

વિષ્ણુસિંહ શિકારનો શોખિન હતો. તેણે મહારાવને કહ્યું: "આપ થોડા રોજ વધુ રોકાઈ જઇ શિકાર તો ખેલતા જાઓ!"

"હું મોટા શિકાર ખેલવાની તૈયારીજ કરૂં છું." મહારાવે જવાબ દીધો.

"અરે, માણસોના શિકાર શા? મને તો સિંહ દીપડા સિવાય બીજાના શિકાર જ નથી." વિષ્ણુસિંહે જવાબ દીધો.

એના તરફની મદદની આશા નહીં જોઇને કિશોરસિંહ બુંદીની ઉત્તરનાં રાજ્યો તરફ ગયો. જેમ જેમ તે ઉત્તરમાં જવા લાગ્યો તેમ તે પ્રદેશવાસી રાજાઓ, સરદારો વગેરેએ પરમ આદર અને સન્માન સહિત તેનો સત્કાર કરવા માંડ્યો. એજંટ તરફથી સર્વત્ર બુંદીના જેવી સૂચનાઓ મોકલાયલી હતી. તેઓમાંના ઘણાખરાઓ આગળ કિશોરસિંહનું વજન પડ્યું અને તેમણે તેને મદદ આપવા હા પાડી.

ભરતપુર રાજ્યમાં કિશોરસિંહને કડવો અનુભવ થયો. ત્યાંનો જાટ રાજા આંધળો હતો. તેણે કેટલાક માણસોની સાથે મહારાવને ભરતપુરની સરહદ ઉપર ભેટ સોગાદ મોકલી પરંતુ રાજ્યમાં આવવાનું નિમંત્રણ કર્યું નહીં. તેનું એ કૃત્ય મહારાવને અસભ્ય લાગ્યું. તેમણે ભેટ લીધી નહીં. આથી રાજાએ કિશોરસિંહને કહાવી મોકલ્યું કે, અમારા રાજ્યની હદમાં આપે આવવું નહીં.

મહારાવ ત્યાંથી આગળ ચાલ્યા. અનેક રાજ્યોમાં થઇ તેઓ વૃન્દાવન ગયા, ત્યાં રાધાકૃષ્ણનાં દર્શન કરી મથુરાં ગયા. એ તીર્થધામોમાં એમના હૃદયમાં સહેજ વૈરાગ્ય ઉપજ્યો પરંતુ તેમની સાથે રહેલા તેમનાં ભાઇ અને બહેને તેમનો એ વૈરાગ્ય ક્ષાત્રધર્મ સમજાવીને ખંખેરી નાંખ્યો.





## પરિચ્છેદ ૪૬ :

## સ્વાધિનતાનો સંગ્રામ

દોઢેક માસના પ્રવાસ પછી મહારાવ પાછા ફર્યા ત્યારે તેમની મદદે ઘણા સરદારો અને રાજાઓનાં લશ્કરો આવવા લાગ્યાં.

કાળી સિંધુ નદીની પેલી પાર મુલુક નામના એક નગર નજદીક કિશોરસિંહે પોતાની છાવણી નાંખી; અને એક વાર છેલ્લી ચેતવણી રૂપે તેમણે જાલિમસિંહ ઉપર પત્ર પાઠવ્યો કે: "અમે કોટાધિપતિ કિશોરસિંહ ઇચ્છીએ છીએ કે, તમે કાયમને માટે કોટામાંથી દૂર થાઓ. તમે અમારી એ ઇચ્છા અમલમાં નહીં મૂકો તો, અમારે યુદ્ધ કરીને પણ તમને કાઢવા પડશે." જાલિમસિંહે જવાબ વાળ્યો: "હું અંગ્રેજો સાથેના આપણા સંધિ-પત્ર ઉપર દૃઢ રહું છું." મહારાવે દિલ્હી ખાતે એજંટને છેલ્લી ચેતવણીરૂપે લખી દીધું કે—' કોટામાં અમે મહારાવ જેમ ઇચ્છીએ તેમ જ થવું જોઇએ. જાલિમસિંહને તો ખાસ કરીને અમારે દૂર કરવો છે. અંગ્રેજ સત્તાની ઇચ્છા તેને ત્યાં રાખવાની હશે તો અમે તેની સાથે યુદ્ધ કરીને પણ તેને કાઢીશું. બે દિવસની અંદર આનો જવાબ નહીં મળે તો અમે યુદ્ધ શરૂ કરી દઇશું."

એજંટ સર જોન માલ્કમ અને કર્નલ ટોડ મહારાવની પાસે જાતે આવ્યા. સંધિપત્રની કલમો તેમણે એક પછી એક મહારાવને સમજાવી અને જાલિમસિંહ કોટા રાજ્યનો હિતેચ્છુ સ્તંભ હોવાથી તેની સાથે સલાહ સંપ રાખવા ભલામણ કરી. મહારાવ અડગ રહ્યા. "જાલિમ નહિ જોઇએ" એજ એક આગ્રહ તેઓ ધરી રહ્યા. કર્નલ ટોડે મહારાવને સમજાવ્યું કે: "આપનો સંકલ્પ અવ્યવહારૂ છે. સંધિપત્ર પ્રમાણે અમારાથી તેના દોષ વિના તેને દૂર કરવામાં સંમતિ આપી શકાય નહીં."

"તો ભલે, હું યુદ્ધ કરીશ એ નક્કી છે." મહારાવે કહ્યું.

"આ યુદ્ધમાં આપનો જ પરાજય થવાનો વિશેષ સંભવ છે, એ વાત આપના સમજ્યામાં નથી આવતી?" કર્નલ ટોડે પૂછ્યું.

કિશોરસિંહે નિડરતાથી જવાબ દીધો: "જય વા પરાજય; પરંતુ મારી આશા ઉમેદનું ઉજવાળું કરી દઇને મુત્સદ્દીપણાનને હું પાતાળમાં પેસાડી શકતો નથી."

તાબામાં આઠ પાયદળ પલટણો, બત્રીસ તોપો અને
ચૌદ બળવાન ઘોડેસવાર ટુકડીઓ હતી. તેમાંથી ચૌદ
તોપો, દશ ઘોડેસવાર ટુકડીઓ અને પાંચ પાયદળ
પલટણો પ્રથમ આગળ ચાલી. બાકીનું સૈન્ય જા-
લિમની સાથે તેની પાછળ પાછળ ચાલ્યું. જેમ
મહારાવે આ આખરી યુદ્ધ ગણી લીધું હતું. જિંદગીને
કિનારે ઉભેલા જાલિમે પણ આ આખરી યુદ્ધ ગણી લીધું
હતું. "દેહ પડશે તો ભલે" એમ બન્ને કહેતા હતા.

જાલિમસિંહની સાથે અંગ્રેજો તરફથી પાંચમી
પાયદળ પલટણનો લેફ્ટેનન્ટ એમ. મિલન, જાલિ-
મના સહાયક સૈન્યના સેનાધિપતિ તરીકે યુદ્ધમાં
ઉતરી પડ્યો. એ અંગ્રેજી સૈન્યમાં એ દુર્બળ પાય-
દળ પલટણો અને છ ઘોડેસવાર ટુકડીઓ હતી. આ
સૈન્યને મહા મુશીબતવાળા ભાગમાં લડવાનું હતું;
અને ઋતુ પણ અનુકૂલ ન હતી. સૈન્યને જે ઠેકાણે
થઇને જવું પડયું તે છેક બાંધયાર જેવું અને ખાડા
ટેકરાવાળું સ્થાન હતું. કાળી સિંધુ નદી તેના મધ્ય
ભાગમાં વહેતી હતી. ચોમાસું હોવાથી ભારે વર-
સાદને લીધે નદી બન્ને કાંઠે ભરચક્ક હતી. નદીની
સામી પાર એક ઉંચી જમીનપર કિશોરસિંહના સૈન્ય-
નો પડાવ હતો. મહારાવની સહાયમાં જેસલમીરનો
ગજસિંહ, ઝાલરાપટ્ટણના સાધુસેન અને તેની પુત્રી
અલોકાદેવી પણ જાતે આવ્યાં હતાં. તોપો, દારૂ-
ગોળા વગેરે પણ તેમના સૈન્યમાં સારી સંખ્યામાં
હતાં, સિવાય તીરંદાજ મઠવાસીઓની તેમને સારી
ઓથ હતી. સેનાપતિ સૈયફઅલીએ અત્યાર અગાઉ
કોટાના કિલ્લામાંથી ઘણો લશ્કરી સરંજામ છુપી
રીતે બહાર મોકલાવીને મઠમાં મોકલાવ્યો હતો. આ
યુદ્ધ વખતે તેનો ઉપયોગ કરવા તે બહાર કાઢવામાં
આવ્યો.

અંગ્રેજોના લશ્કર ઉપરાંત જાલિમસિંહના પક્ષમાં
તેનો પુત્ર મધુસિંહ પણ રહ્યો હતો અને તે આ
યુદ્ધમાં આવ્યો હતો. પ્રથમ તો તેણે આ યુદ્ધથી
તટસ્થ રહેવા ચાહ્યું હતું પરંતુ જાલિમસિંહે તેને
ખૂબ સમજાવ્યો હતો કે, "પિતાની કીર્ત્તિ બોળીને
જે પુત્ર પોતાની કીર્ત્તિ પ્રાપ્ત કરે એનું જીવ્યું શા
કામનું ? કિશોરસિંહ તને રાજપ્રતિનિધિપદે સ્થાપે
છે તેમ છતાં મને ના પાડે છે. વળી તારૂં સ્થાન
પણ પોતાની ઈચ્છા પર નિર્ભર જણાવે છે. આમાં
સિદ્ધાંતની તકરાર છે અને એને ખાતર લઢી લીધા
વિના છૂટકો નથી. લડયા પછી શાણપણ આવવાનું
છે, પછી તે મારામાં કે તેમનામાં એ જુદી વાત છે
પણ અત્યારે તો લડવું એજ ઉચિત માર્ગ દેખાય છે."

ઘણી આનાકાની પછી મધુસિંહ એની તરફથી
લડવા બહાર પડ્યો. જાલિમસિંહના લશ્કરને નદીનો
જે પ્રદેશ સાંકડો હતો તે પ્રદેશમાંથી સામીપાર જ-
મીનપર લઈ જવામાં આવ્યું; અને મહારાવના સૈન્ય-
થી ચારસો હાથ દૂર ઉભું રાખવામાં આવ્યું.

એક ખેડુતને જેમ લીલુંછમ ખેતર જોઇને
આનંદ થાય; એક ગૃહસ્થને જેમ પોતાના વાડીવ-
જીફા બાળબચ્ચાં ઈત્યાદિ જોઈને હર્ષ થાય તેમ
ક્ષત્રિયને લડાઈના મેદાનમાં શત્રુને સામે ઉભેલો
જોઇને હર્ષ થાય છે. પોતાના બાહુબળને અજમાવ-
વાની તક તેને મળે એ તેના પરમ ભાગ્યનો દિવસ
હોય છે. કિશોરસિંહના સૈન્યમાં આવી લાગણી ખાસ
કરીને ત્રણ જણને થઈ. પૃથ્વીસિંહ, રાજકુમારી
અને મોહનસિંહ સૌથી વિશેષ સળવળાટ તો પૃથ્વી-
સિંહને થતો હતો. એની આંખ ગૌરવઘેરી બની ગઈ
હતી. પોતાના વડીલબંધુએ આખરે પોતાની રાજ્ય-
ગાદીની ઈજ્જતને માટે, ટેકને માટે, પરવશતાની
બેડી તોડવાને માટે યુદ્ધભૂમિ પસંદ કરી હતી એથી
એનું અંતઃકરણ ખૂબ ઉછાળા મારી રહ્યું હતું. વિ-
જયાદશમીની ઘોડદોડમાં જેમ પ્રથમ આવવા માટે
એક તેજી ઘોડો હણહણાટ કરી રહે તેમ તે શત્રુઓનાં
શિર કાપવા માટે તલસી રહ્યો હતો.

એના લલાટમાં એની બહેને ચાંલ્લો કરીને જ્યારે
એને ઉત્સાહના થોડાક શબ્દો કહ્યા ત્યારે તેણે કહ્યું:
"મેં તો એક જ ઈચ્છા રાખી છે, જીત વા મોત.
જો મરણોન્મુખ થઇશ તો જાલિમની પરતંત્રતા
સ્વીકાર્યા વિના મરીશ એથી મને સંતોષ થશે. જો
જીતીશ તો દેખીતું છે કે જાલિમ પરવશ થશે."

એક વાર છેવટની કોશિષ તરીકે એજંટે યુદ્ધનો પ્રારંભ થતાં પહેલાં કિશોરસિંહની મુલાકાત લઈ જોઈ. "હજી વખત છે," તેણે કહ્યું: "મારૂં માની જાઓ. તમારૂં અને તેનું બન્નેનું માન જળવાય એવી રીતે હું સમાધાન કરી આપું."

"નહીં, એનું માન જળવાવાની વાત એટલે મારૂં માન હણાવાની વાત જ છે. કોટાનો મહારાવ જે કહે તેજ થાય. આ એકલી શરતે હું યુદ્ધ બંધ રાખવા તૈયાર છું. તે શરત કબૂલ ન હોય તો મારૂં અદષ્ટ અજમાવી જોવાની મેં દઢ પ્રતિજ્ઞા કરી છે," મહારાવે જવાબ દીધો.

એજંટ તદ્દન નિરાશ થઈને પાછો ગયો. રાજકુમારી એ જવાબ વખતે કિશોરસિંહ સમીપે હતી. તે બોલી: "ધન્ય વીરા! આટલી બધી દઢતા તમારામાં આવી, એ જોઈને મારા અંગે અંગમાં હર્ષના ફુવારા છુટે છે. મને ખાત્રી છે કે, વિજય તમારો જ થશે."

"બેશક હું વિજય મેળવવાનો જ છું. ભલે અંગ્રેજો કહે કે, મારો પરાજય થશે," કિશોરસિંહે કહ્યું. "પણ બહેન, તું આ લડાઇમાં ભાગ ન લેતાં દૂર રહીને તે જોયા કરે તો વધારે સારૂં."

"શું? હું લડાઇમાં ભાગ ન લઉં? વીરા! તમારી ગણત્રી મારા માટે ઉંધી થાય છે. મારો આજનો નિર્ધાર જુદા પ્રકારનો છે." રાજકુમારીએ કહ્યું: "હું વીરશ્રેષ્ઠ મોહનસિંહની બાજુમાં રહીને લડવાની છું. એટલા જ માટે કે, મેં અત્યાર સુધી એને ખૂબ અન્યાય કર્યો છે. આ યુદ્ધની તૈયારી માટે તમે જે કામચલાઉ સમાધાન તેની સલાહથી કર્યું હતું તે સંબંધમાં એકવાર મેં મૂઢતાથી અને અવિચારીપણે તેનું અનહદ અપમાન કર્યું હતું. અહા! પણ એ કેવો સ્ત્રી–સન્માન સંરક્ષક માલુમ પડયો! હું ભૂલ કરતી હતી એમ તે સમજતો, જાણતો હોવા છતાં તેણે મારા પ્રત્યે એક પણ ગેરવાજબી વેણુ ન કાઢ્યું. કેવલ મારા તરફનો અત્યાચાર તેણે સહન કર્યો. ઉપરાંત તેણે પ્રતિજ્ઞા લીધી કે, શસ્ત્ર ઝાલું તો આ યુદ્ધમાં જ. મારે એથી લજ્જિત થવું પડ્યું. મેં એ બદલ પ્રતિજ્ઞા લીધી કે, આ યુદ્ધમાં એની જ પડખે રહીને લડીશ, ચાહે તેવું ખુંખાર યુદ્ધ થતું હશે તો પણ લડીશ. મોટાભાઇ! આ કારણે મારે આ લડાઇમાં ભાગ લેવાનો જ છે. જો જીવતી હોઇશ તો એ વીરપુરુષની સંગિની તરીકે તમારી સમક્ષ જીતનો ધન્યવાદ દેવા હાજર થઈશ, અને મરીશ તો સ્વર્ગમાંથી પણ તમારો જય વાંચ્છીશ."

"તારા વિચારો બદલાયા એ ખુશીની વાત છે." કિશોરસિંહે કહ્યું.

* * *

આખરે યુદ્ધનો આરંભ થયો. મહારાવના સૈન્યે જાલિમના સૈન્ય પર આક્રમણ કર્યું. હાથોહાથ લડાઇને બદલે આ દારૂગોળાની લડાઇ હતી એમ કહીએ તો વધારે ઉચિત થઈ પડશે; કારણ કે, જોતજોતામાં બંદુકોના બાર થઇ રહ્યા અને તોપોમાંથી ગોળાઓ છૂટવા માંડયા; જેને પરિણામે આકાશ ધુમાડાના ગોટેગોટાથી છવાઈ ગયું. બન્ને બાજુએથી યુદ્ધના આરંભકાળમાં ઉત્સાહ બતાવાયો. તોપો અને બંદુકો છૂટતી હોવા છતાંયે તીરંદાજો, તલ્વારબાજો અને ભાલેદારોને માટે ઘણો અવકાશ હતો. મહારાવના પક્ષકારોમાંના એ વિભાગોએ જ્યાં જ્યાં તોપો અને બંદુકોનાં કામ નહતાં ત્યાં ત્યાં શત્રુસેના પર પોતાનાં શસ્ત્રોથી હુમલા કરીને પોતાનાં બળ દાખવવા માંડ્યાં. નદીની બીજી પાર શત્રુસેનાના અનામત લશ્કરીઓ રાખવામાં આવેલા હતા. તેઓની જરૂર પડતાં તેઓને છુટક વિભાગોમાં બોલાવીને જાલિમના લશ્કરે પોતાની ઘટતી જતી સંખ્યા પૂરવા માંડી. કિશોરસિંહના લશ્કરમાંથી ઘણાકનો ઘાણ વળતો માલુમ પડયો. પ્રથમ તો કિશોરસિંહ અનામત સૈનિકો સહિત સ્થે હતો, પરંતુ તેણે જ્યારે પોતાનાં માણસો પાણ પડત જોયાં અને શત્રુસેનામાં નવા અનામત માણસો ઉમેરાતાં જોયાં ત્યારે તે પોતે હારાવતીના ૪૦૦ વીર ઘોડેસ્વારો સહિત જાલિમના સૈન્ય પર તુટી પડયો. પણ એને પોતાના વીરોની સંખ્યા જલ્દી જ ઘટતી

જતી માલુમ પડી. અંગ્રેજ સૈન્યે તેના વીરો સામે જબરૂં આક્રમણ કર્યું જેને પરિણામે તેના વીરો પાછા હઠવા લાગ્યા. આઠ માઇલ દૂર તેઓને હઠવાની ફરજ પડી. તે વેળા એક ટેકરી ઉપર કિશોરસિંહ ચઢી ગયો અને તેની પાછળ તેના બાકી રહેલા વીરો પણ ચઢ્યા એટલે કાંઇક સુરક્ષિત રીતે લડવાનું ફાવ્યું. એ ટેકરી પરથી કિશોરસિંહે અતુલ પરાક્રમ બતાવીને અંગ્રેજ સેનાને ચકિત કરી નાંખી. જાલિમના સૈન્યમાં એવી વ્યવસ્થા રાખવામાં આવી હતી કે, પ્રત્યેક ટુકડીને મોખરે અક્કેક અંગ્રેજ યોદ્ધો રહેતો અને તે યુદ્ધકળાના પાવરધાપણાને લીધે તે ટુકડીનો રાહબર થતો. મહારાવ ટેકરી પર હતા ત્યારે તેમની સામે આવી બે ટુકડીઓ આવી. મહારાવના વીરોએ તેઓ સામે એવી તો દક્ષતાથી સંગ્રામ માંડ્યો કે, તેને પરિણામે કલાર્ક અને રીડ નામના બે અંગ્રેજ યોદ્ધા મરાયા; એટલું જ નહીં પણ તેઓનો એક અધિનાયક નામે કર્નલ જેરીજ મહામહેનતે પોતાનો પ્રાણ બચાવી શક્યો. બહુ જ થોડા સમયમાં આ બધું બની ગયું. બે અંગ્રેજ યોદ્ધા રણમાં પડ્યા તેથી જાલિમનું લશ્કર ક્ષણભર સ્તંભિત બની ગયું; લડતું બંધ પડી ગયું. મહારાવે તેને યુદ્ધથી નિવૃત્ત થયેલું માની લીધું અને ટેકરીના પાછલ્યા ભાગમાં પોતાની સાથેના વીરોને ઉતરવા આજ્ઞા આપી. કર્નલ જેરીજે પોતાના લશ્કરીઓને પળવારની આશ્ચર્યમૂઢતામાંથી જાગૃત કર્યા; અને તેઓને ટેકરીપર ચઢવા હુકમ કર્યો. અંગ્રેજ સેનાનીઓ ધસતા આવે છે એવું જોઇને મહારાવે ચાલાકી કરી. મકાઇના એક ખેતરમાં તેઓ પોતાની ટુકડી સાથે પેસી ગયા. પરિણામે કર્નલ જેરીજનો હુમલો નકામો નીવડ્યો.

એવામાં સામેથી પૃથ્વીસિંહ એક ટુકડી સહિત આવતો અંગ્રેજ સેનાના જોવામાં આવ્યો. કર્નલે તેના પર હુમલો કર્યો. એ બહાદુર સ્વાતંત્ર્ય-પ્રિય કુમારની જોડે ૨૫ થી વધારે સૈનિકો નહોતા તોપણ શત્રુના હુમલાનો ઉત્તર તેણે તીરોના વરસાદથી વાળ્યો. બન્ને પક્ષ વચ્ચે ખેતરના ખુલ્લા ભાગમાં યુદ્ધ ચાલ્યું. મહારાવ અને તેમની ટુકડી જે મકાઇના ખેતરમાં છુપાઇ રહી હતી, તેણે આ મામલો જોયો. મહારાવે જાતે વધુ મદદ લેવા જવા નિર્ણય કર્યો. તેઓ થોડાક બહાદૂરો સાથે આઠ માઇલ દૂર લડતા પોતાના આખાયે લશ્કર પાસે જવા ઉપડ્યા અને જે બાકીના લશ્કરીઓ ત્યાં રહ્યા તેઓ પૃથ્વીસિંહની કુમકે દોડ્યા.

હા, પણ તેમની સંખ્યાયે અંગ્રેજ ટુકડીઓના સૈનિકોના પ્રમાણમાં ઓછી હતી. પૃથ્વીસિંહને છુપાઇ જવા કહેવું કે પાછા હઠવા કહેવું એ તેનું માથું વાઢી લેવા બરોબર હતું. એટલે કોઇથી તેને લડતો રોકી શકાયો નહીં અથવા તેને ખાતર પોતાની લડત ઢીલી પાડી દઈ શકાઈ નહીં. અતુલ બળથી એ વીર, શત્રુ--દળમાં ઘુમતો રહ્યો અને ઉત્સાહના હોકારા કરતો પોતાના સાથીદારોને ઉશ્કેરતો રહ્યો. એની વીરતા જોઇને કર્નલ જેરીજ પણ ઘડીભર છક્ક થઇ ગયો; અને એણે પણ પોતાના માણસોને બાહોશીથી લડવા પ્રેર્યા.

પૃથ્વીસિંહને માથે એ ઘડીએ કાળ ચોઘડીયું ફરી વળ્યું હશે. મહાભારતના વીર અભિમન્યુની જેમ તે શત્રુ--દળની વચ્ચે ઘેરાઇ ગયો. તે એકલો હતો. તેના સેનાનીઓ પૃથક પૃથક લડતા હતા અને એ વેળા કોઇક હીચકારાએ આ વીરની પીઠમાં ભાલું ઘોંચી દીધું. એ ઘવાયો અને ઘોડા પરથી પડી ગયો. એની આસપાસ કર્નલ જેરીજના લશ્કરના જે લશ્કરીઓ તે વેળા હતા તેઓ ખસી ગયા અને બીજા લશ્કરીઓ સામે લડવા લાગ્યા. કંઇવારે જ્યારે પૃથ્વીસિંહના સૈનિકોની સંખ્યા તદ્દન ક્ષીણ થઇ ગઇ ત્યારે તેઓએ નાસવા માંડ્યું. કર્નલ જેરીજ એથી વિસ્મિત થયો. શું પૃથ્વીસિંહે પોતાના માણસોને નાસવા હુકમ આપ્યો હશે, એવો પ્રશ્ન તેના દિલમાં ઉઠ્યો. તેણે દુરબીન વડે એ લશ્કરનું નિરીક્ષણ કર્યું તો તેમાં પૃથ્વીસિંહ જણાયો નહીં.

જેરીજે એકદમ પોતાના માણસોને લડાઈ બંધ રાખવા ફરમાવ્યું અને તપાસ કરવા માંડી કે, પૃથ્વીસિંહ ક્યાં છે? કદાચ તે ઘવાયો તો નહીં હોય, એવો એને પ્રશ્ન થયો. એક સૈનિકે ખબર આપી કે, તે ઘવાયો છે. તરત જ તે અંગ્રેજ અમલદાર જ્યાં પૃથ્વીસિંહ પડયો હતો ત્યાં દોડી ગયો. રાજવીને તેને છાજતું માન આપવું જ જોઇએ. જેરીજે પૃથ્વીસિંહ માટે ડોળી તૈયાર કરાવી અને તેને તેમાં નાંખીને તે અગ્રેજ છાવણીમાં લઇ ગયો.



આ વીરની પીઠમાં શૂળ ઘોંચી દીધું.

કિશોરસિંહ પોતાની કુમકે વધુ સૈનિકો લઇને ત્યારે આવી પહોંચ્યો ત્યારે તો કોઇજ લડતું નહતું અને બન્ને બાજુના સૈનિકોનાં શબો પડેલાં હતાં એવું તેણે જોયું: "ભાઇ ક્યાં હશે" એવી શંકામાં ને શંકામાં તે પુનઃ પોતાની છાવણીમાં ગયો.

આ બાજુ અંગ્રેજ છાવણીમાં પૃથ્વીસિંહની વીરોચિત માવજત કરવામાં આવી. તેને પડેલા ઘાને મલમપટ્ટી લગાવવામાં આવ્યો, પરંતુ એ કારગત નીવડયો નહીં. એક રાત્રિ વહી ગઈ અને બીજે દિન પ્રાતઃકાળે એનો પવિત્ર આત્મા દેહપિંજરમાંથી જવાની તૈયારી કરવા લાગ્યો.

સર જોન માલ્કમ એના બિછાના પાસે ખડો ને ખડો રહ્યો હતો. એ વીરનો પ્રાણપંખેરૂ ઉડી જવાની તૈયારીમાં છે, એવું જોઇને એણે એને પૂછ્યું: "બહાદૂર રાજકુમાર, કહો, હું તમારી શી સેવા કરૂં? તમારા વડીલ બંધુને કાંઈ કહેવાનું છે?"

"સાહેબ," પૃથ્વીસિંહે જવાબ દીધો: "હું મોતથી ડરતો નથી; તેમ જીવવાની ઇચ્છા રાખતો નથી. તાબેદારીમાં રહી જીવવું, એ રાજપૂતના પક્ષે માત્ર વિટંબના જ છે." આસપાસ નજર નાંખી તંબુ પાસેના એક વૃક્ષ તરફ આંગળી કરીને એ વીર પુનઃ બોલ્યો: "મારો આ પંચભૂત દેહ તો જાણે હમણાંજ નાશ પામશે, પરંતુ મારો અમર પ્રેતાત્મા પેલા વૃક્ષની ઉપર રહીને મારા વીર પૂર્વજોની લીલાભૂમિ જોયા કરશે."

"વીર પુરુષ! ધન્ય છે તમારા વીરોચિત વિચારોને! પરંતુ તમારા વડીલ બંધુને તમે કાંઇ કહેવરાવવા ઇચ્છો છો?" એજંટે પુનઃ તેને પૂછ્યું.

પૃથ્વીસિંહે પોતાની તલ્વાર, મોતીની માળા અને પોતાના બીજા અલંકારો એજંટના હાથમાં મૂકીને કહ્યું: "જો તમે પ્રામાણિક હો, તો મારા પુત્રને આપવા માટે આ વસ્તુઓ મારા વડીલ બંધુને સોંપજો, અને કહેજો કે, પૃથુએ પોતાના પુત્ર માટે છેવટનો સંદેશો એવો કહ્યો છે કે, હે પુત્ર! આ તલ્વાર ધારણ કરીને તારા પિતાની માફક કાયમને માટે સ્વતંત્ર રહેજે. જીવે તો સ્વતંત્ર જીવજે, અને જો પરતંત્ર થવું પડે, તો આ તલ્વારથી તારા દેહનો અંત લાવજે. બ...સ...આ...ટ...લું...જ શ્રી હ...

રિ !" અને એમ કહીને એણે છેલ્લું ડચકું ખાધું. હસતાં હસતાં એ વીરે પોતાનો પ્રાણ છોડયો.

એજંટે અને આસપાસ ઉભેલા બીજા અંગ્રેજોએ પોતાની ટોપીઓ ઉતારી. ગળગળે સાદે એજંટે કહ્યું: "એક રાજપૂત વીરપુરુષ કેવી ઉદાત્ત ભાવનાઓ વચ્ચે મૃત્યુને ભેટે છે એનું આ નમૂનેદાર દૃષ્ટાંત આપણે નિહાળ્યું. મિત્રો, આપણી ફરજ આપણને કહે છે કે, વીરને વીરોચિત માન આપવું. એ માન આપણે પૃથ્વીસિંહને આપીએ."

તરતજ ત્યાં ઉભેલા લશ્કરી અમલદારોએ હથીઆરો નમાવીને સદ્ગત પૃથ્વીસિંહને માન આપ્યું અને તંબુ બહાર 'વીરનું મહાન્ મૃત્યુ' એ અંગ્રેજી સુરનું બેંડ વાગીને ત્યાંના વાતાવરણમાં ગ્લાનિ પ્રસારી રહ્યું.

એજ બેન્ડ સહિત કર્નલ જેરીજ અને તેના તશ્કરીઓ પૃથ્વીસિંહના શબને લઈ જઇને કિશોરસિંહની છાવણીમાં સોંપી આવ્યા અને પૃથ્વીસિંહની વસ્તુઓ તેમને આપીને તેનો અંતિમ સંદેશો પણ કહી આવ્યા.

* * *

સર જોન માલ્કમે પૃથ્વીસિંહના મૃત્યુમાં વીરનું મૃત્યુ જોયું, પણ એ દિને તો રાજપૂત વીરો કેવા શૌર્યથી લડે છે તેનો એક અદ્ભુત પ્રસંગ જોવાની તેને તક મળી. તેની સાથે કર્નલ ટોડ પણ હતો અને આખાયે લશ્કરનો સેનાપતિ મિલન પણ હતો. એ ત્રણેએ શું જોયું ? રણભૂમિની મધ્યમાં જે નદી વહેતી હતી તેના એક તરફના કિનારાની જમીન અત્યંત નીચી હતી અને બીજો કિનારો ઉંચા કોટ જેવો હતો. જાલિમનું પાયદળ સૈન્ય દશ ભાગમાં વહેંચાઇને એ ઉંચા કિનારા પર થઇ આગળ વધતું હતું. તેવામાં નજીકના એક ભાગેલા પર્વતની ટોચ ઉપરથી તેઓ ઉપર ગોળીઓનો વરસાદ વરસવા માંડયો. તેઓએ ચમકીને તે તરફ જોયું તો, બે યોદ્ધાઓ એ પર્વતની ટોચ પર ઉભા રહીને બંદૂકો છોડતા હતા. એમાંના એક વીરે પગથી તે માથા સુધી બખ્તર પહેરેલું હતું અને એકે ફક્ત મ્હો ઉપર પોલાદનો મુખવટો ધારણ કરેલો હતો. તેઓ પાસે બે બંદૂકો હતી. બખ્તરવાળો વીર મુખવટાવાળા વીરને એક બંદૂક ભરી આપતો હતો અને મુખવટાવાળો વીર તે સચોટ રીતે છોડ્યા કરતો હતો. એ એક બંદૂક છૂટતી હોય તે દરમ્યાન બખ્તરવાળો બીજી બંદૂક ભરીને તૈયાર રાખતો હતો. જાલિમના સૈન્યના માણસોએ જોયું કે મુખવટાવાળો વીર એક પણ નિશાન ચૂકતો નહતો: તેની પ્રત્યેક ગોળી કોઇને કોઈ સૈનિકને વીંધી નાંખતી હતી. જાલિમના સૈન્યે તે બે વીરો તરફ બંદૂકો ચલાવી; પરંતુ તે બન્ને તો અડગજ રહ્યા અને જાણે તેઓને કોઇ ગોળી અસર જ કરતી ન હોય એમ માલુમ પડયું. જ્યારે તેઓની આ અડગતા જોવામાં આવી ત્યારે જાલિમના સૈન્યે તોપોનો ઉપયોગ કર્યો. છશેરીઆ ગોળા બે તોપોમાંથી છોડવામાં આવ્યા પણ આ બહાદૂરોએ તે ચૂકવ્યા. તેઓ ટોચ ઉપર અહીંથી તહીં કૂદાકૂદ કરતા અને ખડખડાટ અટ્ટહાસ્ય કરતા વારંવાર સામા પક્ષવાળાને સલામ કરતા પોતાનું ગોળીબારનું કામ ચાલુ રાખવા લાગ્યા. તોપોના ગોળાઓ કે બંદૂકોની ગોળીઓને આમ નિરર્થક બનાવતા એ બે વીરોની સામે તીરો, ભાલાઓ અને કટારો ફેંકવામાં આવ્યાં પણ મુખવટાવાળા વીરે પોતાની બંદૂકની ગોળીઓથી તેમાંનાં ઘણાંકને અધવચથીજ ફોક બનાવ્યાં; કેટલાંકને તેણે ચાલાકીથી ખસી જઇને ચૂકવ્યાં અને પુનઃ નિડરતાથી ભયંકર ગર્જનાઓ કરતો તે 'પૃથ્વીસિંહનું વેર, ' 'પૃથ્વીસિંહનું વેર ' એમ બોલતો બંદૂકમાંથી સનનન ગોળીઓનો વરસાદ જાલિમના સૈન્ય પર વરસાવતો રહ્યો. આ વીરની કામગિરીએ જાલિમના સૈન્યને નિસ્તેજ બનાવ્યું; નિર્બળ કર્યું; ક્ષીણતાને પહોંચાડયું.

કર્નલ મિલન આ બેની અડગતા જોઇને બોલી ઉઠયો: "અરે, આ બે વીરો કોણ છે ? એ માણસો છે કે દેવ ? એમને કેમ કાંઈ અસર થતી નથી ?"

સર જોન માલ્કમ બોલ્યો: "એમની વીરતા અતિ વિસ્મિત કરનારી છે."

કર્નલ ટોડે કહ્યું: "પ્રાચીન ગ્રીસ અને રોમ દેશના વીરોનાં વીરત્વની વાતો આપણે જુના ગ્રંથોમાં વાંચી છે. આજ ભારતવર્ષના બે મહાન્ વીરોએ આપણને એનો સાક્ષાત્કાર કરાવ્યો. ખરેખર, આવા શત્રુઓને તો મિત્રકોટિમાં મૂકવા જોઇએ. સાહેબ, મારી સૂચના છે કે, એમને જીવતા પકડાવી લ્યો. એમને મારી નાંખવા ઘટિત નથી."

એ સૂચના એજંટને પસંદ પડી. સૈન્યને શસ્ત્રો છોડતું અટકાવવામાં આવ્યું અને હુકમ કરવામાં આવ્યો: "જાઓ, તેઓને પકડી લ્યો."

પણ ઉંચા પહાડ પર ચઢવું, એ કાંઈ તમામ સૈનિકો માટે સહેલ હતું ? એ બે વીરો તો કોણ જાણે કેવીયે મહેનત પછી તે ઉપર ચઢી શક્યા હશે ? બે રોહીલા સૈનિકોએ આગળ આવીને કર્નલ મિલનને વિનતિ કરી: "જો આપ હુકમ કરો તો અમે તેમને પકડીએ, પણ તે પહેલાં કદાચ દ્વન્દ્વ કરવું જોઇશે."

"ભલે; તો તેમ કરીને યે તેમને પકડી લાવો," કર્નલે આજ્ઞા આપી.

એ સૈનિકોમાં વીરત્વ હોય એમ જણાયું. પોતાની તલ્વારો ખુલ્લી કરીને તેઓએ મોઢામાં રાખી અને પછી ધીમેધીમે અને કળેકળે તેઓ પર્વત પર ચઢી ગયા. જાલિમના અન્ય સૈનિકો નીચે ચુપચુપ ઉભા ઉભા મામલો જોઈ રહ્યા.

રોહીલા સૈનિકો અને પર્વત ઉપરના બે વીરો વચ્ચે તલવારોનાં દ્વન્દ્વ યુદ્ધ જામ્યાં. આ બે વીરોએ એવી તો સ્ફુર્તિથી તલ્વારો ચલાવવા માંડી કે, રોહીલા સૈનિકો અજબ થઇ ગયા. લડતાં લડતાં બખ્તરવાળો પર્વતની છેક કિનાર પર આવી લાગ્યો. મુખવટાવાળાએ તેની બાજુમાં આવીને પોતાના પ્રતિસ્પર્ધી સહિત લડતાં લડતાં પણ તેને જરાક આગળ ખેંચ્યો પરંતુ એના પ્રતિસ્પર્ધીની તલ્વારની અણી ...નાળાને જરાક અડકી ગઈ. આ ઉપરથી ખીજવાઇને ત્રાડ પાડીને તેણે એવો તો એક ઝાટકો તેને ખૂબીબંધ લગાવી દીધો કે, તે રોહીલા સૈનિક સખ્ત ઘવાઇને ટોચ પરજ ઢળી પડ્યો. એ વખતે બખ્તરવાળો વીર થાક્યો હોય કે પછી ઘવાયો હોય પણ "જાઉં છું...પ્રિય...દેવ...જાઉં છું" એમ કહીને પટકાઇ પડ્યો. એક રોહીલો હજી બાકી હતો. આની સામે મુખવટાવાળાએ હવે તો મરણીઆ બનીને લડવા માંડ્યું. લડતાં લડતાં રોહીલો તેને પર્વતની કિનાર તરફ લઇ ગયો. એક જબરદસ્ત ઘા કરવા તે રોહીલો તત્પર થતો હતો તેવામાં તેની કમ્મરમાં આ મુખવટાવાળા વીરે તલ્વાર ખોસી દીધી. રોહીલો પ્રચંડ કાયાનો હતો તેણે જમીનપર પટકાઈ પડતાં પડતાં મુખવટાવાળા વીરને એક સખ્ત લાત પોતાના પગથી મારી; જેને પરિણામે તે વીર ટોચ પરથી નીચે નદીના પાણીમાં પડ્યો.

જાલિમના સૈન્યમાંથી હર્ષની કીકીઆરીઓ સંભળાઈ. થોડાક સૈનિકો નદી તરફ ધસી ગયા. મુખવટાવાળો વીર ઘડીભર પાણીમાં નીચે ગયો, ... પછી તો તેણે અથાગ બળ વાપરીને પાણીની સપાટી પર આવીને તરવા માંડ્યું અને તેમ કરતાં કર પોતાનો મુખવટો દૂર ફેંકી દઇને તે કિનારા પ તરી આવ્યો.

દુશ્મન હો, તો એના શબને પર્વતની ટોચ ઉપરથી ઉતરાવો."

"શા માટે નહી, મારા બહાદુર મિત્ર ?" એમ કહીને એજંટે તમામ સૈનિકોને હુકમ કર્યો કે, "પ્રયત્ન કરીને પર્વત પર ચઢી જાઓ અને બખ્તરવાળા વીરના શબને તેમજ આપણામાંના બે મૃત રોહીલા વીરોનાં શબને નીચે લઈ આવો."

મોહનસિંહ ખૂબ ઘવાયો હતો, અતિશય શ્રમથી થાકી ગયો હતો. રાજકુમારીના દેહોત્સર્ગથી તેના મન ઉપર ખૂબ આઘાત થયો હતો. આથી તે જમીન પર પટકાઈ પડયો. એજંટે તેને ઉપડાવીને છાવણીમાં એક તંબુમાં લઈ જઇને બિછાના પર સૂવડાવ્યો અને તેની સારવાર કરાવી.

અંગ્રેજ સૈનિકોએ પર્વત પર ચઢવા મથનારા સૈનિકોને દોરડાં સીડીઓ વગેરેનાં સાધન પૂરાં પાડીને કેવી કળાથી પર્વતપર ચઢવું તે બતાવ્યું અને તેને પરિણામે કેટલાક હિમ્મતવાન સૈનિકો પર્વત પર ચઢી શકયા. નીચેના ભાગમાં એક તંબુના જાડા કપડાને ઝાલીને કેટલાક સૈનિકો ઉભા રહ્યા અને તે કપડામાં એકે એકે ત્રણે મૃત દેહોને પર્વત ઉપરથી ફેંકવામાં આવતાં ઝીલી લેવામાં આવ્યા.

રાજકુમારીનો મુખવટો અને બખ્તર દૂર કરવામાં આવ્યાં. ડાકટરી તપાસ કરાવવામાં આવી પણ તે નિરર્થક નીવડી. એ વીરાંગનાએ સ્વર્ગગમન કર્યું હતું.

એને અને જાલિમના સૈન્યના બે મૃત રોહીલો એોને એજંટે લશ્કરી માન આપ્યું અને રાજકુમારીના શબને સલામતીથી અને બેન્ડના માન સહિત કિશોરસિંહની છાવણીમાં પહોંચાડી સંદેશો મોકલ્યો કે: "બબ્બે નજદીકનાં સ્વજનોની હાણ થવા બાદ આપ શ્રીમાન સમાધાન કરો તો ઘણું સારૂં."

મહારાવે જવાબ દેવરાવ્યો: "બન્ને સ્વજનનાં શબ મને પહોંચાડવાની સલુકાઇ બતાવી તે માટે આભાર; પણ પૃથ્વીસિંહનો તેના પુત્ર ઉપરનો સંદેશો મારા સૈન્યના એકેએક સૈનિકને લાગુ પડે છે. મારી સ્વાધીનતા હું મેળવીશ; અગર તો મારાં સ્વજનોએ લડતાં લડતાં જેમ સ્વર્ગગમન કર્યું છે તેમજ હું કરીશ."

મોહનસિંહે સ્વસ્થતા મેળવી એટલે એજંટે તેની આગળ સમાધાનનો પ્રશ્ન છેડયો. મોહનસિંહે પણ સમાધાનની ચોખ્ખી ના પાડી, અને પોતાની સારવાર માટે એજંટનો આભાર માની તે મહારાવની છાવણીમાં જઈ પહોંચ્યો.







## પરિચ્છેદ ૪૭ :
## કોની જીત ?

મોહનસિંહને માલુમ પડ્યું કે, મહારાવ તો બસ યુદ્ધમાં ખપી જવાની હઠ લઈ બેઠા છે. એને એ ન ગમ્યું. એણે જોયું કે, હવે મહારાવની સેનામાં માંડ હજાર સૈનિકો બાકી હશે. દારૂગોળો પણ બહુ ન હતો. શત્રુસૈન્ય હજી વિપુલ હતું અને સાધનસંપન્ન હતું. લલાટે પરાજય લખાયલો છે, પણ એમ નામોશીવાળો પરાજય લેવાય અને ધાર્યો હેતુ સિદ્ધ ન થાય તો પછી મહારાવની હઠ મુજબ ખપી જવામાં કાંઈ વહેવારૂપણું નથી. તેણે ગજસિંહ સાથે મંત્રણા કરી. ખપી જવું એ આ સંગ્રામનો હેતુ નથી, પણ મહારાવની સ્વાધીનતા સિદ્ધ કરવી એ હેતુ છે, એ મુદ્દામાં તેઓ બન્ને સંમત થયા, અને તેથી એ હેતુ સિદ્ધ કરવા માટે કોઈ યુક્તિ કરવી એવું ઠરાવ્યું.

બન્ને જણે મધુસિંહ પર નિશાન માંડ્યું. એને લડાઈમાં ઘેરીને પકડી લેવો, એવું તેઓએ નક્કી કર્યું. સાથેસાથે બીજી પણ કેટલીક મંત્રણા કરીને મધુસિંહને પકડ્યા પછી શું કરવું તેની ગોઠવણ કરી રાખી.

પાંચસો સૈનિકો સહિત તેઓ મધુસિંહની સામે ગયા; અને તેને લડવાનું આહ્વાન કર્યું. બન્નેની ટુકડીઓ લડવા લાગી. મોહનસિંહ અને ગજસિંહે સૈનિકોને મારવા કરતાં મધુસિંહને કેદ કરી લેવાનો ખાસ ખેત રાખ્યો હતો, તેથી કેટલાક બાહોશ સૈનિકોને પસંદ કરીને મધુસિંહના લશ્કરમાં તેઓ ઘુસી ગયા, અને તેને પોતાની સામે લડવાની ફરજ પાડી. એ રીતે લડતાં લડતાં તેઓએ તેને તેના સૈન્યથી વિખૂટો પાડી દીધો. એની આસપાસ એના સૈનિકો માંનું કોઇ રહ્યું નહીં અને જ્યારે બધા જ પોતાના સૈનિકો છે એવું મોહનસિંહે જોયું કે, તરતજ તેણે તેને પકડી લીધો. તેનાં કપડાં એક મૃત સૈનિક સાથે અદલબદલ કરાવીને તેને દોરડાંના બંધથી બાંધીને મુશ્કેટાટ કર્યો.

ગજસિંહે તેને એ સ્થિતિમાં એક ઘોડાપર નાંખ્યો અને પછી, મોહનસિંહ સાથે અગાઉથી કરી રાખેલી મંત્રણા મુજબ તે, ઝાલરાપટ્ટણ-નરેશ વૃદ્ધ માધુસેન અને અશોકાદેવી સહિત આ કેદીને ઝાલરા-પટ્ટણ તરફ લઇ ગયો.

કહ્યું: "શું સાંભળવા જાય છે, ગોઝારા મંત્રી ? તારો પુત્ર મરાયો. એકડા વિનાનાં લાખ્ખો મીડાંની માફક તારી આસપાસ ભલેને અસંખ્ય સેવકો છે, પણ તારું સ્વજન કોણ છે ? દાસી-પુત્ર ગોરધનની હત્યા તારી ખટપટને લીધે થઈ. તારા પોતાના પુત્ર મધુસિંહની હત્યા પણ તારી હઠીલી ખટપટના મૂળને લીધે તેં કરાવી. હવે તારા મૃત-દેહને આગ મૂકનાર તારો કિયો સંબંધીજન વિદ્યમાન છે ? ભલે



તલવારથી તંબુની કનાત ચીરી બહાર નીકળ્યો.

રાજપ્રતિનિધિનો મુગટ લખલખાટ થતો તારા મસ્તકે વિરાજે, પણ તારું શબ તો કાગડા-ગીધડાંની ઉજાણી માટે જ રખડવાનું છે, એ નક્કી યાદ રાખજે."

જાલિમસિંહ કેવળ બણુચકતી માફક તેના સામે જોઈ રહ્યો. તેના મ્હોંમાંથી એક અક્ષર પણ નીકળ્યો નહીં કિંવા તે એક ડગલું પણ આગળ ભરી શક્યો નહીં. એ હાલતમાં મોહનસિંહે તેનાપર વધુ વાક્પ્રહાર ચાલુ રાખ્યા.

"હજી કોને માટે યુદ્ધ ખેલવું છે ? કઈ આશા પર તું તારા રાજાનાં સ્વજનોનો ઘાત આદરી બેઠો છે ? આંધળા ધૃતરાષ્ટ્ર જેવા જાલિમ ! હૈયાસૂના જાલિમ ! આલોકમાં તારા હૃદયની શાન્તિ તેં ગુમાવી છે, એટલું જ નહીં પણ પરલોકમાંયે તારા આત્માની શાન્તિ તારાં કૃત્યથી તેં ગુમાવી છે."

"મિસ્ટર જાલિમસિં—" એમ કહેતો એજંટ એજ વખતે તેના તંબુમાં આવ્યો, પણ મોહનસિંહને ત્યાં ઉભેલો જોઈને તે અચકી ગયો.

"સાહેબ," ગભરાટથી જાલિમે પૂછ્યું: "શું સત્ય છે ? શું મધુ મરાયો ?"

"હા, એ સાચી વાત જણાય છે," એજંટે કહ્યું: "એનું શબ હાથ લાગ્યું છે અને હું તે અહીં લાવ્યો છું."

જાલિમસિંહ જમીન પર બેસી ગયો. ગમગીનીથી ઘેરાઇ ગયેલો એ ઘરડો મંત્રી માથે હાથ મૂકીને રોવા લાગ્યો.

"મારે તમને કેદ કરવા જોઈશે," એજંટે મોહનસિંહને કહ્યું.

"કદી નહીં, સાહેબ," મોહનસિંહે ગર્જના કરી: "સિંહ તે કદી ઝલાયો સાંભળ્યો છે ? નહીં જ, પણ આપ આ ચિઠ્ઠી વાંચજો." એમ કહી એક ચિઠ્ઠી એજંટના હાથમાં મૂકી પોતાની તલવારથી તંબુનું કપડું ચીરીને મોહનસિંહ સ્ફુર્તિથી તંબુ

## મીરા

## ટુથ બ્રશ

એટલી સંભાળપૂર્વક બનાવવામાં આવે છે કે દરેક દાંતને સાફ કરે છે, મીરા ટુથ બ્રશના વપરાશથી દાંતોને સડો લાગતો નથી અને દાંત સ્વચ્છ અને સફેદ થઇ તમારી તંદુરસ્તી જળવાય છે.




**મીરા ડેન્ટલ ક્રીમ** થી દાંત પરની છારી નીકળી જાય છે, દાંતને સડો લાગતો નથી, પેઢામાંથી વહેતું લોહી અટકે છે. મોંઢાની અંદરની વાસ દૂર થાય છે અને મોઢાને તાજગી આપે છે.

સોલ એજન્ટસઃ— **ટી. એમ. ઠાકોરજી કું.** ચર્ચગેટ સ્ટ્રીટ, ફોર્ટ, મુંબઈ.

---

ભયમુક્તિનું સાધન અને સંકટ સમયનો સાથી: બદમાશોથી બચવાનું અને આફતોમાંથી ઉગરવાનું હિન્દુસ્તાનમાં ( લાયસન્સ ) પરવાના વગર રાખી શકાય તેવું,

# ભયંકર હથિયાર

જેને માટે ફક્ત બંગાળમાં અને બર્મામાં ( લાયસન્સ ) પરવાનો લેવો પડે છે.



"ઓટોમેટીક રીપીટીંગ આલારામ "માસ્તર" પીસ્તોલ"

ચિત્રમાં બતાવ્યા પ્રમાણે આ પીસ્તોલનો દેખાવ જ એવો ભયંકર છે કે, જે જોનારની નજરે પડતાં જ તે ગભરાઇ જાય. તેમાં એકી વખતે એકસામટી દારૂગોળાથી બનેલી દસ કારતુસો (ગોળીઓ) ભરી શકાય છે. દર વખતે ભરવાની જરૂર રહેતી નથી. જ્યારે જરૂર હોય ત્યારે ઘોડો દબાવવાથી એક કારતુસ ફુટે છે. હિંસક પ્રાણીઓ અને બદમાશો નાસભાગ કરે છે. નાટકશાળાઓમાં અને ફીલમ કંપનીઓમાં વપરાય છે. જંગલ, વાડી, બંગલા અને ખેતરોમાં વસનારને તેમજ માલમીલ્કત સાથે મુસાફરી કરનારને અતિ ઉપયોગી સાધન છે. આજેજ એક નંગ મંગાવો અને તમારા ખીસ્સામાં અથવા ઓછાના નીચે રાખી મુકો. જરૂરની વખતે ઉપયોગ કરો. તમારૂં રક્ષણ કરશે. હિંદુસ્તાન, સિલોન અથવા કોઇપણ દેશી રાજ્યમાં (લાઇસન્સ) પરવાનાની જરૂર પડતી નથી.

એક આનાની ટીકીટ મોકલી કેટલોગ મંગાવો

કિંમત રૂ. ૭) વી.પી. પોસ્ટેજ ૮ આના દરેક પીસ્તોલ સાથે ૩૦ ગોળીઓ અને વાપરવાની રીત મફત મળશે બીજી વધારાની ૫૦ ગોળીના રૂ. ૧) પડશે. ખરીદનારને ગ્રાફલ આપીશું.

બંદુકો, પીસ્તોલ, રાઈફલો, લાઠીઓ, વિગેરે લાઇસન્સ (પરવાના) વગરનાં હથીઆરો વેચનાર.

માસ્તર કંપની, નં. ૧૧૪૮, બુલેવર, કબુતરખાના મુંબઇ. નં. ૨



## પરિચ્છેદ ૪૮ :
## ઉપસંહાર

મહારાવ કિશોરસિંહ પાર્વતી નદીને તીરે જઈ ત્યાંથી વરદાં નગર જઈ પહોંચ્યા અને એમને શોધવા ગયેલા ૩૦૦ સૈનિકો ત્યાં મળ્યા. મોહનસિંહને એમની સલામતીની ખબર કહેવરાવવામાં આવી. તેઓ સુરક્ષિત છે, એવું જાણીને તેને આનંદ થયો.

છત્રીશ કલાકની જે અવધિ મધુસિંહના જીવન સંબંધે આપવામાં આવી હતી તે દરમ્યાન એજંટે જાલિમને સમજાવીને નીચે મુજબ શરતો નક્કી કરી: (૧) મહારાવને રૂ. એક લાખ ચોસઠ હજાર ગત સંગ્રામમાં થયેલા ખર્ચ પેટે આપવા (૨) તેમના તાબામાં ૩૦૦ સૈનિકો રહે, જેમાં ૧૦૦ ઘોડેસ્વારો હોય. (૩) જાલિમસિંહ સંન્યાસ લેશે, પરંતુ તેના વંશવારસો કોટાના રાજ્યવાહીવટદાર ગણાશે; (૪) મહારાવને કોટા રાજ્યના માલેક તરીકે સંપૂર્ણ પ્રકારનું માન સન્માન આપવા રાજ્યનો એકકે એક નોકર બંધાયલો છે એમની આજ્ઞાનું પરિપાલન સૌએ કરવું; (૫) રાજાના હુકમ વિના દાન ધર્મ અને ઉત્સવાદિ કામોનું ખરચ કરી શકાશે નહી; (૬) ઉત્સવ વખતે ઝુંડા નિશાન વગેરે જે સકલ રાજચિહ્નન વાપરવામાં આવે છે તે સર્વ રાજમહેલમાં રહેશે અને રાજાના હુકમ વિના તેનો ઉપયોગ કરી શકાશે નહીં; (૭) ઇનામ ભેટ વિગેરે રાજાના નામથી જ અપાશે; (૮) રાજધાનીમાં ક્યાંયે પણ રાજાની ઇચ્છા હશે ત્યાં મહેલો બગીચા વગેરે તેઓ બંધાવી શકશે; (૯) 'રાજરાણા' એવો જાલિમસિંહને જે ઇલકાબ મેવાડના મહારાણાએ વર્ષો અગાઉ આપેલો છે તે કાયમ રહેશે, અને (૧૦) રાજકાજ સુવ્યવસ્થિત રીતે ચલાવવાનો ભાર રાજા અને જાલિમસિંહના વંશ વારસોને શિરે છે. હળીમળીને એકબીજાની પ્રકૃતિ પર્તીને રાજ્યનું હિત જાળવવા તેમણે કોશિષો કરવી; (૧૧) કોટાની રાજસભામાં એક અંગ્રેજ રેસિડેન્ટ રહીને આ બધી શરતોના પરિપાલન ઉપર દેખરેખ રાખશે અને કોટા રાજની સુવ્યવસ્થા પુનઃ આંચમાં આવી પડે નહી તે લક્ષમાં રાખશે.

"શા માટે આટલો બધો વૈરાગ્ય ?" મોહનસિંહે મહારાવને પૂછ્યું.

"હું સ્વજનો વિનાનો બની ગયો છું. પૃથુ અને શને મેં સંગ્રામમાં ગુમાવ્યાં, પણ વિષણુનેયે કોઇએ નાકકાન કાપીને વધ કર્યો !–" કિશોરસિંહે કહ્યું.

"એવું આપને કોણે કહ્યું ?" મોહનસિંહે પૂછ્યું.

"વરદાં નગરમાં હું હતો ત્યારે કાન અને નાક કટા એક માણસનું શબ મારી આગળ લાવવામાં આવ્યું હતું અને 'જાલમના પુત્ર મધુએ વિષણુસિંહનાં નાકકાન કાપીને તેમનો વધ કર્યો છે' એમ મને કહેવામાં આવ્યું હતું. એ વ્યક્તિનો ચહેરો બરાબર વિષણુને મળતો હતો, એટલે ચોક્કસ એના આ હાલહવાલ થયા હશે એમ હું માનું છું."

"મધુસિંહ વિષણુસિંહની આવી સ્થિતિ કરી શકે તેવી હાલતમાં નહોતો" મોહનસિંહે કહ્યું: "મધુસિંહ તો અમારે હસ્તક ઝાલરાપટ્ટણના ભોંયરામાં કેદ હતો. આપ નિરાશ ન થશો. હું એ વિષે ઘટતી તપાસ કરાવું છું. દરમ્યાન જાલિમ આપનું સન્માન કરીને સંન્યસ્ત લેવા ઇચ્છે છે, એ આપને વિદિત કરું છું."

"શું જાલિમ સન્યાસ લેશે ?" કિશોરસિંહે સહેજ હર્ષિત થતાં પૂછ્યું.

"હા, મહારાવ, તેને ઇશ્વરભક્તિ કરવાની ખાસ જરૂર છે, અને આપને રાજ્યતંત્ર ચલાવવાની. કહો આપ કોટામાં પધારશો ?"

"એને સંન્યાસી બનાવો, પછી હું ખુશીથી કોટાની ગાદી સંભાળીશ."

"એ સંબંધી બધી વ્યવસ્થા ઘટતી રીતે થશે." મોહનસિંહે કહ્યું.

બાદ ધીરેધીરે તેણે શરતોનો ખરડો તેને બતાવ્યા વિના તેમાંની કલમો સંબંધી અભિપ્રાય પૂછ્યો અને તેના મનનું અનેક પ્રકારે સમાધાન કરીને એ ખરડા સંબંધી તેની સંમતિ મેળવી લીધી.

૩૧ મી ડીસેમ્બર ૧૮૨૧ ને રોજ મહારાવ ધામધૂમ સહિત પુનઃ કોટા નગરમાં દાખલ થયા. સર્વનાં દિલમાં હવે સાત્ત્વિકતા આવી ગઇ હતી. પિતા–પુત્રે મહારાવની માફી ચાહી તેમને પ્રસન્ન કર્યાં મહારાવે ઉદાર દિલે ગઈ ગુજરી ભૂલી જવા કહી સંગ્રામ બદલ દિલગીરી બતાવી. કોટામાં હવે ચોગરદમ આનંદ આનંદ પ્રસરી ગયો.

ૐ

વિષણુસિંહ સંબંધમાં ખરી હકીકત મોહનસિંહે શોધી કાઢી. તે જીવતો હતો, પણ આટલાં વર્ષો સુધી તે એક ગામડામાં છૂપાઈ રહ્યો હતો. હોલ્કરે મઠ ઉપર આક્રમણ કર્યું ત્યારે પૃથ્વીસિંહ અને રાજકુમારીને તેણે દગો દીધો હતો; પરંતુ જાલિમને ખાતર દેવાયલા એ દગામાંથી પોતાના લાભનું કશુંજ નિષ્પન્ન નહીં થતાં વિષણુસિંહ નિરાશ બની ગયો હતો, જેથી એક ગામડામાં એકાન્ત જીવન ગાળતો હતો. કોઇકે મહારાવના હૃદય પર આઘાત કરવા માટે વિષણુસિંહને મળતી આકૃતિના માણસના નાક કાન કાપીને કિશોરસિંહ સમક્ષ રજુ કર્યો હતો.

આ સત્ય ઘટનાનો સ્ફોટ થઇ જવાથી વિષણુસિંહના અપરાધો માફ કરીને કિશોરસિંહે પોતાની રાજધાનીથી દશ કોશ દૂર અંતાનગરની જાગીર આપીને તેને ત્યાં જ સુખ ચેનથી વસવા દેવા નક્કી કર્યું.

ૐ

એક યોગ્ય મુહુર્તે જાલિમસિંહે સંન્યાસ લીધો, તેજ દિવસે પૃથ્વીસિંહ અને રાજકુમારી યશસ્વતીના સ્મારક રૂપે એક "સ્વાધીનતા–મંદિર"ની સ્થાપના કરવામાં આવી. એ 'સ્વાધીનતા–મંદિર' એક લશ્કરી તાલીમશાળા હતી. કોટા રાજ્યના ઉમ્મર લાયક યુવકોને એમાં લશ્કરી તાલીમ આપી સ્વદેશભક્તિ અને રાજ્યભક્તિના પાઠ ભણાવવાનું નક્કી કરવામાં આવ્યું.

કોટા રાજ્યમાં સર્વત્ર શાન્તિ અને વ્યવસ્થા ફેલાયા પછી એક દિન પવિત્ર વારાણસીમાં ગંગા તટે અચાનક ત્રણ સંન્યાસીઓ અને એક ફકીર ઓલાનો ભેટો થઈ ગયો. એ કોણ હતા?

જાલિમસિંહ, મોહનસિંહ, રાધાકિશન અને અમીરખાન!

જાલિમસિંહે તો સમાધાનના કરારો અનુસાર સંન્યસ્ત લીધું હતું? પણ મોહનસિંહે શા માટે સંન્યાસ લીધું હતું; રાજકુમારી યશવસ્તીના અવસાન પછી એને સંસારમાં સરસો રાખે એવી કોઈ ચીજ જણાઇ નહીં. રાજકાજ કે સંગ્રામ પર તેને મોહ રહ્યો ન હતો, અંગ્રેજો દિનપ્રતિદિન ચોરદમ વ્યવસ્થા સંભાળતા હતા. આ વસ્તુસ્થિતિમાં એણે સંન્યાસી થવું ઉચિત ધારીને પ્રભુમય જીવન ગાળવા માંડ્યું હતું.

રાધાકિશનને જાલિમસિંહનું સ્થાન જોઇતું હતું પણ સંગ્રામ પછી કોઇએ તેને ગણત્રીમાં લીધો નહીં. એને કાંઈ પરિવાર ન હતો. ખટપટી જીવન ગાળવા ઉપર તેને હવે અણરાગ આવી ગયો હતો. પરિણામે લાચારીથી તેણે વૈરાગ્ય લઇ લીધો અને વારાણસી આવીને એક ગુરુ દ્વારા તેણે સંન્યાસ ધારણ કર્યો.

અમીરખાનને પિંઢારા-વિગ્રહ પછી ટોંક સંસ્થાનનો નવાબ બનાવવામાં આવતાં તેણે પોતાના જીવનને તદ્દન પલ્ટાવી દીધું હતું. ટોંક અને તેના તાબાનાં પરગણાંઓમાં તેણે રાજમહેલો અને મુસાફરખાનાં બંધાવી દીધાં હતાં. બાહોશ રાજનીતિનિપૂણ અમલદારોને રાજવહિવટ માટે નીમ્યા હતા અને પોતાના રાજ્યની અમુક આવક તેણે દાનધર્મ અને પરોપકાર માટે અલગ કાઢી હતી. જે રાજપૂતાનાને તેણે પોતાની પિંઢારી વર્તણુકથી પાયમાલ કર્યું હતું અને જેમાં તેના નામથી દૂર દૂરની રૈયત પણ થથરી જતી હતી તેમાં હવે તેનું નામ સાંભળીને સૌને હર્ષ થાય એવું વર્તન રાખવા માટે તે પોતાના શરીરપર ગુણપાટનાં કપડાં પહેરતો હતો, તેના હાથમાં હમેશાં કેરબાની માળા રહેતી અને વાતો કરતો કરતો પણ તે કાયમ "અલ્લાહ ઓ અકબર" નું પાક નામ લીધા કરતો. તે સાદો ખોરાક લેતો. કદી કોઇના પર મિજાજ કરતો નહીં. મુલ્લાંઓનો સમાગમ શોધતો, પાક કોરાને શરીફ વાંચતો અને સવારસાંજ છુટે હાથે ગરીબોને ખેરાત કરતો. નમાઝ પઢવામાં પણ તે નિયમિત હતો. ફુરસદ મેળવીને હાલમાં તે જુદાં જુદાં સ્થળોની મુલાકાતે નીકળ્યો હતો અને વારાણસીમાં આવતા અચાનક તેને ઉપલા ત્રણ સંન્યાસીઓ સાથે ભેટો થઈ ગયો.

વાંચક વૃન્દ! શુદ્ધ હૃદયથી સાત્વિક બનેલા આ વાસના રહિત સંન્યાસી-ફકીરના વાર્તાલાપમાં જગતના કલ્યાણ સિવાયની બીજી શી ચર્ચા હોઇ શકે?

એમના વાર્તાલાપનું જનકલ્યાણનું તત્વ ગ્રહણ કરીને, આ કથાને અંતે, અમે અને તમે સાત્વિક ભાવે વિખૂટા પડીએ છીએ. અસ્તુ

**સમાપ્ત**

